# श्री महावीर जैन विद्यालय
# सुवर्णमहोत्सव ग्रथ





# श्री महावीर जैन विद्यालय
# सुवर्णमहोत्सव ग्रंथ

श्री महावीर जैन विद्यालय प्रकाशन

# SHRI MAHAVIR JAINA VIDYALAYA GOLDEN JUBILEE VOLUM

## PART I

Published by
SHRI MAHAVIRA JAINA VIDYALAYA
Gowalia Tank Road
Bombay 26

**1968**

*Price* **Rs 35**



PRINTED IN INDIA

By V P Bhagwat at Mouj Printing Bureau Khatau Wadi Bombay 4 and Published by Chandulal Vardhman Shah Manubhai Gulabchand Kapadia and Jayantilal Ratanchand Shah Hon Secretaries Shri Mahavira Jaina Vidyalaya, Gowalia Tank Road Bombay 26

सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः।

# સોનેરી અવસર

## (પ્રકાશકનુ નિવેદન)

નવયુગપ્રવર્તક આચાર્યપ્રવર પરમપૂજ્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની પ્રેરણા અને શ્રીસઘના પુરુષાર્થથી, સને ૧૯૧૫મા, મુબઈમા, મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના થઈ હતી ઉચ્ચ શિક્ષણમા આગળ વધવા ઇચ્છતા આપણા જરૂરિયાતવાળા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને આર્થિક તેમ જ બીજી સવલતો આપવાનો વિદ્યાલયનો મુખ્ય હેતુ છે સાથે સાથે જૈન સાહિત્યના પ્રકાશનનુ પણ એનુ એક ધ્યેય રહ્યુ છે

આપણી ઊછરતી પેઢી, ઉચ્ચ શિક્ષણના વિકાસમા, ઇતર સમાજોથી પાછળ ન રહી જાય એ માટે ત્યારે પ્રયત્ન કરવાની ખાસ જરૂરી હતી વિદ્યાલયની સ્થાપનાથી એ જરૂરિયાત, અમુક અશે છતા નોંધપાત્ર પ્રમાણમા, પૂરી થઈ શકી છે ૧૯૪૬થી વિદ્યાલયની શાખાઓની સ્થાપનાની શુભ શરૂઆત થઈ અને શ્રીસઘના સક્રિય સહકારથી અમદાવાદ, પૂના, વડોદરા અને વલ્લભવિદ્યાનગરની શાખાઓ અસ્તિત્વમા આવી, જેને લીધે વિદ્યાલયની ધ્યેયસિદ્ધિમા વધારે વેગ આવ્યો એમ એની અત્યાર સુધીની કાર્યવાહીની વિગતો જોતા કોઈને પણ લાગ્યા વગર નહિ રહે

પાચ દાયકા કરતા પણ વધુ લાબા સમય દરમ્યાન, આપણા ઉમગી અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને પ્રોત્સાહન આપીને, ઉચ્ચ શિક્ષણના પ્રસાર દ્વારા જૈન સમાજને સમૃદ્ધ તથા શક્તિશાળી બનાવવા માટે વિદ્યાલયે જે કઈ વિનમ્ર પ્રયાસ કર્યો છે તે સુવિદિત છે અત્યાર સુધીમા વિદ્યાલય વિનયન, વિજ્ઞાન, વાણિજ્ય, ઇજનેરી, દાક્તરી, ખેતીવાડી, કાયદાશાસ્ત્ર વગેરે વિષયોના ૧,૨૧૩ સ્નાતકો દેશ અને સમાજને ભેટ આપી શકયુ, પોતાની મર્યાદા કે પરિસ્થિતિને કારણે અધૂરા અભ્યાસે છૂટા થયેલા પદરસો ઉપરાત વિદ્યાર્થીઓને વિદ્યાલયના એમના અભ્યાસકાળના પ્રમાણમા સહાય કરી શકયુ, તેમ જ ત્રણસો ઉપરાત વિદ્યાર્થિનીઓને ઉચ્ચ શિક્ષણ માટે નોંધપાત્ર પૂરક સહાય આપી શકયુ તે આ પ્રયાસ અને સમાજના ઉદાર સહકારને આભારી છે સાહિત્ય-પ્રકાશનના ક્ષેત્રે પણ વિદ્યાલયે પોતાનો યથાશક્તિ ફાળો આપવાનો પ્રયત્ન કર્યો છે, અને છેલ્લે છેલ્લે, આપણા બધાય પવિત્ર મૂળ આગમ ગ્રથોને, અત્યારની

વૈજ્ઞાનિક સંશોધન-પદ્ધતિ પ્રમાણે પ્રકાશિત કરવાની મોટી યોજના વિદ્યાલયે હાથ ધરી છે. વિદ્યાલયની અરધી સદીની આ કાર્યવાહી શ્રીસંઘ અને વિદ્યાલયના સંચાલકો સંતોષ અને ગૌરવ લઈ શકે એવી છે, એમ જરૂર કહી શકાય.

સને ૧૯૬૫માં વિદ્યાલયની આવી યશસ્વી કારકિર્દીને પચાસ વર્ષ પૂરાં થયાં. શ્રીસંઘ માટે તેમ જ અમારા માટે એ વિશેષ હર્ષનો પ્રસંગ ગણાય. એ પ્રસંગની યાદરૂપે અમે સુવર્ણમહોત્સવ ઊજવવાનો નિર્ણય કર્યો. આ ઉજવણીનો અમારો મુખ્ય હેતુ માત્ર ઉત્સવને ખાતર ઉત્સવ જેવો આનંદ-પ્રમોદ કરીને સંતોષ માની લેવાનો નહિ, પણ સુવર્ણમહોત્સવ જેવા સોનેરી અવસર નિમિત્તે વિદ્યાલયને વધારે શક્તિશાળી અને આર્થિક રીતે વધારે સધ્ધર બનાવવાનો છે. વિદ્યાવિસ્તાર અને સાહિત્યપ્રકાશન બન્ને દૃષ્ટિએ વિદ્યાલયના કાર્યક્ષેત્રને વધારે વિસ્તૃત બનાવવાની ભાવના, સંસ્થાની શક્તિ અને સંપત્તિમાં વધારો થાય તો જ બર આવી શકે એ સહેજે સમજી શકાય એવી બાબત છે.

તેથી વિદ્યાલયના સુવર્ણમહોત્સવની યોજના ઉપર્યુક્ત મુદ્દાને ધ્યાનમાં રાખીને તૈયાર કરવામાં આવી. આ યોજના બે ભાગમાં વહેંચાયેલી છે: પહેલું, એકવીસ લાખ રૂપિયા જેટલો સુવર્ણમહોત્સવ નિધિ એકત્ર કરવાનો પુરુષાર્થ કરવો, અને બીજું, ઉચ્ચ કોટિની સાહિત્યસામગ્રીથી સભર, સચિત્ર અને કળાપૂર્ણ સુવર્ણમહોત્સવ ગ્રંથ પ્રગટ કરવો. સુવર્ણમહોત્સવ નિધિ એકત્ર કરવા માટેના અમારા પ્રયત્નોમાં અમારા સહકાર્યકર મિત્રોએ જે નિષ્ઠાભર્યો અને અવિરત સહકાર આપ્યો અને અમારા આ બધા પ્રયાસોનો શ્રીસંઘે જે ઉદારતાભર્યો જવાબ આપ્યો એની વિગતો આહ્લાદક અને ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરે એવી છે. પણ અહીં તો સુવર્ણમહોત્સવ ગ્રંથની વિગતો આપવી એ જ પ્રસ્તુત છે.

સુવર્ણમહોત્સવ ગ્રંથ બે ભાગમાં વહેંચવામાં આવેલ છે. પહેલા ભાગમાં જૈનધર્મ અને સંસ્કૃતિના જુદા જુદા અંગો ઉપર પ્રકાશ પાડતા તે તે વિષયના અભ્યાસી વિદ્વાનોના અભ્યાસપૂર્ણ લેખો, પ્રાચીન શિલ્પ અને ચિત્રકળાનું મહત્ત્વ સમજાવતી કળાસામગ્રી વગેરે આપવામાં આવ્યાં છે.

ગ્રંથોનો આત્મા તો વિદ્વાનો જ છે. આર્થિક, મુદ્રણની તેમ જ બીજી બધી સગવડ હોય પણ વિદ્વાનોનો સાથ ન હોય તો આવું કાર્ય શક્ય બને જ નહિ. કામોની ભીડ અને સમયની તંગીના અત્યારના જમાનામાં સહૃદય, નિષ્ણાત અને નામાંકિત વિદ્વાનોનો સાથ મળી રહેવો કંઈ સહેલો નથી. પણ વિદ્યાલય હમેશાં આ બાબતમાં ભાગ્યશાળી રહ્યું છે. સને ૧૯૪૧માં વિદ્યાલયનો રજતમહોત્સવ ઊજવવામાં આવ્યો ત્યારે પ્રગટ કરવામાં આવેલ 'રજતમહોત્સવ ગ્રંથ" વખતે તેમ જ સને ૧૯૫૬માં સંસ્થાના આદ્યપ્રેરક આચાર્યદેવના પરમ ઉપકારના સ્મરણ નિમિત્તે પ્રગટ કરવામાં આવેલ "આચાર્ય શ્રી વિજય વલ્લભસૂરિ સ્મારક ગ્રંથ" વખતે વિદ્વાનો વિદ્યાલય પ્રત્યે કેવી મમતાભરી લાગણી ધરાવે છે અને વિદ્યાલયના સાહિત્યપ્રકાશનના કાર્યમાં કેવી મોંમાગી ઉદાર સહાય આપે છે એનો અમે પ્રત્યક્ષ અનુભવ કરેલો છે.

ભૂતકાળના આ આહ્લાદક અને પ્રોત્સાહક અનુભવને બળે અમે વિદ્વાનોનો સંપર્ક સાધવો શરૂ કર્યો, અને, અમને કહેતા આનંદ થાય છે કે, અમે આ કાર્ય માટે જે જે વિદ્વાનની પાસે રૂબરૂ કે પત્ર-વ્યવહાર દ્વારા પહોંચ્યા એમણે સ્વજનોની જેમ અમને તથા અમારી માગણીને ઉમળકાપૂર્વક વધાવી લીધા. વિદ્યાલયના નામ અને કામનું, એટલે કે એણે પ્રાપ્ત કરેલ લોકપ્રિયતાનું જ, આ સુપરિણામ હતું. વિદ્વાનો સાથેની કેટલીક પ્રાથમિક ચર્ચાવિચારણાને અંતે, સુવર્ણમહોત્સવ ગ્રંથના સંપાદન માટે જુદા જુદા વિભાગોની સોંપણી સાથે નીચે મુજબ એક સંપાદક-મંડળ રચવામાં આવ્યું.

(૧) ડૉ૦ એ૦ એન૦ ઉપાધ્યે—કોલ્હાપુર, સંપાદક: પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્ય
(૨) ડૉ૦ હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી—અમદાવાદ, સંપાદક: પ્રાચીન ગુર્જર સાહિત્ય

(૩) પં૦ શ્રી દલસુખભાઈ માલવણિયા—અમદાવાદ; સપાદક દર્શન અને ધર્મ
(૪) ડૉ૦ ભોગીલાલ જે૦ સાંડેસરા—વડોદરા, સપાદક ઇતિહાસ અને પુરાતત્ત્વ
(૫) ડૉ૦ ઉમાકાન્ત પ્રે૦ શાહ—વડોદરા, સપાદક શિલ્પ-સ્થાપત્ય અને કળા
(૬) શ્રી જયભિખ્ખુ—અમદાવાદ, સપાદક પ્રકીર્ણ (સામાજિક ધાર્મિક, ઐતિહાસિક, કથા-વાર્તા, ચરિત્ર, નિબધ વગેરે)
(૭) ડૉ૦ રમણલાલ ચીમનલાલ શાહ—મુબઈ
(૮) શ્રી રતિલાલ દીપચદ દેસાઈ—અમદાવાદ
(૯) શ્રી કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા—મુબઈ, મત્રી સપાદક-મડળ

સપાદક-મડળની રચનાનુ કામ પૂરુ થયા બાદ ગ્રથમા આપવાના લેખો તથા ચિત્રોની પસદગી તેમ જ વિદ્વાનોની નામાવલિ તૈયાર કરવા માટે સપાદક-મડળની પહેલી સભા અમદાવાદમા તા૦ ૨૦-૯-૧૯૬૪ના રોજ મળી, જેમા બધાય વિદ્વાનો હાજર રહ્યા હતા ત્યા જ લબાણથી વિગતવાર વિચારવિનિમયને અતે ગ્રથની આખી યોજનાની રૂપરેખા દોરવામા આવી

આ પછી દેશના જુદા જુદા પ્રદેશોના તેમ જ વિદેશના અમુક વિદ્વાનોને પણ આમત્રણ મોકલીને લેખો મોકલવાની વિનતિ કરવામા આવી અમને કહેતા ખૂબ હર્ષ થાય છે કે, આનો જવાબ પણ વિદ્યાલય જેવી નામાકિત સસ્થા તથા વગદાર સપાદક-મડળને શોભે એવો સારો મળ્યો છે સાથે સાથે ગ્રથસ્થ પ્રાચીન ચિત્રસામગ્રી માટે અમદાવાદના શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરની તથા પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિવર્ય શ્રીપુણ્યવિજયજીના પોતાના સગ્રહની તેમ જ એમના હસ્તકના અન્ય ભડારોની જોઈએ તે સામગ્રી આ ગ્રથ માટે સુલભ બની ગઈ જામનગરના અચલગચ્છના ભડારનો પણ અમને સહકાર મળ્યો છે

આ રીતે સુવર્ણમહોત્સવ ગ્રથ માટે લેખો તથા ચિત્રોની સામગ્રી જેમ જેમ એકત્ર થતી ગઈ તેમ તેમ તે, તે તે વિભાગના સપાદક વિદ્વાનોને અમે મોકલતા ગયા હવે ગ્રથનુ મુદ્રણકામ શરૂ કરવાનુ હતુ, પણ તે પહેલા સપાદક-મડળ એ બધી સામગ્રીનુ સકલન કરી આપે એ જરૂરી હતુ એટલે આ માટે સપાદક-મડળની બીજી સભા તા૦ ૨૭-૬-૧૯૬૫ના રોજ વડોદરામા વિદ્યાલયના મકાનમા બોલાવવામા આવી અને આ અગેના જરૂરી નિર્ણયો લેવામા આવ્યા તેમ જ મુદ્રણકાર્ય શરૂ કરવાનુ પણ નક્કી કરવામા આવ્યુ

આ બધી વિચારણા અને કાર્યવાહીને અતે સુવર્ણમહોત્સવ ગ્રથનો પહેલો-ભાગ તૈયાર થયો તે પ્રગટ કરતા અમે ખૂબ જ આહ્લાદની અને કૃતકૃત્યતાની લાગણી અનુભવીએ છીએ આ ગ્રથના આકાર-પ્રકાર અગે કે એમાની વાચનસામગ્રી તેમ જ કળાસામગ્રી અગે, અમે કઈ કહીએ એના કરતા ગ્રથ પોતે જ કહે એ ઉચિત છે અમે તો આ પ્રસગે માત્ર એટલુ જ ઇચ્છીએ છીએ કે વિદ્યાલયે એના 'રજત-મહોત્સવ ગ્રથ' તેમ જ 'આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રથ' દ્વારા સ્વચ્છ, સુઘડ મુદ્રણકાર્યની તથા તદુરસ્ત, અભ્યાસપૂર્ણ અને વિચારપ્રેરક મૌલિક વાચનસામગ્રી આપવાની જે પ્રણાલિકા પાડી છે તેનુ આ ગ્રથમા પણ પૂરેપૂરુ જતન થયુ હોય

આ ગ્રથ આ રીતે તૈયાર થઈ શક્યો એનો સર્વ યશ ગ્રથના વિદ્વાન સપાદક-મડળને ઘટે છે વિદ્યાલય પ્રત્યે સ્વજનો જેવી આત્મીયતાની લાગણી ધરાવતા આ વિદ્વાન મહાનુભાવોના અમે એટલા બધા ઓશિંગણ બન્યા છીએ કે એમનો શબ્દોથી આભાર માનવાનુ અમારુ ગજુ નથી; અમે તો એટલુ જ માગીએ છીએ કે તેઓની વિદ્યાલય પ્રત્યેની આવી ભલી લાગણી કાયમ રહે

આ ગ્રથ માટે ઉદારતાપૂર્વક લેખો તથા ચિત્રસામગ્રી મોકલી આપનાર બધા વિદ્વાનોનો અમે અત કરણપૂર્વક આભાર માનીએ છીએ આ ગ્રથમા પ્રાચીન ચિત્રસામગ્રી આપવાનુ અમદાવાદના શ્રીલાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિર, જામનગરના શ્રી અચલગચ્છના જ્ઞાનભડાર, પૂજ્યપાદ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના પોતાના સગ્રહ તથા તેઓશ્રી દ્વારા અમદાવાદના શ્રી દેવસાના પાડાના વિમળગચ્છના ભડાર વગેરેના સહકારથી શક્ય બન્યુ છે એ સૌના અમે ખૂબ આભારી છીએ પૂજ્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજે તો જાણે એમનો સમગ્ર સગ્રહ અમને સોંપી જ દીધો હોય એ રીતે પૂરી છૂટથી અમે એનો ઉપયોગ કરી શક્યા છીએ પૂજ્ય મહારાજશ્રીની આવી ઉદારતા અને આત્મીયતાભરી લાગણી ક્યારેય વીસરી શકાય એવી નથી શબ્દોથી એમનો આભાર માનવાનો પ્રયત્ન કરવાને બદલે આ પ્રસગે એમના ઉપકારનુ સ્મરણ કરીને જ સતોષ માનવો ઉચિત લાગે છે ‘મૂડબિદ્રીના જૈન ભડારના પ્રાચીન તાડપત્રીય ચિત્રો’ નામે લેખમા આપવામા આવેલ ૭ છબીઓના બ્લૉકો મુબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમે વાપરવા આપ્યા છે તે માટે એમના આભારી છીએ મૌજ પ્રિન્ટિંગ બ્યૂરોએ ખૂબ ખત, ધીરજ અને ચીવટથી આ ગ્રથનુ સ્વચ્છ અને સુઘડ મુદ્રણ કરી આપ્યુ છે, તે માટે શ્રી ભાગવતબધુઓ અને તેમના સહકાર્યકર્તાઓનો આભાર માનીએ છીએ તે ઉપરાત શ્રી શકરરાવ દામલે, શ્રી જીવનલાલ જાની, કુ૦ કલ્પનાબેન દેસાઈ, ૫૦ અમૃતલાલ મોહનલાલ, ૫૦ હરિશકર અ૦ પડ્યાના ગ્રથના સપાદન અને મુદ્રણકાર્યમા સહકારી થવા માટે આભારી છીએ

આ ગ્રથને સમૃદ્ધ કરવામા અનેક ભાઈઓ અને બહેનોએ સહકાર આપ્યો છે એ સર્વનો વ્યક્તિગત ઉલ્લેખ કરવાને બદલે તેઓનો અત.કરણપૂર્વક આભાર માનીએ છીએ

સુવર્ણમહોત્સવ ગ્રથના બીજા ભાગમા વિદ્યાલયનો ઇતિહાસ તેમ જ લોકોપયોગી સાહિત્ય પ્રગટ કરવાના છે એ ભાગ પણ તૈયાર થઈ રહ્યો છે અને એનુ પ્રકાશન પણ તરતમા જ કરવામા આવનાર છે આ બીજા ભાગ અગે અમારે જે કઈ કહેવુ છે તે અમે એમા કહીશુ

આ પ્રકાશનમા જો કાઈ ક્ષતિ રહી જવા પામી હોય કે મુદ્રણદોષ રહી ગયો હોય તો તે માટે અમે સૌકોઈની ક્ષમા યાચીએ છીએ

આટલા પ્રાસગિક નિવેદન સાથે અમે આ ગ્રથ વિદ્વાનોના અને શ્રીસઘના કરકમળમા ભેટ ધરીએ છીએ, અને આવો ગ્રથ પ્રકાશિત કરવાનો સોનેરી અવસર અમને મળ્યો તે અગે અમારી ખુશાલી વ્યક્ત કરવા સાથે પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનીએ છીએ

ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
માનદ મત્રીઓ
શ્રી મહાવીર જૈન વિદ્યાલય

ગોવાળીઆ ટૅન્ક રોડ
મુબઈ ૨૬
પોષ શુક્લ પૂર્ણિમા વિ૦ સ૦ ૨૦૨૪
તા૦ ૧૫–૧–૧૯૬૮



# Preface

SHRI Mahavira Jaina Vidyalaya, Bombay, is celebrating *its* Golden Jubilee, and in that context this Volume is published by its authorities During the last fifty years, this Vidyālaya has bestowed immense benefit on its inmates for their education as well as socio-moral welfare It runs a number of Vidyarthigrihas in some of the important towns of Western India, and its inmates, rich and poor, are being looked after for all these years Their number is pretty large Many of them have creditably settled down in their life after successfully completing their academic career, especially in the fields of higher education

In addition to the legitimate activities of the Vidyālaya, the authorities have also devoted their attention to the publication of important works of Jaina literature which happens to be a neglected branch of Indian learning This Institution has among its objects the researches in and publication of Jaina literature It is well known that the Ardhamāgadhī canon with its commentaries in Prākrit and Sanskrit is an important branch of early Indian literature, and it contains a vast amount of literary and cultural material, so far not fully studied and absorbed in the progress of Indic studies This Vidyālaya has undertaken a critical edition of the canon, and this work is going ahead under the benign guidance of Muni Shri PUNYAVIJAYAJI in whom we have a pious saint and a scholar of great repute who has devoted his entire life to the cause of piety and learning With the cooperation of Pandit Dalsukhbhai Malvania and a number of scholars this project is progressing well The entire series of the Ardhamāgadhī canon would be printed on specially made paper containing extra rag contents for longer durability with library binding In this series the

આ ગ્રથ માટે ઉદારતાપૂર્વક લેખો તથા ચિત્રસામગ્રી મોકલી આપનાર બધા વિદ્વાનોનો અમે અત કરણપૂર્વક આભાર માનીએ છીએ આ ગ્રથમા પ્રાચીન ચિત્રસામગ્રી આપવાનુ અમદાવાદના શ્રીલાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિર, જામનગરના શ્રી અચલગચ્છના જ્ઞાનભડાર, પૂજ્યપાદ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના પોતાના સગ્રહ તથા તેઓશ્રી દ્વારા અમદાવાદના શ્રી દેવસાના પાડાના વિમળગચ્છના ભડાર વગેરેના સહકારથી શક્ય બન્યુ છે એ સૌના અમે ખૂબ આભારી છીએ પૂજ્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજે તો જાણે એમનો સમગ્ર સગ્રહ અમને સોંપી જ દીધો હોય એ રીતે પૂરી છૂટથી અમે એનો ઉપયોગ કરી શક્યા છીએ પૂજ્ય મહારાજશ્રીની આવી ઉદારતા અને આત્મીયતાભરી લાગણી ક્યારેય વીસરી શકાય એવી નથી શબ્દોથી એમનો આભાર માનવાનો પ્રયત્ન કરવાને બદલે આ પ્રસગે એમના ઉપકારનુ સ્મરણ કરીને જ સતોષ માનવો ઉચિત લાગે છે 'મૂડબિદ્રીના જૈન ભડારના પ્રાચીન તાડપત્રીય ચિત્રો' નામે લેખમા આપવામા આવેલ છ છબીઓના બ્લૉકો મુબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમે વાપરવા આપ્યા છે તે માટે એમના આભારી છીએ મૌજ પ્રિન્ટિંગ બ્યૂરોએ ખૂબ ખત, ધીરજ અને ચીવટથી આ ગ્રથનુ સ્વચ્છ અને સુઘડ મુદ્રણ કરી આપ્યુ છે, તે માટે શ્રી ભાગવતબધુઓ અને તેમના સહકાર્યકર્તાઓનો આભાર માનીએ છીએ તે ઉપરાત શ્રી શકરરાવ દામલે, શ્રી જીવનલાલ જાની, કુ૦ કલ્પનાબેન દેસાઈ, ૫૦ અમૃતલાલ મોહનલાલ, ૫૦ હરિશકર અ૦ પડ્યાના ગ્રથના સપાદન અને મુદ્રણકાર્યમા સહકારી થવા માટે આભારી છીએ

આ ગ્રથને સમૃદ્ધ કરવામા અનેક ભાઈઓ અને બહેનોએ સહકાર આપ્યો છે એ સર્વનો વ્યક્તિગત ઉલ્લેખ કરવાને બદલે તેઓનો અત કરણપૂર્વક આભાર માનીએ છીએ

સુવર્ણમહોત્સવ ગ્રથના બીજા ભાગમા વિદ્યાલયનો ઇતિહાસ તેમ જ લોકોપયોગી સાહિત્ય પ્રગટ કરવાના છે એ ભાગ પણ તૈયાર થઈ રહ્યો છે અને એનુ પ્રકાશન પણ તરતમા જ કરવામા આવનાર છે આ બીજા ભાગ અગે અમારે જે કઈ કહેવુ છે તે અમે એમા કહીશુ

આ પ્રકાશનમા જે કાઈ ક્ષતિ રહી જવા પામી હોય કે મુદ્રણદોષ રહી ગયો હોય તો તે માટે અમે સૌકોઈની ક્ષમા યાચીએ છીએ

આટલા પ્રાસગિક નિવેદન સાથે અમે આ ગ્રથ વિદ્વાનોના અને શ્રીસઘના કરકમળમા ભેટ ધરીએ છીએ, અને આવો ગ્રથ પ્રકાશિત કરવાનો સોનેરી અવસર અમને મળ્યો તે અગે અમારી ખુશાલી વ્યક્ત કરવા સાથે પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનીએ છીએ

ગોવાળીઆ ટૅન્ક રોડ
મુબઈ ૨૬
પૌષ શુક્લ પૂર્ણિમા વિ૦ સ૦ ૨૦૨૪
તા૦ ૧૫-૧-૧૯૬૮

ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
માનદ મત્રીઓ
શ્રી મહાવીર જૈન વિદ્યાલય



# Preface

SHRI Mahavira Jaina Vidyalaya, Bombay, is celebrating its Golden Jubilee, and in that context this Volume is published by its authorities During the last fifty years, this Vidyālaya has bestowed immense benefit on its inmates for their education as well as socio-moral welfare It runs a number of Vidyarthigrihas in some of the important towns of Western India, and its inmates, rich and poor, are being looked after for all these years Their number is pretty large Many of them have creditably settled down in their life after successfully completing their academic career, especially in the fields of higher education

In addition to the legitimate activities of the Vidyālaya, the authorities have also devoted their attention to the publication of important works of Jaina literature which happens to be a neglected branch of Indian learning This Institution has among its objects the researches in and publication of Jaina literature It is well known that the Ardhamāgadhī canon with its commentaries in Prākrit and Sanskrit is an important branch of early Indian literature, and it contains a vast amount of literary and cultural material, so far not fully studied and absorbed in the progress of Indic studies This Vidyālaya has undertaken a critical edition of the canon, and this work is going ahead under the benign guidance of Muni Shri PUNYAVIJAYAJI in whom we have a pious saint and a scholar of great repute who has devoted his entire life to the cause of piety and learning With the cooperation of Pandit Dalsukhbhai Malvania and a number of scholars this project is progressing well The entire series of the Ardhamāgadhī canon would be printed on specially made paper containing extra rag contents for longer durability with library binding In this series the

First Volume containing the texts of the *Nandī-sūtra* and *Anuyogadvāra-sūtra* is ready The Second Volume consisting of the *Prajnāpanā* is in the press

This Vidyālaya has so far published a number of books some of which may be specially mentioned here The *Commemoration Volume* in honour of Acharya Shri VIJAYAVALLABHASURI (Bombay 1956) contains valuable material, and it has been warmly received both in India and outside Lately, a revised edition of the *Kāvyānuśāsana* of Hemacandra is brought out by the Vidyālaya, and the authorities of the Vidyālaya can legitimately feel proud that they have presented to the world of scholars a standard edition of this great work on Indian poetics

The Vidyālaya completed fifty years of its beneficial career on June 5, 1965 While commemorating this occasion, the Institute is bringing out this Golden Jubilee Volume Even a glance through its contents will convince anybody that it presents a number of original articles by eminent scholars The Editors are happy to have secured the valuable cooperation of these learned authors working in different branches of Jainological in particular and of Indological studies in general This Volume contains papers in three different languages in Gujarātī, in Hindī and in English They cover topics from various branches of study Welcome light is shed on authors and dignitaries like Haribhadra, Sthūlabhadra, Siddhasena, Śrīpāla, Vastupāla, Kanakakusala, Hemacandra, Yasovijaya, Megharāja, Hemaratna and others, as well as on some topics connected with the works like the *Pramānamīmāmsā*, *Yogabindu*, *Pārasīka-prakāśa*, *Vasudhārādhāranī*, *Bhagavadgītā*, *Kuvalayamālā* and *Bhagavatī-sūtra* Philosophical topics like *jñāna*, *pratyaksa*, *sat-asat*, *ātman*, *parināma*, *anekānta*, *kāla* etc have been dealt with in some of the articles In some essays are discussed Jaina dogmatical topics like *prāyascitta*, *samlekhanā*, etc Some papers are occupied with the study of Prākrit philology and Jaina literature There are others dealing with Jaina history, art and archaeology The multi-coloured and black and white reproductions of many important paintings from early Jaina manuscripts provide an interesting data not only to the art critic but also to the student of early history of art, for its development and varied influence

On behalf of myself and other editors, I record my sincere thanks to the various scholars who so kindly responded to our invitation and enriched this Golden Jubilee Volume by their learned papers Secondly, I thank my colleagues on the Editorial Board for their cooperation in this work Last but not the least, the authorities of Shri Mahavira

Jaina Vidyalaya deserve our sincere gratitude for their kindness in undertaking the publication of this volume they have earned hereby the *punya* of Jñānārādhanā I should specially mention the name of Shri CHANDULAL V SHAH who piloted this scheme with great enthusiasm Further, our special thanks are due to Shri KANTILAL KORA, who steadily pursued this project, and if this Volume could be published so soon and in such a neat form as this, the major part of the credit has to go to him We are thankful to the Mouj Printing Bureau, Bombay, for all the cooperation given to us in seeing this volume through the press

Dhavalā
VIII, Rajarampuri
Kolhapur 1-1-1968

**A N UPADHYE**



# અનુક્રમણિકા

## ગુજરાતી વિભાગ

## हिंदी विभाग

## हिंदी विभाग

## English Section

## English Section

# चित्र परिचय



## गुजराती विभाग

## हिन्दी विभाग



## English Section

# ચિત્ર પરિચય ગોઠવણી

*Coloured Plates*

*On the Cover*

'Śāntināthji' from an old manuscript of *Śrī Śāntināthcaritra*, S 1453 (?), Collection of L D Institute of Indology, Ahmedabad

# હરિભદ્રસૂરિનું જ્ઞાનતત્ત્વચિંતન

રસિકલાલ છોટાલાલ પરીખ

૧

ભારતના પ્રાચીન ચિંતકોમા વૈદિક-જૈન-બૌદ્ધમા આચાર્ય હરિભદ્રનુ (ઈ૦ સ૦ ૭૦૧થી ૭૭૧) ચિંતન વિશિષ્ટ પ્રકારનુ છે આ પ્રાચીન સૂરિ પરત્વે આધુનિક વિદ્વાનો અને ચિંતકોએ પૂરતુ ધ્યાન આપ્યુ નથી,—એ વિષે પડિત ડૉ૦ સુખલાલજીએ તેમના ઠક્કર વસનજી વ્યાખ્યાનોમા યોગ્ય રજૂઆત કરી છે.

આચાર્ય હરિભદ્ર વિષે જે કથાઓ પરપરામા ઊતરી આવી છે તેમાથી તેમનુ જીવન પણ વિશેષ કોટિનુ તરી આવે છે જન્મે, સસ્કારે અને શિક્ષણે બ્રાહ્મણ એવા એ મેવાડવાસી પડિત યાકિની મહત્તરા નામે જૈન સાધ્વીના ધર્મપુત્ર બન્યા અને પોતાને યાકિનીમહત્તરાસૂનુ નામે પ્રસિદ્ધ કરવામા ગૌરવ લીધુ,—એ કલ્પનાને ઉત્તેજિત કરે એવી એમની જીવનઘટના છે એ પ્રસગ વિષેની કથામા જે સચવાયુ છે તેના કરતા એમાં ઘણુ વધારે હોવુ જોઈએ એમ ઐતિહાસિક પ્રતિભાને સ્ફુરણ થાય એવો એ પ્રસગ છે

૨

પડિત ડૉ૦ સુખલાલજીએ વસનજી વ્યાખ્યાનમાળામા આચાર્ય હરિભદ્રના બૌદ્ધિક જીવનની તલસ્પર્શી અને વિશદ સમાલોચના કરી છે તેમણે હરિભદ્રને 'સમદર્શી' એવુ બિરુદ આપ્યુ છે આ સમદર્શીપણુ આચાર્ય હરિભદ્રમા અનુભવની કઈ ભૂમિકામાથી, જ્ઞાનના કયા ક્ષેત્રમાથી ઉદ્ભવ્યુ સભવે એનો વિચાર કરવાનો મારો પ્રયત્ન છે, જોકે પડિતજીએ કહ્યુ છે તેનાથી બીજુ કાઈ કહેવાનુ થશે એમ લાગતુ નથી, ફક્ત મારી પોતાની સમજ માટે આ એક પ્રકારનુ સ્પષ્ટીકરણ છે

૩

આ દાર્શનિકની તાર્કિકતામા જીવનપ્રાણ સ્ફુરતો દેખાય છે

લાગણીઓને બાજુ ઉપર રાખી પ્રસરતો વિચારપ્રવાહ શુષ્ક થાય તો એ યોગ્ય કહેવાય—એવી શુષ્કતા અને કર્કશતા એનુ લક્ષણ બને એ આવશ્યક ગણાય, છતા આ તર્કવ્યાયામનુ પણ જીવનલક્ષ્ય

હોય છે, અને તે સત્યપ્રાપ્તિનું ફિલસૂફીના ઇતિહાસમા અનેક નાનામોટા ચિંતકોના વિચારપ્રવાહો ચાલ્યા આવે છે તે વિષે અનેક 'ગ્રહોને' કારણે ચિંતકો રાગદ્વેષથી મુક્ત રહી શકતા નથી, અને કષાયથી કલુષિત થયેલી આવી તર્કપરપરા સત્ય જોઈ શકતી નથી, તો વળી કેવળ શ્રદ્ધાના જોરે વિચાર કરનારા એ શ્રદ્ધા માટે હેતુઓ શોધવાના પ્રયત્નને સાર્થક ગણતા નથી આમ મતમતાન્તર પ્રવર્તમાન રહે એ અનિવાર્ય છે, પરતુ સત્યશોધકનો મત રાગદ્વેષથી પ્રેરાયલા સ્વીકાર કે ત્યાગથી દૂષિત થયેલો ન હોય, અને સત્યજિજ્ઞાસુ મતિને હેતુપૂર્વકતાથી સતોષ આપે એવો હોય એ ઇષ્ટ છે। આનુ સ્પષ્ટ ભાન શ્રી હરિભદ્રસૂરિને દાર્શનિક તર્કજાલમાથી નીકળવાના પ્રયાસમા થયુ લાગે છે હેતુપુર સર તર્ક ચાલે એ તો આ બ્રાહ્મણ પડિતની સહજ રુચિ આવશ્યક ગણે, પણ સત્યજિજ્ઞાસાની મથામણ એને સૂચવે કે આ બધો પ્રયત્ન મતિ રાગદ્વેષ-પ્રેરિત પક્ષપાતથી મુક્ત રહી શકે એટલા માપમા જ સુફલ થાય, અર્થાત્ સત્ય ફલ। આચાર્ય હરિભદ્રે લોકતત્ત્વનિર્ણય ગ્રથ રચતા ઉદ્ગાર કઢ્યો કે—

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य तस्य कार्य. परिग्रहः ॥ ३८[1] (પૃ० ૯૮)

આ ઉદ્ગાર અને તેની આગળ-પાછળના શ્લોકોમા વ્યક્ત થયેલી ભાવનાઓ કેવા મનોમન્થનમાથી પ્રકટ થઈ હશે એ જાણવાના પ્રમાણો મળવા અશક્યવત્ છે, પણ જેમણે થોડોક પણ સત્યની લાલસાથી મૂઝાઈને ચિન્તનપ્રયાસ કર્યો છે તેમની કલ્પનામા એ મનોમથન ન આવે એવુ નથી

૪

આચાર્ય હરિભદ્રનુ ચિંતન 'યુક્તિમત્તાથી' અટકતુ નથી સમત્વપૂર્વક હેતુયુક્ત વિચારણા કર્યા છતા પણ મતમતાન્તર રહે છે, આવા મતાન્તરો રહેવાનુ કારણ શુ ? ફિલસૂફીના ઇતિહાસમા આ પ્રશ્ન ઉપસ્થિત થયા જ કરે છે સ્વસ્થતાથી પ્રવર્તતી તત્ત્વજિજ્ઞાસા પણ આવા મતાન્તરો ટાળી શકતી નથી સુપ્રસિદ્ધ જર્મન ફિલસૂફ કાન્ટને આ પ્રશ્ને ખૂબ મૂઝવ્યો હોય એમ લાગે છે પોતાની પૂર્વના ફિલસૂફોના તત્ત્વ-જ્ઞાનોની સમાલોચના કરતા એને એમ દેખાયુ કે તેઓ પરસ્પરના તત્ત્વજ્ઞાનને ખડિત કરતા હોય છે આ પરસ્પરખડન બધા રાગદ્વેષથી નહિ, કેટલાકનુ તો હેતુપૂર્વક તર્કથી થયેલુ દેખાયુ હશે આ વિરોધના નિરાકરણને શોધતા એને એમ લાગ્યુ હશે કે આવો પરસ્પરવિરોધ અપરિહાર્ય છે, એથી કાન્ટે આ જાતના તર્કપ્રવાહને વિસ્તારતી 'મતિ'('રીઝન')ની મર્યાદાઓ તપાસવાનુ ચિંતન કર્યું, જે એના 'ક્રિટિક ઑફ પ્યોર રીઝન મા પલ્લવિત થયુ છે જે પરમ તત્ત્વો વિષે ફિલસૂફોએ ચિંતનપ્રયાસ કર્યા છે, અને જેને વિષે તેઓ એકમત કે સમત થઈ શકતા નથી તે 'રીઝન'('મતિ')ની શક્તિ બહારના છે એવા અભિપ્રાય ઉપર એ આવ્યો કાલ, આકાશ, દિક્, કાર્યકારણભાવ—આ તત્ત્વોને મતિ સિદ્ધ કરી શકે નહિ, તેમને ગૃહીત કરીને જ મતિ આગળ ચાલે છે, એટલે દિક્, કાલ, કારણકાર્યભાવ આદિના ઉપરની ભૂમિકા જો કોઈ હોય તો તે મતિને અગ્રાહ્ય છે એટલે જે પદાર્થો સ્વભાવથી જ મતિને અગ્રાહ્ય છે તેમને વિષેનુ ચિન્તન કેવી રીતે નિર્ણયકોટિનુ બને ? આથી જ દિક્કાલાદિથી પર એવા પદાર્થોને આત્મા, ઈશ્વર, આચારધર્મ આદિને મતિ સિદ્ધ ન કરી શકે, તેમને આસ્થાથી (ફેઇથથી) સ્વીકારીને જ માણસે ચાલવુ જોઈએ

જ્ઞાનતત્ત્વના આ નિરૂપણ પ્રમાણે ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થતી સામગ્રીને દિક્ કાલ અને કાર્ય-

---

1 વીરમા પક્ષપાતે ના, ના દ્વેષ કપિલાદિમા
હેતુસગત જે બોલે, ઘટે સ્વીકાર તેહનો
યો० બિ० ટીકા પૃ० ૧૬અ युक्त्या—उपपत्त्या, पृ० १९अ युक्तिं हेतुम् ।

કારણત્વના ચોકઠામાં મૂકી મતિ જ્ઞેયતા અર્પે છે આ જ્ઞાન તે એમ્પિરિકલ નૉલેજ ઇન્દ્રિયો દ્વારા જેમની સામગ્રી મળતી નથી એવા વિષયો જો હોય તો તે મતિ જ્ઞાનની બહાર છે આ વિચારસરણી આગળ વધતા અજ્ઞેયવાદ(ઍગ્નોસ્ટિસિઝમ) અને જ્ઞાનોપપ્લવવાદ(સ્કેપ્ટિસિઝમ)ને પ્રકટ કરે છે એમાથી બચવાની ઇચ્છા, વિજ્ઞાનનુ સભાવ્યતાનુ (પ્રૉબેબિલિટિનુ) ધોરણ ઊભુ કરે છે પણ વિજ્ઞાન(સાયન્સ) અતીન્દ્રિયજ્ઞાનને અવગણે છે, તો બીજી દિશામા અતીન્દ્રિય વિષયો પરત્વે આસ્થા અને ઇન્દ્રિય વિષયો પરત્વે મતિસગત તર્કવાદ–રૅશનાલિઝમ–નો માર્ગ સ્વીકારીને સાસારિક અને પારલૌકિક વ્યવહાર સુગમ બનાવાય છે, અર્થાત્ સાસારિક વ્યવહાર ઇન્દ્રિયો દ્વારા મળતી સામગ્રીને મતિ જે જ્ઞાનરૂપ આપે તેને આધારે ચાલે છે, ધાર્મિક કે પારલૌકિક વ્યવહાર પરપરાગત કે પોતે વિચારપૂર્વક સ્વીકારેલી આસ્થા(ફેઇથ) ઉપર નિર્ભર છે[२]

આ વિચારસરણીઓમા એક બાબત સમત છે આત્મા, ઈશ્વર આદિ વિષયો મતિગમ્ય નથી,— ભલે એમને આસ્થાનો વિષય બનાવો એ આસ્થાનો આધાર શાસ્ત્રગ્રથો છે, શાસ્ત્રગ્રથોની પ્રામાણિકતાનો આધાર તે ઇશ્વરપ્રકાશિત છે અથવા સર્વજ્ઞભાષિત છે એવી કોઈ માન્યતા ઉપર છે પરતુ આવી માન્યતા પણ આસ્થાને જ અવલબે છે

આવી સમગ્ર વિચારસરણી માટે પણ મતમતાતર અપરિહાર્ય છે, કારણ કે માણસ પોતાની ઇન્દ્રિય-શક્તિના અને બુદ્ધિશક્તિના માપમા મળતા જ્ઞાનને પોતાનુ જ્ઞાન સમજી પ્રત્યક્ષવત્ વ્યવહાર કરે, પરતુ આસ્થા એ પરોક્ષ છે એને પરપરાના બળે માનવ વળગી રહે—અર્થાત્ કે રાગદ્વેષને આધારે–પોતાની પરપરાગત આસ્થા સાચી, બીજાની જૂઠી, એ રીતે

'કજિયાનુ મોં કાળુ' એવુ વ્યવહારભીરુપણુ અથવા 'આ કહે છે એ સાચુ અને તે કહે છે એ સાચુ' એવા પ્રકારનુ મતિમાન્દ્ય એક પ્રકારનુ માધ્યસ્થ્ય કે સમત્વ પ્રકટાવી શકે છે અને એને વળગી રહી શકે છે, અને વ્યવહારમા ઝગડા ટાળી શકે છે બીજુ એક માનસિક સમત્વ પણ સભવે છે એકેક વિચારસરણી સળગ સાચી નથી, દરેકમા અશત સત્ય અર્થાત્ વ્યવહારક્ષમતા હોય છે અને વ્યવહારક્ષમ તે સત્ય એટલે કોઈ એક વિચારસરણીએ બીજી કોઈ વિચારસરણી ઉપર આક્રમણ કરવુ નિરર્થક છે— એવા ખ્યાલ પણ સમત્વ રખાવી શકે છે[૩]

આ બધુ સમત્વ આભાસ છે, સમત્વ નથી સાચુ સમત્વ તો વસ્તુસત્યમા એવુ દર્શન થાય કે વ્યવહારમા વિવિધ અને વિરુદ્ધ દેખાતુ અવિરુદ્ધ છે, એક છે એમ એ દેખાય તો જ સમત્વ સહજ રીતે આવે પરતુ આ જાતના દર્શનને પાશ્ચાત્ય જ્ઞાનતત્ત્વની ફિલસૂફીમા (એપિસ્ટેમૉલૉજીમા) સ્થાન નથી એને મિસ્ટિસિઝમ નામે કા તો આવકાર્યું છે કે બહુધા અવગણ્યુ છે

હકીકતમા ઇન્દ્રિયગમ્ય વિષયસામગ્રી ઉપરથી મતિએ ઊપજાવેલા જ્ઞાનની (એમ્પિરિકલ નૉલેજની) આ મર્યાદા છે, અને જેઓ એમાથી બહાર જઈ શકતા નથી અથવા એમા જ સતુષ્ટ છે તે બધાની આ મર્યાદા છે, 'આસ્થા'ને એમા સ્થાન આપી અમુક આશ્વાસન મેળવી આત્મા, ઈશ્વર, સત્ય, ધર્મ આદિ પદાર્થોનો વ્યવહાર જોકે કરી લેવાય છે પરતુ એમા કોઈ સત્યપ્રતિષ્ઠાનુ દર્શન છે એમ કહેવાય નહિ

---

૨ શબ્દાર્થ તત્ત્વના પૃથક્કરણ ઉપર ઊભી થયેલ એક વિચારસરણી મેટાફિઝિક્સ માત્રને non-sense અર્થાત 'અનર્થક કે વ્યર્થ' ગણે છે

૩ સહજ અસ્તિત્વની કોએગ્ઝિસ્ટન્સની વર્તમાન રાજકીય વિચારસરણીનો એક આધાર આ તત્ત્વ છે, બીજો આધાર એ કે—'જોકે અમારી સામ્યવાદી કે મૂડીવાદી લોકશાહી જ સાચી છે, છતા હિંસાત્મક ઝગડામાં અત્યારની સ્થિતિમા સર્વનાશ હોવાથી પરસ્પરને પૃથ્વી ઉપર સાથે જીવવા દેવા અને વિચારસરણીઓને પોતાનુ બલાબલ પ્રકટ કરવા દેવુ, વિચારની ભૂમિકા ઉપર જ, ભૌતિક બળની નહિ'

૫

ભારતીય વિચારસરણીમા જ્ઞાનતત્ત્વપરત્વે અનેક પ્રવાહો છે એક વહેણમા કેવળ ઇન્દ્રિયપ્રત્યક્ષનો સ્વીકાર, બીજામા અતીન્દ્રિયપ્રત્યક્ષનો પણ સ્વીકાર અને એક કે બન્ને પ્રત્યક્ષો ઉપર આધાર રાખી ચાલતા અનુમાનનો સ્વીકાર, ત્રીજા વહેણમા અનિર્વચનીયતા કે અવક્તવ્યતા, અને વળી ચોથામા ઉપપ્લવવાદ

દાર્શનિક હરિભદ્રસૂરિ આ બધા વાદોમા ઊંડા ઊતરેલા છે એમણે એમની અનેકાન્તજયપતાકા આ વાદોનુ અવગાહન કરી ફરકાવી છે

પરતુ જ્ઞાનતત્ત્વના નિરૂપણમા સ્વસસ્કૃતિમા અમુક પરપરા હોવી એ એક બાબત છે, તેનુ કુશળ પડિતો અવગાહન કરે એ અપેક્ષિત છે તો એમાથી કુશળ ચિંતકો એની પ્રમાણબદ્ધ વ્યવસ્થા કરે—અશોના સ્વીકાર–પરિહાર કરે, અથવા અને એમાથી પોતાના અનુભવને સત્ય લાગે એવુ તારતમ્ય યોજે એ બીજી બાબત છે એમાથી જીવનદૃષ્ટિ કે ચિંતનદૃષ્ટિ પ્રકટ કરે એ વળી ત્રીજી બાબત છે હરિભદ્રસૂરિએ આ ત્રિવિધ પ્રકારે ભારતીય તત્ત્વચિંતનનુ પરિશીલન કર્યું છે

આચાર્ય હરિભદ્રના ચિત્તવિકાસનાં સ્થાનકો જાણવાના આપણી પાસે કોઈ સ્વતત્ર પુરાવા નથી પરતુ એમના ગ્રન્થો ઉપરથી અટકળ કરવાની છૂટ લઉં તો મને એમ લાગે છે કે એમના ચિંતનાત્મક જીવનનુ એક મોટુ સ્થાનક युक्तिमद्वचन यस्य तस्य कार्यः परिग्रहः—એ ભાવનામા વ્યક્ત થાય છે, એમાથી મતિસગત વિધાનોના સ્વીકારમાં રાગદ્વેષપ્રેરિત પક્ષપાતને બાજુ ઉપર રાખવાં જોઈએ એ એમણે પોતાને માટે ફલિત કર્યું હશે એમને જિનપ્રતિપાદિત તત્ત્વજ્ઞાન સ્વીકાર્ય બન્યુ કારણ કે એ એમની બુદ્ધિને સગત લાગ્યુ પોતે બ્રાહ્મણ હતા, વૈદિક દર્શનોના જ્ઞાતા હતા, કપિલાદિ મુનિઓને શ્રમણ થયા પહેલા આદરપૂર્વક જોયા હશે, એ આદર શ્રમણ થયા પછી પણ ગયો નહિ હોય! છતા વીરનુ વચન એમને 'યુક્તિમત્' લાગ્યુ એટલે એનો એમણે સ્વીકાર કર્યો

એમના ઉપાસ્ય દેવની કલ્પના પણ આ જ ધોરણે થઈ છે

> त्यक्तस्वार्थ. परहितरत सर्वदा सर्वरूप
> सर्वाकार विविधमसम यो विजानाति विश्वम्।
> ब्रह्मा विष्णुर्भवति वरद. शङ्करो वा हरो (१ जिनो) वा।
> यस्याचिन्त्य चरितमसम भावतस्त प्रपद्ये ॥ ३१ ॥[४]

(લો० ત० તિ०)

એમની મતિએ આ અને એની આગળપાછળના શ્લોકોમા કયા ગુણવાળા દેવ 'પૂજ્ય' છે એ શોધી કાઢયુ છે એમને નામની સાથે તકરાર નથી એમની મતિ પૂજ્ય દેવમા અમુક ગુણ માગે છે અને અમુક દોષ તિરસ્કારે છે પણ એમની મતિ આટલુ કહ્યા પછી એટલુ સ્વીકારવા જેટલી પ્રામાણિક રહી છે કે એ ઉપાસ્ય દેવનુ ચરિત 'અચિન્ત્ય' અને 'અસમ', 'કોઈની સમાન નહિ, કોઈની સાથે સરખાવી શકાય નહિ' એવુ છે

પરતુ જે 'અચિન્ત્ય' છે તે જ્ઞાનનો વિષય નથી અને જે મતિજ્ઞાન અને એની 'યુક્તિ'નો વિષય નથી તેની ઉપાસના કરવી એટલે આકાશકુસુમની માળા પહેરવી

શ્રી હરિભદ્રસૂરિને આ અજ્ઞાત ન હોય એ અચિંત્યસ્વરૂપ ઇન્દ્રિયવિષયજ્ઞાનનિર્ભર મતિને

---

૪ જેણે સ્વાર્થનો ત્યાગ કર્યો છે, જે પરહિતમા રમમાણ છે, સર્વદા સર્વરૂપ, સર્વાકાર, વિવિધ અને એકસરખુ નહિ એવા વિશ્વને વિશેષે કરીને જાણે છે, જે બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, વરદાન કરનાર શકર હોય અથવા જિન હોય—જેનુ અસાધારણ અને અચિંત્ય ચરિત છે તેને હુ ભાવથી ભજુ છુ

'અચિન્ત્ય' ખરુ, પણ એમની વિચાર-યોજનામા જ્ઞાનસાધનોની મર્યાદા અહી પૂરી થતી નથી એમના જ્ઞાનતત્ત્વના નિરૂપણમા બીજી એક ભૂમિકા છે—જ્યા આ 'અચિન્ત્ય' અનુભવગોચર થાય છે, જ્ઞાત થાય છે

શ્રી હરિભદ્રસૂરિને જ્ઞાનની આ બીજી ભૂમિકા યોગિજ્ઞાનમા દેખાઈ છે એમના યોગવિષયક ગ્રથોમા આ તત્ત્વ તરી આવે છે આવા જ્ઞાનતત્ત્વનુ વિવેચન સક્ષેપમા, પણ વિશદતાથી, યોગદૃષ્ટિસમુચ્ચયમા છે, ખાસ કરીને 'દીપ્રા' નામની ચોથી યોગદૃષ્ટિના નિરૂપણપ્રસગે

એમણે બોધના ત્રણ પ્રકારો પાડ્યા છે બુદ્ધિ, જ્ઞાન અને અસમોહ બુદ્ધિ એ ઇન્દ્રિયાર્થાશ્રયા—ઐન્દ્રિય અર્થોને આશ્રયે પ્રવર્તતો બોધ છે આગમ અર્થાત્ તે તે વિષયના શાસ્ત્રગ્રથો(આજની ભાષામા તે તે વિષયના સાયન્સ ગ્રથો)માથી મળતો બોધ તે જ્ઞાન, અને અસમોહ એટલે સદનુષ્ઠાનથી, સાચા અનુષ્ઠાનથી, ક્રિયા કરવાથી, પ્રયોગથી, થતો બોધ તે અસમોહ ઉ૦ ત૦, રત્નનો આખથી થતો બોધ બુદ્ધિ, એ રત્ન છે એમ શાસ્ત્રપૂર્વક થતો બોધ એ જ્ઞાન, અને તેને પ્રાપ્ત કરી પરીક્ષાથી નિર્ણીત થતો સ્પષ્ટ બોધ એ અસમોહ

बुद्धिर्ज्ञानमसंमोहस्त्रिविधो बोध इष्यते ॥ ११८ ॥
इन्द्रियार्थाश्रया बुद्धिर्ज्ञान त्वागमपूर्वकम् ।
सदनुष्ठानवच्चैतदसमोहोऽभिधीयते ॥ ११९ ॥
रत्नोपलम्भतज्ज्ञानतत्प्राप्त्यादि यथाक्रमम् ।
इहोदाहरण साधु ज्ञेयं बुद्ध्यादिसिद्धये ॥ १२० ॥

સદનુષ્ઠાન—જેનાથી અસમોહ બોધ થાય તેના ચિહ્ન એ કે ઇષ્ટ પદાર્થો વિષે આદર—એટલે કે ખાસ પ્રયત્ન—યત્નાતિશય—તે કરવામા પ્રીતિ, નિર્વિઘ્ન રીતે સપત્તિની પ્રાપ્તિ (અર્થાત ઇષ્ટરૂપી સપત્તિની પ્રાપ્તિ), ઇષ્ટ વિષે જિજ્ઞાસા અને ઇષ્ટની સેવા આદિ અસમોહ એટલે કે કોઈપણ જાતના આવરણથી રહિત, સ્પષ્ટ, સ્વચ્છ, પ્રત્યક્ષબોધ જે અનુષ્ઠાનથી—કર્મક્રિયાથી—પ્રાપ્ત થાય તેના આ લક્ષણ છે.

आदर' करणे प्रीतिरविघ्न सपदागम ।
जिज्ञासा तन्निसेवा च सदनुष्ठानलक्षणम् ॥

બોધના આ ભેદો પ્રમાણે માનવોના કર્મભેદો થાય છે, અર્થાત્ ઇન્દ્રિયજ્ઞાનથી જ ફક્ત વર્તનારનુ વર્તન અને સદનુષ્ઠાનરૂપી પ્રયોગસિદ્ધિથી મળતા સ્પષ્ટ જ્ઞાનથી વર્તનારનુ વર્તન—એકબીજાથી જુદુ પડી જાય છે

तद्भेदात् सर्वकर्माणि भिद्यन्ते सर्वदेहिनाम् ॥ ११८ ॥

સાસારિક કર્મો બુદ્ધિપૂર્વક હોય છે—અર્થાત્ કર્મશાસ્ત્રના જ્ઞાનપૂર્વક થયા હોય તો કુલયોગિઓને મુક્તિનુ અગ બને છે (એટલે કે જે કુલયોગિઓ નથી એમને નહિ), આ જ્ઞાનપૂર્વક કર્મો અસમોહથી થયા હોય તો તે એકાન્ત પરિશુદ્ધ હોવાથી નિર્વાણનુ ફલ આપનાર છે. (૧૨૪)

આચાર્ય હરિભદ્ર એમની આ બોધમીમાસા સસાર અને સસારાતીત નિર્વાણ-તત્ત્વ પરત્વે ઘટાવે છે પરતુ આ સસારાતીત અતીન્દ્રિય નિર્વાણતત્ત્વ કયા જ્ઞાનનો વિષય બની શકે એ ખુલાસો કરવો હજી બાકી રહે છે તે વિષે તેમનુ પ્રતિપાદન છે કે—

निश्चयोऽतीन्द्रियार्थस्य योगिज्ञानादृते न च ॥ १४१ ॥
न चानुमानविषय एषोऽर्थस्तत्त्वतो मत. ।
न चातो निश्चयः सम्यगन्यत्राप्याहधीधनः ॥ १४२ ॥

આચાર્ય હરિભદ્ર ધીધન–બુદ્ધિધન–કહેતા ભર્તૃહરિનો હવાલો આપી કહે છે કે આ અર્થવિષય તત્ત્વદૃષ્ટ્યા

અનુમાનનો વિષય જ નથી અનુમાનથી બીજી બાબતોમા પણ સમ્યગ્ નિશ્ચય થઈ શકતો નથી અતીન્દ્રિયાર્થનો તો યોગિજ્ઞાન વિના નિશ્ચય છે જ નહિ

અતીન્દ્રિય વિષયોમા અનુમાનને અવકાશ નથી કારણ કે એનાથી કોઈ સર્વસમત થાય એવા નિર્ણય ઉપર અવાતું નથી આજની પરિભાષામા કહીએ તો જેવુ ઇન્દ્રિયજ્ઞાનાવલબી ભૌતિક વિજ્ઞાનમા સર્વ વૈજ્ઞાનિક-સમતિ તરફ જવાય છે, પ્રત્યક્ષતાની કસોટીને કારણ, તેવુ એ ભૌતિક વિજ્ઞાનની પાછળ કલ્પાતા તત્ત્વો કે નિયમો એક પ્રકારે, અથવા બીજે પ્રકારે આત્મા, ઇશ્વર, ધર્મ આદિ અતીન્દ્રિય પદાર્થો અને એમની પાછળ રહેલા નિયમો કે તત્ત્વો, સમસ્ત વિશ્વનુ તત્ત્વ કે તત્ત્વો, નિયમ કે નિયમો પરત્વે સમતિની દિશા તરફ જવાતું નથી, કેવળ અનુમાનથી એ દિશા જડતી નથી કાન્ટને ફિલસૂફીની સમાલોચનામા ભિન્નભિન્ન મેટાફિઝિશિયનો પરસ્પરખડન કરતા દેખાયા, તેમ ધીધન ભર્તૃહરિને પણ દેખાયા લાગે છે એનો હવાલો આપી આચાર્ય હરિભદ્ર કહે છે "કુશળ અનુમાતાઓ યત્નથી અમુક અર્થને અનુમિત કરે છે, તો બીજા વધારે કુશળ તાર્કિકો એને બીજી જ રીતે ઉપપાદિત કરે છે અતીન્દ્રિય પદાર્થો જો હેતુવાદથી જણાતા હોત તો આટલા કાળમાં પ્રાજ્ઞોએ તેમનો નિશ્ચય કરી લીધો હોત "

यत्नेनानुमितोऽप्यर्थः कुशलैरनुमातृभि. ।
अभियुक्ततरैरन्यैरन्यथैवोपपाद्यते ॥ १४३ ॥
ज्ञायेरन् हेतुवादेन पदार्था यद्यतीन्द्रियाः ।
कालेनैतावता प्राज्ञै' कृतः स्यात्तेषु निश्चयः ॥ १४४ ॥

આમા શાસ્ત્રપડિત હરિભદ્રનો અગત અનુભવ દેખાતો નથી ?

પણ આવો નિશ્ચય થયો નથી, તેથી શુષ્કતર્કગ્રહ, મિથ્યાભિમાનનો હેતુ થતો હોવાથી 'મહાન' મોટો છે, ભારે છે, (ટી० અતિરૌદ્ર) છે મુમુક્ષુઓએ એને છોડી દેવો જોઈએ .

न चैतदेव यत् तस्माच्छुष्कग्रहो महान्।
मिथ्याभिमानहेतुत्वात् त्याज्य एव मुमुक्षुभि ॥ १४५ ॥

હરિભદ્રસૂરિની જ્ઞાનતત્ત્વની આ મીમાસા છે ઉપર આપણે જોયુ કે કાન્ટની વિચારસરણી પ્રમાણે રીઝન (Reason)ની આ મર્યાદા છે એ રીઝન એટલે કે ઇન્દ્રિયાર્થજ્ઞાન નિર્ભર-અનુમાનપરપરા, તર્કપરપરા અતીન્દ્રિયવિષયો—આત્મા, ઇશ્વર, ધર્મ આદિ માટે તો ફેઈથ (आस्था—ગૉસ્પેલના શાસ્ત્ર ઉપર આસ્થા) જ આલબન છે પણ શાસ્ત્રો પરોક્ષ છે, આસ્થા પરોક્ષ છે ઇન્દ્રિયજ્ઞાનમૂલક બુદ્ધિ કે બોધના જેવુ અતીન્દ્રિયનુ નિશ્ચયજ્ઞાન તો યોગિજ્ઞાનમા જ છે

આમ આચાર્ય હરિભદ્રે ઇન્દ્રિય, આગમ અને સદનુષ્ઠાનથી થતા અનુક્રમે બુદ્ધિ, જ્ઞાન અને અસમોહ એવા બોધના ત્રણ પ્રકારો કલ્પી ઇન્દ્રિયવિષયક જ્ઞાન તથા તન્નિર્ભર અને તત્પર્યવસાયી અનુમાનનુ એક ક્ષેત્ર કલ્પ્યુ અતીન્દ્રિય માટે તો ઇન્દ્રિયો નથી જ એટલે અનુમાનથી એનો તર્ક કરી શકાય એવો સભવ રહે—જેમ જગતના ફિલસૂફો કરતા આવ્યા છે પણ હરિભદ્રસૂરિ ધીધન ભર્તૃહરિનો હવાલો આપી કહે છે કે અતીન્દ્રિયાર્થ અનુમાનનો વિષય જ ન બની શકે અતીન્દ્રિય વિષે જો કાઈ જાણી શકાય તો તે યોગિજ્ઞાનમા જ પશ્ચિમની પરિભાષામા કહીએ તો મિસ્ટિકના જ્ઞાનમા

આ રીતે હરિભદ્રસૂરિની જ્ઞાનતત્ત્વની મીમાસા ઇન્દ્રિયજ્ઞાન, અનુમાન, આગમ અને યોગિજ્ઞાનની ભૂમિકાઓમા વ્યાપ્ત થાય છે, તેમને સાકળી લે છે

एतत्प्रधान सच्छ्राद्ध. शील्वान् योगतत्पर ।
जानात्यतीन्द्रियानर्थांस्तथा चाह महामति ॥ १०० ॥

જેમા આસ્થા છે એવા આગમનો મુખ્ય આધાર રાખનાર સતશ્રદ્ધાયુક્ત શીલવાન્ પુરુષ યોગતત્પર

થાય એટલે અતીન્દ્રિય પદાર્થોને જાણે છે તેમ મહામતિએ કહ્યું છે મહામતિ એટલે પતજલિનો હવાલો આપી હરિભદ્રસૂરિ નીચેનો શ્લોક આપે છે, જે એમની જ્ઞાનમીમાસાના નીચોડરૂપ છે, અને તેથી જ વારવાર એમના અન્ય ગ્રથોમા આવે છે.

आगमेनानुमानेन योगाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञा लभते तत्त्वमुत्तमम् ॥ १०१ ॥[५]

ટીકા પ્રમાણે આ ક્રમે—આગમ, અનુમાન, યોગાભ્યાસ-રસવડે પ્રજ્ઞાને જે કેળવે છે તે ઉત્તમ તત્ત્વને પામે છે આમા યોગાભ્યાસ છેવટે આવે છે આગમ અને અનુમાનથી અતીન્દ્રિય પદાર્થોની કલ્પના કરી હોય પણ તેના યથાર્થસ્વરૂપનુ જ્ઞાન તો યોગમા જ થાય

જિનોત્તમ વીર પણ યોગિગમ્ય છે એ એમના મગુલશ્લોકમા જ હરિભદ્રસૂરિ જણાવે છે

नत्वेच्छायोगतोऽयोग योगिगम्य जिनोत्तमम् ।
वीर वक्ष्ये समासेन योग तद्दृष्टिभेदतः ॥ १ ॥

* * * *

આચાર્ય હરિભદ્રની યોજનામા આગમ અથવા શાસ્ત્ર અને ખુદ યોગ વચ્ચેનુ જે તારતમ્ય છે તે પણ નોંધવા જેવુ છે પોતે વિવિધ સપ્રદાયોના સાખ્ય-યોગ-શૈવ પાશુપત–'વેદાન્તિક' બૌદ્ધ–જૈન–ના યોગાનુભવ અને પદ્ધતિના ગ્રથોનુ ઊંડુ અવગાહન કર્યું દેખાય છે યોગમાર્ગના એમના પોતાના અનુભવે અને બીજાઓને દોરવાની દૃષ્ટિએ તેમણે સ્વતત્ર મનન કરી પોતાની એક નવી શૈલી અને નવી પરિભાષા પણ રચી છે. યોગની આઠ દૃષ્ટિઓ એ એમની પોતાની સૂઝ છે એમ પડિત ડૉ૦ સુખલાલજી કહે છે તે સાચુ છે[૬] એ જ પ્રમાણે તેમણે યોગદૃષ્ટિસમુચ્ચયના પ્રારભમા યોગના ત્રણ પ્રકારો પાડ્યા છે ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ

યોગ વિષે કાંઈ જાણ્યુ હોય તે કરવાની ઇચ્છા થવી એવી ઇચ્છાવાળાનો—વિકલ અર્થાત્ અધૂરો ધર્મયોગ તે ઇચ્છાયોગ (શ્લો૦ ૩) શાસ્ત્રમાથી જે જાણ્યુ હોય તેના તીવ્રબોધથી અપ્રમાદી શ્રદ્ધાળુનો યથાશક્તિ ધર્મયોગ તે શાસ્ત્રયોગ શાસ્ત્રમા સામાન્ય રીતે ઉપાય કહ્યા હોય છે તે પ્રયોગમા મૂકતા પોતાની શક્તિના ઉદ્રેકથી—પ્રબલતાથી—શાસ્ત્રની ઉપર જઈ વિશેષતાથી જે ધર્મયોગ થાય તે સામર્થ્ય-યોગ ત્રણમા આ ઉત્તમ

शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ।
शक्त्युद्रेकाद् विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥ ५ ॥

આચાર્ય હરિભદ્ર કહે છે કે સિદ્ધિપદની પ્રાપ્તિના કારણો તત્ત્વમા શાસ્ત્રથી જણાતા નથી, યોગિઓથી જ સર્વ પ્રકારે જણાય છે

सिद्धाख्यपदसप्राप्तिहेतुभेदा न तत्त्वतः ।
शास्त्रादेवावगम्यन्ते सर्वथैवेह योगिभिः ॥ ६ ॥

આગળ જઈ કહે છે કે શાસ્ત્રથી સર્વ પ્રકારે સિદ્ધિ થતી હોત તો શાસ્ત્ર સાભળતા જ એવી સિદ્ધિ થઈ જાય (૭) પણ શાસ્ત્ર ભણનારને એવી સિદ્ધિ થતી નથી તેથી પ્રાતિભજ્ઞાનયુક્ત સામર્થ્યયોગ અવાચ્ય છે, અને સર્વજ્ઞત્વ આદિ તત્ત્વોની સિદ્ધિ એનાથી થાય છે પ્રાતિભજ્ઞાન એટલે માર્ગાનુસારિનુ

---

૫ આગમે અનુમાને ને યોગાભ્યાસરસે વળી
સસ્કારે જે ત્રિધા પ્રજ્ઞા પામે તે તત્ત્વ ઉત્તમ

૬ ભરતના નાટ્યશાસ્ત્રમા જે આઠ કે નવ રસદૃષ્ટિઓ આવે છે—જેનો મૂર્તિઓ અને ચિત્રોમા પણ વિનિયોગ થતો હતો તે ઉપરથી તેમની આઠ દૃષ્ટિની પરિભાષા સૂઝી હોય

પ્રકૃષ્ટ ઊહ નામનુ જ્ઞાન, અથવા યોગબિન્દુની ટીકા(શ્લો૦ ૫૨ પૃ૦ ૧૧અ)મા કહ્યુ છે તેમ સહજ પ્રતિભામાથી[૭] જાગતુ જ્ઞાન આ પ્રાતિભજ્ઞાન પણ શ્રુતજ્ઞાનનો જ પ્રકાર છે, પણ વિશિષ્ટ પ્રકારનુ છે

न चैतदेव यत् तस्मात् प्रातिभज्ञानसगत. ।
सामर्थ्ययोगोऽवाच्योऽस्ति सर्वज्ञत्वादिसाधनम् ॥ ८ ॥

આ ઉપરથી હરિભદ્રસૂરિનો મત સ્પષ્ટ દેખાય છે શાસ્ત્રયોગ કરતા સામર્થ્યયોગ જ ઉત્તમ છે સર્વજ્ઞત્વ આદિ તત્ત્વો એ સામર્થ્યયોગમા જ સમજાય છે, પ્રાપ્ત થાય છે

૬

હરિભદ્રસૂરિના આતરિક વિકાસનો ઉપર ઉલ્લેખ કર્યો એમા એક સ્થાન युक्तिमद् वचन यस्य तस्य कार्यं परिग्रहः—નુ છે યુક્તિ એટલે હેતુપૂર્વક વચન આ હેતુવાદનુ વ્યવહારમા સ્થાન ખરુ પણ હરિભદ્રસૂરિ જે મધ્યસ્થતા—નિષ્પક્ષતા—પ૦ સુખલાલજીના શબ્દોમા—'સમદર્શન' વ્યક્ત કરે છે તે તો મુખ્યત્વે અતીન્દ્રિય પદાર્થોના દ્રષ્ટાઓ પરત્વે જ સભવે, અને અતીન્દ્રિય પદાર્થોમા હેતુવાદ ચાલતો નથી, એમા તો યોગાભ્યાસરસ અને યોગદષ્ટિને જ અવકાશ છે. અર્થાત્ હરિભદ્રસૂરિને જે સમત્વ પ્રાપ્ત થયુ તે તેમના યોગપ્રાપ્ત દર્શનને લઈને હોય, અને એ એમના વિકાસનુ બીજુ સ્થાનક યોગદષ્ટ અધ્યાત્મ સ્થાનક ગણાય હેતુબદ્ધ તર્ક, શીલ, વૈરાગ્ય, યોગદર્શનની પૂર્વઅવસ્થાઓ ખરી, પણ અધ્યાત્મજ્ઞાન તો યોગદષ્ટ જ છે, અને આવુ જ્ઞાન જ હરિભદ્રસૂરિને સર્વજ્ઞાનીઓમા સમત્વનુ—એકત્વનુ ભાન કરાવે છે

પોતે આ મુદ્દાનુ પ્રતિપાદન સ્પષ્ટતાથી ભાર દઈને ફરીફરી યોગદષ્ટિસમુચ્ચયમા કરે છે :

न तत्त्वतो भिन्नमता. सर्वज्ञा बहवो यत' ।
मोहस्तदधिमुक्तीना तद्भेदाश्रयण तत ॥ १०२ ॥
सर्वज्ञो नाम य.कश्चित् पारमार्थिक एव हि ।
स एक एव सर्वत्र व्यक्तिभेदेऽपि तत्त्वत ॥ १०३ ॥
न भेद एव तत्त्वेन सर्वज्ञाना महात्मनाम् ।
तथा नामादिभेदेऽपि भाव्यमेतन्महात्मभि' ॥ १०७ ॥
ससारातीततत्त्वं तु पर निर्वाणसज्ञितम् ।
तद्धेयकमेव नियमाच्छब्दभेदेऽपि तत्त्वत ॥ १२७ ॥
सदाशिव पर ब्रह्म सिद्धात्मा तथतेति च ।
शब्दैस्तदुच्यतेऽन्वर्थादेकमेवैवमादिभि. ॥ १२८ ॥

*　　*　　*

ज्ञाते निर्वाणतत्त्वेऽस्मिन्नसमोहेन तत्त्वत ।
प्रेक्षावता न तद्भक्तौ विवाद उपपद्यते ॥ १३० ॥

સર્વજ્ઞો બહુ છે એથી તેઓ તત્ત્વમા ભિન્નમત છે એમ નથી અધિમુક્તિ[૮] કહેતા ભક્તોનો એ તો મોહ છે, તેથી સર્વજ્ઞોમા ભેદ કગાય છે સર્વજ્ઞ જે કોઈ હોય તે પારમાર્થિક જ છે (કહેવાની ખાતર કહેલો નથી ) તે સર્વત્ર, વ્યક્તિભેદ હોવા છતા, એક જ છે (૧૦૨–૧૦૩) સર્વજ્ઞ મહાત્માઓમા નામ આદિથી ભેદ હોવા છતા તત્ત્વથી ભેદ જ નથી મહામતિઓએ આ સમજવુ જોઈએ (૧૦૭) સમારથી અતીત

---

૭ યોગદષ્ટિ સમુચ્ચયમા આવતો શકત્યુદ્રેકમાં 'શક્તિ' શબ્દ અને આ 'પ્રતિભા' પ્રત્યભિજ્ઞા દર્શનની પરિભાષા છે

૮ મુદ્રિત પાઠ अविमुक्तीना છે પડિત ડૉ૦ સુખલાલજી સૂચવે છે કે 'અધિમુક્તિ' (કે અધિમુક્ત) પાઠ હોય એ બૌદ્ધ પરિભાષાનો શબ્દ છે એનો અર્થ શ્રદ્ધાળુ કે 'ભક્ત' એવો થાય છે

એવુ નિર્વાણ નામનુ તત્ત્વ શબ્દભેદ હોવા છતા (શબ્દભેદથી કહેવાતુ છતા) તત્ત્વમા નિયમથી એક જ છે (૧૨૭) સદાશિવ, પર, બ્રહ્મ, સિદ્ધાત્મા, તથતા—એવા અન્વર્થક (ભિન્નભિન્ન) શબ્દોથી તે એક જ હોવા છતા યે કહેવાય છે સદા કલ્યાણકારી એ સદાશિવ શૈવોનુ, પર એટલે પ્રધાન સાખ્યોનુ, બૃહત્ત્વ–મોટાપણાથી અને 'બૃહકત્વ–ફૂલતુ વર્ધમાન થતુ' હોવાથી બ્રહ્મ–વેદાન્તીનુ, સિદ્ધાત્મા–આત્મા જેમને સિદ્ધ થયો છે એવો સિદ્ધાત્મા આર્હતોનુ, કાલના અત સુધી તે પ્રમાણે રહેતી એવી તથતા બૌદ્ધોનુ—(આ બધા) એક જ તત્ત્વ છે ભિન્ન શબ્દોથી કહેવાય છે એટલુ જ (૧૨૮) અસમોહથી (અર્થાત્ સન્તુષ્ઠાનથી–સત્ક્રિયાથી યોગની) તત્ત્વરૂપે આ નિર્વાણ તત્ત્વને જાણતા વિચારશીલ પુરુષોમા એમની ભક્તિ વિષે વિવાદ થતા નથી (૧૩૦).

વિપ્ર હરિભદ્ર-પુરોહિતને ઋગ્વેદની પક્તિ एक सद् विप्रा बहुधा वदन्ति (મ० ૧, સૂ० ૧૬૪, ઋ ૪૬) અપરિચિત તો ન જ હોય !

આ બધુ એક છે છતા તેમની દેશનામા–કથનમા ભેદ કેમ આવે છે તેનો ખુલાસો કર્યા પછી હરિભદ્રસૂરિ કહે છે કે જે અર્વાગ્દશો હોય છે (અર્થાત્ યોગદષ્ટિ જેમની ઊઘડી નથી એવા—આ તરફ જોનારા—પેલી તરફ જોનારા નહિ) તેઓ સર્વજ્ઞનો અભિપ્રાય જાણ્યા વિના તેમનો પ્રતિક્ષેપ કરે છે, તે યોગ્ય નથી તે મોટો અનર્થ કરે એમ છે (૧૩૬), અને દાખલો આપે છે કે જેમ આધળાઓએ કરેલો ચદ્રનો પ્રતિક્ષેપ અસગત છે તેમ અર્વાગ્દશોએ કરેલો સર્વજ્ઞનો ભેદ પણ અસગત છે (૧૩૮)

तदभिप्रायमज्ञात्वा न ततोऽर्वाग्दृशा सताम् ।<br>
युज्यते तत्प्रतिक्षेपो महानर्थकर परः ॥ १३७ ॥<br>
निशानाथप्रतिक्षेपो यथान्धानामसङ्गत ।<br>
तद्भेदपरिकल्पश्च तथैवार्वाग्दृशामयम् ॥ १३८ ॥

સર્વજ્ઞ આદિ અતીન્દ્રિયાર્થ પદાર્થોનો નિશ્ચય યોગિજ્ઞાન વિના સભવતો નથી તેથી એ વિષેના વિવાદો અન્ધોના જેવા હોવાથી એમાથી કાઈ ફલિત થતુ નથી

निश्चयोऽतीन्द्रियार्थस्य योगिज्ञानादृते न च ।<br>
अतोऽप्यत्रान्धकल्पाना विवादेन न किञ्चन ॥ १४१ ॥

આ અતીન્દ્રિયાર્થ સર્વજ્ઞો વિષે સાપ્રદાયિકોમા જે વિવાદ ચાલે છે તેનાથી હરિભદ્રસૂરિ પર થઈ શક્યા છે તેનુ કારણ અર્વાગ્દૃક્ તાર્કિકમાથી યોગદષ્ટિવાળા આધ્યાત્મિક થયા હશે તેને લીધે હશે, અને એ દૃષ્ટિથી જ શુષ્ક તર્કનો પોતે ત્યાગ કરે છે એટલુ જ નહિ પણ સર્વત્ર 'ગ્રહ'ને અસગત ગણે છે કારણ કે મુક્તિમા લગભગ બધા ધર્મો તજવાના હોય છે, તો પછી 'ગ્રહ'નુ શુ કામ છે ?

ग्रहः सर्वत्र तत्त्वेन मुमुक्षूणामसङ्गत ।<br>
मुक्तौ धर्मा अपि प्रायस्त्यक्तव्या. किमनेन तत् ॥ १४६ ॥

## ૭

ભારતવર્ષની પરપરામા વૈદિક, જૈન અને બૌદ્ધ તાર્કિકો—સમર્થ તાર્કિકો—અનેક થયા છે, એમ જ યોગિઓ, જ્ઞાનીઓ પણ અનેક થયા છે પરતુ જ્ઞાનતત્ત્વનુ આવુ વિશદ વિવરણ કરનાર બહુ નહિ હોય એવુ મારા અલ્પ જ્ઞાનને લાગે છે હરિભદ્રસૂરિએ પરમાત્મદર્શનનો 'મહતા વર્ત્મ'–મોટાઓનો માર્ગ–સૂચવ્યો છે—જેનો આશ્રય લઈને વિચક્ષણોએ ન્યાયપુર સર અતિક્રમોથી બચી વર્તવુ

तदत्र महता वर्त्म समाश्रित्य विचक्षणै. ।<br>
वर्त्तितव्य यथान्याय तदतिक्रमवर्जितैः ॥ १४७ ॥

પ્રકૃષ્ટ ઊહ નામનુ જ્ઞાન, અથવા યોગબિન્દુની ટીકા(શ્લો० ૫૨ પૃ० ૧૧૭)મા કહ્યુ છે તેમ સહજ પ્રતિભામાથી[7] જાગતુ જ્ઞાન આ પ્રાતિભજ્ઞાન પણ શ્રુતજ્ઞાનનો જ પ્રકાર છે, પણ વિશિષ્ટ પ્રકારનુ છે

न चैतदेव यत् तस्मात् प्रातिभज्ञानसगत ।
सामर्थ्ययोगोऽवाच्योऽस्ति सर्वज्ञत्वादिसाधनम् ॥ ८ ॥

આ ઉપરથી હરિભદ્રસૂરિનો મત સ્પષ્ટ દેખાય છે શાસ્ત્રયોગ કરતા સામર્થ્યયોગ જ ઉત્તમ છે સર્વજ્ઞત્વ આદિ તત્ત્વો એ સામર્થ્યયોગમા જ સમજાય છે, પ્રાપ્ત થાય છે

૬

હરિભદ્રસૂરિના આતરિક વિકાસનો ઉપર ઉલ્લેખ કર્યો એમા એક સ્થાન युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह.—નુ છે યુક્તિ એટલે હેતુપૂર્વક વચન આ હેતુવાદનુ વ્યવહારમા સ્થાન ખરુ પણ હરિભદ્રસૂરિ જે મધ્યસ્થતા—નિષ્પક્ષતા—૫० સુખલાલજીના શબ્દોમા—'સમદર્શન' વ્યક્ત કરે છે તે તો મુખ્યત્વે અતીન્દ્રિય પદાર્થોના દ્રષ્ટાઓ પરત્વે જ સભવે, અને અતીન્દ્રિય પદાર્થોમા હેતુવાદ ચાલતો નથી, એમા તો યોગાભ્યાસરસ અને યોગદષ્ટિને જ અવકાશ છે અર્થાત્ હરિભદ્રસૂરિને જે સમત્વ પ્રાપ્ત થયુ તે તેમના યોગપ્રાપ્ત દર્શનને લઈને હોય, અને એ એમના વિકાસનુ બીજુ સ્થાનક યોગદષ્ટ અધ્યાત્મ સ્થાનક ગણાય હેતુબદ્ધ તર્ક, શીલ, વૈરાગ્ય, યોગદર્શનની પૂર્વઅવસ્થાઓ ખરી, પણ અધ્યાત્મજ્ઞાન તો યોગદષ્ટ જ છે, અને આવુ જ્ઞાન જ હરિભદ્રસૂરિને સર્વજ્ઞાનીઓમા સમત્વનુ—એકત્વનુ ભાન કરાવે છે

પોતે આ મુદ્દાનુ પ્રતિપાદન સ્પષ્ટતાથી ભાર દઈને ફરીફરી યોગદૃષ્ટિસમુચ્ચયમા કરે છે .

न तत्त्वतो भिन्नमता. सर्वज्ञा बहवो यतः ।
मोहस्तदधिमुक्तीना तद्भेदाश्रयण तत ॥ १०२ ॥
सर्वज्ञो नाम यःकश्चित् पारमार्थिक एव हि ।
स एक एव सर्वत्र व्यक्तिभेदेऽपि तत्त्वत ॥ १०३ ॥
न भेद एव तत्त्वेन सर्वज्ञाना महात्मनाम् ।
तथा नामादिभेदेऽपि भाव्यमेतन्महात्ममि ॥ १०७ ॥
ससारातीततत्त्व तु पर निर्वाणसज्ञितम् ।
तद्धेयकमेव नियमाच्छब्दमेदेऽपि तत्त्वत ॥ १२७ ॥
सदाशिव पर ब्रह्म सिद्धात्मा तथतेति च ।
शब्दैस्तदुच्यतेऽन्वर्थादेकमेवैवमादिभि ॥ १२८ ॥

*　　　*　　　*

ज्ञाते निर्वाणतत्त्वेऽस्मिन्नसमोहेन तत्त्वत ।
प्रेक्षावता न तद्भक्तौ विवाद उपपद्यते ॥ १३० ॥

સર્વજ્ઞો બહુ છે એથી તેઓ તત્ત્વમા ભિન્નમત છે એમ નથી અધિમુક્તિ[8] કહેતા ભક્તોનો એ તો મોહ છે, તેથી સર્વજ્ઞોમા ભેદ કરાય છે સર્વજ્ઞ જે કોઈ હોય તે પારમાર્થિક જ છે (કહેવાની ખાતર કહેલો નથી) તે સર્વત્ર, વ્યક્તિભેદ હોવા છતા, એક જ છે (૧૦૨–૧૦૩) સર્વજ્ઞ મહાત્માઓમા નામ આદિથી ભેદ હોવા છતા તત્ત્વથી ભેદ જ નથી મહામતિઓએ આ સમજવુ જોઈએ (૧૦૭) સસારથી અતીત

---

૭ યોગદષ્ટિ સમુચ્ચયમા આવતો શકત્યુદ્રેકમા 'શક્તિ' શબ્દ અને આ 'પ્રતિભા' પ્રત્યભિજ્ઞા દર્શનની પરિભાષા છે

૮ મુદ્રિત પાઠ अविमुक्तीना છે પંડિત શ્રી० સુખલાલજી સૂચવે છે કે 'અધિમુક્તિ' (કે અધિમુક્ત) પાઠ હોય એ બૌદ્ધ પરિભાષાનો શબ્દ છે એનો અર્થ શ્રદ્ધાળુ કે 'ભક્ત' એવો થાય છે

એવુ નિર્વાણ નામનુ તત્ત્વ શબ્દભેદ હોવા છતા (શબ્દભેદથી કહેવાતુ છતા) તત્ત્વમા નિયમથી એક જ છે (૧૨૭) સદાશિવ, પર, બ્રહ્મ, સિદ્ધાત્મા, તથતા—એવા અન્વર્થક (ભિન્નભિન્ન) શબ્દોથી તે એક જ હોવા છતાં યે કહેવાય છે સદા કલ્યાણકારી એ સદાશિવ શૈવોનુ, પર એટલે પ્રધાન સાખ્યોનુ, બૃહત્ત્વ-મોટાપણાથી અને 'બૃહકત્વ—ફૂલતુ વર્ધમાન થતુ' હોવાથી બ્રહ્મ—વેદાન્તીનુ, સિદ્ધાત્મા—આત્મા જેમને સિદ્ધ થયો છે એવો સિદ્ધાત્મા આર્હતોનુ, કાલના અત સુધી તે પ્રમાણે રહેતી એવી તથતા બૌદ્ધોનુ—(આ બધા) એક જ તત્ત્વ છે ભિન્ન શબ્દોથી કહેવાય છે એટલુ જ (૧૨૮) અસમોહથી (અર્થાત્ સદનુષ્ઠાનથી—સત્ક્રિયાથી યોગની) તત્ત્વરૂપે આ નિર્વાણ તત્ત્વને જાણતા વિચારશીલ પુરુષોમા એમની ભક્તિ વિષે વિવાદ થતા નથી (૧૩૦).

વિપ્ર હરિભદ્ર-પુરોહિતને ઋગ્વેદની પક્તિ एक सद् विप्रा बहुधा वदन्ति (મ૦ ૧, સૂ૦ ૧૬૪, ઋ ૪૬) અપરિચિત તો ન જ હોય!

આ બધુ એક છે છતા તેમની દેશનામા—કથનમા ભેદ કેમ આવે છે તેનો ખુલાસો કર્યા પછી હરિભદ્રસૂરિ કહે છે કે જે અર્વાગ્દર્શી હોય છે (અર્થાત્ યોગદષ્ટિ જેમની ઊઘડી નથી એવા—આ તરફ જોનારા—પેલી તરફ જોનારા નહિ) તેઓ સર્વજ્ઞનો અભિપ્રાય જાણ્યા વિના તેમનો પ્રતિક્ષેપ કરે છે, તે યોગ્ય નથી તે મોટો અનર્થ કરે એમ છે (૧૩૬), અને દાખલો આપે છે કે જેમ આંધળાઓએ કરેલો ચદ્રનો પ્રતિક્ષેપ અસગત છે તેમ અર્વાગ્દર્શીએ કરેલો સર્વજ્ઞનો ભેદ પણ અસગત છે (૧૩૮)

तदभिप्रायमज्ञात्वा न ततोऽर्वाग्दृशा सताम् ।
युज्यते तत्प्रतिक्षेपो महानर्थकर परः ॥ १३७ ॥
निशानाथप्रतिक्षेपो यथान्धानामसङ्गत ।
तद्भेदपरिकल्पश्च तथैवार्वाग्दृशामयम् ॥ १३८ ॥

સર્વજ્ઞ આદિ અતીન્દ્રિયાર્થ પદાર્થોનો નિશ્ચય યોગિજ્ઞાન વિના સભવતો નથી તેથી એ વિષેના વિવાદો અન્ધોના જેવા હોવાથી એમાથી કાઈ ફલિત થતુ નથી

निश्चयोऽतीन्द्रियार्थस्य योगिज्ञानादृते न च ।
अतोऽप्यत्रान्धकल्पाना विवादेन न किञ्चन ॥ १४१ ॥

આ અતીન્દ્રિયાર્થ સર્વજ્ઞો વિષે સાપ્રદાયિકોમા જે વિવાદ ચાલે છે તેનાથી હરિભદ્રસૂરિ પર થઈ શક્યા છે તેનુ કારણ અર્વાગ્દૃક્ તાર્કિકમાથી યોગદષ્ટિવાળા આધ્યાત્મિક થયા હશે તેને લીધે હશે, અને એ દષ્ટિથી જ શુષ્ક તર્કનો પોતે ત્યાગ કરે છે એટલુ જ નહિ પણ સર્વત્ર 'ગ્રહ'ને અસગત ગણે છે કારણ કે મુક્તિમા લગભગ બધા ધર્મો તજવાના હોય છે, તો પછી 'ગ્રહ'નુ શું કામ છે?

ग्रह सर्वत्र तत्त्वेन मुमुक्षूणामसङ्गत. ।
मुक्तौ धर्मा अपि प्रायस्त्यक्तव्या' किमनेन तत् ॥ १४६ ॥

## ૭

ભારતવર્ષની પરપરામા વૈદિક, જૈન અને બૌદ્ધ તાર્કિકો—સમર્થ તાર્કિકો—અનેક થયા છે, એમ જ યોગિઓ, જ્ઞાનીઓ પણ અનેક થયા છે પરતુ જ્ઞાનતત્ત્વનુ આવુ વિશદ વિવરણ કરનાર બહુ નહિ હોય એવુ મારા અલ્પ જ્ઞાનને લાગે છે હરિભદ્રસૂરિએ પરમાત્મદર્શનનો 'મહતા વર્ત્મ'—મોટાઓનો માર્ગ—સૂચવ્યો છે—જેનો આશ્રય લઈને વિચક્ષણોએ ન્યાયપુર સર અતિક્રમોથી બચી વર્તવુ

तदत्र महता वर्त्म समाश्रित्य विचक्षणै ।
वर्त्तितव्य यथान्याय तदतिक्रमवर्जितै. ॥ १४७ ॥

મોટાઓનો આ માર્ગ ભારતવર્ષમા જ છે એમ નથી, પાશ્ચાત્ય વિચારકોને પણ આ માર્ગ વ્યક્ત થયો છે 'જે પગ્ત્વે તાર્કિક ફિલસૂફો પગ્સ્પર જુદા પડે છે, તત્પરત્વે મિસ્ટિક સુફીઓ સમત થાય છે.' એફ સી હેપોલ્ડ (F C Happold) એના 'મિસ્ટિસિઝમ—અધ્યયન અને મતસમુચ્ચય' (Mysticism—A study and an Anthology) નામના ગ્રથના પ્રારભમા આ પગ્ત્વે પોતાનો અભિપ્રાય આપતા કહે છે કે "What, when one studies the mystical expressions of different religions, stands out most vividly, however, is not so much the differences as the basic similarities of vision This is a phenomenon calling for explanation if any truly objective assessment of the significance of mystical experience is to be made" (p 17)

"જુદા જુદા ધર્મોના મિસ્ટિકલ વચનોનો જ્યારે કોઈ અભ્યાસ કરે છે ત્યારે જે બાબત બહુ સ્પષ્ટ રીતે આગળ નીકળી આવે છે તે તેમના ભેદ એટલા બધા નહિ, જેટલી દર્શનની મૂલગત સમાનતાઓ જો મિસ્ટિકલ અનુભવના તાત્પર્યનુ સાચુ વાસ્તવિક મૂલ્યાકન કરવુ હોય તો આ હકીકતનો ખુલાસો શોધવો જોઈએ"

આનો ખુલાસો હરિભદ્રસૂરિની જ્ઞાનતત્ત્વની મીમાસામા છે અતીન્દ્રિયાર્થને વિષય કરતા યોગિજ્ઞાનને જ્ઞાનમીમાસામા (Epistemology) મા સ્થાન આપવાથી જ તે થશે,—સિવાય કે એ અનુભવોને ઇન્દ્રજાલ કે મૃગજલ સમુ માની અવગણીએ।



॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

# ધર્મસંગ્રહણીવૃત્તિમાં આવતા એક અવતરણનું ટિબેટન ગ્રંથને આધારે મૂળસ્થાન

યાકિનીમહત્તરાસૂનુ આચાર્યપ્રવર શ્રી **હરિભદ્રસૂરીશ્વરજી** મહારાજે **ધર્મસંગ્રહણી** નામનો પ્રાકૃત ભાષામા પદ્યમય ગ્રથ રચેલો છે તેના ઉપર આચાર્ય શ્રી **મલયગિરિજી** મહારાજે વિસ્તારથી વૃત્તિ રચેલી છે શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફડ (સૂરત) તરફથી ૩૯મા તથા ૪૨મા ગ્રથાક રૂપે વિક્રમસવત્ ૧૯૭૩ તથા ૧૯૭૪મા બે વિભાગમા આ ગ્રથ પ્રકાશિત થયો છે

આ મહાન ગ્રથ મુખ્યતયા દાર્શનિક નિરૂપણથી ભરપૂર છે અને તેની ટીકામા મલયગિરિ મહારાજે દાર્શનિક ગ્રથોમાથી વિપુલ પ્રમાણમા અવતરણો આપેલા છે આ અવતરણોનુ મૂળ સ્થાન શોધવુ એ અનેક દૃષ્ટિએ ઉપયોગી અને રસપ્રદ છે

(૧) ઘણી વખત ઉદ્ધૃત કરેલા વાક્યો એટલા ટૂકા હોય છે કે એનો યથાવત્ અર્થ સમજવાનુ કાર્ય કઠિન થઈ પડે છે મૂળ સ્થાનનો જો પત્તો લાગે તો તે ગ્રથના પૂર્વાપર સદર્ભોનુ નિરીક્ષણ કરવાથી વાસ્તવિક અર્થ સહેલાઈથી સ્પષ્ટ સમજાય છે

(૨) કેટલીક વખત ઉદ્ધૃત કરેલો પાઠ કાળક્રમે અશુદ્ધ થઈ ગયો હોય છે મૂળ સ્થાનનો પત્તો લગાવવામા તેના આધારે પાઠ બરાબર શુદ્ધ કરી શકાય છે

(૩) કેટલીક વખત ઉદ્ધૃત કરેલા સક્ષિપ્ત વાક્યનો વિસ્તૃત અર્થ સમજાતો નથી મૂળ સ્થાન જો લક્ષ્યાથી આવે તો તે મૂળ ગ્રથની ટીકા વગેરે હોય તો તેને આધારે અર્થ બરાબર સમજી શકાય છે

(૪) અવતરણના મૂળ સ્થાનનો પત્તો લાગવાથી આખીયે ચર્ચા કયા ગ્રથને આધારે કરવામા આવી છે એ જડી આવે છે અને પછી તેને આધારે જે વિષયની ચર્ચા ચાલતી હોય તે વિષય અત્યત વિશદ રીતે સમજાય છે અને ગ્રથકારે જે ગ્રથને સામે રાખીને પોતાનો ગ્રથ તૈયાર કર્યો હોય તે ગ્રથ સામે રાખીને આપણે જ્યારે વાચીએ ત્યારે વાચનની સ્પષ્ટતા અને આનદ કોઈ જુદા જ હોય છે

(૫) કેટલાક અવતરણોનુ વર્તમાન યુગની દૃષ્ટિએ વિશિષ્ટ મહત્ત્વ છે જૈન દાર્શનિક ગ્રથોમા બૌદ્ધ દર્શનના પ્રાચીન ગ્રથોમાથી કેટલાયે પાઠો ઉદ્ધૃત કરેલા છે બૌદ્ધ દર્શનના ગ્રથો ઘણાખરા નષ્ટપ્રાય થઈ ગયા હોવાથી એ પાઠો ક્યાથી લીધા છે એ જાણવુ મુશ્કેલ બની જાય છે કેટલાક બૌદ્ધ દાર્શનિક ગ્રથો નષ્ટ

થઈ ગયા હોવા છતા યે મોટા પ્રમાણમા એવા ગ્રથો છે કે જેના ટિબેટન ભાષામા લગભગ આઠસો વર્ષ પૂર્વે ભાષાતરો થઈ ગયેલાં છે જો કે સસ્કૃત ભાષામા એ ગ્રથો મોટા ભાગે નષ્ટ થઈ ગયા છે, છતા એના જે ટિબેટન ભાષાતરો સચવાઈ રહેલા છે તે પણ ખાસ ઉપયોગી થાય તેવા છે ટિબેટન ગ્રથો સ્વતત્ર રીતે સમજવા એ અત્યત મુશ્કેલ કાર્ય છે એટલે દુનિયાના વિદ્વાનો ટિબેટન ગ્રથોના મૂળ ભાગો સસ્કૃતમા અશરૂપે પણ કોઈ સ્થળે મળી આવે તો તે શોધવા માટે ઘણો પરિશ્રમ કરે છે વિશ્વના મોટા મોટા દેશોમા ટિબેટન ભાષાતરોના સગ્રહો છે અને અનેક વિદ્વાનો આ ગ્રથોનુ અપાર પરિશ્રમ ઉઠાવીને પણ અધ્યયન કરી રહ્યા છે જૈન દાર્શનિક ગ્રથોમા વિપુલ પ્રમાણમા ઉદ્ધૃત કરેલા બૌદ્ધ દાર્શનિક ગ્રથોના પાઠો વિશ્વના અનેક વિદ્વાનોને આ દૃષ્ટિએ અત્યત ઉપયોગી છે જો તેમના ખ્યાલમા આ વાત આવે તો વિશ્વના વિદ્વાનો જૈન દાર્શનિક સાહિત્ય તરફ આ નિમિત્તે પણ ઘણા આકર્ષાય તેવુ છે આ વિષે અમે જૈન આત્માનદ સભા ભાવનગરથી પ્રકાશિત થનાર **નયચક્ર** ગ્રથની પ્રસ્તાવના તથા પરિશિષ્ટ આદિમા વિસ્તારથી જણાવ્યુ છે

ટિબેટન ભાષાતરોના અનેક સસ્કરણો આદિ વિષે **વૈશેષિક સૂત્ર** કે જે ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝમા ન૦ ૧૩૬ રૂપે પ્રકાશિત થયુ છે તેના સાતમા પરિશિષ્ટમા (પૃ૦ ૧૫૩–૧૬૬) અમે વિસ્તારથી જણાવ્યુ છે હવે મૂળ વાત ઉપર આવીએ

ધર્મસગ્રહણીની વૃત્તિમા (પૃ૦ ૧૨) તદુક્તમ્—"यदेव च वदन् निस्तत्त्वमारोपितम् । यस्तत्त्व जगते जगाद विजयी" इति । આટલો પાઠ ઉદ્ધૃત કરેલો છે સપાદકે અન્ય ગ્રથને આધારે ટિપ્પણીમા સપૂર્ણ કારિકા નીચે મુજબ આપેલી છે—

बुद्धया कल्पिकया विविक्तमपरैर्यद्रूपमुल्लिख्यते<br>
बुद्धिर्नो न बहिर्यदेव च वदन् निस्तत्त्वमारोपितम् ।<br>
यस्तत्त्व जगते जगाद विजयी निःशेषदोषद्विषो<br>
वक्तार तमिह प्रणम्य शिरसाऽपोह स विस्तार्यते ॥

બૌદ્ધોને ત્યા **અપોહવાદ**નુ નિરૂપણ કરતા અનેક ગ્રથો છે સસ્કૃતમાં જે કઈ બૌદ્ધ સાહિત્ય મળે છે તેમા તો આ કારિકા દેખાતી જ નથી, એટલે મારા પાસે જ્યારે બૌદ્ધ ગ્રથોના—ખાસ કરીને દાર્શનિક બૌદ્ધ ગ્રથોના—ટિબેટન ભાષાતરો આવ્યા ત્યારે તપાસ કરતા જણાયુ કે ધર્મોત્તરે રચેલા **અન્યાપોહ પ્રકરણ**ની આ પ્રથમ કારિકા છે જાપાનની Tibetan Tripitaka Research Institute (Tokyo, Japan) તરફથી ટિબેટન ભાષાતરોના જે ૧૫૦ ભાગો (Volumes) હમણા બહાર પડેલા છે તેમા ૧૩૮મા ભાગમા પૃ૦ ૭૩થી ૭૮મા આ ગ્રથનુ ટિબેટન ભાષાતર છપાયેલુ છે Peking edition તરીકે જે સસ્કરણ પ્રસિદ્ધ છે તેના ફોટાઓ ઉપરથી બ્લૉક બનાવીને આ ગ્રથો, છાપવામા આવેલા છે કેટલોગના ક્રમ નબર પ્રમાણે ૫૭૪૮ નબરનો આ ગ્રથ છે ૨૫૨ B થી ૨૬૪ A ટિબેટન પાનામા આ ગ્રથ છે ટિબેટન ભાષાતરમા આ સપૂર્ણ કારિકા[1] નીચે મુજબ છે

རྟོག་བཅས་བློ་ཡི་ཞེ་གང་ལོ་ངང་བཞིན་གཞན་གྱིས་དབེན་པར་ནང་བསྒྲུབ་པ།<br>
བློ་མིན་ཕྱི་མིན་དེ་ཉིད་མ་ཡིན་བློ་བཏགས་གང་ཉིད་བརྗོད་པ་ཡི།<br>
འགྲོ་ལ་དེ་ཉིད་གསུངས་པ་རྣམ་རྒྱལ་མངའ་བ་མ་ལུས་སྐྱོན་སྤྲུལ་བ།<br>
གསུང་མངའ་གང་ཡིན་དེ་ལ་མགོས་ཕྱག་འཚལ་ནས་སེལ་བ་དེ་འདིར་བཤད།

૧ દેવનાગરી લિપિમા ટિબેટન અક્ષરો પૈકી કેટલાક અક્ષરો ન હોવાને લીધે દેવનાગરીમા આનુ યથાવત્ લિપ્યતર

આ ટિબેટન કારિકા તે ધર્મસગ્રહણી વૃત્તિમા ઉદ્ધૃત કરેલી સસ્કૃત કારિકાનો જ ટિબેટન ભાષામા અનુવાદ છે  ટિબેટન ભાષાતરનુ સ્વતત્ર રીતે અધ્યયન કરનાર મનુષ્યને એના પરથી અર્થ સમજી શકવો અત્યત દુષ્કર છે  આ સસ્કૃત કારિકા નજર સમક્ષ રાખવાથી એનો અર્થ સ્પષ્ટ સમજી શકાય તેમ છે

આ રીતે અધ્યયન કરવાથી ગ્રથકારે કયા ગ્રથને આધારે ચર્ચા કરી છે તે પણ સ્પષ્ટ જાણી શકાય છે તેમ જ નષ્ટ થઈ ગયેલા ગ્રથના અશનો આ રીતે ઉદ્ધાર પણ થાય છે  જૈન દાર્શનિક ગ્રથોમા આવા તો બીજા અનેક અવતરણો છે કે જે તે તે મૂળ સસ્કૃત ગ્રથનાં ટિબેટન ભાષાતરમા જોવા મળે છે

આ વિષયમા વિદ્વાનો રસ લે અને અધિક ગવેષણા કરે

પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજશ્રી ભુવનવિજયાન્તેવાસી મુનિ જમ્બૂવિજય

વિ સ ૨૦૨૧, શ્રાવણ સુદિ ૮
માડવી (કચ્છ)

~~~~~~~~~~~~~~~~

કરીને આપવુ મુશ્કેલ છે  છતા આનુ કઈક સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાઓ માટે દેવનાગરીમા આનુ લિપ્યતર કરીને નીચે આપ્યુ છે

तोंग् व्त्रस् ब्लो यि गङ् गि रङ् व्शिन् ग्शन् ग्यिस् द्पेन् पर् रब् व्स्तन् प ।
ब्लो मिन् फ्यि मिन् दे जिद् म यिन् स्मो व्तग्स् गङ् जिद् व्र्जोद् प यि ।
ऽग्रो ल दे जिद् ग्सुङ्स् प नंम् ग्यंल् म्ङऽ व म लुस् स्क्योन् ब्रल् व ।
ग्सुङ् म्जद् गङ् यिन् दे ल म्तोंस् फ्यग् ऽछल् नस् सेल् व दे ऽदिर् व्शद् ।


~~~~~~~~~~~~~~~~

# પ્રમાણમીમાંસામાં પ્રત્યક્ષની ચર્ચા

જિતેન્દ્ર જેટલી

ભારતીય દર્શનોમા જુદા જુદા પ્રકારની એકવાક્યતા જોવામા આવતી હોવા છતા જે મુખ્ય બાબતોમા પરસ્પરનો મતભેદ છે એમા પ્રમાણોની સખ્યા તથા જે પ્રમાણો સ્વીકારવામા આવ્યા છે એના લક્ષણોમા પરસ્પર ભિન્નતા જોવામા આવે છે આ દૃષ્ટિએ જૈન દર્શનનુ પ્રત્યક્ષનુ લક્ષણ ભિન્ન હોય એ પણ સ્વાભાવિક છે. આમ છતા દાર્શનિક ભિન્નતામા પોતાના જ દર્શનના અન્ય પૂર્વાચાર્યોના લક્ષણ કરતા પાછળના આચાર્યો જે અનેક વાદવિવાદોને અતે તે તે પદાર્થનુ લક્ષણ આપે છે એમા પણ ભિન્નતા જોવામા આવે છે આ દૃષ્ટિએ જ આપણે '**પ્રમાણમીમાસા**'મા હેમચદ્રાચાર્યે આપેલ પ્રત્યક્ષનુ લક્ષણ જોઈએ

પ્રત્યક્ષ અને પરોક્ષ એ પ્રમાણે પ્રમાણના બે પ્રકાર ગણાવી આચાર્ય હેમચદ્ર એમની '**પ્રમાણ-મીમાંસા**'મા પ્રત્યક્ષનુ લક્ષણ આ પ્રમાણે જણાવે છે

[1] विशदः प्रत्यक्षम् ॥

પ્રત્યક્ષના આ લક્ષણને સમજાવતા આચાર્ય કહે છે કે વિશદ અર્થાત્ સ્પષ્ટ એવો સમ્યગ્ અર્થનો નિર્ણય એ પ્રત્યક્ષ જ્ઞાનનુ—પ્રમાણનુ લક્ષણ છે આ સૂત્રમા સમ્યગ્–સાચો એવો અર્થનો નિર્ણય એ પ્રમાણ સામાન્યનુ જ લક્ષણ [2] सम्यगर्थनिर्णयः प्रमाणम् એમાથી અનુવૃત્ત કરવામા આવ્યુ છે આ રીતે પ્રત્યક્ષનુ ચાલુ લક્ષણ विशद. सम्यगर्थनिर्णयः प्रत्यक्षम् એવુ થયુ ગણાય જૈન દર્શનની દૃષ્ટિએ હેમચદ્રાચાર્યનુ આ લક્ષણ બન્ને પ્રકારના પ્રત્યક્ષને લાગુ પડે છે અર્થાત એક પ્રત્યક્ષ જેને સાવ્યાવહારિક પ્રત્યક્ષ કે જે પ્રાણીમાત્રને રોજના અનુભવમા થાય છે એ પ્રત્યક્ષ, બીજુ પ્રત્યક્ષ એ મુખ્ય પ્રત્યક્ષ કિંવા કેવલ–પ્રત્યક્ષ જેમા સ્વરૂપનો–આત્માના પોતાના રૂપનો સ્પષ્ટ આવિર્ભાવ થાય છે તથા જે માત્ર કેવલજ્ઞાનીને થાય છે આ બન્ને પ્રકારના પ્રત્યક્ષમા વૈશદ્ય એટલે કે સ્પષ્ટતા એક પ્રકારે સરખી જ રહે છે વસ્તુત મુખ્ય પ્રત્યક્ષની સ્પષ્ટતા એ ચોક્કસ રીતે મુખ્ય સ્પષ્ટતા પણ છે

---

૧ જુઓ પ્રમાણમીમાસા, અ૦ ૧, આ૦ ૧, સૂ૦ ૧૩, સપાદક પં૦ સુખલાલજી સઘવી સિંઘી જૈન ગ્રથમાલા

૨ જુઓ એજન સૂ૦ ૧ ૧. ૨

આ સ્પષ્ટતા એટલે શું એ આચાર્ય આ પ્રમાણે સમજાવે છે

[3]प्रमाणान्तरानपेक्षेदन्तया प्रतिभासो वा वैशद्यम् ।

અન્ય અર્થાત પ્રત્યક્ષથી ઇતર પરોક્ષ અનુમાન, શબ્દ વગેરે પ્રમાણોની જેમા જરા પણ અપેક્ષા ન હોય, એટલે તે પદાર્થનુ જ્ઞાન પ્રાપ્ત કરવામા જે સ્વાતંત્ર્ય–અન્ય પ્રમાણની મદદની નિરપેક્ષતા એ જ પ્રત્યક્ષનુ વૈશદ્ય છે  આ જ લક્ષણને સ્પષ્ટ કરવા અને બરાબર સમજવા બીજો પણ વિકલ્પ મૂકે છે ‘ इदन्तया प्रतिभासो वा ’ આ (વસ્તુ) છે એવો પ્રતિભાસ અર્થાત કોઈપણ પદાર્થ વિશે જેમ આખથી કોઈ પદાર્થને જોઈને આ ‘ પદાર્થ ’ આવો છે એવો જે અનુભવ થાય છે તે અનુભવ એ પ્રત્યક્ષ અનુભવ છે  આ પ્રકારનો અનુભવ તે જ્ઞાન સાવ્યાવહારિક–પ્રત્યક્ષમા તે તે ઇન્દ્રિયથી અથવા તો ઇન્દ્રિય એટલે કે મનથી થાય છે  જ્યારે મુખ્ય–પ્રત્યક્ષમા કિવા કેવળ પ્રત્યક્ષમા આવુ પ્રત્યક્ષ યા આવો અનુભવ કોઈપણ ઇન્દ્રિય કે મન વગેરે ઇન્દ્રિયની અપેક્ષા રાખ્યા વિના થાય છે  એ પણ આપણા રોજિંદા પ્રત્યક્ષ જ્ઞાનની જેમ બલ્કે જે કાઈક વધારે હોઈ પ્રત્યક્ષનુ વૈશદ્ય એટલે કે સ્પષ્ટતા એમા પણ છે જ

આમ હેમચદ્રે આપેલા અને સમજાવેલા પ્રત્યક્ષના આ લક્ષણમા પૂર્વાચાર્યોએ આપેલ બીજા પ્રકારના લક્ષણનો સક્ષેપમા છતા સપૂર્ણ ખ્યાલ આવી જાય છે  પોતે કરેલ આ લક્ષણની ચર્ચામા એમણે અન્ય ભારતીય દર્શનોના પ્રત્યક્ષલક્ષણની પણ ટૂકી છતા સપૂર્ણ ચર્ચા કરી છે  આ રીતે પોતાનુ લક્ષણ ટૂકુ હોવા છતા નિર્દોષ છે એમ પણ એમણે સફળ રીતે સિદ્ધ કરી બતાવ્યુ છે. આ ચર્ચામા એમણે સૌ પહેલા ન્યાય વૈશેષિકને અભીષ્ટ એવા ન્યાયસૂત્રકારે કરેલ લક્ષણને તપાસ્યુ છે એને આપણે પણ વિચારીએ

[4]इन्द्रियार्थसन्निकर्षोत्पन्न ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मक प्रत्यक्षम् ।

ઇન્દ્રિય અને અર્થ-વસ્તુના સબધથી ઉત્પન્ન થએલ, શબ્દથી અવ્યવહાર્ય, અવ્યભિચારિ એવુ જે નિશ્ચયાત્મક જ્ઞાન એ પ્રત્યક્ષ એવો અર્થ ‘ ન્યાયસૂત્ર ’ના લક્ષણનો થાય

હેમચદ્રાચાર્ય આ સ્થળે દાર્શનિક મતભેદને કારણે ઇન્દ્રિય અને અર્થનો આવો સબધ કિંવા સન્નિકર્ષ યોગ્યતાથી અતિરિક્ત હોઈ ન શકે એમ જણાવી નૈયાયિકો જે રીતે ઇન્દ્રિય અને અર્થનો સન્નિકર્ષ માને છે એની સભવિતતાનુ ખડન કરે કે આ દર્શનમા દોષ આપે એ પ્રાચીન પરપરા અનુસાર સહજ છે  પરતુ આ સ્થળે આચાર્યની સૂક્ષ્મદર્શિતા બીજા જ પ્રકારની છે  એમણે આ સ્થળે ન્યાય-પરપરામા જ અન્ય આચાર્યોએ આ સૂત્રના અર્થમા ફેરફાર કરી આ લક્ષણ જ ખોટી રીતે ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે એ પ્રત્યે એમણે જે સ્પષ્ટ અગુલિનિર્દેશ કર્યો છે એમા એમની સૂક્ષ્મદર્શિતા રહેલી છે

ઉપરના સૂત્રને ભાષ્યકાર વાત્સ્યાયન આ પ્રમાણે સમજાવે છે  ઇન્દ્રિય અને એના સબધથી ઉત્પન્ન થતુ જે જ્ઞાન એ પ્રત્યક્ષ  આ જ્ઞાન ઇન્દ્રિય અને અર્થથી આ રીતે ઉત્પન્ન થાય છે  આત્માનો મન સાથે સબધ થાય છે, મનનો ઇન્દ્રિય સાથે અને ઇન્દ્રિયનો અર્થ સાથે  આમ ત્રણેય પ્રકારના સબધથી ઉત્પન્ન થયેલ જ્ઞાનને પ્રત્યક્ષ કહેવામા આવે છે  સાથે સાથે આ જ્ઞાન અનુભવાત્મક હોઈ ‘ અવ્યપદેશ્ય ’ છે, એટલે કે શબ્દથી એનો વ્યવહાર થતો નથી  શબ્દ કે અર્થનો સબધ જાણનારને કે ન જાણનારને ઉપરના ત્રણ પ્રકારના સબધથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે એ પ્રત્યક્ષ છે  કોઈ એને ‘ રૂપને જાણે છે ’ કે ‘ રસને જાણે છે ’ એમ સમજાવવા જાય તો એ શાબ્દજ્ઞાન થાય છે  પ્રત્યક્ષ તો અદર અનુભવાત્મક કે અનુવ્યવસાયાત્મક જે જ્ઞાન છે એ જ જ્ઞાન છે  આ વિશેષણ જ્ઞાનના અન્ય પ્રકારો સભવિત ન થાય એ માટે છે  આ ઉપરાત એ અવ્યભિચારિ અર્થાત્ અવિસવાદિ અભ્રમાત્મક હોવુ જોઈએ  જેમ કે દૂરથી પાણી જેવુ જોઈને મૃગજળમા પાણીનુ જ્ઞાન એ ભ્રમાત્મક જ્ઞાન છે, એટલે એ ઇન્દ્રિય અને એમના

૩ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૧૪

૪ જુઓ ન્યાયસૂત્ર અ૦ ૧ આ૦ ૧ સૂ૦ ૪ ચૌખમ્બા સસ્કૃત સિરિઝ

સબધથી ઉત્પન્ન થયેલ હોવા છતા પ્રત્યક્ષ જ્ઞાન નથી પણ એક ભ્રમ છે વળી એ વ્યવસાયાત્મક એટલે કે નિશ્ચયાત્મક પણ હોવુ જોઈએ અર્થાત જો એ સશયસ્વરૂપનુ હોય તો ઇન્દ્રિય અને અર્થના સબધથી ઉત્પન્ન થયેલ હોવા છતા એ પ્રત્યક્ષ જ્ઞાન નથી, એ સશય છે આમ ગૌતમના મતે ઇન્દ્રિય અને અર્થના સબધથી ઉત્પન્ન થયેલ, અવ્યપદેશ્ય, અવ્યભિચારિ તથા નિશ્ચયાત્મક જે જ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે

આ પ્રકારના ગૌતમના લક્ષણમા યોગીઓને થતુ જે આત્માનુ દિવ્ય પ્રત્યક્ષ જ્ઞાન છે એનો પણ સમાવેશ આપોઆપ થઈ જાય છે કારણ કે ન્યાય અને વૈશેષિકના મતે મન એ પણ ઇન્દ્રિય છે આ પ્રમાણે સૂત્રકાર, ભાષ્યકાર તથા વાર્તિકકાર ત્રણેયને મતે સૂત્રનો આ જ અર્થ અભિપ્રેત છે પરતુ ઉદ્યોતકરના વાર્તિક ઉપર ‘તાત્પર્યટીકા’ નામની ટીકા લખનાર વાચસ્પતિ મિશ્ર આ સૂત્રનો જુદો જ અર્થ કરે છે આ સૂત્રમાના ‘અવ્યપદેશ્ય’ પદનો તેઓ નિર્વિકલ્પ અર્થ કરે છે અને ‘વ્યવસાયાત્મક’ પદનો સવિકલ્પક અર્થ કરે છે આમ આ સૂત્રમાથી તેઓ નિર્વિકલ્પ અને સવિકલ્પ આમ બે પ્રકાર પ્રત્યક્ષના ફલિત કરે છે આમ કરવાનુ સભવિત કારણ એ જ છે કે પ્રતિવાદી બૌદ્ધ ગૌતમના આ સૂત્રનો અર્થ પોતાને પક્ષે અનુકૂળ અને પોતે જે જાતનુ પ્રત્યક્ષ માને છે એને બધબેસતો કરે છે ‘અવ્યપદેશ્ય’ પદને આધારે આ અર્થ કરી, ગૌતમનુ આ લક્ષણ બરાબર છે એમ કહી નિર્વિકલ્પક પ્રત્યક્ષ એ જ સાચુ પ્રત્યક્ષ જ્ઞાન છે એમ જણાવે છે આ કારણે ત્રિલોચન, વાચસ્પતિ મિશ્ર તથા એ સમયના અન્ય ન્યાયમતના વૈદિક પડિતોએ આ સૂત્રના અર્થને ફેરવ્યો છે

આચાર્ય હેમચદ્ર જૈન દૃષ્ટિએ ગૌતમના મતનુ ખડન કરે એ સ્વાભાવિક છે, પરતુ એમની સૂક્ષ્મ નજર ત્રિલોચન તથા વાચસ્પતિ મિશ્ર જેવા નૈયાયિકોએ કરેલ સૂત્રના વિપરીત અર્થ તરફ પણ ગઈ છે એ એમની વિશેષતા છે આ સૂત્રનો આ રીતે અર્થવિપર્યાસ કરવામા આવ્યો છે એ વિશે સૌ પહેલા સ્પષ્ટ નિર્દેશ એમણે જ કર્યો છે તેઓ સ્પષ્ટ જણાવે છે કે

‘अत्र च पूर्वाचार्यकृतव्याख्यावैमुख्येन सङ्ख्यावद्भिस्त्रिलोचनवाचस्पतिप्रमुखैरयमर्थः समर्थितो यथा—इन्द्रियार्थसन्निकर्षोत्पन्न ज्ञानमव्यभिचारि प्रत्यक्षमित्येव प्रत्यक्षलक्षणम्। ‘यत.’ शब्दाध्याहारेण च यत्तदोर्नित्याभिसम्बन्धादुक्तविशेषणविशिष्ट ज्ञान यतो भवति तत् तथाविधज्ञानसाधन ज्ञानरूपमज्ञानरूप वा प्रत्यक्ष प्रमाणमिति। अस्य च फलभूतस्य ज्ञानस्य द्वयी गतिरविकल्पक सविकल्पक च। तयोरुभयोरपि प्रमाणरूपत्वमभिधातु विभागवचनमेतद् ‘अव्यपदेश्य व्यवसायात्मकम्’ इति ।[५]

આ રીતે **વાચસ્પતિ મિશ્ર** તથા એ સમયના **ત્રિલોચન** જેવા ન્યાયના અન્ય ધુરધર પડિતોએ સૂત્રકાર, ભાષ્યકાર કે વાર્તિકકાર ત્રણેયને ઇષ્ટ નહિ એવો અર્થ કઈ રીતે કર્યો છે એ સક્ષેપમા પણ સ્પષ્ટ જણાવ્યુ છે આપણે ભાષ્યકાર વાત્સ્યાયને જે અર્થ કર્યો છે એ જોઈ ગયા છીએ એમા ‘અવ્યપદેશ્ય’ પદનો અર્થ નિર્વિકલ્પક નથી કર્યો વાર્તિકકાર **ઉદ્યોતકર** પણ આવો અર્થ નથી લેતા વસ્તુત પ્રત્યક્ષના બે પ્રકાર—સવિકલ્પક તથા નિર્વિકલ્પક એ કલ્પના જ સૂત્રકાર પાસે નહોતી, નહિ તો જેમ[૬] અનુમાનના ત્રણ પ્રકાર સૂત્રકારે ગણાવ્યા એમ પ્રત્યક્ષના પણ ગણાવી શકત પરતુ જ્યારે ઉદ્યોતકર પછીના સમયે બૌદ્ધ તાર્કિકોએ ગૌતમના સૂત્રમાથી જ બૌદ્ધ દર્શનને ઇષ્ટ એવા પ્રત્યક્ષનુ લક્ષણ ફલિત કરી બતાવ્યુ ત્યારે એક ઉપાય તરીકે **ત્રિલોચન** તથા **વાચસ્પતિ મિશ્ર** જેવા નૈયાયિકોએ સૂત્રના અર્થને ફેરવ્યો આ ફેરફાર ઉપર એક પ્રૌઢ દાર્શનિક વિદ્વાન તરીકે આચાર્ય હેમચદ્રની નજર પડી અને એમણે જણાવ્યુ એ રીતે આ ફેરફાર ઇષ્ટ નથી એ વાત સાચી છે

જૈન મતે ઇન્દ્રિય અને અર્થ એ પ્રત્યક્ષની—સાવ્યાવહારિક પ્રત્યક્ષની ઉત્પત્તિ પ્રત્યે કરણ હોવા

---

૫ જુઓ ‘પ્રમાણમીમાસા’ સ૦ ૫૦ સુખલાલજી ‘સિઘી જૈન ગ્રથમાલા’ પૃ૦ ૨૮

૬ જુઓ ન્યાયસૂત્ર અ૦ ૧, આ૦ ૧, સૂ૦ ૪

છતાં જ્ઞપ્તિ પ્રત્યે કરણ નથી જ્ઞાન એ જ પ્રત્યક્ષ જ્ઞાન થવામા પણ કારણ છે એમ આ સ્થળે આચાર્ય ઉદાહરણોથી સ્પષ્ટ સમજાવે છે [૭] સાથ સાથ એમણે બૌદ્ધોના મીમાસાકોના તથા સાખ્યોના જુદા જુદા આચાર્યોએ કરેલા પ્રત્યક્ષના લક્ષણોનુ ખડન પણ પોતાની આગવી રીતે કર્યું છે

પ્રત્યક્ષ જ્ઞાનના લક્ષણની આ આખીએ ચર્ચામા જૈન દર્શન અન્ય ભારતીય દર્શનો કરતા સ્પષ્ટ રીતે જુદુ પડે છે ન્યાય તથા વૈશેષિક જેવા વૈદિક દર્શનોએ પ્રત્યક્ષ જ્ઞાનમા ઇન્દ્રિય અને અર્થના સન્નિકર્ષને જે એક કારણરૂપે જણાવ્યુ છે એ વિશે જ્યા સુધી જૈન દર્શનના સાવ્યાવહારિક પ્રત્યક્ષની વાત છે ત્યા સુધી આવા પ્રત્યક્ષ જ્ઞાનની ઉત્પત્તિના એક કારણરૂપે આનો બહુ વાધો નથી. જો કે ચાક્ષુષ પ્રત્યક્ષમા ઉત્પત્તિમા પણ આ સન્નિકર્ષને કારણરૂપે સ્વીકારવામા નથી આવતો પરતુ આટલાથી ઇન્દ્રિય અને અર્થનો સન્નિકર્ષ એ પ્રમાણ નથી બનતો. વળી જ્યા આત્મસાક્ષાત્કારનો પ્રશ્ન છે ત્યા આત્મા પોતે જ્ઞાન-સ્વરૂપ હોઈ એના પોતાના આવિર્ભાવમા ઇન્દ્રિય કે મન એમાથી કોઈપણ કારણ નથી આ પ્રમાણે જૈનદર્શનની વિશેષતા વૈદિક કે અવૈદિક તથા ભારતીય દર્શનોમા કે આત્મ-સાક્ષાત્કારની બાબતમા આત્મા સિવાય કોઈપણ અન્ય ઇન્દ્રિય કે નોઇન્દ્રિય મન વગેરેને કારણ ન માનવામા રહેલી છે. આ રીતે જૈન દર્શનમા મુખ્ય પ્રત્યક્ષ કે જે કેવળ જ્ઞાનરૂપ છે એને ઉત્પન્ન થવામા આત્માને અન્ય કોઈપણ સાધનની જરૂર નથી આવુ પ્રત્યક્ષ યૌગિક હોય તો પણ મન, ચિત્ત કે અત કરણ કેવળ જ્ઞાનની ઉત્પત્તિની પ્રક્રિયામા કારણ નથી પણ આ જ્ઞાન એ જ્ઞાન-સ્વરૂપ આત્માનો–પોતાના–સ્વરૂપનો આવિર્ભાવ છે માટે આ જ મુખ્ય પ્રત્યક્ષ છે, અને એ થતા આત્મા મુક્ત થાય છે

સાખ્ય તથા યોગમા તેમ જ ન્યાય વૈશિષિકના મતે પણ આ પ્રકારના યૌગિક પ્રત્યક્ષરૂપ તત્ત્વજ્ઞાનમા ચિત્ત યા મન નિમિત્ત છે એક પ્રકારે બૌદ્ધોના મતમા પણ તત્ત્વજ્ઞાનમા ચિત્ત નિમિત્ત છે અલબત્ત, એમના મતમા ચિત્ત કે આત્મા કોઈ સ્વતત્ર કલ્પ્યો નથી આત્મા એમના મતમા જ્ઞાનસન્તતિરૂપ છે આ જ્ઞાનસન્તતિનુ બધ થઈ જવુ એટલે કે એનો આત્યન્તિક ઉચ્છેદ એ જ નિર્વાણ ઓલવાઈ જવુ એ મોક્ષ છે આમ મૂળભૂત ફરકમા મોક્ષ થતા જ્ઞાનસન્તતિ પણ રહેતી નથી આત્મા દ્રવ્યરૂપ ન હોઈ આ રીતે આત્માનો પણ ઉચ્છેદ થાય છે બૌદ્ધના નિર્વાણની આ કલ્પનાની પ્રબળ અસર ન્યાય-વૈશેષિકના મતના મોક્ષની કલ્પના ઉપર પણ પડે છે ન્યાય–વૈશેષિક મતમા તત્ત્વજ્ઞાન પછી મોક્ષ થતા આત્મા તો રહે છે પણ સમવાય સબધથી રહેનારા એના એકપણ વિશેષ ગુણ રહેતા નથી આમ મોક્ષમા વિશેષ ગુણ વિનાનો આત્મા રહે કે ન રહે એમા બહુ ફરક નથી આ પણ એક પ્રકારનો આત્માનો ઉચ્છેદ જ છે, ફક્ત એને સ્પષ્ટતયા કહેવામા નથી આવ્યો જૈન દર્શન આ બાબતમા સ્પષ્ટ છે મોક્ષ એ આત્મ-સાક્ષાત્કાર પછી જ થતો હોઈ એમા જેનો મોક્ષ થાય છે એનો જ એક પ્રકારે ઉચ્છેદ થાય એ ન માની શકાય એવી બાબત છે તત્ત્વજ્ઞાનના પ્રદેશમા વેદાન્તીઓ જગતને માયા માનવા છતા પણ મોક્ષમા બ્રહ્મસ્વરૂપનો આવિર્ભાવ માને છે એમના મતે બ્રહ્મ સત્ ચિત્ તથા આનદ સ્વરૂપ છે આમ જરાએક ઊંડેથી તપાસીએ તો જણાશે કે ન્યાય-વૈશેષિક તથા બૌદ્ધ મતમા તત્ત્વજ્ઞાન થયા બાદ જેનો મોક્ષ થાય છે એનુ અસ્તિત્વ જ રહે છે કે કેમ એ શકા છે, જ્યારે જૈન મતમા એમ નથી એનુ અસ્તિત્વ રહે છે જ

પ્રત્યક્ષના–સાવ્યાવહારિક પ્રત્યક્ષના અન્ય પ્રભેદોમા પણ જૈન દર્શનની દૃષ્ટિ કાંઈક વિશેષ સૂક્ષ્મ છે આપણે જોઈ ગયા કે ન્યાય–વૈશેષિકો બે પ્રકારના પ્રત્યક્ષ માને છે . નિર્વિકલ્પક અને સવિકલ્પક, પરતુ એમા પણ ન્યાય–વૈશેષિક મતની નિર્વિકલ્પક પ્રત્યક્ષની કલ્પના પાછળથી ઊભી થયેલ છે એ પણ આપણે

---

૭ જુઓ 'પ્રમાણમીમાસા' પૃ૦ ૨૩

૮ જુઓ એજન પૃ૦ ૨૩, ૨૪

તપાસી ગયા છીએ જૈન દર્શનમાં આમ નથી એમા પહેલેથી જ પ્રત્યક્ષની ચાર અવસ્થા જે ઘણી સહજ છે તે જ જણાવી છે આ અવસ્થાઓની જાણ જ્ઞાતાને મન દ્વારા ઇન્દ્રિયથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે એમા મનની ગતિની અતિશીઘ્રતાને કારણે થતી નથી, છતા આ અવસ્થાઓ અતિ સ્પષ્ટ છે અવગ્રહ, ઈહા, અવાય તથા ધારણા આ ચારે પ્રકારો હેમચદ્રે સ્પષ્ટ રીતે **પ્રમાણમીમાંસામાં** સમજાવ્યા છે આપણે એને ક્રમશ જોઈએ પહેલો પ્રકાર સમજાવતા તેઓ જણાવે છે કે—

[૯]अक्षार्थयोगे दर्शनानन्तरमर्थग्रहणमवग्रह. ।

એટલે કે ઇન્દ્રિય અને અર્થનો સબધ થતા જે સૌ પ્રથમ વસ્તુનુ ગ્રહણ થાય એ અવગ્રહ છે આ અવગ્રહમા વસ્તુના વિશેષોનુ ગ્રહણ થતુ નથી, પરતુ ‘ આ કાઈક છે એવા આકારની પ્રતીતિ થાય છે આમા કાઈક છે એટલી પ્રતીતિ સ્પષ્ટ થતી હોઈ આ નિર્વિકલ્પક જ્ઞાન નથી, કારણ કે વસ્તુનુ ગ્રહણ–યથાર્થ ગ્રહણ તો આમા સ્પષ્ટપણે થાય છે જ આ પ્રમાણે ‘ અવગ્રહ ’ થયા બાદ પ્રત્યક્ષની બીજી અવસ્થા તે ઈહા છે આને સમજાવતા તેઓ જણાવે છે કે—

[૧૦]अवगृहीतविशेषाकाङ्क्षणमीहा ।

અવગૃહીત એટલે કે જેનુ સામાન્ય ગ્રહણ થયુ હોય એવા કોઈ અર્થની–પદાર્થની વિશેષ આકાક્ષા થાય તથા એ આકાક્ષા થતા મનમા આ અમુક પ્રકારનો પદાર્થ છે એવા નિર્ણય તરફ લઈ જતી માનસિક ચેષ્ટા યા પ્રક્રિયા એને ઈહા કહેવામા આવે છે અહી અવગ્રહ અને ઈહાની વચ્ચે કોઈકવાર અન્ય વિષયમા પણ પ્રમાતાને સશય થતો હોય છે પણ આ સશય મનની અત્યન્ત શીઘ્ર ગતિને કારણે જણાતો નથી આ ઈહા અને ઊહ વચ્ચે ફરક છે એ બન્નેનો ભેદ હેમચદ્ર આ પ્રમાણે સમજાવે છે .

[૧૧]त्रिकालगोचर साध्यसाधनयोर्व्याप्तिग्रहणपटुरूपो यमाश्रित्य ‘व्याप्तिग्रहणकाले योगीव सम्पद्यते प्रमाता’ इति न्यायविदो वदन्ति । ईहा तु वार्तमानिकार्थविषया प्रत्यक्षप्रभेद इत्यपौनरुक्त्यम् ।

અર્થાત ઊહ એ ત્રણેય કાળનો સ્પર્શ કરે છે, સાધ્ય તથા સાધનની વ્યાપ્તિગ્રહણમા પટુ એવો હોઈ એને આધારે વ્યાપ્તિગ્રહણના સમયે (જેની વ્યાપ્તિ ગ્રહણ થાય એ વસ્તુ વિશે) પ્રમાતા થોડીવાર યોગીની જેમ (સર્વજ્ઞ) થઈ જાય છે એમ ન્યાયવિદોનુ કહેવુ છે અર્થાત વ્યાપ્તિજ્ઞાન દ્વારા એકવાર એ વ્યાપ્તિની અસર હેઠળ આવતી બધી વસ્તુઓનુ સામાન્યજ્ઞાન પ્રમાતાને ઊહ દ્વારા થાય છે જ્યારે અહીં ઈહા તો ફક્ત વર્તમાનકાળમા જેનુ પ્રત્યક્ષ થઈ રહ્યુ છે એનુ જ ગ્રહણ કરતી હોઈ એ પ્રત્યક્ષનો ભેદ છે આમ ઊહ અને ઈહા વચ્ચે મૂળભૂત ફરકની આચાર્ય સૂક્ષ્મેક્ષિકા દ્વારા સ્પષ્ટતા કરે છે ઈહા એ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ માનસિક ચેષ્ટા છે તથા એ નિશ્ચયાત્મક પ્રત્યક્ષજ્ઞાન તરફ દોરી જાય છે.

ઈહા પછી તુરત જ જે નિર્ણય થાય છે તેને અવાય કહે છે અવાયને સમજાવતા આચાર્ય હેમચદ્ર જણાવે છે કે—

[૧૨]ईहितविशेषनिर्णयोऽवाय ।

ઈહાએ જે વસ્તુના વિશેષને જાણવાની ચેષ્ટા કરી છે એનો નિશ્ચયાત્મક નિર્ણય થઈ જવો એ અવાય છે આ અવાય એ પ્રત્યક્ષ જ્ઞાનનુ નિશ્ચયાત્મક સ્વરૂપ હોઈ એ અન્તિમ અવસ્થા છે અવાય થયા બાદ એની ધારણા થાય છે, એટલે કે એનો સસ્કાર આત્મામા પડે છે અને બીજીવાર એ સસ્કારને બળે સ્મૃતિ થઈ શકે છે માટે જ આચાર્ય ધારણાનુ સ્વરૂપ સમજાવતા જણાવે છે કે—

---

૯ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૬

૧૦ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૭

૧૧ જુઓ પ્ર મીમાસા સૂ૦ ૧ ૧ ૨૭ ઉપરનુ ભાષ્ય પૃ૦ ૨૧

૧૨ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૮

તપાસી ગયા છીએ  જૈન દર્શનમાં આમ નથી  એમા પહેલેથી જ પ્રત્યક્ષની ચાર અવસ્થા જે ઘણી સહજ છે તે જ જણાવી છે  આ અવસ્થાઓની જાણ જ્ઞાતાને મન દ્વારા ઇન્દ્રિયથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે એમા મનની ગતિની અતિશીઘ્રતાને કારણે થતી નથી, છતા આ અવસ્થાઓ અતિ સ્પષ્ટ છે  અવગ્રહ, ઇહિા, અવાય તથા ધારણા આ ચારે પ્રકારો હેમચદ્રે સ્પષ્ટ રીતે પ્રમાણમીમાંસામાં સમજાવ્યા છે આપણે એને ક્રમશ  જોઈએ  પહેલો પ્રકાર સમજાવતા તેઓ જણાવે છે કે—

[9]अक्षार्थयोगे दर्शनानन्तरमर्थग्रहणमवग्रहः ।

એટલે કે ઇન્દ્રિય અને અર્થનો સબધ થતા જે સૌ પ્રથમ વસ્તુનુ ગ્રહણ થાય એ અવગ્રહ છે  આ અવગ્રહમા વસ્તુના વિશેષોનુ ગ્રહણ થતુ નથી, પરતુ ' આ કાઇંક છે  એવા આકારની પ્રતીતિ થાય છે આમા કાઇંક છે એટલી પ્રતીતિ સ્પષ્ટ થતી હોઈ આ નિર્વિકલ્પક જ્ઞાન નથી, કારણ કે વસ્તુનુ ગ્રહણ–યથાર્થ ગ્રહણ તો આમા સ્પષ્ટપણે થાય છે જ  આ પ્રમાણે ' અવગ્રહ ' થયા બાદ પ્રત્યક્ષની બીજી અવસ્થા તે ઇહિા છે  આને સમજાવતા તેઓ જણાવે છે કે—

[10]अवगृहीतविशेषाकाङ्क्षणमीहा ।

અવગૃહીત એટલે કે જેનુ સામાન્ય ગ્રહણ થયુ હોય એવા કોઈ અર્થની–પદાર્થની વિશેષ આકાક્ષા થાય તથા એ આકાક્ષા થતા મનમા આ અમુક પ્રકારનો પદાર્થ છે એવા નિર્ણય તરફ લઈ જતી માનસિક ચેષ્ટા યા પ્રક્રિયા એને ઇહિા કહેવામા આવે છે  અહીં અવગ્રહ અને ઇહિાની વચ્ચે કોઈકવાર અન્ય વિષયમા પણ પ્રમાતાને સશય થતો હોય છે પણ આ સશય મનની અત્યન્ત શીઘ્ર ગતિને કારણે જણાતો નથી  આ ઇહિા અને ઊહ વચ્ચે ફરક છે  એ બન્નેનો ભેદ હેમચદ્ર આ પ્રમાણે સમજાવે છે .

[11]त्रिकालगोचर साध्यसाधनयोर्व्याप्तिग्रहणपटुरूपो यमाश्रित्य ' व्याप्तिग्रहणकाले योगीव सम्पद्यते प्रमाता ' इति न्यायविदो वदन्ति । ईहा तु वार्तमानिकार्थविषया प्रत्यक्षप्रभेद इत्यपौनरुक्त्यम् ।

અર્થાત ઊહ એ ત્રણેય કાળનો સ્પર્શ કરે છે, સાધ્ય તથા સાધનની વ્યાપ્તિગ્રહણમા પટુ એવો હોઈ એને આધારે વ્યાપ્તિગ્રહણના સમયે (જેની વ્યાપ્તિ ગ્રહણ થાય એ વસ્તુ વિશે) પ્રમાતા થોડીવાર યોગીની જેમ (સર્વજ્ઞ) થઈ જાય છે એમ ન્યાયવિદોનુ કહેવુ છે  અર્થાત વ્યાપ્તિજ્ઞાન દ્વારા એકવાર એ વ્યાપ્તિની અસર હેઠળ આવતી બધી વસ્તુઓનુ સામાન્યજ્ઞાન પ્રમાતાને ઊહ દ્વારા થાય છે  જ્યારે અહીં ઇહિા તો ફક્ત વર્તમાનકાળમા જેનુ પ્રત્યક્ષ થઈ રહ્યુ છે એનુ જ ગ્રહણ કરતી હોઈ એ પ્રત્યક્ષનો ભેદ છે આમ ઊહ અને ઇહિા વચ્ચે મૂળભૂત ફરકની આચાર્ય સૂક્ષ્મેક્ષિકા દ્વારા સ્પષ્ટતા કરે છે  ઇહિા એ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ માનસિક ચેષ્ટા છે તથા એ નિશ્ચયાત્મક પ્રત્યક્ષજ્ઞાન તરફ દોરી જાય છે

ઇહિા પછી તુરત જ જે નિર્ણય થાય છે તેને અવાય કહે છે  અવાયને સમજાવતા  આચાર્ય હેમચદ્ર જણાવે છે કે—

[12]ईहितविशेपनिर्णयोऽवाय. ।

ઇહિાએ જે વસ્તુના વિશેષને જાણવાની ચેષ્ટા કરી છે એનો નિશ્ચયાત્મક નિર્ણય થઈ જવો એ અવાય છે  આ અવાય એ પ્રત્યક્ષ જ્ઞાનનુ નિશ્ચયાત્મક સ્વરૂપ હોઈ એ અન્તિમ અવસ્થા છે  અવાય થયા બાદ એની ધારણા થાય છે, એટલે કે એનો સસ્કાર આત્મામા પડે છે અને બીજીવાર એ સસ્કારને બળે સ્મૃતિ થઈ શકે છે  માટે જ આચાર્ય ધારણાનુ સ્વરૂપ સમજાવતા જણાવે છે કે—

---

૯  જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૬

૧૦  જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૭

૧૧  જુઓ પ્ર મીમાસા સૂ૦ ૧ ૧ ૨૭ ઉપરનું ભ ભ્ય પૃ૦ ૨૧

૧૨  જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૮

# આગમયુગના વ્યવહાર અને નિશ્ચયનયો

પં૦ શ્રી દલસુખભાઈ માલવણિયા

## ૧. અધિગમના વિવિધ ઉપાયો

જૈન દર્શનમા વસ્તુના નિરૂપણમા સ્યાદ્વાદ અથવા અનેકાતવાદનો આશ્રય લેવામા આવે છે, અને એ સ્યાદ્વાદ કે અનેકાતવાદનો આધાર વિભિન્ન નયો છે ભગવાન મહાવીરે અનેક પ્રશ્નોના ઉત્તરો ભગવતીસૂત્રમા આપ્યા છે તેનુ વિશેષ અધ્યયન કરીએ તો એ વાત સ્પષ્ટ થાય છે કે તેમના તે ઉત્તરો હઠાગ્રહીના નથી તેમા કદાગ્રહ દેખાતો નથી, પણ વસ્તુને વિવિધ રીતે તપાસવાનો પ્રયત્ન છે, અને વસ્તુને વિવિધ રીતે તપાસવી હોય તો તેમા દષ્ટિકોણો બદલવાની જરૂર પડે છે આ બદલાતા દષ્ટિકોણોને શાસ્ત્રીય પરિભાષામા નયો કહેવામાં આવે છે જૈન આગમોમા વસ્તુને જોવાના જે વિવિધ ઉપાયો બતાવવામા આવ્યા છે, તેમા જુદી જુદી જાતના વર્ગીકરણો નજરે પડે છે જેમ કે—

### (૧) દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ વગેરે

તેમાના એક વર્ગમા એક પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવનો છે, આનો જ બીજો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ–ગુણનો છે, ત્રીજો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભવ–ભાવનો છે અને ચોથો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભવ–ભાવ–સસ્થાનનો છે પ્રથમ પ્રકારના દ્રવ્યાદિ ચાર એ જ મુખ્ય છે અને એમાના ભાવના જ વિશેષો ભવ, ગુણ કે સસ્થાન છે કારણ કે ભાવ એ પર્યાય છે અને ભવ, ગુણ કે સસ્થાન પણ પર્યાયવિશેષો જ છે આથી આ વર્ગની પ્રતિષ્ઠા દ્રવ્યાદિ ચતુષ્ટયને નામે વિશેષરૂપે જૈન દર્શનના ગ્રથોમા જોવામા આવે છે

### (૨) દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક વગેરે

દૃષ્ટિઓના બીજા વર્ગીકરણમા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક દષ્ટિ મુખ્ય છે, જ્યારે એને જ બીજી રીતે દ્રવ્યાર્થિક અને પ્રદેશાર્થિકરૂપે અથવા ઓઘઆદેશ અને વિધાનઆદેશરૂપે પણ મૂકવામા આવી છે

# આગમયુગના વ્યવહાર અને નિશ્ચયનયો

પં૰ શ્રી દલસુખભાઈ માલવણિયા

## ૧. અધિગમના વિવિધ ઉપાયો

જૈન દર્શનમા વસ્તુના નિરૂપણમા સ્યાદ્વાદ અથવા અનેકાતવાદનો આશ્રય લેવામા આવે છે, અને એ સ્યાદ્વાદ કે અનેકાતવાદનો આધાર વિભિન્ન નયો છે ભગવાન મહાવીરે અનેક પ્રશ્નોના ઉત્તરો ભગવતીસૂત્રમા આપ્યા છે તેનુ વિશેષ અધ્યયન કરીએ તો એ વાત સ્પષ્ટ થાય છે કે તેમના તે ઉત્તરો કદાગ્રહીના નથી તેમા કદાગ્રહ દેખાતો નથી, પણ વસ્તુને વિવિધ રીતે તપાસવાનો પ્રયત્ન છે, અને વસ્તુને વિવિધ રીતે તપાસવી હોય તો તેમા દૃષ્ટિકોણો બદલવાની જરૂર પડે છે આ બદલાતા દૃષ્ટિકોણોને શાસ્ત્રીય પરિભાષામા નયો કહેવામા આવે છે જૈન આગમોમા વસ્તુને જોવાના જે વિવિધ ઉપાયો બતાવવામા આવ્યા છે, તેમા જુદી જુદી જાતના વર્ગીકરણો નજરે પડે છે જેમ કે—

### (૧) દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ વગેરે

તેમાના એક વર્ગમા એક પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવનો છે, આનો જ બીજો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ–ગુણનો છે, ત્રીજો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભવ–ભાવનો છે અને ચોથો પ્રકાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભવ–ભાવ–સસ્થાનનો છે પ્રથમ પ્રકારના દ્રવ્યાદિ ચાર એ જ મુખ્ય છે અને એમાના ભાવના જ વિશેષો ભવ, ગુણ કે સસ્થાન છે કારણ કે ભાવ એ પર્યાય છે અને ભવ, ગુણ કે સસ્થાન પણ પર્યાયવિશેષો જ છે આથી આ વર્ગની પ્રતિષ્ઠા દ્રવ્યાદિ ચતુષ્ટયને નામે વિશેષરૂપે જૈન દર્શનના ગ્રથોમા જોવામા આવે છે

### (૨) દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક વગેરે

દૃષ્ટિઓના બીજા વર્ગીકરણમા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક દૃષ્ટિ મુખ્ય છે, જ્યારે એને જ બીજી રીતે દ્રવ્યાર્થિક અને પ્રદેશાર્થિકરૂપે અથવા ઓઘઆદેશ અને વિધાનઆદેશરૂપે પણ મૂકવામા આવી છે

તપાસી ગયા છીએ જૈન દર્શનમા આમ નથી એમા પહેલેથી જ પ્રત્યક્ષની ચાર અવસ્થા જે ઘણી સહજ છે તે જ જણાવી છે આ અવસ્થાઓની જાણ જ્ઞાતાને મન દ્વારા ઇન્દ્રિયથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે એમા મનની ગતિની અતિશીઘ્રતાને કારણે થતી નથી, છતા આ અવસ્થાઓ અતિ સ્પષ્ટ છે અવગ્રહ, ઈહા, અવાય તથા ધારણા આ ચારે પ્રકારો હેમચદ્રે સ્પષ્ટ રીતે પ્રમાણમીમાંસામાં સમજાવ્યા છે આપણે એને ક્રમશ જોઈએ પહેલો પ્રકાર સમજાવતા તેઓ જણાવે છે કે—

[૯]अक्षार्थयोगे दर्शनानन्तरमर्थग्रहणमवग्रह. ।

એટલે કે ઇન્દ્રિય અને અર્થનો સબધ થતા જે સૌ પ્રથમ વસ્તુનું ગ્રહણ થાય એ અવગ્રહ છે આ અવગ્રહમા વસ્તુના વિશેષોનુ ગ્રહણ થતુ નથી, પરતુ 'આ કાઈક છે એવા આકારની પ્રતીતિ થાય છે આમા કાઇક છે એટલી પ્રતીતિ સ્પષ્ટ થતી હોઈ આ નિર્વિકલ્પક જ્ઞાન નથી, કારણ કે વસ્તુનુ ગ્રહણ–યથાર્થ ગ્રહણ તો આમા સ્પષ્ટપણે થાય છે જ આ પ્રમાણે 'અવગ્રહ' થયા બાદ પ્રત્યક્ષની બીજી અવસ્થા તે ઈહા છે આને સમજાવતા તેઓ જણાવે છે કે—

[૧૦]अवगृहीतविशेषाकाङ्क्षणमीहा ।

અવગૃહીત એટલે કે જેનુ સામાન્ય ગ્રહણ થયુ હોય એવા કોઈ અર્થની–પદાર્થની વિશેષ આકાક્ષા થાય તથા એ આકાક્ષા થતા મનમા આ અમુક પ્રકારનો પદાર્થ છે એવા નિર્ણય તરફ લઈ જતી માનસિક ચેષ્ટા યા પ્રક્રિયા એને ઈહા કહેવામા આવે છે અહીં અવગ્રહ અને ઈહાની વચ્ચે કોઈકવાર અન્ય વિષયમા પણ પ્રમાતાને સશય થતો હોય છે પણ આ સશય મનની અત્યન્ત શીઘ્ર ગતિને કારણે જણાતો નથી આ ઈહા અને ઊહ વચ્ચે ફરક છે એ બન્નેનો ભેદ હેમચદ્ર આ પ્રમાણે સમજાવે છે.

[૧૧]त्रिकालगोचर साध्यसाधनयोर्व्याप्तिग्रहणपटुरूपो यमाश्रित्य 'व्याप्तिग्रहणकाले योगीव सम्पद्यते प्रमाता' इति न्यायविदो वदन्ति। ईहा तु वार्तमानिकार्थविषया प्रत्यक्षप्रभेद इत्यपौनरुक्त्यम् ।

અર્થાત ઊહ એ ત્રણેય કાળનો સ્પર્શ કરે છે, સાધ્ય તથા સાધનની વ્યાપ્તિગ્રહણમા પટુ એવો હોઈ એને આધારે વ્યાપ્તિગ્રહણના સમયે (જેની વ્યાપ્તિ ગ્રહણ થાય એ વસ્તુ વિશે) પ્રમાતા થોડીવાર યોગીની જેમ (સર્વજ્ઞ) થઈ જાય છે એમ ન્યાયવિદોનુ કહેવુ છે અર્થાત વ્યાપ્તિજ્ઞાન દ્વારા એકવાર એ વ્યાપ્તિની અસર હેઠળ આવતી બધી વસ્તુઓનુ સામાન્યજ્ઞાન પ્રમાતાને ઊહ દ્વારા થાય છે જ્યારે અહીં ઈહા તો ફક્ત વર્તમાનકાળમા જેનુ પ્રત્યક્ષ થઈ રહ્યું છે એનુ જ ગ્રહણ કરતી હોઈ એ પ્રત્યક્ષનો ભેદ છે આમ ઊહ અને ઈહા વચ્ચે મૂળભૂત ફરકની આચાર્ય સૂક્ષ્મેક્ષિકા દ્વારા સ્પષ્ટતા કરે છે ઈહા એ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ માનસિક ચેષ્ટા છે તથા એ નિશ્ચયાત્મક પ્રત્યક્ષજ્ઞાન તરફ દોરી જાય છે

ઈહા પછી તુરત જ જે નિર્ણય થાય છે તેને અવાય કહે છે અવાયને સમજાવતા આચાર્ય હેમચદ્ર જણાવે છે કે—

[૧૨]ईहितविशेषनिर्णयोऽवाय ।

ઈહાએ જે વસ્તુના વિશેષને જાણવાની ચેષ્ટા કરી છે એનો નિશ્ચયાત્મક નિર્ણય થઈ જવો એ અવાય છે આ અવાય એ પ્રત્યક્ષ જ્ઞાનનુ નિશ્ચયાત્મક સ્વરૂપ હોઈ એ અન્તિમ અવસ્થા છે અવાય થયા બાદ એની ધારણા થાય છે, એટલે કે એનો સસ્કાર આત્મામા પડે છે અને બીજીવાર એ સસ્કારને બળે સ્મૃતિ થઈ શકે છે માટે જ આચાર્ય ધારણાનુ સ્વરૂપ સમજાવતા જણાવે છે કે—

---

૯ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૬

૧૦ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૭

૧૧ જુઓ પ્ર મીમાસા સૂ૦ ૧ ૧ ૨૭ ઉપરનુ ભાષ્ય પૃ૦ ૨૧

૧૨ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૮

[૧૩]स्मृतिहेतुर्धारणा ।

જેનાથી સ્મૃતિ થઈ શકે એટલે કે સ્મૃતિનુ કારણ છે એવો પ્રત્યક્ષ જ્ઞાનનો જે સસ્કાર એ ધારણા છે આ સસ્કાર એ ન્યાય-વૈશેષિકના મતે જ્ઞાનથી અતિરિક્ત હોઈ ભાવના કહેવાય છે પણ જૈન મતે આ ધારણારૂપ સસ્કાર એ આત્માનો ધર્મ હોઈ તથા આત્મા જ્ઞાનરૂપ–ચૈતન્યરૂપ હોઈ એ પણ જ્ઞાનરૂપ જ છે આ સ્થળે પૂર્વાચાર્યોના લક્ષણની સમીક્ષા પણ હેમચદ્ર સુદર રીતે કરે છે પૂર્વાચાર્યોના મત પ્રમાણે ધારણાનુ લક્ષણ

[૧૪]अविचुई धारणा होई (વિશેષ૦ ગા૦ ૧૮૦)

એમ છે વિશેષાવશ્યકની આ ગાથા અનુસાર અવિચ્યુતિ–જ્ઞાનની અવિચ્યુતિ–આત્મામાથી ચ્યુત ન થવુ એ જ ધારણા છે તો પછી આચાર્ય સ્મૃતિનુ કારણ ધારણા છે, એવુ શા આધારે કહે છે એમ શકા થતા તેઓ એનો સુદર ખુલાસો કરે છે અને સમજાવે છે કે—

[૧૫]अस्त्यविच्युतिर्नाम धारणा, किन्तु साऽवाय एवान्तर्भूतेति न पृथगुक्ता । अवाय एव हि दीर्घदीर्घोऽविच्युतिर्धारणेत्युच्यते इति । स्मृतिहेतुत्वाद्वाऽविच्युतिर्धारणयैव सङ्गृहीता । नह्यवायमात्रा-दविच्युतिरहितात् स्मृतिर्भवति, गच्छत्तृणस्पर्शप्रायाणामवायाना परिशीलनविकलाना स्मृतिजनकत्वादर्शनात् । तस्मात् स्मृतिहेतू अविच्युतिसस्कारावनेन सङ्गृहीतावित्यदोष ।

અવિચ્યુતિ એ ધારણા છે એ વાત સાચી પરતુ આ પ્રકારની અવિચ્યુતિ અવાયની અદર જ અતર્ભૂત થયેલી છે વસ્તુત ખૂબ જ લાબા સમય સુધી સ્થિત અવાય જ અવિચ્યુતિરૂપ હોઈ ધારણામા પરિણમે છે અથવા તો અવિચ્યુતિ–નિશ્ચયનુ ચ્યુત ન થવુ એ સ્મૃતિનુ કારણ હોઈ ધારણાથી સગૃહીત થઈ જાય છે કેવળ અવાય એટલે કે અર્થનો નિર્ણય અવિચ્યુતિરહિત હોય—અર્થાત એ સ્થિર ન હોય તો એ સ્મૃતિનુ કારણ બનતો નથી, જેમ કે રસ્તે જતા પગતળે ઘાસ કે આવી વસ્તુઓનો નિર્ણય એના સ્પર્શથી થાય છે પણ એ વિશે એના ચિત્તમા કોઈ પરિશીલન થતુ ન હોવાથી એ જ્ઞાન નિશ્ચયસ્વરૂપ અવાય હોવા છતા એ અવિચ્યુતિ ન હોવાને કારણ સ્મૃતિ ઉત્પન્ન કરતુ નથી માટે અહી આપેલ ધારણાના લક્ષણથી જ્ઞાનની અવિચ્યુતિ અને સસ્કાર જે સ્મૃતિના ખરેખરા કારણ છે એ બન્નેનો સગ્રહ થઈ જાય છે માટે ધારણાનુ આવુ લક્ષણ કર્યું છે

આ પ્રકારના આચાર્યે કરેલ લક્ષણથી આપણે એમની સૂક્ષ્મેક્ષિકા તથા સક્ષેપમા પણ પોતાનો મુદ્દો સ્પષ્ટ રીતે સમજાવવાની આગવી રીત જોઈ શકીએ છીએ

ફક્ત પ્રત્યક્ષ જ્ઞાનના લક્ષણની ચર્ચામા આચાર્ય હેમચદ્ર અન્ય દર્શનોએ કરેલ લક્ષણની ચર્ચા મુદ્દાસર કરે છે એટલુ જ નહિ, પણ જ્યા અન્ય દર્શનકારો પોતે કરેલ લક્ષણનો કે પોતાના આચાર્યોએ કરેલ લક્ષણના અર્થનો વિપર્યાસ કરે છે ત્યા પણ તેઓ ચોક્કસ રીતે નુકતેચીની કરે છે આ ઉપરાત પોતાનુ લક્ષણ પૂર્વાચાર્યો કરતા જુદુ પડતુ હોવા છતા શા કારણે સિદ્ધાન્તથી વિરોધ નથી તે, તથા પોતાના મતના સિદ્ધાન્તોનો જે અશ પૂર્વાચાર્યોના લક્ષણમા રહી જતો હોય એને પણ આવરી લે છે આ રીતે શક્ય એટલી નિર્દોષતા સાથે કોઈપણ બાબતને સક્ષેપમા કહેવાનો એમનો પ્રયાસ હોય છે, એ આ ચર્ચાથી સ્પષ્ટ જણાઈ આવે છે

**પ્રમાણમીમાંસા**મા અહીં તથા અન્યત્ર પણ આચાર્ય હેમચદ્રે ખોટો આડબરી શબ્દવિસ્તાર કર્યો નથી પરતુ એક ગભીર તાર્કિકની અદાથી એમણે જૈન દર્શનના સિદ્ધાન્તોનુ અને એમા પણ વિશેષે પ્રમાણભાગનુ સુદર નિરૂપણ કર્યું છે એ એમની વિશેષતા છે इति शम् ।

---

૧૩ જુઓ એજન સૂ૦ ૧ ૧ ૨૯
૧૪ જુઓ એજન પૃ૦ ૨૨
૧૫ ,, ,, ,,

# આગમયુગના વ્યવહાર અને નિશ્ચયનયો

પં૦ શ્રી દલસુખભાઈ માલવણિયા

## ૧. અધિગમના વિવિધ ઉપાયો

જૈન દર્શનમા વસ્તુના નિરૂપણમાં સ્યાદ્વાદ અથવા અનેકાતવાદનો આશ્રય લેવામા આવે છે, અને એ સ્યાદ્વાદ કે અનેકાતવાદનો આધાર વિભિન્ન નયો છે ભગવાન મહાવીરે અનેક પ્રશ્નોના ઉત્તરો ભગવતીસૂત્રમા આપ્યા છે તેનુ વિશેષ અધ્યયન કરીએ તો એ વાત સ્પષ્ટ થાય છે કે તેમના તે ઉત્તરો હઠાગ્રહીના નથી તેમા કદાગ્રહ દેખાતો નથી, પણ વસ્તુને વિવિધ રીતે તપાસવાનો પ્રયત્ન છે, અને વસ્તુને વિવિધ રીતે તપાસવી હોય તો તેમા દૃષ્ટિકોણો બદલવાની જરૂર પડે છે આ બદલાતા દૃષ્ટિકોણોને શાસ્ત્રીય પરિભાષામા નયો કહેવામાં આવે છે જૈન આગમોમા વસ્તુને જોવાના જે વિવિધ ઉપાયો બતાવવામા આવ્યા છે, તેમા જુદી જુદી જાતના વર્ગીકરણો નજરે પડે છે જેમ કે—

### (૧) દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ વગેરે

તેમાના એક વર્ગમા એક પ્રકાર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવનો છે, આનો જ બીજો પ્રકાર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ-ગુણનો છે, ત્રીજો પ્રકાર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભવ-ભાવનો છે અને ચોથો પ્રકાર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભવ-ભાવ-સસ્થાનનો છે પ્રથમ પ્રકારના દ્રવ્યાદિ ચાર એ જ મુખ્ય છે અને એમાના ભાવના જ વિશેષો ભવ, ગુણ કે સસ્થાન છે કારણ કે ભાવ એ પર્યાય છે અને ભવ, ગુણ કે સસ્થાન પણ પર્યાયવિશેષો જ છે આથી આ વર્ગની પ્રતિષ્ઠા દ્રવ્યાદિ ચતુષ્ટયને નામે વિશેષરૂપે જૈન દર્શનના ગ્રથોમા જોવામા આવે છે

### (૨) દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક વગેરે

દૃષ્ટિઓના બીજા વર્ગીકરણમા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક દૃષ્ટિ મુખ્ય છે, જ્યારે એને જ બીજી રીતે દ્રવ્યાર્થિક અને પ્રદેશાર્થિકરૂપે અથવા ઓઘઆદેશ અને વિધાનઆદેશરૂપે પણ મૂકવામા આવી છે

આગમગત આ બે દૃષ્ટિઓ જ મુખ્યરૂપે નયો તરીકે પ્રતિષ્ઠિત થઈ છે, અને તે બે દૃષ્ટિઓના આગળ જઈ પાચ નયો, છ નયો અને સાત નયો તથા વચનના જેટલા પ્રકાર હોય તેટલા નયો—એમ ભેદો કરવામા આવ્યા છે પણ તેના સાત ભેદો એ દર્શનયુગમા વિશેષરૂપે માન્ય થયા છે

### (૩) નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ

ત્રીજા વર્ગમા નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ એ ચાર નિક્ષેપો અથવા એથી વધુ નિક્ષેપોનુ સ્થાન છે આમા મુખ્યરૂપે શાબ્દિક વ્યવહારનો આધાર શોધવાની પ્રવૃત્તિ છે નિક્ષેપો અનેક છતા દર્શનયુગમા અને આગમોની ટીકાઓમા પણ ઉક્ત ચાર નિક્ષેપોને જ મુખ્ય માનવામા આવ્યા છે

### (૪) જ્ઞાનનય અને ક્રિયાનય

ચોથા વર્ગમા જ્ઞાનનય અને ક્રિયાનય, એટલે કે, જીવનમા જ્ઞાનને મહત્ત્વ આપવાની દૃષ્ટિ અને ક્રિયાને મહત્ત્વ આપવાની દૃષ્ટિ મૂળ આગમમાં આ બે નયો વિષે ઉલ્લેખ નથી પણ નિર્યુક્તિ-ભાષ્યોમા તે સ્પષ્ટ છે. —**વિશેષા૦** ગા૦ ૩૫૯૧, ૩૬૦૦, ૩૬૦૧.*

### (૫) વ્યવહાર અને નિશ્ચય

અને પાચમા વર્ગમા ભગવતીસૂત્ર અને બીજા આગમિક ગ્રથોમા ઉલ્લિખિત વ્યવહાર અને નિશ્ચય-નયનો સમાવેશ છે

### (૬) નય અને પ્રમાણ

અને છેવટે નય અને પ્રમાણથી વસ્તુનો અધિગમ થાય છે—એમ મનાયુ છે આનો અર્થ એ છે કે છૂટા છૂટા દૃષ્ટિકોણોથી અર્થાત્ નયોને આધારે થતુ દર્શન એ આશિક છે, ત્યારે પ્રમાણથી કરાયેલુ દર્શન પૂર્ણ છે આમ વસ્તુત જ્યારે નય અને પ્રમાણરૂપ ઉપાયનુ અવલબન લેવામા આવે ત્યારે જ વસ્તુના અતિમ અને પૂર્ણ સ્વરૂપનુ ભાન થાય છે

## ૨. વ્યવહાર અને નિશ્ચયનય અથવા સંવૃતિસત્ય અને પરમાર્થસત્ય

### વિશ્વને સત્ય અને મિથ્યા માનનારાં દર્શનો

ભારતીય દર્શનો સ્પષ્ટ રીતે બે વિભાગમા વહેંચાઈ જાય છે એકમા બાહ્ય દૃશ્ય અને વાચ્ય વિશ્વને સત્ય માનનારા અને બીજામા મિથ્યા અથવા માયિક માનનારા છે શાકરવેદાત, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ આદિ દર્શનો બાહ્ય વિશ્વને મિથ્યા, માયિક, સાવૃતિક કે પ્રપચ માની તેની વ્યાવહારિક સત્તા અથવા સાવૃતિક સત્તા સ્વીકારે છે, જ્યારે શૂન્ય, વિજ્ઞાન કે બ્રહ્મને પારમાર્થિક સત્ સ્વીકારે છે આથી વિપરીત બાહ્ય દેખાતા જગતને સત્ય માનનાર વર્ગમા પ્રાચીન બૌદ્ધો, જૈનો, ન્યાયવૈશેષિક, સાખ્ય, મીમાસકો આદિ છે

દૃષ્ટિબિંદુના આ ભેદને કારણે અદ્વૈતવાદ અને દ્વૈતવાદ એવા બે ભેદોમા સામાન્ય રીતે દર્શનોને વહેંચી શકાય છે અદ્વૈતવાદીઓએ પોતાના દર્શનમા સામાન્ય જનની દૃષ્ટિએ જે કાઈ દેખાય છે તેને લૌકિક કે વ્યાવહારિક કે સાવૃતિક કહ્યુ, જ્યારે જ્ઞાની પુરુષની દૃષ્ટિમા જે આવે છે તેને પારમાર્થિક, અલૌકિક કે પરમ સત્ય કહ્યુ આમા દર્શનભેદની કલ્પનાને આધારે અપેક્ષાભેદને વિચારમા સ્થાન

---

* આમા વિશેષાવશ્યક ભાષ્યની ગાથાઓના અકો મલધારી હેમચદ્રાચાર્યકૃત ટીકાના સમજવા

મળ્યુ તેને આધારે વ્યવહારદષ્ટિ, સવૃતિ, અવિદ્યા, વ્યવહારનય અથવા વ્યવહારસત્ય અને પરમાર્થદષ્ટિ, નિશ્ચયદષ્ટિ, નિશ્ચયનય કે પરમાર્થસત્ય જેવા શબ્દો તે તે દર્શનમા વપરાવા લાગ્યા છે. છતા પણ આ બધાનો અર્થ સૌને એકસરખો માન્ય નથી તે કહેવાની ભાગ્યે જ જરૂર છે આનુ કારણ એ છે કે તે તે દર્શનની મૌલિક વિચારધારામા જે ભેદ છે તેને લઈને લૌકિક સત્યમા પણ ભેદ પડે છે

વેદાન્તદર્શનોમા મૌલિક વિચારનો આધાર ઉપનિષદો છે, જ્યારે બૌદ્ધ શૂન્યવાદ હોય કે વિજ્ઞાનવાદ, તેમના મૌલિક વિચારનો આધાર બુદ્ધનો ઉપદેશ છે તત્ત્વની પ્રક્રિયામા જે ઉપનિષદ્ દર્શન અને જે પ્રકારનુ બુદ્ધ દર્શન એ બેમા જે પ્રકારનો ભેદ છે તે જ પ્રકારનો ભેદ વેદાન્તના અને બૌદ્ધના અદ્વૈતવાદમા પડવાનો ઉપનિષદ્‌મા બ્રહ્મમાથી કે આત્મામાથી સૃષ્ટિનિષ્પત્તિની જે પ્રક્રિયા હોય તેને આધારે લૌકિક સત્યનુ નિરૂપણ વેદાન્તમા કરવામા આવે, અને તેથી વિપરીત બુદ્ધના ઉપદેશમા જે સૃષ્ટિપ્રક્રિયા હોય તેને મૂળ માની લૌકિક સત્યનુ નિરૂપણ કરવામા આવે આમ બાહ્ય જગતના ભેદને લૌકિક સત્યના નામે બન્ને વિરોધીઓ ઓળખતા હોય, છતા પણ તેમની પ્રક્રિયાનો ભેદ તો રહે જ છે અને લૌકિક સત્યને નામે વેદાન્તની બધી જ વાત બૌદ્ધ ન સ્વીકારે અને બૌદ્ધની બધી જ વાત વેદાન્ત ન સ્વીકારે એમ પણ બને છે

અદ્વૈતવાદીઓના ઉક્ત શબ્દપ્રયોગોની પાછળ જે એક સમાન તત્ત્વ છે તે તો એ છે કે અવિદ્યા જ્યા સુધી હોય છે ત્યા સુધી પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી અને જ્યારે અવિદ્યાનુ આવરણ દૂર થાય છે ત્યારે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે આ બાબતમા અદ્વૈતવાદ અને દ્વૈતવાદનુ પણ ઐકય છે જ જે ભેદ છે તે એ કે અવિદ્યાને કારણે તે તે દર્શનોએ ગણાવેલ તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી અર્થાત્ અવિદ્યા દૂર થતા જે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે તે અદ્વૈતવાદ અને દ્વૈતવાદમા ભિન્ન ભિન્ન છે

પ્રસ્તુતમા જૈન સમત વ્યવહાર અને નિશ્ચયનયનો વિચાર આ સદર્ભમા કરવો છે પ્રથમ કહેવાઈ જ ગયુ છે કે જૈન દર્શન અદ્વૈતવાદી નથી આથી તેમા જ્યારે વ્યવહાર અને નિશ્ચયનય જેવા શબ્દોનો પ્રયોગ થાય ત્યારે તે શબ્દોનો તાત્પર્યાર્થ કાંઈક જુદો જ હોવો જોઈએ, અન્યથા તે પણ અદ્વૈતવાદની હરોળમા જઈને બેસી જાય પણ જૈન દર્શનના વિકાસમા એવી ભૂમિકા ક્યારેય આવી જ નથી, જ્યારે તેમા દ્વૈતવાદની ભૂમિકા છોડીને સપૂર્ણ રીતે અદ્વૈતવાદી વલણ અપનાવવામા આવ્યુ હોય

પ્રસ્તુતમા વ્યવહાર અને નિશ્ચય વિષે આગમયુગ એટલે કે ભગવાન મહાવીર પછી લગભગ હજાર–બારસો વર્ષ સુધીનુ આગમિક શ્વેતામ્બર સાહિત્ય લઈ વિચાર કરવાનો ઇરાદો છે તે એટલા માટે કે આ બે નયોનો અર્થવિસ્તાર ક્રમે કરી કેવી રીતે થતો ગયો છે અને તેમા તે તે કાળની દાર્શનિક ચર્ચાઓએ કેવો ભાગ ભજવ્યો છે તે શોધી કાઢવાનુ કામ દર્શનના ઇતિહાસના અભ્યાસી માટે સરળ પડે.

## ૩. આગમમાં વ્યવહાર–નિશ્ચય

### ઇન્દ્રિયગમ્ય અને ઇન્દ્રિયથી અગમ્ય

ભગવતીસૂત્રગત વ્યવહાર અને નિશ્ચયના જે ઉદાહરણ છે તેમાથી એક વસ્તુ ફલિત થાય છે કે વસ્તુનુ ઇન્દ્રિયો વડે કરાયેલુ દર્શન આશિક હોય છે અને સ્થૂલ હોય છે વળી તે અનેક લોકોને એક સરખુ થતુ હોઈ લોકસમત પણ હોય છે અને એવી લોકસમતિ પામતુ હોઈ તે બાબતમા લોકો કશી આપત્તિ પણ કરતા નથી અને તે બાબતમા શકા વિના પારસ્પરિક વ્યવહાર સાધે છે આથી આવા દર્શનને વ્યવહારસત્ય માનવામા લોકવ્યવહારનો આશ્રય લેવામા આવેલો હોવાથી તે વ્યવહારનય કહેવાયો છે, જ્યારે વસ્તુનુ એવુ પણ રૂપ છે જે ઇન્દ્રિયાતીત છે, ઇન્દ્રિયો તે જાણી શકતી નથી, પણ આત્મા

પોતાની નિરાવરણ દશામા પૂર્ણ પ્રજ્ઞા વડે તે જાણે છે વસ્તુના આ રૂપને તેનુ યથાર્થ રૂપ માનવામા આવ્યુ છે અને તેને ગ્રહણ કરનાર તે નિશ્ચયનય છે

**ભગવતી સૂત્ર** (૧૮ ૬ સૂ૦ ૬૩૦)મા ભગવાને સ્પષ્ટ કર્યું છે કે ગોળને ગળ્યો કહેવો તે વ્યવહારનય છે, પણ નિશ્ચયનયે તો તેમા બધા પ્રકારના રસો છે ભમરાને કાળો કહેવો તે વ્યવહારનય છે અને તેમા બધા વર્ણો છે તે નિશ્ચયનય છે આ બાબતમા રૂપ, રસ, ગધ, સ્પર્શ આદિ વિષેના હળદર વગેરે અનેક ઉદાહરણો આપી સ્પષ્ટ કર્યું છે કે નરી આખ વગેરે ઇન્દ્રિયો વડે જે વર્ણો, રસો ઇત્યાદિ આપણે જાણીએ છીએ અને તે તે દ્રવ્યોમા તે તે વર્ણાદિ છે એમ કહીએ છીએ, તે બધો વ્યવહાર છે, પણ વસ્તુત નિશ્ચય દૃષ્ટિએ તો તે તે દ્રવ્યોમા બધા જ વર્ણાદિ છે. અગ્નિ જેવી વસ્તુ આપણને ભલે ગરમ જ દેખાતી હોય અને બરફ જેવી વસ્તુ ભલે માત્ર ઠડી જ લાગતી હોય પણ તેના નિર્માણમા જે પુદ્ગલ પરમાણુઓ છે તે પરમાણુઓમાના વધારે પરમાણુ જો ઉષ્ણસ્પર્શરૂપે પરિણત થયા હોય તો તે ઉષ્ણ લાગે, પણ તેનો અર્થ એવો નથી કે તેમા શીત પરમાણુઓનો અશ છે જ નહિ વળી, જે પરમાણુ અમુક કાળે ઉષ્ણરૂપે પરિણત હોય તે જ પરમાણુ અગ્નિ ઉપર પાણી પડતા શીતરૂપે પરિણત થઈ જાય છે, એટલે કે શીતરૂપે પરિણત થવાની શક્તિ તેમા છે, અથવા તો શીતગુણ અવ્યક્ત હતો તે વ્યક્ત થાય છે તેનો જો સર્વથા અભાવ હોત તો તે ખરશૃગની જેમ ઉત્પન્ન જ થઈ શકત નહિ માટે માનવુ પડે છે કે અગ્નિદ્રવ્યના પરમાણુઓમા પણ શીતગુણને સ્થાન છે આપણે સ્થૂલ રીતે અથવા તો જે વર્ણનુ કે રસાદિનુ પ્રમાણ વધારે હોય તેને પ્રાધાન્ય આપીને વ્યવહાર ચલાવીએ છીએ પણ એનો અર્થ એ નથી કે તે તે દ્રવ્યમા અન્ય વર્ણાદિનો સર્વથા અભાવ છે ભગવાને આ પ્રકારનો ખુલાસો કર્યો તેનુ રહસ્ય એ છે કે જૈન દર્શનમા પ્રત્યેક પરમાણુમા તે તે વર્ણાદિરૂપે પરિણત થવાની શક્તિ સ્વીકારાઈ છે અમુક કાળે ભલે કોઈ પરમાણુ કાળો હોય પણ તે અન્ય કાળે રક્ત થઈ શકે છે આને જ કારણે જૈન દર્શનમા અન્ય વૈશેષિક આદિની જેમ પાર્થિવ, જલીય આદિ પરમાણુઓની જાતિ જુદી માનવામા નથી આવી, પરતુ મનાયુ છે કે અત્યારે જે પરમાણુ પૃથ્વીરૂપે પરિણત હોય તે જ પરમાણુ અન્યકાળે જલ કે તેજ–અગ્નિરૂપે પરિણત થઈ શકે છે આને કારણે સ્થૂલ દૃષ્ટિ અથવા તો ઇન્દ્રિયપ્રત્યક્ષ, જે જૈન દર્શન અનુસાર વસ્તુત પ્રત્યક્ષ પણ નથી પણ સાવ્યવહારિક પ્રત્યક્ષ છે, તેને આધારે આપણને અમુક વસ્તુ કાળી કે ઉષ્ણ દેખાતી હોય છતા પણ તાત્ત્વિક રીતે, એટલે કે સર્વજ્ઞે જે રીતે તેને જોઈ છે તે રીતે તો તે માત્ર તે જ વર્ણ કે સ્પર્શાદિવાળી નથી, પણ તેમા બધા જ વર્ણાદિ છે એમ નિશ્ચયનયનુ મન્તવ્ય છે

વળી નરી આખે ઉપર ઉપરથી કાળો રગ દેખાય છતા વસ્તુની અદરના અવયવોમા રહેલ અને આખ સામે નહિ આવેલ અવયવોમા બીજા રગો હોય તેને તો આખ દેખી શકે નહિ અને ભમરો કાળો છે એમ તો આપણે કહીએ છીએ પણ બહાર દેખાતો ભમરો એ જ કાંઈ ભમરો નથી પણ ખરી રીતે સમગ્ર અદરબહાર જે પ્રકારનો તે હોય તે ભમરો છે આ પરિસ્થિતિમા તેને કાળો કહેવો તે માત્ર વ્યવહારની ભાષા છે તેમા બીજા પણ રગો હોઈ તેને નિશ્ચયથી બધા વર્ણયુક્ત સ્વીકારવો જોઈએ

અહીં એક વાતનુ વિશેષ ધ્યાન રાખવાનુ છે કે નિશ્ચયનય વ્યવહારનયે જાણેલ કાળાનો નિરાસ નથી કરતો, પણ તે જ માત્ર છે અને બીજા નથી એવો ભાવ એમા હોય તો તેનો નિષેધ નિશ્ચયનય કરે છે નિશ્ચયનય માત્ર વ્યવહારની સ્થૂલતા અને એકાગિતાનો નિરાસ કરે છે એટલે કે વ્યવહારે જાણેલ, નિશ્ચય દ્વારા સર્વથા મિથ્યા નથી ઠરતુ, પણ તે આશિક સત્ય છે, સ્થૂલ સત્ય છે એમ નક્કી થાય છે.

### સાત નયાન્તર્ગત વ્યવહાર

આગળ કહેવાઈ ગયુ છે કે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક મૂળનયો હતા તેના જ કાળક્રમે પાચ–છ–સાત એવા ભેદો કરવામા આવ્યા છે એ નયોના ભેદોમા પણ એક વ્યવહારનય ગણાવવામા આવ્યો છે

એટલે નિશ્ચયના અનુસધાનમા આવતો વ્યવહારનય અને આ સાત ભેદોમાનો વ્યવહારનય એક છે કે જુદા તે પણ વિચારવુ જોઈએ

**અનુયોગદ્વારસૂત્ર**મા પ્રસ્થ વગેરેના દૃષ્ટાતથી સાત નયોને સમજાવવામા આવ્યા છે ત્યા પ્રસ્થ દષ્ટાતમા (અનુયોગ સૂ૦ ૧૪૪) સાતે નયોના અવતરણ પ્રસગે અવિશુદ્ધ નૈગમનો પ્રારભ—પ્રસ્થ માટે સકલ્પ કરી કોઈ વ્યક્તિ જગલમા તે માટે લાકડા કાપવા જાય છે ત્યારે ' પ્રસ્થ માટે જાઉં છુ ' એમ કહે છે ત્યારથી—થાય છે, એટલે કે તેણે લાકડા માટે જાઉં છુ એમ ન કહ્યુ પણ સકલ્પમા રહેલ પ્રસ્થ માટે જાઉં છુ એમ કહ્યુ તે નૈગમનય છે, પણ તે અવિશુદ્ધ છે પછી તે લાકડુ કાપે છે ત્યારે, તેને છોલે છે ત્યારે, તેને અદરના ભાગમા કોતરે છે ત્યારે અને તેની સફાઈ કરે છે—સુવાળપ આપે છે ત્યારે પણ તે પ્રસ્થ વિષેની જ વાત કરે છે તે બધા પ્રસગે તે ઉત્તરોત્તર પ્રસ્થની નજીક છે પણ જ્યા સુધી તે પ્રસ્થ તેના અતિમ રૂપમા તૈયાર ન થયુ હોય ત્યા સુધી તે કાઈ વાસ્તવિક વ્યવહારયોગ્ય પ્રસ્થ કહેવાય નહિ આથી આ બધા નૈગમનયો ઉત્તરોત્તર અવિશુદ્ધમાથી વિશુદ્ધ, વિશુદ્ધતર નૈગમો છે, અને જ્યારે પ્રસ્થ બનાવવાની બધી ક્રિયાઓ પૂરી થઈ જાય અને તેને પ્રસ્થ એવુ નામ આપી શકાય ત્યારે તેને જે પ્રસ્થ એમ કહેવાય છે તે પણ વિશુદ્ધતર નૈગમનયનો વિષય છે અને તૈયાર થયા પછી તે વ્યવહારમા પ્રસ્થ તરીકે વપરાય છે ત્યારે પણ તે પ્રસ્થ નામે ઓળખાય છે તેથી વ્યવહારનયનો વિષય બને છે એટલે કે નૈગમનયના અતિમ વિશુદ્ધ નૈગમે ' પ્રસ્થ ' નામ ધરાવવાની યોગ્યતા જ્યારે આવી ત્યારે તેને પ્રસ્થ કહ્યુ અને તે જ્યારે તે રૂપે વ્યવહારમા આવ્યુ અને લોકમા તે રૂપે પ્રચલિત થઈ ગયુ ત્યારે તે પ્રસ્થ વ્યવહારનયનો વિષય બની ગયુ સારાશ એ છે કે નૈગમમા પ્રસ્થરૂપમા ન હોય ત્યારે પણ તે પ્રસ્થ કહેવાયુ, પણ વ્યવહારમા તો ત્યારે જ પ્રસ્થ કહેવાય જ્યારે તે પ્રસ્થરૂપે વાપરી શકાય તેવુ બની ગયુ હોય

સારાશ છે કે અહીં વ્યવહારનયનો વિષય તે તે નામે લોકમા ઓળખાતી વસ્તુ—વિશેષ વસ્તુ એમ થાય છે માત્ર સામાન્ય લાકડાને વ્યવહારનય પ્રસ્થ નહિ કહે, જો કે એ જ લાકડુ પ્રસ્થ બન્યુ છે કારણ કે લોકવ્યવહારમા લાકડા તરીકે તો પ્રસ્થ અને બીજા પણ અનેક લાકડા છે, પણ એ બધા લાકડાના પ્રકારોમાથી વિશેષ આકૃતિવાળા લાકડાને જ પ્રસ્થ કહેવામા આવે છે, બધાને નહિ, તત્ત્વની ભાષામા કહેવુ હોય તો વ્યવહારનય સામાન્યગ્રાહી નહિ પણ વિશેષગ્રાહી છે એમ ફલિત થાય છે

આ દૃષ્ટાત દ્રવ્યનુ છે પણ ક્ષેત્રની દૃષ્ટિએ વ્યવહારનયનુ ઉદાહરણ વસતિ (અનુ૦ સૂ૦ ૧૪૪) દષ્ટાતને નામે ઓળખાય છે તમે ક્યા રહો છો ?—એવા પ્રશ્નના ઉત્તરમા કોઈ ' લોકમા રહુ છુ ' એમ શરૂ કરીને ઉત્તરોત્તર કહે કે ' તિર્યગ્ લોકમા ', ' જમ્બૂદ્વીપમા ', ' ભારતમા ', ' દક્ષિણ ભારતમા ', ' પાટલિપુત્રમા ', ' દેવદત્તના ઘરમા ' અને છેવટે ' દેવદત્તના ઘરના ગર્ભગૃહમા રહુ છુ '—એમ કહે છે આ અવિશુદ્ધ નૈગમથી શરૂ કરીને વિશુદ્ધતર નૈગમના ઉદાહરણ છે વિશુદ્ધતર નૈગમે જે ઉત્તર આપ્યો કે ગર્ભગૃહમા રહુ છુ, લોકવ્યવહારમા એવો ઉત્તર મળે તો જ તે કાર્યસાધક બને, આથી તેવો જ ઉત્તર વ્યવહારનયને પણ માન્ય છે

ગર્ભગૃહ પણ સમગ્ર લોકનો એક ભાગ હોઈ ' લોકમા રહુ છુ ' એ ઉત્તર અસદુત્તર તો નથી, પણ તે ઉત્તરથી લૌકિક વ્યવહાર ચાલી શકે નહિ એટલે લોકવ્યવહાર માટે જરૂરી છે કે સમગ્ર લોકમાનો પ્રતિનિયત પ્રદેશ નિવાસસ્થાન તરીકે જણાવવામા આવે આમ આ દૃષ્ટાતથી પણ વ્યવહાર વિશેષગ્રાહી છે એમ નિશ્ચિત થાય છે જેમ પૂર્વ દૃષ્ટાતમા લાકડુ એ જ પ્રસ્થ છતા લાકડાની વિશેષ આકૃતિ સિદ્ધ થાય ત્યારે જ તે પ્રસ્થની ક્રિયા કરી શકે છે અને લોકવ્યવહારમા આવે છે તેથી વિશેષ પ્રકારનુ લાકડુ એ પ્રસ્થ એવા નામને પામી, માપણીનો લોકવ્યવહાર સિદ્ધ કરે છે એટલે કે સકલ્પમા રહેલ પ્રસ્થ

નહિ, પણ બાહ્ય પ્રસ્થની આકૃતિ ધારણ કરેલો પદાર્થ લોકમા પ્રસ્થનુ કામ આપે છે માટે તે જ પ્રસ્થ વ્યવહારનયનો વિષય છે

આ પ્રકારે પૂર્વોક્ત બન્ને દષ્ટાંતો દ્વારા વ્યવહારનય વિશેષગ્રાહી છે એ વાતને સમર્થન મળે છે જે ભેદ છે તે એ કે નૈગમે સંકલ્પના વિષય લાકડાને પણ પ્રસ્થ કહ્યુ અને વ્યવહારે પ્રસ્થાકાર લાકડાને પ્રસ્થ કહ્યુ આમ આમાં દ્રવ્ય અને તેના પર્યાયને નજર સમક્ષ રાખી પ્રસ્થ દૃષ્ટાત છે, જ્યારે વસતિ દષ્ટાતમા અવયવ અને અવયવીના વિચારના આધારે નૈગમ-વ્યવહારની વિચારણા કરી હોય તેમ જણાય છે કારણ કે નૈગમે તો સમગ્ર લોકરૂપ અવયવી દ્રવ્યને પોતાનો વિષય બનાવી ઉત્તરોત્તર સકુચિત એવા ખડોને તે સ્પર્શે છે અને છેવટે વિશુદ્ધતર નૈગમ તેના સકુચિતતર પ્રદેશને પકડીને નિવાસ-સ્થાનનો નિર્દેશ કરે છે નૈગમે ચીંધી આપેલા તે પ્રદેશને જ વ્યવહાર પણ વ્યક્તિના નિવાસસ્થાન તરીકે સ્વીકારી લે છે. આમ અખડ દ્રવ્યમાથી તેના ખડને વ્યવહાર સ્પર્શે છે આ દષ્ટિએ પ્રસ્થ અને વસતિ દષ્ટાતનો ભેદ હોઈ આને દ્રવ્ય નહિ પણ મુખ્યપણે ક્ષેત્રની દૃષ્ટિએ દૃષ્ટાત આપ્યુ છે તેમ કહી શકાય

**અનુયોગદ્વાર**મા (સૂ૦ ૧૪૪) ત્રીજુ ઉદાહરણ પ્રદેશ દૃષ્ટાતનુ છે આમા કોઈ કહે છે કે સગ્રહનયને મતે પાંચના (દ્રવ્યના) પ્રદેશ છે તે આ પ્રમાણે—ધર્મપ્રદેશ, અધર્મપ્રદેશ, આકાશપ્રદેશ, જીવપ્રદેશ અને સ્કધપ્રદેશ પણ આની સામે વ્યવહારનયનુ કથન છે કે તમે જે પાચના (દ્રવ્યના) પ્રદેશ કહો છો તે બરાબર નથી, તેમા તો ભ્રમ થવાને સભવ છે, જેમ કે કોઈ કહે કે પાચ ગોષ્ઠિક (એક કુટુબના) પુરુષોનું સુવર્ણ છે તો તેમા તે સુવર્ણ ઉપર સૌનો સરખો ભાગ લાગે, તેમ પાચના પ્રદેશ કહેવાથી તે પ્રદેશો પાચેના ગણાય—કોઈ એકના નહિ માટે કહેવુ જોઈએ કે પ્રદેશના પાચ પ્રકાર છે આમ સગ્રહમા પ્રદેશ સામાન્ય માનીને નિરૂપણ હતુ જ્યારે વ્યવહારમા પ્રદેશ વિશેષને પ્રાધાન્ય આપવામા આવ્યુ છે, અર્થાત વ્યવહાર ભેદપ્રધાન છે વ્યવહારનયના આ દૃષ્ટાતથી સ્પષ્ટ થાય છે કે વ્યવહારમા ઉપયોગી સામાન્ય નહિ પણ તેના ભેદો છે એટલે તે ભેદમૂલક વ્યવહારને પ્રાધાન્ય આપે છે

પૂર્વોક્ત બે દૃષ્ટાતો અને આમા શો ભેદ છે એ પ્રશ્ન વિચારણીય છે પ્રસ્થ દૃષ્ટાત તો સ્પષ્ટપણે દ્રવ્ય અને તેના પર્યાય વિષે છે, એટલે કે ઊર્ધ્વતાસામાન્ય દ્રવ્ય અને તેના પર્યાયો વિષે છે. વસતિ દૃષ્ટાતમા દ્રવ્ય અને તેના પ્રદેશની વાત છે, એટલે કે એક જ દ્રવ્યના ખડની વાત છે આમા તે ખડને પર્યાય કહી તો શકાય, પણ તે પરિણમનને કારણે નહિ, પણ ખડને કારણે એટલે મુખ્ય રીતે આ દૃષ્ટાત દ્રવ્ય-વ્યવહારનુ નહિ પણ ક્ષેત્રવ્યવહારનુ છે અને પ્રદેશદૃષ્ટાત જે છેલ્લુ છે તેમા દ્રવ્ય સામાન્ય એટલે ઊર્ધ્વતાસામાન્ય નહિ પણ તિર્યગ્ સામાન્ય સમજાય છે અને પછી તે સામાન્યના વિશેષો, ભેદો કે પર્યાયોનો વિચાર છે આમ આ ત્રણે દૃષ્ટાતો એક રીતે ભેદગ્રાહી, વિશેષગ્રાહી, પર્યાયગ્રાહી છતા તેમા વ્યવહારનો સૂક્ષ્મ ભેદ વિવક્ષિત છે વ્યવહારનય ભેદગ્રાહી છે—આ વસ્તુ આચાર્ય પૂજ્યપાદે વ્યવહારનયની જે વ્યાખ્યા કરી છે તે પરથી પણ સિદ્ધ થાય છે પરસામાન્યમાથી ઉત્તરોત્તર અપરાપર સામાન્યના ભેદો કરવા એવી વ્યાખ્યા પૂજ્યપાદે વ્યવહારની બાધી આપી છે

આ ચર્ચાના પ્રકાશમા જો આપણે અનુયોગ સૂત્રગત વ્યવહારની "वच्चइ विणिच्छियत्थ ववहारो सव्वदव्वेसु"—(**અનુયો૦** સૂત્ર ૧૫૨ પૃ૪ ૨૬૪, આ ગાથા **આવશ્યકનિર્યુક્તિમાં** પણ છે—ગા૦ ૭૫૬) આ વ્યાખ્યાનો અર્થ કરીએ તો સર્વદ્રવ્યોમા વિનિશ્ચિત અર્થને, એટલે કે સામાન્ય નહિ પણ વિશેષે કરી નિશ્ચિત અર્થાત્ ઉત્તરોત્તર ભેદોને—વિશેષોને વ્યવહાર પોતાનો વિષય બનાવે છે—એવો સ્પષ્ટ અર્થ ફલિત થાય છે આના પ્રકાશમા આચાર્ય હરિભદ્રે વ્યવહારનયના અનુયોગગત લક્ષણનો જે અર્થ કર્યો છે તે વ્યાજબી ઠરે છે તેમણે વ્યાખ્યામા કહ્યુ છે કે 'व्रजति निराधिक्ये चयन चय., अधिकश्चयो निश्चय =सामान्यम्। विगतो निश्चय विनिश्चय =विगतसामान्यभाव.' (પૃ૦ ૧૨૪) અર્થાત્ વ્યવહારનયને

એટલે નિશ્ચયના અનુસધાનમા આવતો વ્યવહારનય અને આ સાત ભેદોમાનો વ્યવહારનય એક છે કે જુદા તે પણ વિચારવુ જોઈએ

**અનુયોગદ્વારસૂત્ર**માં પ્રસ્થ વગેરેના દૃષ્ટાતથી સાત નયોને સમજાવવામા આવ્યા છે ત્યા પ્રસ્થ દષ્ટાતમા (અનુયોગ સૂ૦ ૧૪૪) સાતે નયોના અવતરણ પ્રસગે અવિશુદ્ધ નૈગમનો પ્રારભ—પ્રસ્થ માટે સકલ્પ કરી કોઈ વ્યક્તિ જગલમા તે માટે લાકડા કાપવા જાય છે ત્યારે 'પ્રસ્થ માટે જાઉં છુ' એમ કહે છે ત્યારથી—થાય છે, એટલે કે તેણે લાકડા માટે જાઉં છુ એમ ન કહ્યુ પણ સકલ્પમા રહેલ પ્રસ્થ માટે જાઉં છુ એમ કહ્યુ તે નૈગમનય છે, પણ તે અવિશુદ્ધ છે પછી તે લાકડુ કાપે છે ત્યારે, તેને છોલે છે ત્યારે, તેને અદરના ભાગમા કોતરે છે ત્યારે અને તેની સફાઈ કરે છે—સુવાળપ આપે છે ત્યારે પણ તે પ્રસ્થ વિષેની જ વાત કરે છે તે બધા પ્રસગે તે ઉત્તરોત્તર પ્રસ્થની નજીક છે પણ જ્યા સુધી તે પ્રસ્થ તેના અતિમ રૂપમા તૈયાર ન થયુ હોય ત્યા સુધી તે કાંઈ વાસ્તવિક વ્યવહારયોગ્ય પ્રસ્થ કહેવાય નહિ આથી આ બધા નૈગમનયો ઉત્તરોત્તર અવિશુદ્ધમાથી વિશુદ્ધ, વિશુદ્ધતર નૈગમો છે, અને જ્યારે પ્રસ્થ બનાવવાની બધી ક્રિયાઓ પૂરી થઈ જાય અને તેને પ્રસ્થ એવુ નામ આપી શકાય ત્યારે તેને જે પ્રસ્થ એમ કહેવાય છે તે પણ વિશુદ્ધતર નૈગમનયનો વિષય છે અને તૈયાર થયા પછી તે વ્યવહારમા પ્રસ્થ તરીકે વપરાય છે ત્યારે પણ તે પ્રસ્થ નામે ઓળખાય છે તેથી વ્યવહારનયનો વિષય બને છે એટલે કે નૈગમનયના અતિમ વિશુદ્ધ નૈગમે 'પ્રસ્થ' નામ ધરાવવાની યોગ્યતા જ્યારે આવી ત્યારે તેને પ્રસ્થ કહ્યુ અને તે જ્યારે તે રૂપે વ્યવહારમા આવ્યુ અને લોકમા તે રૂપે પ્રચલિત થઈ ગયુ ત્યારે તે પ્રસ્થ વ્યવહારનયનો વિષય બની ગયુ સારાશ એ છે કે નૈગમમા પ્રસ્થરૂપમા ન હોય ત્યારે પણ તે પ્રસ્થ કહેવાયુ, પણ વ્યવહારમા તો ત્યારે જ પ્રસ્થ કહેવાય જ્યારે તે પ્રસ્થરૂપે વાપરી શકાય તેવુ બની ગયુ હોય

સારાશ છે કે અહીં વ્યવહારનયનો વિષય તે તે નામે લોકમા ઓળખાતી વસ્તુ—વિશેષ વસ્તુ એમ થાય છે માત્ર સામાન્ય લાકડાને વ્યવહારનય પ્રસ્થ નહિ કહે, જો કે એ જ લાકડુ પ્રસ્થ બન્યુ છે કારણ કે લોકવ્યવહારમા લાકડા તરીકે તો પ્રસ્થ અને બીજા પણ અનેક લાકડા છે, પણ એ બધા લાકડાના પ્રકારોમાથી વિશેષ આકૃતિવાળા લાકડાને જ પ્રસ્થ કહેવામા આવે છે, બધાને નહિ, તત્ત્વની ભાષામા કહેવુ હોય તો વ્યવહારનય સામાન્યગ્રાહી નહિ પણ વિશેષગ્રાહી છે એમ ફલિત થાય છે

આ દૃષ્ટાત દ્રવ્યનુ છે પણ ક્ષેત્રની દૃષ્ટિએ વ્યવહારનયનુ ઉદાહરણ વસતિ (અનુ૦ સૂ૦ ૧૪૪) દષ્ટાતને નામે ઓળખાય છે તમે ક્યા રહો છો ?—એવા પ્રશ્નના ઉત્તરમા કોઈ 'લોકમા રહુ છુ' એમ શરૂ કરીને ઉત્તરોત્તર કહે કે 'તિર્યગ્ લોકમા', 'જમ્બૂદ્વીપમા', 'ભારતમા', 'દક્ષિણ ભારતમા', 'પાટલિપુત્રમા', 'દેવદત્તના ઘરમા' અને છેવટે 'દેવદત્તના ઘરના ગર્ભગૃહમા રહુ છુ'—એમ કહે છે આ અવિશુદ્ધ નૈગમથી શરૂ કરીને વિશુદ્ધતર નૈગમના ઉદાહરણ છે વિશુદ્ધતર નૈગમે જે ઉત્તર આપ્યો કે ગર્ભગૃહમા રહુ છુ, લોકવ્યવહારમા એવો ઉત્તર મળે તો જ તે કાર્યસાધક બને, આથી તેવો જ ઉત્તર વ્યવહારનયને પણ માન્ય છે

ગર્ભગૃહ પણ સમગ્ર લોકનો એક ભાગ હોઈ 'લોકમા રહુ છુ' એ ઉત્તર અસદુત્તર તો નથી, પણ તે ઉત્તરથી લૌકિક વ્યવહાર ચાલી શકે નહિ એટલે લોકવ્યવહાર માટે જરૂરી છે કે સમગ્ર લોકમાનો પ્રતિનિયત પ્રદેશ નિવાસસ્થાન તરીકે જણાવવામા આવે આમ આ દૃષ્ટાતથી પણ વ્યવહાર વિશેષગ્રાહી છે એમ નિશ્ચિત થાય છે જેમ પૂર્વ દૃષ્ટાતમા લાકડુ એ જ પ્રસ્થ છતા લાકડાની વિશેષ આકૃતિ સિદ્ધ થાય ત્યારે જ તે પ્રસ્થની ક્રિયા કરી શકે છે અને લોકવ્યવહારમા આવે છે, તેથી વિશેષ પ્રકારનુ લાકડુ એ પ્રસ્થ એવા નામને પામી, માપણીનો લોકવ્યવહાર સિદ્ધ કરે છે એટલે કે સકલ્પમા રહેલ પ્રસ્થ

નહિ, પણ બાહ્ય પ્રસ્થની આકૃતિ ધારણ કરેલો પદાર્થ લોકમા પ્રસ્થનુ કામ આપે છે માટે તે જ પ્રસ્થ વ્યવહારનયનો વિષય છે

આ પ્રકારે પૂર્વોક્ત બન્ને દષ્ટાતો દ્વારા વ્યવહારનય વિશેષગ્રાહી છે એ વાતને સમર્થન મળે છે જે ભેદ છે તે એ કે નૈગમે સકલ્પના વિષય લાકડાને પણ પ્રસ્થ કહ્યુ અને વ્યવહારે પ્રસ્થાકાર લાકડાને પ્રસ્થ કહ્યુ આમ આમાં દ્રવ્ય અને તેના પર્યાયને નજર સમક્ષ રાખી પ્રસ્થ દષ્ટાત છે, જ્યારે વસતિ દષ્ટાતમા અવયવ અને અવયવીના વિચારના આધારે નૈગમ-વ્યવહારની વિચારણા કરી હોય તેમ જણાય છે કારણ કે નૈગમે તો સમગ્ર લોકરૂપ અવયવી દ્રવ્યને પોતાનો વિષય બનાવી ઉત્તરોત્તર સકુચિત એવા ખડોને તે સ્પર્શે છે અને છેવટે વિશુદ્ધતર નૈગમ તેના સકુચિતતર પ્રદેશને પકડીને નિવાસ-સ્થાનનો નિર્દેશ કરે છે નૈગમે ચીંધી આપેલા તે પ્રદેશને જ વ્યવહાર પણ વ્યક્તિના નિવાસસ્થાન તરીકે સ્વીકારી લે છે. આમ અખડ દ્રવ્યમાથી તેના ખડને વ્યવહાર સ્પર્શે છે આ દાષ્ટએ પ્રસ્થ અને વસતિ દષ્ટાતનો ભેદ હોઈ આને દ્રવ્ય નહિ પણ મુખ્યપણે ક્ષેત્રની દૃષ્ટિએ દષ્ટાત આપ્યુ છે તેમ કહી શકાય

**અનુયોગદ્વાર**મા (સૂ૦ ૧૪૪) ત્રીજુ ઉદાહરણ પ્રદેશ દષ્ટાતનુ છે આમા કોઈ કહે છે કે સગ્રહનયને મતે પાંચના (દ્રવ્યના) પ્રદેશ છે તે આ પ્રમાણે—ધર્મપ્રદેશ, અધર્મપ્રદેશ, આકાશપ્રદેશ, જીવપ્રદેશ અને સ્કધપ્રદેશ પણ આની સામે વ્યવહારનયનુ કથન છે કે તમે જે પાચના (દ્રવ્યના) પ્રદેશ કહો છો તે બરાબર નથી, તેમા તો ભ્રમ થવાને સભવ છે, જેમ કે કોઈ કહે કે પાચ ગોષ્ઠિક (એક કુટુબના) પુરુષોનું સુવર્ણ છે તો તેમા તે સુવર્ણ ઉપર સૌનો સરખો ભાગ લાગે, તેમ પાચના પ્રદેશ કહેવાથી તે પ્રદેશો પાચેના ગણાય—કોઈ એકના નહિ માટે કહેવુ જોઈએ કે પ્રદેશના પાચ પ્રકાર છે આમ સગ્રહમા પ્રદેશ સામાન્ય માનીને નિરૂપણ હતુ જ્યારે વ્યવહારમા પ્રદેશ વિશેષને પ્રાધાન્ય આપવામા આવ્યુ છે, અર્થાત વ્યવહાર ભેદપ્રધાન છે વ્યવહારનયના આ દષ્ટાતથી સ્પષ્ટ થાય છે કે વ્યવહારમા ઉપયોગી સામાન્ય નહિ પણ તેના ભેદો છે એટલે તે ભેદમૂલક વ્યવહારને પ્રાધાન્ય આપે છે

પૂર્વોક્ત બે દષ્ટાતો અને આમા શો ભેદ છે એ પ્રશ્ન વિચારણીય છે પ્રસ્થ દષ્ટાત તો સ્પષ્ટપણે દ્રવ્ય અને તેના પર્યાય વિષે છે, એટલે કે ઊર્ધ્વતાસામાન્ય દ્રવ્ય અને તેના પર્યાયો વિષે છે વસતિ દષ્ટાતમા દ્રવ્ય અને તેના પ્રદેશની વાત છે, એટલે કે એક જ દ્રવ્યના ખડની વાત છે આમા તે ખડને પર્યાય કહી તો શકાય, પણ તે પરિણમનને કારણે નહિ, પણ ખડને કારણે એટલે મુખ્ય રીતે આ દષ્ટાત દ્રવ્ય-વ્યવહારનુ નહિ પણ ક્ષેત્રવ્યવહારનુ છે અને પ્રદેશદષ્ટાત જે છેલ્લુ છે તેમા દ્રવ્ય સામાન્ય એટલે ઊર્ધ્વતાસામાન્ય નહિ પણ તિર્યગ્ સામાન્ય સમજાય છે અને પછી તે સામાન્યના વિશેષો, ભેદો કે પર્યાયોનો વિચાર છે આમ આ ત્રણે દષ્ટાતો એક રીતે ભેદગ્રાહી, વિશેષગ્રાહી, પર્યાયગ્રાહી છતા તેમા વ્યવહારનો સૂક્ષ્મ ભેદ વિવક્ષિત છે વ્યવહારનય ભેદગ્રાહી છે—આ વસ્તુ આચાર્ય પૂજ્યપાદે વ્યવહારનયની જે વ્યાખ્યા કરી છે તે પરથી પણ સિદ્ધ થાય છે પરસામાન્યમાથી ઉત્તરોત્તર અપરાપર સામાન્યના ભેદો કરવા એવી વ્યાખ્યા પૂજ્યપાદે વ્યવહારની બાધી આપી છે

આ ચર્ચાના પ્રકાશમા જો આપણે અનુયોગ સૂત્રગત વ્યવહારની "वच्चइ विणिच्छियत्थ ववहारो सव्वदव्वेसु"—(**અનુયો૦** સૂત્ર ૧૫૨ પૃ૪ ૨૬૪, આ ગાથા **આવશ્યકનિર્યુક્તિમાં** પણ છે—ગા૦ ૭૫૬) આ વ્યાખ્યાનો અર્થ કરીએ તો સર્વદ્રવ્યોમા વિનિશ્ચિત અર્થને, એટલે કે સામાન્ય નહિ પણ વિશેષે કરી નિશ્ચિત અર્થાત્ ઉત્તરોત્તર ભેદોને—વિશેષોને વ્યવહાર પોતાનો વિષય બનાવે છે—એવો સ્પષ્ટ અર્થ ફલિત થાય છે આના પ્રકાશમા આચાર્ય હરિભદ્રે વ્યવહારનયના અનુયોગગત લક્ષણનો જે અર્થ કર્યો છે તે વ્યાજબી ઠરે છે તેમણે વ્યાખ્યામા કહ્યુ છે કે 'व्रजति निराधिक्ये चयन चय., अधिकश्चयो निश्चय =सामान्यम्। विगतो निश्चय विनिश्चय =विगतसामान्यभाव.' (પૃ૦ ૧૨૪) અર્થાત્ વ્યવહારનયને

મતે સામાન્ય નહિ પણ વિશેષ મુખ્ય છે એ જ આચાર્યે વળી આવશ્યકનિર્યુક્તિની વ્યાખ્યામા આ પ્રમાણે કહ્યુ છે "विशेषेण निश्चयो विनिश्चय । आगोपालाङ्गनाद्यवबोधो न कतिपयविद्वत्सन्निबद्ध इति।" आवश्यकनिर्युक्ति હારિ૦ ગા૦ ૭૫૬, આના ભાષ્ય માટે જુઓ વિશેષા૦ ૨૨૧૩થી

### બન્ને વ્યવહારમાં લોકાનુસરણ

નિશ્ચયના અનુસધાનમા વ્યવહારનય અને સાતનયના એક પ્રકાર તરીકે વ્યવહારનય એ બન્નેમા જે વસ્તુ સાધારણ છે તે એ કે તે વિશેષગ્રાહી છે, અને વળી બન્ને વ્યવહારનયો લોકવ્યવહારમા ઉપયોગી વિશેષને મહત્ત્વ આપે છે વિશેષ સ્થૂલ બુદ્ધિગ્રાહ્ય છે પણ સામાન્ય સૂક્ષ્મ બુદ્ધિગ્રાહ્ય છે, અને લોકવ્યવહાર તો સ્થૂલ બુદ્ધિથી જ વિશેષ થાય છે તેથી નિશ્ચયના અનુસધાનમા વ્યવહારનયને મુખ્યરૂપે લોકવ્યવહારને અનુસરનાર માનવામા આવ્યો અને સૂક્ષ્મબુદ્ધિગ્રાહ્ય વસ્તુને નિશ્ચયનો વિષય માનવામા આવી અને આ સ્થૂલ-સૂક્ષ્મના વિચારભેદમાથી જ નિશ્ચય અને વ્યવહારનયની આખી વિચારણાએ ક્રમે કરી માત્ર દ્રવ્યાનુયોગનુ જ નહિ પણ ચરણાનુયોગનુ ક્ષેત્ર પણ સર કર્યું છે

અહીં એ પણ ધ્યાનમા રાખવુ જરૂરી છે કે સાત નયાન્તર્ગત વ્યવહારને વિષે તે વિશેષને વિષય કરે છે એ વાતનુ સમર્થન કર્યા પછી પણ 'विनिच्छयत्थ' એ પદનો બીજો જે અર્થ આચાર્ય જિનભદ્ર કરે છે, તે નિશ્ચયનયના અનુસધાનમા આવતા વ્યવહારનો જે અર્થ છે તેનુ અનુસરણ કરે છે, એટલે કે આગમગત ભમરાનુ દૃષ્ટાત આપીને જનપદમા પ્રસિદ્ધ જે અર્થ તેને વ્યવહાર વિષય કરે છે એમ જણાવે છે—વિશેષા૦ ગા૦ ૨૨૨૦ આથી સાત નયાન્તર્ગત વ્યવહાર અને નિશ્ચયના અનુસધાનમા આવતો વ્યવહાર બન્ને નજીક આવી જાય છે

## ૪. નિર્યુક્તિમાં વ્યવહાર અને નિશ્ચય

### પૃથ્વી આદિ કાય વિષે

આવશ્યકની અને બીજી નિર્યુક્તિઓમા વ્યવહાર–નિશ્ચયનુ ક્ષેત્ર વ્યાપક બન્યુ હોય તેમ જણાય છે આચારના ક્ષેત્રે અનેક પ્રશ્નો ઊભા થતા હતા તેથી આચાર વિષે અને તેને સ્પર્શતા દ્રવ્યાનુયોગના પદાર્થો વિષે પણ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા ઊભી થઈ હતી તેથી આપણે નિર્યુક્તિઓમા એવા સ્પષ્ટીકરણો જોઈએ છીએ

શ્રમણોએ સ્થૂલ સૂક્ષ્મ સર્વ પ્રકારના જીવની હિંસાથી બચવાની પ્રતિજ્ઞા લીધી હોય છે સ્થૂલ જીવો તો દેખાય એટલે તેમની હિંસાથી બચવુ સરલ હતુ, પણ સૂક્ષ્મ જીવો દેખાતા નથી આથી તેમની હિંસાથી કેવી રીતે બચવુ, એ સમસ્યા હતી સામાન્ય રીતે જોતા જ્યા એમ લાગે કે અહીં સૂક્ષ્મ જીવનો સભવ નથી ત્યા પણ કેવલીની દૃષ્ટિએ સૂક્ષ્મ જીવોનો સભવ હોય એમ બને અને વળી જ્યા સૂક્ષ્મ જીવોનો સામાન્ય રીતે સભવ મનાય ત્યા પણ કેવળીને સૂક્ષ્મ જીવોનો અભાવ જણાય એવુ પણ બને છે તો એવે પ્રસગે સાધક, જેને કેવળ જ્ઞાન નથી, તે શુ કરે? આવા જ કોઈ પ્રશ્નમાથી પૃથ્વી આદિને વ્યવહાર અને નિશ્ચયે સચિત્ત–અચિત્ત માનવાની પ્રક્રિયા શરૂ થઈ હશે, તેનો પડઘો નિર્યુક્તિમા પડ્યો છે પિંડનિર્યુક્તિમા નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિએ સચિત્ત પૃથ્વીકાયથી માડી સચિત્ત વનસ્પતિકાય સુધીનો વિચાર કરવામા આવ્યો છે —પિંડનિર્યુક્તિ ગા૦ ૧૦–૧૧, ૧૬–૧૭, ૩૫–૩૬, ૩૮–૩૯, ૪૩–૪૪

પૃથ્વીકાય વિષે કહેવામા આવ્યુ છે કે નિશ્ચયથી સચિત્ત પૃથ્વીકાય પર્વતાદિનો મધ્ય ભાગ છે, પણ વ્યવહારથી સચિત્ત પૃથ્વીકાય અચિત્ત અને મિશ્રથી ભિન્ન હોય તે જાણવી. આ જ પ્રમાણે અપ્કાયા

આદિ વિષે કહેવામા આવ્યુ છે કે તળાવ, વાવ આદિનુ પાણી વ્યવહારથી સચિત્ત છે અને લવણાદિ સમુદ્રના મધ્ય ભાગ વગેરેનું પાણી નિશ્ચયથી સચિત્ત છે એ જ પ્રમાણે તેજસ્કાય આદિ વિષે પણ વ્યવહાર-નિશ્ચયથી વિચાર કરવામાં આવ્યો છે એમ કહેવાયુ છે કે તળાવનુ પાણી સામાન્ય રીતે સચિત્ત જ હોય છે પણ ભગવાન મહાવીરે પોતાના કેવળ જ્ઞાનવડે જાણ્યુ કે અમુક તળાવનુ પાણી અચિત્ત થઈ ગયુ છે અને છતા પણ તેનુ પાણી પીવાની અનુજ્ઞા તેમણે પોતાના શિષ્યોને આપી નહિ તે એટલા માટે કે આગળ ઉપર આ ઉપરથી ધડો લઈ બીજા સાધુઓ તેવા જ બીજા તળાવના પાણીને અચિત્ત માની પીવાનુ શરૂ કરે તો દોષ લાગવાનો સભવ હતો આથી તેવા દોષને ટાળવા માટે તેમણે તે વિશિષ્ટ તળાવના પાણીને પીવાની પણ અનુજ્ઞા ન આપી, કારણ કે સામાન્ય રીતે તળાવનુ પાણી સચિત્ત જ હોય છે એટલે તેમણે જે તળાવમા સૂક્ષ્મ જીવોનો અભાવ જોયો હતો તેને પણ વ્યવહાર-દૃષ્ટિએ સચિત્ત માનવા પ્રેરણા આપી અને તેનુ પાણી પિવાની અનુજ્ઞા આપી નહિ —**નિશીથ** ગા૦ ૪૮૫૯, **બૃહત્કલ્પ** ૯૯૯

નિશ્ચય-વ્યવહારથી સચિત્તનો આવો જ વિચાર ઓઘનિર્યુક્તિમા પણ કરવામા આવ્યો છે —**ઓઘનિર્યુક્તિ** ગા૦ ૩૩૭–૩૬૩

### આત્મવિઘાત વિષે

પિંડનિર્યુક્તિમા દ્રવ્ય આત્મા અને ભાવ આત્માના ભેદ પાડવામા આવ્યા છે, જ્ઞાનાદિ ગુણવાળુ જે દ્રવ્ય તે દ્રવ્યાત્મા છે એટલે કે પૃથ્વીકાય આદિ જીવાસ્તિકાય દ્રવ્ય તે દ્રવ્યાત્મા છે, અને જ્ઞાન દર્શન-ચરણ (ચારિત્ર) એ ત્રણ ભાવાત્મા છે પરના પ્રાણાદિનો વધ કરનાર સાધુ તે પરની ઘાત તો કરે જ છે, પણ સાથે સાથે તે પોતાના ચરણરૂપ ભાવ આત્માનો પણ વિઘાત કરે છે ત્યારે પ્રશ્ન થાય છે કે તો પછી તે વખતે તેના જ્ઞાનાત્મા અને દર્શન આત્મા વિષે શુ માનવુ? ઉત્તરમા વ્યવહાર અને નિશ્ચય-નયનો આશ્રય કરીને કહેવામા આવ્યુ છે કે નિશ્ચયનયને મતે ચરણાત્માનો વિઘાત થયો હોય તો જ્ઞાન દર્શનનો પણ વધ માનવો જોઈએ, અને વ્યવહારનયને મતે ચરણાત્માનો વિઘાત થયો હોય તો જ્ઞાન દર્શન આત્માના વિઘાતની ભજના છે —**પિંડનિર્યુક્તિ** ગા૦ ૧૦૪–૧૦૫

આનુ રહસ્ય એમ જણાય છે કે નિશ્ચયનય એ અહીં એવભૂત નય જેવો છે એટલે તે કાળે ચરણાત્મવિઘાત કહો કે આત્મવિઘાત કહો એમા કશો ભેદ નથી તેથી જ્યારે ચરણાત્માનો વિઘાત થયો ત્યારે તદભિન્ન જ્ઞાન-દર્શન આત્માનો પણ વિઘાત થયો જ છે, કારણ, ચરણપર્યાયનુ પ્રાધાન્ય માનીને આત્માને ચરણાત્મા કહ્યો છે પણ ઘાત તો પર્યાયાપન્ન આત્માનો જ થયો છે, તેથી તે પર્યાયની સાથે કાલાદિની અપેક્ષાએ અન્ય પર્યાયોનો અભેદ માનીએ તો ચરણાત્માના વિઘાત સાથે જ્ઞાન દર્શનાત્માનો પણ વિઘાત ઘટી જાય છે

વ્યવહારનય એ ભેદવાદી હોઈ ચરણ એટલે માત્ર ચરણ જ, તેથી ચરણના વિઘાત સાથે જ્ઞાન-દર્શનનો વિઘાત જરૂરી નથી, તેથી વ્યવહારનયે ભજના કહેવામા આવી છે

ચરણવિઘાતે જ્ઞાન-દર્શનવિઘાત માનવો જોઈએ એ નિશ્ચયનયનો ખુલાસો ભાષ્યયુગમા જે કરવામા આવ્યો છે તે વિષે આગળ ઉપર કહેવામા આવશે

### કાલ વિષે

શ્રમણની દિનચર્યામા કાલને મહત્ત્વનુ સ્થાન છે, આથી કાલવિચાર કરવો પ્રાપ્ત હતો ગણિતની મદદથી વિશુદ્ધ દિનમાન કાઢી પૌરુષીનો વિચાર કરવામા આવે તે નિશ્ચયકાલ જાણવો પણ લોકવ્યવહારને અનુસરી પૌરુષી માની વ્યવહાર કરવો તે વ્યવહારકાલ છે —**ઓઘનિર્યુક્તિ** ગા૦ ૨૮૨–૨૮૩

વળી, આવશ્યક નિર્યુક્તિની ચૂર્ણિ(પૃ૦ ૪૨)મા ખુલાસો કરવામા આવ્યો છે કે નિશ્ચયનયને મતે દ્રવ્યાવબદ્ધ ક્ષેત્રથી કાલ જુદો નથી દ્રવ્યાવબદ્ધ ક્ષેત્રની જે પરિણતિ તે જ કાલ છે જેમ કે ગતિપરિણત સૂર્ય જ્યારે પૂર્વ દિશામા દેખાય ત્યારે તે પૂર્વાહ્ણ કહેવાય, અને જ્યારે તે આકાશના મધ્યમા ઉપર દેખાય ત્યારે મધ્યાહ્નકાલ છે, અને જ્યારે ગતિપરિણત તે સૂર્ય પશ્ચિમ દિશામા દેખાય તે અપરાહ્ણકાલ કહેવાય માટે નિશ્ચયનયને મતે દ્રવ્યપરિણામ એ જ કાલ છે મૂલ આગમમા જ્યારે જીવ-અજીવને કાલ કહેવામા આવ્યા ત્યારે આ જ નિશ્ચયદૃષ્ટિનો આશ્રય લેવામા આવ્યો હતો એમ માનવુ રહ્યુ

## સામાયિક કોને ?

નિર્યુક્તિમા સામાયિક કોને પ્રાપ્ત થાય છે તેનો ગત્યાદિ અનેક બાબતોમા વિચાર કરવામા આવ્યો છે તેમા દૃષ્ટિ એટલે સમ્યગ્દર્શનને લઈને જે વિચાર છે તે વ્યવહાર અને નિશ્ચય બન્ને દૃષ્ટિએ કરવાની સૂચના આપી છે, એટલે કે વ્યવહારનયે સામાયિક વિનાનાને જ સામાયિક થાય અને નિશ્ચયનયે સામાયિક સપન્નને જ સામાયિક થાય

—આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૮૧૪ (દીપિકા)

## અહિંસા વિચાર

ઓઘનિર્યુક્તિમા ઉપકરણના સમર્થનમા જણાવવામા આવ્યુ છે કે બાહ્ય ઉપધિ છતા જો શ્રમણ આધ્યાત્મિક વિશુદ્ધિ ધરાવતો હોય તો તે અપરિગ્રહી જ કહેવાય છે —આ છે નિશ્ચયદૃષ્ટિ—

"अज्झत्थविसोहिए उवगरण बाहिर परिहरतो ।
अप्परिग्गहीत्ति भणिओ जिणेहिं तेल्लुक्कदसीहिं ॥"

—ઓઘનિ૦ ગા૦ ૭૪૫

આમાથી જ હિંસા-અહિંસાની વિચારણા કરવાનુ પણ અનિવાર્ય થયુ, કારણ, જે કાઈ અન્ય વ્રતો છે તેના મૂળમા તો અહિંસાવ્રત જ છે એટલે નિર્યુક્તિકાર કહે છે કે અહિંસાનો આધાર પણ આત્મવિશુદ્ધિ જ છે આ સસાર તો જીવોથી સકુલ છે, તેમા જીવવધ ન થાય એમ બને નહિ, પણ શ્રમણની અહિંસાનો આધાર તેની આત્મવિશુદ્ધિ જ છે—

"अज्झप्पविसोहीए जीवनिकाएहिं सथडे लोए ।
देसियमहिंसगत्त जिणेहिं तेलोक्कदसीहिं ॥ ७४७ ॥"

કારણ કે અપ્રમત્ત આત્મા અહિંસક છે અને પ્રમત્ત આત્મા હિંસક છે—આ નિશ્ચય છે

"आया चेव अहिंसा आया हिंसत्ति निच्छओ एसो ।
जो होइ अप्पमत्तो अहिंसओ हिंसओ इयरो ॥ ७५४ ॥"

આની ટીકામા શ્રીમદ્ દ્રોણાચાર્યે જણાવે છે કે લોકમા હિંસા-વિનાશ શબ્દની પ્રવૃત્તિ જીવ અને અજીવ બન્ને વિશે થતી હોઈ નૈગમનયને મતે જીવની અને અજીવની બન્નેની હિંસા થાય છે એમ છે અને તે જ પ્રમાણે અહિંસા વિષે પણ છે સગ્રહ અને વ્યવહારને મતે પણ ષટ્જીવનિકાયને વિષે હિંસાનો વ્યવહાર છે, અર્થાત્ અહિંસાનો વ્યવહાર પણ તે નયોને મતે ષટ્જીવનિકાય વિષે જ છે ઋજુસૂત્રનયને મતે પ્રત્યેક જીવ વિષે જુદી જુદી હિંસા છે પણ શબ્દ-સમભિરૂઢ અને એવભૂત નયોને મતે આત્મા જ હિંસા કે અહિંસા છે આ જ નિશ્ચયનયનો અભિપ્રાય છે નિશ્ચયનય એ દ્રવ્ય અને પર્યાયનો ભેદ માનીને નહિ, પણ પર્યાયનુ પ્રાધાન્ય માની પોતાનુ મતવ્ય રજૂ કરે છે, એટલે કે આત્માની હિંસા કે અહિંસા નહિ પણ આત્મા જ હિંસા કે અહિંસા છે—એમ નિશ્ચયનયનુ મન્તવ્ય છે

નિર્યુક્તિકારને મતે જે શ્રમણ યતમાન હોય, એટલે કે અપ્રમત્ત હોય તેનાથી થતી વિરાધના એ બંધકારણ નથી, પણ તેની આત્મવિશુદ્ધિને કારણે તે નિર્જરારૂપ ફળ દેનારી છે જે નિશ્ચયનયનું અવલંબન લે છે અને જે સમગ્ર આગમનો સાર જાણે છે તેવા પરમર્ષિઓનું પરમ રહસ્ય એ છે કે આત્મપરિણામ એ જ હિંસા કે અહિંસા માટે પ્રમાણ છે અને નહિ કે બાહ્ય જીવની હિંસા કે અહિંસા પરંતુ આ નિશ્ચયની વાતનું કેટલાક લોકો અવલંબન તો લે છે, પણ તેના વિશેનો યથાર્થ નિશ્ચય એટલે કે ખરા રહસ્યનું યથાર્થ જ્ઞાન જેમને નથી, તેઓ તો બાહ્ય ક્રિયામાં પ્રમાદી થઈને ચારિત્રમાર્ગનો લોપ જ કરે છે સારાંશ એ છે કે પરિણામ પર જ ભાર મૂકી જેઓ બાહ્ય આચરણ, એટલે કે વ્યવહારને માનતા નથી તેઓ ચારિત્રમાર્ગના લોપક છે—માટે વ્યવહાર અને નિશ્ચય બન્નેનો સ્વીકાર જરૂરી છે—

"जा जयमाणस्स भवे विराहणा सुत्तविहिसमग्गस्स ।
सा होइ निज्जरफला अज्झत्थविसोहिजुत्तस्स ॥
परमरहस्समिसीण समत्तगणिपिडगझरितसाराण ।
परिणामिय पमाण निच्छयमवलम्बमाणाण ॥
निच्छयमवलम्बता निच्छयओ निच्छय अयाणता ।
नासति चरणकरण बाहिरकरणालसा केइ ॥"

—ओघनिर्युक्ति ७५९-६१

"आह—यद्यय निश्चयस्ततोऽयमेवालम्ब्यता किमन्येनेति ? उच्यते—निश्चयमवलम्बमाना' पुरुषा 'निश्चयत ' परमार्थतो निश्चयमजानाना॰ सन्तो नाशयन्ति चरणकरणम् । कथम् ? 'बाह्यकरणालसा.' बाह्य वैयावृत्त्यादि करण तत्र अलसा.-प्रयत्नरहिताः सन्तश्चरणकरण नाशयन्ति । केचिदिद चाङ्गीकुर्वन्ति यदुत परिशुद्धपरिणाम एव प्रधानो न तु बाह्यक्रिया । एतच्च नाङ्गीकर्तव्यम् । यत परिणाम एव बाह्यक्रियारहित॰ शुद्धो न भवतीति । ततश्च निश्चय-व्यवहारमतमुभयरूपमेवाङ्गीकर्तव्यमिति ।"

—ओघनिर्युक्ति टीका गा॰ ७६१

### વંદનવ્યવહાર વિષે

શ્રમણોમા વંદનવ્યવહારની રીત એવી છે કે જે જ્યેષ્ઠ એટલે કે દીક્ષાપર્યાયે જ્યેષ્ઠ હોય—વયથી જ્યેષ્ઠ હોય તે વંદ્ય છે પણ જ્યારે સૂત્રવ્યાખ્યાન થતું હોય ત્યારે જે સૂત્રધારક હોય તેને જ્યેષ્ઠ માનીને બીજા વંદન કરે આ પ્રકારના વ્યવહાર ઉપરથી પ્રશ્ન ઉપસ્થિત થયો કે સૂત્રધારકને પણ જો જ્યેષ્ઠ કહી શકાતા હોય તો જેઓ માત્ર દીક્ષાપર્યાયથી—વયથી જ્યેષ્ઠ હોય અને સૂત્ર કે તેનું વ્યાખ્યાન જાણતા ન હોય તેમને વંદન કરવાથી શો લાભ ?—

"चोएति जइ हु जिट्ठो कहिंचि सुत्तत्थधारणाविगलो ।
वक्खाणलद्धिहीणो निरत्थय वदण तम्मि ॥"

—આવ૦ નિ૦ ગા૦ ૭૧૨ (દીપિકા)

વળી સૂત્રવ્યાખ્યાનપ્રસંગે જ્યેષ્ઠની વ્યાખ્યામા વયજ્યેષ્ઠ કરતા રત્નાધિકને જ્યેષ્ઠ માનવો એમ મનાયું તો પછી રત્નાધિક શ્રમણ ભલેને વયથી લઘુ હોય પણ જો વયથી જ્યેષ્ઠ એવો શ્રમણ તેની પાસે વંદન કરાવે તો તે શું એ રત્નાધિકની અશાતના નથી કરતો ?—

"अह वयपरियाएहिं लहुगो वि हु भासओ इह जेट्ठो ।
रायणियवदणे पुण तस्स वि आसायणा भते ॥"

—આવ૦ નિ૦ ગા૦ ૭૧૩ (દીપિકા)

આ શકાઓનુ સમાધાન કરવામા આવ્યુ છે કે જ્યેષ્ઠની વ્યાખ્યા પ્રસગાનુસાર કરવામા આવે છે સામાન્ય રીતે વ્રતગ્રહણનો પર્યાય જ્યેષ્ઠના નિર્ણયમા કામ આવે છે, પણ સૂત્રવ્યાખ્યાનપ્રસગમા તો વ્રત પર્યાયને નહિ પણ લબ્ધિને મુખ્ય માનવામા આવે છે અને આથી સૂત્રવ્યાખ્યાન કરવાની જેનામા લબ્ધિ હોય તે વયથી ભલેને લઘુ હોય પણ તે જ્યેષ્ઠ ગણાય આથી એવા રત્નાધિક જ્યેષ્ઠને વયજ્યેષ્ઠે વદન કર્યું તેમા કશુ જ અનુચિત નથી વળી વ્યાખ્યાન પ્રસગે તો વયજ્યેષ્ઠે નમસ્કાર કર્યો છે આથી રત્નાધિકની આશાતનાનો પ્રસગ પણ નથી

"जइ वि वयमाइएहिं लहुओ सुत्तत्थधारणापडुओ ।
वक्खाणलद्धिमंतो सो चिय इह घेप्पई जेट्ठो ॥
आसायणा वि णेव पडुच्च जिणवयणभासय जम्हा ।
वदणय राइणिए तेण गुणेण पि सो चेव ॥"

—આવ૦ નિ૦ ગા૦ ૭૧૪–૭૧૫ (દીપિકા)

આચાર્યે આવો નિર્ણય આપ્યો તે પાછળ તેમની દૃષ્ટિ શી હતી તેનુ સ્પષ્ટીકરણ તેમણે વ્યવહાર અને નિશ્ચયનયના અવલબનથી કર્યું છે તેમણે જણાવ્યુ છે કે વ્યવહારનુ અનુસરણ કરવામા આવે ત્યારે વયજ્યેષ્ઠ એ જ્યેષ્ઠ ગણાય પણ નિશ્ચયનયને મતે તો દીક્ષાપર્યાય કે વય એ પ્રમાણ નથી, પણ ગુણાધિક્ય એ પ્રમાણ છે માટે બન્ને નયોને આધારે પ્રસગ પ્રમાણે વર્તન કરવામા કશો જ દોષ નથી, જૈન ધર્મમા એક જ નય નહિ, પણ બન્ને નય જ્યારે મળે ત્યારે તે પ્રમાણ બને છે માટે બન્ને નયોને માનીને પ્રસગાનુસાર વદનવ્યવહાર કરવો આ બન્ને નયોને મહત્ત્વ આપવુ એટલા માટે જરૂરી છે કે ગુણાધિક્ય એ આતરિકભાવ છે અને સર્વ પ્રસગે એ આતરિકભાવનુ જ્ઞાન છદ્મસ્થ માટે સભવ નથી, માટે જ્યા આતરિકભાવ જાણવામા આવે એવે પ્રસગે તેને મહત્ત્વ આપી વંદનવ્યવહારની યોજના નિશ્ચય દૃષ્ટિને મહત્ત્વ આપી કરવામા આવે તેમા કશુ ખોટુ નથી, પણ સામાન્ય રીતે તો દીક્ષાપર્યાયે જે જ્યેષ્ઠ હોય તેને જ્યેષ્ઠ માનીને વદનવ્યવહારની યોજના વ્યવહારનયે કરવી એ સુગમ લોકસમત માર્ગ છે, કારણ, ગુણાધિક્ય જાણવુ લોકને માટે સુગમ નથી, પણ દીક્ષાપર્યાય જાણવો સુગમ છે, એટલે વ્યવહારનયે માની લીધુ કે જેનો દીક્ષાપર્યાય વધારે તે મોટો એટલે વદનીય—

"न वओ एत्थ पमाण न य परियाओ वि णिच्छयमएण ।
ववहारओ उ जुज्जइ उभयनयमय पुण पमाण ॥
निच्छयओ दुन्नेय को भावे कम्मि वट्टइ समणो ।
ववहारओ उ कीरइ जो पुव्वठिओ चरित्तम्मि ॥"

—આવ૦ નિ૦ ગા૦ ૭૧૬–૭૧૭ (દીપિકા)

આમાની અતિમ ગાથા **બૃહત્કલ્પભાષ્યમાં** પણ છે, જુઓ ગા૦ ૪૫૦૬

સઘ વ્યવસ્થા જાળવવા માટે આ પ્રકારનો વ્યવહાર જરૂરી છે, અન્યથા ગુણજ્યેષ્ઠ ગણાવા સૌ પ્રયત્ન કરે અને અવ્યવસ્થા ઊભી થાય અને ગુણનુ પરીક્ષણ સર્વથા સભવ નથી, તેમ સર્વથા અસભવ પણ નથી, માટે સામાન્ય વ્યવહાર એવો કે વ્રતજ્યેષ્ઠ તે જ્યેષ્ઠ અને વદનીય પરતુ વિશેષ પ્રસગે જ્યા ગુણાધિક્યના જ્ઞાનનો નિશ્ચય થાય ત્યા તે ગુણાધિક પુરુષ પણ વદનીય બને આ જ કારણે લોકદૃષ્ટિથી અથવા તો વ્યવહારનયથી કરેલી વ્યવસ્થાને સ્વય અર્હત્–કેવળીભગવાન્ પણ અનુસરે છે—એવુ સ્પષ્ટીકરણ મૂળ ભાષ્યકારે કર્યું છે. આ જ વ્યવહારની બળવત્તા છે મૂળ ભાષ્યકાર જણાવે છે કે વ્યવહાર પણ બળવાન્ છે, કારણ કે જ્યા સુધી ગુરુને એવી જાણ ન હોય કે મારો શિષ્ય કેવળી થઈ ગયો છે ત્યા સુધી તે અર્હત્ પોતાનો ધર્મ સમજીને છદ્મસ્થ એવા ગુરુને વદન કરે છે—

"ववहारो वि हु बलव ज छउमत्थ पि वदइ अरहा ।
जा होइ अणामिण्णो जाणतो धम्मय एय ॥"

—આવ૦ નિ૦ મૂલ ભાષ્ય-૧૨૩

આ ગાથા બૃહત્કલ્પ ભાષ્યમાં પણ છે જુઓ ગા૦ ૪૫૦૭

નિર્યુક્તિગત વ્યવહારનિશ્ચયની જે ચર્ચા છે તે એક એ વાત સિદ્ધ કરે છે કે વ્યવહારમાથી યથાર્થતાનો અશ ઓછો થાય છે, એટલે કે આગમમા વ્યવહારનુ તાત્પર્ય એવુ હતુ કે તેમા સત્યનો—યથાર્થતાનો અશ હતો, જેમકે વ્યવહારદૃષ્ટિએ જ્યારે ભ્રમરને કાળો કહેવામા આવ્યો ત્યારે તેમા કાળો ગુણ હતો, પણ તેનો સદતર અભાવ હોય અને ભમરાને કાળો વ્યવહારનયે કહ્યો હોય એમ નથી નિશ્ચયનય કાળા ઉપરાત બીજા વર્ણોનુ અસ્તિત્વ કહે છે, પણ કાળાનો અભાવ બતાવતો નથી વળી, પ્રસ્થને વ્યવહારમા લઇ શકાય એવા આકારવાળુ લાકડુ થાય ત્યારે પ્રસ્થ તરીકે વ્યવહારનયને સમત હતુ એ પણ બતાવે છે કે લોકવ્યવહારના મૂળમા યથાર્થના તરફ દુર્લક્ષ કરવામા આવ્યુ નથી આથી વ્યવહારનય યથાર્થથી તદ્દન નિરપેક્ષ નથી પણ નિર્યુક્તિ કાળમા વ્યવહારમા આ યથાર્થતા ઉપરાત ઔચિત્યનુ તત્ત્વ, એટલે કે મૂલ્યનુ તત્ત્વ ઉમેરાયુ છે આને કારણે વ્યવહારનયનુ ક્ષેત્ર વ્યાપક બન્યુ છે સસારમા વયથી જે જ્યેષ્ઠ હોય તે જ્યેષ્ઠ ગણાય છે તેનો તો સ્વીકાર વ્યવહારનય કરે જ છે, પણ નિશ્ચયનયની દૃષ્ટિએ વયજ્યેષ્ઠ કરતા ગુણ-જ્યેષ્ઠનુ મહત્ત્વ હોઈ નિશ્ચયનયમા વયજ્યેષ્ઠની જ્યેષ્ઠ તરીકે સ્વીકાર નથી ભમરાનો કાળો ગુણ નિશ્ચયનયની દૃષ્ટિએ અયથાર્થ નથી, પણ તે ઘણામાનો એક છે, આ વિચારણા યથાર્થતાને આધાર માનીને થઈ છે, પણ જ્યેષ્ઠ કોને કહેવો એ વિચારણામા વ્યવહાર–નિશ્ચયનો આધાર યથાર્થતાને બદલે મૂલ્યાકન છે આથી આ કાળમા દ્રવ્ય અને ભાવનો અર્થવિસ્તાર પણ થયો છે બાહ્ય લોકાચાર એ દ્રવ્ય, અને તાત્ત્વિક આચાર એ ભાવ વ્યવહારનય આવા દ્રવ્યને અને નિશ્ચયનય આવા ભાવને મહત્ત્વ આપે છે આથી જ જે તત્ત્વદૃષ્ટિએ, એટલે કે યથાર્થની દૃષ્ટિએ અચિત્ત હતુ તેને પણ લોકાચાર–વ્યવહારની સુગમતા અને વ્યવસ્થાની દૃષ્ટિએ સચિત્ત માનવામા આવ્યુ આમ વ્યવહાર લોકાનુસરણ કરવા જતા અયથાર્થ તરફ પણ વળી ગયો છે વ્યવહારનયનુ આ વલણ બૌદ્ધોની સવૃતિ કે વેદાતના વ્યવહારસત્ય જેવુ છે. પણ સાથે સાથે તેનુ જે મૂળ વલણ તે પણ આ કાળમા ચાલુ રહ્યુ છે તેની નોંધ પણ લેવી જોઈએ વળી, નિશ્ચય પણ આ કાળે પરમાર્થ કે તત્ત્વ તરફ જઈ રહ્યો છે, એટલે કે તે વ્યવહારથી સાવ છૂટો થવા જઈ રહ્યો છે

વળી, લોકવ્યવહારમા ભાષા મુખ્ય ભાગ ભજવે છે, અને ઘણીવાર ભાષા તત્ત્વથી જુદુ જ જણાવતી હોય છે પણ લોકો વિચાર કર્યા વિના અતાત્ત્વિકને તાત્ત્વિક માની વ્યવહાર ચલાવતા હોય છે આ પ્રકારના અતાત્ત્વિક વ્યવહારને સ્થાને તાત્ત્વિક વાતની સ્થાપના એ નિશ્ચયનો ઉદ્દેશ બને છે આથી કહી શકાય કે લોકનુ એટલે સમાજનુ, બહુજનનુ સત્ય એ વ્યવહારનય, પણ કોઈ વિરલ વ્યક્તિ માટેનુ સત્ય તે નિશ્ચયનય છે એ બે વચ્ચેનો આવો ભેદ આ કાળમા સ્પષ્ટ થાય છે

## ૫. ભાષ્યોમાં વ્યવહાર અને નિશ્ચય

### લોકવ્યવહારપરક અને પરમાર્થપરક

વ્યવહાર અને નિશ્ચયનયની આગમગત ભૂમિકામા આપણે જોઈ ગયા છીએ કે એક સ્થૂલગામી છે અને બીજો સૂક્ષ્મગામી છે આ જ વસ્તુને લઈને આચાર્ય જિનભદ્રે સ્પષ્ટીકરણ કર્યું છે કે વ્યવહારનય એ

લોકવ્યવહારપરક છે અને નિશ્ચયનય એ પરમાર્થપરક છે આ વસ્તુનો નિર્દેશ તેમણે ભગવતીસૂત્રગત ઉદાહરણનો આધાર લઈને જ કર્યો છે—

"लोगव्ववहारपरो ववहारो भणइ कालओ भमरो।
परमत्थपरो भणइ णेच्छइओ पचवण्णोत्ति ॥"

—વિશેષા૦ ગા૦ ૩૫૮૯

આચાર્ય જિનભદ્રે કેવળ વ્યવહારને જ નહિ, પણ નૈગમને પણ લોકવ્યવહારપરક જણાવ્યો છે—

"णेगमववहारा लोगव्ववहारतप्परा"

—વિશેષા૦ ૩૭

પણ જ્યારે ભાષ્યકાર વ્યવહારનયને લોકવ્યવહારપરક જણાવે છે અને નિશ્ચયને પરમાર્થપરક જણાવે છે ત્યારે એ પણ ધ્યાનમા લેવુ જોઈએ કે નિર્યુક્તિકાળમા તે નયોનો જે ક્ષેત્રવિસ્તાર અને અર્થવિસ્તાર થયો હતો તે પણ ભાષ્યકાળમા ચાલુ જ છે તે હવે આપણે જોઈશુ

## વ્યવહાર-નિશ્ચય અને નયો

આચાર્ય જિનભદ્રે જ્યારે વ્યવહારને લોકવ્યવહારપરક કહ્યો અને નિશ્ચયનયને પરમાર્થપરક કહ્યો ત્યારે વળી તેમને તે બન્નેની એક જુદા જ પ્રકારે વ્યાખ્યા કરવાનુ સૂઝ્યુ આપણે જાણીએ છીએ કે આચાર્ય જિનભદ્રે જૈન દર્શનને સર્વનયમય કહ્યુ છે, એટલે કે જે જુદા જુદા દર્શનો છે તે એકેક નયને લઈને ચાલ્યા છે, પણ જૈન દર્શનમાં સર્વ નયોનો સમાવેશ છે—"इदमिह सव्वणयमय जिणमतमणवज्जमच्चत"—વિશેષા૦ ૭૨।

તેમણે કહ્યુ છે કે—

"अहवेगनयमय चिय ववहारो ज न सव्वहा सव्व।
सव्वनयसमूहमय विणिच्छओ ज जहाभूअ ॥ ३५९० ॥"

—વિશેષા૦

સસારમા જે વિવિધ મતો છે તે એકેક નયને આધારે છે, તેથી તે વ્યવહારનય કહેવાય કારણ કે તેમા સર્વ વસ્તુનો વિચાર સર્વ પ્રકારે કરવામા આવતો નથી, પણ સર્વનયના સમૂહરૂપ જે મત છે, એટલે કે જે જૈન દર્શન છે, તે નિશ્ચયનય છે, કારણ કે તે વસ્તુને યથાભૂતરૂપે—યથાર્થરૂપે ગ્રહણ કરે છે આનો અર્થ એ થયો કે લોકમા જે વિવિધ દર્શનો છે તે વ્યવહારદર્શનો છે અને જૈન દર્શન તે પારમાર્થિક દર્શન હોઈ નિશ્ચયદર્શન છે

વળી, નિશ્ચયનય જો સર્વનયોનો સમૂહ હોય તો તે પ્રમાણરૂપ થયો અથવા તો અનેકાત કે સ્યાદ્વાદ થયો એ પણ એનો અર્થ સમજવો જોઈએ, એટલે કે નિશ્ચયનય એ નયશબ્દથી વ્યવહૃત છતા તે સર્વનયોના સમૂહરૂપ છે એટલે તે નય તો કહેવાય જ, છતા પણ તેનુ બીજુ નામ પ્રમાણ છે, એમ દર્શનકાળમા સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે

## નયોનો શુદ્ધ-અશુદ્ધ વિભાગ

આગમોની નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ આદિ ટીકાઓમા વ્યવહાર-નિશ્ચયનયો દ્વારા વિચારણાનુ ક્ષેત્ર વ્યાપક બન્યુ છે તેમા દ્રવ્યાનુયોગ ઉપરાત ચરણાનુયોગમા પણ નિશ્ચય-વ્યવહારનો પ્રવેશ થયો છે અને વળી નિશ્ચયનય એટલે શુદ્ધનય એમ પણ માનવામા આવ્યુ છે આના મૂળમા સમગ્રનયો વિષે શુદ્ધ નય અને અશુદ્ધ નય કયો એવો જે વિચાર કરવામા આવ્યો છે, તે છે આપણે અનુયોગદ્વારની આ પૂર્વે કરેલી ચર્ચામા જોયુ છે કે તેમા નૈગમનય ઉત્તરોત્તર અવિશુદ્ધમાથી વિશુદ્ધ, વિશુદ્ધતર, વિશુદ્ધતમ

કેમ બને છે તેની વિચારણા તો હતી જ તેને આધારે સમગ્ર નયોના સદર્ભમા શુદ્ધ-અશુદ્ધની વિચારણા કરવી એ ટીકાકારો માટે સરલ થઈ પડે તેમ હતુ. આવી વિચારણા આચાર્ય જિનભદ્રના વિશેષાવશ્યક ભાષ્યમાં અને તેની ટીકામા થયેલી જોવા મળે છે તેમણે સામાયિકક્રિયાના કરણ વિષેના વિચાર પ્રસગે બધા નયોને બે વિભાગમા વહેંચી નાખ્યા છે શુદ્ધ અને અશુદ્ધ—અને કહ્યુ છે કે અશુદ્ધ નયોની અપેક્ષાએ તે અકૃત છે અને શુદ્ધ નયોની અપેક્ષાએ કૃત છે પણ સમય એટલે કે સિદ્ધાન્ત એવો છે કે તે કૃતાકૃત છે સારાશ એ છે કે વિભિન્ન નયો તેને કૃત કે અકૃત કહે છે પણ સ્યાદ્વાદને આધારે તેને કૃતાકૃત માનવુ જોઈએ—એટલે કે પ્રમાણ દૃષ્ટિએ તે કૃતાકૃત છે

—વિશેષા૦ ગા૦ ૩૩૭૦

આ ગાથાની ટીકા સ્વોપજ્ઞ તો મળતી નથી, કારણ કે તે અધૂરી જ રહી ગઈ છે પણ તેની પૂર્તિ કરનાર કોટ્ટાર્યની ટીકામા જણાવવામા આવ્યુ છે કે—"अशुद्धनया द्रव्यार्थप्रधाना• नैगमसग्रहव्यवहारा'। तेषा मतेन अकृत सामायिक नित्यत्वात् नभोवत्। द्रव्यार्थत' सर्वमेव वस्तु नित्यमिति पक्षधर्मत्त्वम्। शुद्धनयास्तु ऋजुसूत्रादयः। तेषा मतेन कृत सामायिक अनित्यत्वात् घटवत्। पर्यायार्थतः सर्वमेव अनित्य कृतक च वस्तु इति पक्षधर्मत्वम्। एवमेकान्ते भङ्गद्वयम्। अथ कृताकृतत्वमुभयरूप स्याद्वादसमयसद्भावात्। तत् पुनरुभयरूपत्व द्रव्यार्थपर्यायार्थनयविवक्षावशात् भवति।"

—विशेषा० कोट्टार्यटीका।

સારાશ એ છે કે નૈગમ, સગ્રહ અને વ્યવહારનયો દ્રવ્યાર્થપ્રધાન છે, અને તે અશુદ્ધ નયો છે દ્રવ્યાર્થપ્રધાન હોઈ તે વસ્તુને નિત્ય માને છે, પણ ઋજુસૂત્રાદિ એટલે ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવભૂત એ પર્યાયાર્થપ્રધાન છે, અને શુદ્ધ નયો છે પર્યાયપ્રધાન હોઈ તે નયો વસ્તુને અનિત્યરૂપે માને છે પણ સ્યાદ્વાદમા તો બધા નયોનો સમાવેશ હોઈ તે દ્રવ્ય અને પર્યાય બન્નેને સ્વીકારી વસ્તુને નિત્યાનિત્ય માને છે

કોટ્ટાર્યની આ ટીકાનુ અનુસરણ કરીને આ૦ કોટ્યાચાર્ય અને આ૦ હેમચદ્ર મલધારી પણ શુદ્ધ-અશુદ્ધ નયોનો ઉક્ત વિભાગ માન્ય રાખે છે

વળી, એક વસ્તુ એ પણ આમા ધ્યાન દેવા જેવી છે કે નયો તે એક એક અત હોઈ એકાત છે અને સ્યાદ્વાદ તે એકાતોનો સમન્વય કરતો હોઈ અનેકાત છે

નયોના આવા શુદ્ધાશુદ્ધ વિભાગને ધ્યાનમા રાખીને જ આચાર્ય જિનભદ્રે નિશ્ચયનયને શુદ્ધ નય કહ્યો છે કારણ કે તેમને મતે વ્યવહાર એ અશુદ્ધ નયમા સમાવિષ્ટ છે તે આપણે ઉપર જોયુ આચાર્ય જિનભદ્રે મૂળ ગાથામા "नेच्छइयनयमएण अन्नाणी" (विशेषा० ગા૦ ૧૧૫૧) ઇત્યાદિ કહ્યુ છે પણ તેની પોતે જ રચેલી ટીકામા કહ્યુ છે કે— "शुद्धनयाभिप्रायोऽयम्"—ઇત્યાદિ આથી ફલિત થાય છે કે તેઓ નિશ્ચયનયને શુદ્ધ નય માને છે

નૈગમ–સગ્રહ–વ્યવહાર એ સમગ્રની સજ્ઞા વ્યાવહારિક નય પણ છે એવો મત ચૂર્ણિમા વ્યક્ત થયેલો છે અને એ જ પ્રસગે ઋજુસૂત્રાદિ ચારને ચૂર્ણિમા શુદ્ધ નયને નામે ઓળખાવ્યા છે આથી એ પણ ફલિત થઈ જાય છે કે શેષ નૈગમાદિ અશુદ્ધ નયો છે, જેનુ બીજુ નામ વ્યાવહારિકનયો પણ છે —"ववहार-गहणेण य णेगम-सगह-ववहारा ववहारिगत्ति गहिता उज्जुसुतादीण पुण चउण्ह सुद्धनयाण आव० चूर्णि પૃ૦ ૪૩૦।

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે વ્યવહાર એ અશુદ્ધ નય છે અને નિશ્ચય એ શુદ્ધ નય છે એવો અભિપ્રાય આગમની ટીકાના કાળમા સ્થિર થયો હતો

વળી, અહીં એક બીજી વિશેષતા તરફ પણ ધ્યાન દેવુ જરૂરી છે, તે એ કે, આગળ આપણે

જોયુ કે, વ્યવહાર એ વિશેષને માની ચાલે છે પણ શુદ્ધાશુદ્ધના વિભાગમા વ્યવહાર દ્રવ્યાર્થિકપ્રધાન છે, એટલે કે તે સામાન્યને માને છે એમ કહેવાય અને નિશ્ચય એ પર્યાયાર્થિક હોઈ વિશેષને વિષય કરે છે આનુ સ્પષ્ટીકરણ એમ સભવે કે વૈશેષિકો અને નૈયાયિકો જેને સામાન્યવિશેષ કહે છે એટલે કે જે અપરસામાન્યને નામે ઓળખાય છે તે સત્તા સામાન્યની અપેક્ષાએ વિશેષ છતા પોતાના વિશેષોની અપેક્ષાએ સામાન્ય છે, એટલે તેને અપેક્ષાભેદે સામાન્ય કે વિશેષ કહી શકાય તાત્પર્ય એ થયુ કે વ્યવહાર પરસામાન્યને નહિ પણ અપરસામાન્યને વિષય કરે છે, જે સત્તાસામાન્યની અપેક્ષાએ વિશેષ છે આથી વ્યવહારનયને સામાન્યગ્રાહી કહ્યો તે, અને વિશેષગ્રાહી કહ્યો તે, બન્નેમા કશો વિરોધ રહેતો નથી

## વ્યવહારનો વિષય

સાત નયમા જે વ્યવહારનય છે તેના વિષયનુ વિવેચન કરતા ભાષ્યકાર આચાર્ય જિનભદ્ર જણાવે છે કે વિશેષથી ભિન્ન એવુ સામાન્ય કોઈ છે જ નહિ કારણ કે ખરવિષાણની જેમ તે ઉપલબ્ધ થતુ નથી—

"न विसेसत्थंतरभूअमत्थि सामण्णमाह ववहारो।
उवलम्भववहाराभावाओ खरविसाण व ॥"

—વિશેષાવશ્યક ભાષ્ય-૩૫

આપણે પ્રથમ જોઈ ગયા છીએ કે વ્યવહારનય સામાન્યગ્રાહી નહિ પણ વિશેષગ્રાહી છે, એનુ જ જ આ સમર્થન છે

## ગુરુ-લઘુ વિશે

ગુરુ લઘુનો વિચાર તાત્ત્વિક રીતે અને વ્યાવહારિક રીતે નિશ્ચય અને વ્યવહારનયો વડે આચાર્ય જિનભદ્રે કર્યો છે તે પ્રસગ આ પ્રમાણે છે—આવશ્યક નિર્યુક્તિમા જણાવવામા આવ્યુ હતુ કે ઔદારિક, વૈક્રિયાદિ ગુરલઘુ દ્રવ્યો છે અને કર્મ, મન, ભાષા એ અગુરુલઘુ દ્રવ્યો છે (**વિશેષા૦** ગા૦ ૬૫૮ એ **આવ૦ નિ૦**ની ગાથા છે, વળી જુઓ **આવશ્યક ચૂર્ણિ** પૃ૦ ૨૯)

આ નિર્યુક્તગાથાનુ સ્પષ્ટીકરણ કરતા આચાર્ય જિનભદ્ર જણાવે છે કે વ્યવહારનયને મતે કોઈ દ્રવ્ય ગુરુ હોય છે, જેમ કે લેષ્ટુ—ઢેખારો કોઈ લઘુ હોય છે, જેમ કે દીપશિખા કોઈ ગુરુલઘુ-ઉભય હોય છે જેમ કે વાયુ અને કોઈ અગુરુલઘુ—નોભય હોય છે જેમ કે આકાશ પણ નિશ્ચયનયને મતે તો સર્વથા લઘુ કે સર્વથા ગુરુ કોઈ દ્રવ્ય હોતુ જ નથી પણ બાદર—સ્થૂલ દ્રવ્ય ગુરુલઘુ છે અને બાકીના બધા દ્રવ્યો અગુરુલઘુ છે —**વિશેષા૦** ગા૦ ૬૫૯-૬૬૦

આ બાબતમા વ્યવહારનય પ્રશ્ન કરે છે કે જો ગુરુ કે લઘુ જેવુ કોઈ દ્રવ્ય હોય જ નહિ તો જીવપુદ્ગલોનુ ગમન જે ઊર્ધ્વ અને અધ થાય છે તેનુ શુ કારણ? અમે તો માનીએ છીએ કે જે લઘુ હોય તે ઊર્ધ્વગામી બને અને જે ગુરુ હોય તે અધોગામી બને આથી જીવપુદ્ગલોને ગુરુ અને લઘુ માનવા જોઈએ, કારણ કે તેમનુ ગમન ઊંચે પણ થાય છે અને નીચે પણ થાય છે—**વિશેષા૦** ગા૦ ૬૬૧-૬૬૨ માટે માત્ર ગુરુલઘુ અને અગુરુલઘુ એમ બે પ્રકાર નહિ પણ ગુરુ, લઘુ, ગુરુલઘુ અને અગુરુલઘુ—એવા ચાર પ્રકારના દ્રવ્યો માનવા જોઈએ એવો વ્યવહારનયનો મત છે

આમ માનવાનુ કારણુ એવુ છે કે પરમલઘુ મનાતા પરમાણુ પણ ઊંચે જવાને બદલે નીચે પણ ગમન કરે છે તો પછી તેમા શો હેતુ માનશો? એટલે કે જો લઘુના એ ઊર્ધ્વગમનમા હેતુ હોય તો પરમાણુ ઊંચે જવાને બદલે નીચે કેમ જાય? તેના નીચા જવામા લઘુતા સિવાય બીજુ જ કાઈ કારણુ માનવુ રહ્યુ વળી ધૂમાદિ જે નરી આખે દેખાય છે તે સ્થૂલ છે છતા તે ઊર્ધ્વગમન કેમ કરે? જો સ્થૂલતા એ અધોગમનમા નિમિત્ત હોય તો ધૂમ નીચે જવો જોઈએ, પણ તે તો ઊંચે જાય છે આમ કેમ બન્યુ? વળી, મહાગુરુ એવા વિમાનાદિ નીચે જવાને બદલે આકાશમા ઊંચે કેમ ઊડી શકે છે? વળી, સાવ સૂક્ષ્મ દેહવાળો દેવ પણ મોટા પર્વતને કેમ ઊંચો કરે છે?

—વિશેષા૦ ગા૦ ૬૬૪-૬૬૫

જો ભારી પર્વત નીચે જવાને બદલે ઊંચો જાય છે તેમા દેવના વીર્યને કારણુ માનશો તો વ્યવહાર-સમત ગુરુતા એકાતે અધોગમનનુ કારણુ છે એ અયુક્ત ઠરે છે, અને એ જ પ્રમાણે લઘુતા એ ઊર્ધ્વગમનનુ એકાતે કારણુ છે એ પણ અયુક્ત ઠરે છે—વળી ગતિ-સ્થિતિપરિણામને કારણે પણ જીવ પુદ્ગલોની ગતિ-સ્થિત થતી હોઈ તેમાં પણ ગુરુતા કે લઘુતાની કારણતાનુ અતિક્રમણ છે જ આથી વ્યવહારનયનો મત અયુક્ત ઠરે છે

—વિશેષા૦ ગા૦ ૬૬૭

આમ પ્રસ્તુતમા લોકવ્યવહારમા જે સ્થૂલ દૃષ્ટિથી ઊર્ધ્વ-અધોગમનના કારણરૂપે લઘુતા-ગુરુતાને માનવાની પ્રથા હતી તે વિરુદ્ધ તત્ત્વવિચાર કરીને તેની કારણતાનો નિરાસ નિશ્ચયનય કરે છે આમા વ્યવહાર-નિશ્ચયનયનો વિચાર સાવૃતિક-પારમાર્થિક સત્યના વિચાર તરફ પ્રગતિ કરતો હોય એમ જણાય છે

વળી ન્યાય વૈશેષિકમા ગુરુત્વમાત્ર માન્યુ છે અને લઘુત્વને તેના અભાવરૂપ માન્યુ છે અને ગુરુત્વને કારણે પતન માન્યુ છે તે વિચાર પણ આચાર્યની સમક્ષ છે જ

### જ્ઞાન-ક્રિયા વિષે

નિર્યુક્તિના વિચાર પ્રસગે આપણે જોયુ છે કે તેમા જેનો ચારિત્રાત્મા વિહત થયો તેનો જ્ઞાન-દર્શન આત્મા પણ વિઘાતને પામ્યો એવો વિચાર છે આના જ અનુસધાનમા ભાષ્યમા નિશ્ચયનયને મતે જે એમ કહેવામા આવ્યુ છે કે જો જ્ઞાનનુ ફળ સમ્યગ્ ક્રિયામા ન આવે તો તે જ્ઞાનને અજ્ઞાન માનવુ (**વિશેષા૦ ૧૧૫૧**) તે ઉક્ત પક્ષની બીજી બાજુ રજૂ કરે છે જે પ્રકારે ચારિત્રનો નાશ થવાથી જ્ઞાન-દર્શન પણ નષ્ટ થયેલા નિશ્ચયનય માને છે તે જ પ્રકારે જો જ્ઞાન, ક્રિયામા ન પરિણમે તો તે જ્ઞાનને પણ અજ્ઞાન માનવુ જોઈએ એવો નિશ્ચયનો અભિપ્રાય છે અહીં યથાર્થતા કરતા મૂલ્યાકનની દૃષ્ટિને મહત્ત્વ આપવામા આવ્યુ છે શ્રમણજીવનમા કે કોઈ પણ જીવનમા જ્ઞાન કરતા ક્રિયાનુ મહત્ત્વ એટલા માટે છે કે મોક્ષનુ સાક્ષાત્ કારણુ ક્રિયા એટલે કે ચારિત્ર બને છે કારણુ કે કેવળજ્ઞાન થયા પછી પણ જ્યા સુધી ચારિત્રની પરાકાષ્ઠા નથી થતી ત્યા સુધી મોક્ષ નથી, આથી જ્ઞાન અને ચારિત્ર એ બેમા ચારિત્રનુ મૂલ્ય મોક્ષદૃષ્ટિએ વધે છે આથી ચારિત્રના ત્રાજવે તોળીને જ્ઞાનની સાર્થકતા કે નિરર્થકતાને નજર સમક્ષ રાખીને તેના જ્ઞાન-અજ્ઞાન એવા ભેદ કરવામા આવ્યા છે, અને નહિ કે તેની યથાર્થતા કે અયથાર્થતાને આધારે

### કર્તૃત્વ વિષે

આચાર્ય જિનભદ્ર સમક્ષ એ પ્રશ્ન હતો કે સામાયિક કોણે કર્યું? આનો ઉત્તર તેમણે વ્યવહાર-નિશ્ચયનો આશ્રય લઈને આપ્યો છે કે વ્યવહારથી તો તે જિનેન્દ્ર ભગવાન અને ગણધરે સામાયિક કર્યું છે અને નિશ્ચયનયે તો જે વ્યક્તિ સામાયિક ક્રિયા કરે છે તેણે જ તે કર્યું છે તાત્પર્યાર્થ એવો છે કે સામાયિક શ્રુત જે બાહ્ય છે તેની રચના તો તીર્થંકર અને ગણધરે કરી છે તેથી તે તેના કર્તા કહેવાય

પણ સામાયિક એ તો સમભાવની ક્રિયા છે અને તે તો આત્મગુણ હોઈ જે આત્મા તે ક્રિયા કરે તેણે જ તે અતરગ સામાયિક કર્યું હોઈ તે જ તેનો કર્તા કહેવાય આમ સામયિક શ્રુત અને સામાયિક ભાવ એ ક્રમે વ્યવહાર અને નિશ્ચયના વિષય બને છે.

—વિશેષા ગા૦ ૩૩૮૨

## સમ્યક્ત્વ અને જ્ઞાનોત્પત્તિ વિશે (ક્રિયમાણ-કૃત વિષે)

ક્રિયાકાળમા કાર્યનિષ્પત્તિ માનવી કે નિષ્ઠાકાળમા—આ જૂનો વિવાદ છે, આની સાથે અસત્કાર્ય-વાદ અને સ કાર્યવાદ પણ સકળાયેલા છે ભગવાન મહાવીર અને જમાલીનો મતભેદ પણ આ વિષે જ હતો આ વિવાદનો વ્યવહાર અને નિશ્ચયનયના મતોમા સમાવેશ કરવાનો પ્રયત્ન આ૦ જિનભદ્રે ભાષ્યમા કર્યો છે તેમા મિથ્યાત્વના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થયે સમ્યક્ત્વ એટલે કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિના પ્રસગે તેમણે વ્યવહાર-નિશ્ચયની જે યોજના કરી છે તે આ પ્રમાણે છે—વ્યવહારનયને મતે સમ્યક્ત્વ અને જ્ઞાન જેનામા ન હોય એટલે કે જે મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાની હોય તેને સમ્યક્જ્ઞાન ઉત્પન્ન થાય છે પણ નિશ્ચયનયનો મત છે કે સમ્યક્ત્વ અને જ્ઞાનથી સહિતને જ સમ્યગ્જ્ઞાન થાય છે

> "सम्मत्तनाणरहियस्स नाणमुप्पज्जइ त्ति ववहारो।
> नेच्छइयनओ भासइ उप्पज्जइ तेहिं सहिअस्स ॥"

—વિશેષા૦ ગા૦ ૪૧૪ વળી જુઓ આવશ્યકચૂર્ણિ પૃ૦ ૧૮, ૨૩

અહીં વ્યવહાર અને નિશ્ચયનયો વચ્ચે જે શકા-સમાધાન છે તે આ પ્રમાણે છે

**વ્યવહાર :** સમ્યગ્જ્ઞાનીને સમ્યગ્જ્ઞાન થતુ હોય તો તો એનો અર્થ એ થયો કે જે જાત-ઉત્પન્ન-સત્ છે તે જ ઉત્પન્ન થાય છે, અજાત-અસત્ નહિ પણ આપણે જોઈએ છીએ કે જે જાત છે તે ઉત્પન્ન થતુ નથી, પણ જે અજાત હોય છે તે જાત-ઉત્પન્ન થાય છે, જેમકે માટીના પિંડમાથી અજાત એવો ઘડો જાત થાય છે પણ જો ઘડો પ્રથમથી જ જાત હોય તો તેને ઉત્પન્ન કરવાપણુ કાંઈ રહેતુ નથી, એટલે કે તેને વિષે કશુ જ કરવાપણુ રહેતુ નથી, માટે અજાતની ઉત્પત્તિ માનવી જોઈએ, જાતની નહિ અને વળી જાતની પણ જો ઉત્પત્તિ માનવામા આવે, એટલે કે જે કૃત છે તેને પણ કરવામા આવે તો પછી કરવાનો ક્યાંઈ અત જ નહિ આવે, એટલે કે કાર્યસમાપ્તિ કદી થશે જ નહિ માટે માનવુ જોઈએ કે મિથ્યાત્વી જીવમા સમ્યક્ત્વ અને સમ્યક્જ્ઞાન ઉત્પન્ન થાય છે, જે તેનામા પ્રથમ હતા નહિ, પણ એમ ન માની શકાય કે સમ્યગ્જ્ઞાનીને સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થાય છે

—વિશેષા૦ ગા૦ ૪૧૫

વળી, કૃતને પણ કરવામા આવે તો ક્રિયાનુ કાંઈ ફળ મળે નહિ અને વળી પૂર્વમા ન હોય તે જ ક્રિયાના ફળરૂપે દેખાય છે તો કૃતને કરવાપણુ ન હોવાથી સતની ક્રિયા નહિ પણ અસતની ક્રિયા માનવી ઘટે વળી, એવુ પણ નથી કે જે કાળમા ક્રિયા શરૂ થઈ એ જ કાળમા નિષ્પત્તિ થાય, પણ દીર્ઘકાલની ક્રિયા પછી ઘટાદિ દેખાય છે માટે તેની ક્રિયાનો કાળ દીર્ઘ માનવો જોઈએ આમ વિચારતા મિથ્યા જ્ઞાનીને દીર્ઘકાળ પછી સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ માનવુ જોઈએ

—વિશેષા૦ ગા૦ ૪૧૬

વળી, કોઈ પણ કાર્યનો આરભ કરીએ છીએ ત્યારે આરભમા તો તે દેખાતુ નથી, પણ ક્રિયાની સમાપ્તિ થયે તે દેખાય છે, માટે પણ ક્રિયાકાળમા કાર્યને સત્ માની શકાય નહિ, તે જ રીતે ગુરુ પાસેથી તત્ત્વનુ શ્રવણ કરવાની ક્રિયા ચાલી રહી હોય ત્યારે તત્કાળે કોઈ જ્ઞાન થઈ જતુ નથી પણ

શ્રવણાદિ ક્રિયાની સમાપ્તિ થયે જ્ઞાન થાય છે સારાંશ એ છે કે ક્રિયાકાળમા કાર્ય દેખાતું નથી માટે તે નથી પણ ક્રિયાની નિષ્ઠા થયે તે દેખાય છે તો ક્રિયાકાળમા નહિ પણ ક્રિયાનિષ્ઠાકાળમા તે માનવુ જોઈએ માટે માનવુ જોઈએ કે મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાની સમ્યક્ત્વ અને જ્ઞાનને પામે છે, પણ સમ્યગ્દૃષ્ટિ કે સમ્યગ્જ્ઞાની નહિ.

—વિશેષા૦ ગા૦ ૪૧૭

**નિશ્ચયનય :** અજાત હોય તે જાત થાય એ માની શકાય તેવી વાત નથી, કારણ કે જે અજાત છે તે અભાવરૂપ છે અને અભાવની તો ખરવિષાણુની જેમ ઉત્પત્તિ સભવતી જ નથી માટે અજાતની ઉત્પત્તિ માનવી જોઈએ નહિ અને જો અજાત પણ ઉત્પન્ન થતુ હોય તો ખરવિષાણ પણ ઉત્પન્ન થાય માટે અસતની નહિ પણ સતની ઉત્પત્તિ માનવી જોઈએ આથી જ અમે કહીએ છીએ કે સમ્યક્ત્વીને અને સમ્યગ્જ્ઞાનીને સમ્યક્ત્વ અને સમ્યગ્જ્ઞાન થાય છે, મિથ્યાત્વીને નહિ

—વિશેષા૦ ગા૦ ૪૧૮

વળી, જેમ સતની ક્રિયા માનવામા ક્રિયાનો વિરામ નહિ થાય તેમ અસતની ક્રિયા માનવામા ક્રિયાનો વિરામ નહિ થાય, કારણ, તમે અસત્ એવા ખરવિષાણુ વિષે ગમે એટલી ક્રિયા કરો પણ તે કદી ઉત્પન્ન જ થવાનુ નહિ આમ ક્રિયાવિરામનો અભાવ તો બન્ને પક્ષે સમાન છે પણ વધારામા અસત્કાર્ય-પક્ષે એ ક્રિયાવિરામ આદિ દોષોનો પરિહાર શક્ય નથી સત્ એવા આકાશાદિ વિશે પર્યાયન્તરની અપેક્ષાએ ક્રિયાવિરામ ઘટી શકે છે, પણ અસતમા તો એવો પણ સભવ રહેતો નથી. વળી, ઉત્પત્તિની પૂર્વે કાર્ય સર્વથા અસત્ હોય તો તે જેમ ઉત્પત્તિ પછી દેખાય છે તેમ ખરવિષાણુ પણ પછી કેમ નથી દેખાતું ? માટે માનવુ જોઈએ કે કાર્ય, ઉત્પત્તિની પૂર્વે ખરવિષાણુ જેમ સર્વથા અસત્ નથી આમ સર્વથા અસતની ઉત્પત્તિ માનવામા દોષો છે, જેનુ નિવારણ થઈ શકતુ નથી

—વિશેષા૦ ગા૦ ૪૧૯

વળી, કાર્યનિષ્પત્તિમા દીર્ઘકાળની વાત કરી તે પણ યુક્ત નથી, કારણ કે ઘડાની ઉત્પત્તિ પહેલા સ્થાસાદિ અનેક કાર્યો ઉત્પન્ન થાય છે તે કાર્યો પ્રતિસમયે ઉત્પન્ન થાય છે અને તે પરસ્પર વિલક્ષણ પણ છે આમ ઘણા બધા કાર્યો માટે લાબો કાળ ગયો તેમા એ બધો કાળ ઘટક્રિયાનો હતો એમ કેમ કહેવાય ?

—વિશેષા૦ ગા૦ ૪૨૦

વળી, કાર્યની ક્રિયાના આરભમા તે દેખાતું નથી માટે તે સત્ હોઈ શકે નહિ એવો જે આક્ષેપ કરવામા આવ્યો છે તેનો ઉત્તર એ છે કે તમે જે ક્રિયાનો આરભ કહો છો તે તેની ક્રિયાનો તો આરભ છે નહિ તો પછી તે ત્યારે કેવી રીતે દેખાય ? જેમ પટનો આરભ કરીએ ત્યારે ઘટ જોવાની આશા રાખવી એ વ્યર્થ છે તેમ ઘટ પહેલાના જે સ્થાસાદિ કાર્યો છે તેની ક્રિયાના પ્રારભમા પણ જો ઘટ ન દેખાય તો તેમા કાઈ આશ્ચર્ય નથી અને સ્થાસાદિ કાઈ ઘડો નથી જેથી તેના આરભે તે દેખાય માટે આરભમા દેખાતો નથી—ઇત્યાદિ જે આક્ષેપ છે તે યુક્ત નથી

—વિશેષા૦ ગા૦ ૪૨૧

વળી, ઘડો અતિમ ક્ષણમા દેખાય છે માટે તેને તે ક્ષણમા સત્ માનવો જોઈએ, પૂર્વક્રિયાકાળમા નહિ—એ જે તમે કહ્યુ તેમા અમારે એટલુ જ કહેવાનુ છે કે ઘડાનો પ્રારભ તો અન્ત્યક્રિયાકાળમા જ છે તેથી તે અન્ત્યક્રિયાકાળે દેખાય છે આમા શુ અજુગતુ છે ?

વળી, વર્તમાનકાળમા જ્યારે તે ક્રિયમાણ છે ત્યારે તેને કૃત ન માનો અને અકૃત માનો તો પછી તેને કૃત ક્યારે માનશો ? અતીત કાળ તો નષ્ટ હોઈ અસત્ છે તો તે તેને કેવી રીતે કરી શકશે ? અને

વળી ભવિષ્યકાળ તો હજી અનુત્પન્ન હોઈ અસત્ છે, તો તેમાં પણ તે કૃત કેવી રીતે થાય? માટે ક્રિયમાણને જ કૃત માનવું જોઈએ

—વિશેષા૦ ગા૦ ૪૨૨

જો ક્રિયમાણ કૃત હોય તો પછી તે ક્રિયમાણ હોય ત્યારે કેમ દેખાતું નથી—એવો જે આક્ષેપ કરવામાં આવ્યો છે તે પણ યુક્ત નથી કારણ કે પ્રતિ સમયમાં જે જુદાં જુદાં કાર્યો નિષ્પન્ન થઈ રહ્યાં છે તેથી નિરપેક્ષ થઈને તમે માત્ર ઘડાનો જ અભિલાષ ધરાવો છો, આથી તે તે કાર્યના કાલને ઘડાનો કાળ ગણીને તમે માનવા લાગી જાવ છો કે મને ક્રિયાકાળમાં ઘડો દેખાતો નથી આ તમારી સ્થૂલબુદ્ધિનું પરિણામ છે તે તે કાળમાં થતા કાર્યની ઉપેક્ષા ન કરો તો તે તે કાળે તે તે કાર્ય દેખાશે જ, ભલે ઘડો ન દેખાય અને જ્યારે ઘડો ક્રિયામણ હશે ત્યારે તમને ઘડો પણ કૃત દેખાશે જ, માટે જરા સૂક્ષ્મબુદ્ધિથી વિચારો

—વિશેષા૦ ગા૦ ૪૨૩

**વ્યવહાર :** પણ કાર્ય અન્ત્ય સમયમાં જ થાય એમ શા માટે માનવું? પ્રથમ સમયમાં પણ તે કેમ ન થાય?

**નિશ્ચય :** એટલા માટે કે કાર્ય કારણ વિના તો થતું નથી, અને જે કાળે કારણ હોય છે તે જ કાળે કાર્ય થાય છે માટે તે અન્ય કાળમાં થતું પણ નથી અને તેથી દેખાતું પણ નથી. આ પ્રકારે એ બાબત સિદ્ધ થઈ કે ક્રિયાકાળમાં જ કાર્ય હોય છે, એટલે કે ક્રિયમાણ કૃત છે, અને નહિ કે ક્રિયા ઉપરત થઈ જાય પછી, એટલે ક્રિયાનિષ્ઠા થયે કાર્ય થતું નથી

—વિશેષા૦ ગા૦ ૪૨૪

વળી, જ્ઞાનનો જ્યારે ઉત્પાદ થઈ રહ્યો છે, એટલે કે જ્ઞાનની ઉત્પત્તિની ક્રિયા થઈ રહી છે ત્યારે પણ જો જ્ઞાનને અસત્ માનવામાં આવે તો પછી તે ઉત્પાદ કોનો? અને એ કાળમાં પણ જો અજ્ઞાન હોય તો પછી જ્ઞાન કયા કાળમાં થશે? માટે માનવું જોઈએ કે સમ્યગ્જ્ઞાનીને સમ્યગ્જ્ઞાન થાય છે, અજ્ઞાનીને નહિ

—વિશેષા૦ ગા૦ ૪૨૫

વળી, જે તમે એમ માનો છો કે શ્રવણાદિ કાલ જુદો છે અને તે પછી જ્ઞાનોત્પત્તિ થાય છે—ઇત્યાદિ એ બાબતમાં અમારું મન્તવ્ય છે કે શ્રવણાદિ કાલ છે તે જ તો જ્ઞાનોત્પત્તિનો કાળ છે પણ સામાન્ય શ્રવણ નહિ પણ વિશિષ્ટ પ્રકારનું જે શ્રવણ છે, એટલે કે એવું શ્રવણ જે સાક્ષાત્ મતિજ્ઞાનનું કારણ છે, તેનો કાળ તે જ મતિજ્ઞાનનો કાળ સમજવાનો છે અને તેવો તો અન્ત્ય ક્ષણમાં સંભવે, જ્યારે મતિજ્ઞાન ઉત્પન્ન થાય છે

—વિશેષા૦ ગા૦ ૪૨૬

પ્રસ્તુત ચર્ચાની ભૂમિકા સમજવા માટે શૂન્યવાદમાં કરેલી ઉત્પાદની ચર્ચા, જે માધ્યમિક કારિકામાં કરવામાં આવી છે તે—(**માધ્યમિકકારિકાવૃત્તિ** પૃષ્ઠ ૧૩, ૧૦૦, ૧૩૮, ૧૫૭, ૧૮૧, ૧૮૬, વગેરે) વિશેષરૂપે અવગાહવાની જરૂર છે વળી, સાંખ્યોનો સત્કાર્યવાદ (**સાંખ્ય કા૦ ૯**) અને નૈયાયિક આદિનો અસત્ કાર્યવાદ વગેરે (**ન્યાયસૂત્ર** ૪ ૧ ૧૪–૧૮, ૪ ૧ ૨૫–૩૩, ૪ ૧ ૪૪–૫૨) તથા જૈનોનો સદસત્ કાર્યવાદ જે આ પૂર્વે ચર્ચવામાં આવ્યો છે તેનું પણ અવગાહન જરૂરી છે (**સન્મતિતર્ક** ૩ ૪૭–૪૯, **પંચાસ્તિકાય** ગા૦ ૧૫, ૧૯, ૬૦ આદિ, **નયચક્ર** તૃતીય અર).

## જમાલિએ કરેલ નિહ્નવ

જમાલિ એમ માનતો કે કૃત તે જ કૃત છે અને ક્રિયમાણ કૃત નહિ, પણ ભગવાન મહાવીર ક્રિયમાણને કૃત માનતા. આથી મૂળે તે ચર્ચા પણ ક્રિયાકાળમાં કાર્યની નિષ્પત્તિ છે કે નિષ્ઠાકાળમાં એ

પ્રશ્નની આસપાસ જ છે એટલે આચાર્ય જિનભદ્રે પૂર્વોક્ત વ્યવહારનિશ્ચયને આધારે જે ચર્ચા કરી છે તેવી જ રીતે આ ચર્ચા પણ સમાન યુક્તિઓ આપીને કરી છે એટલુ જ નહિ, પણ બન્ને પ્રસગે ઘણી ગાથાઓ પણ સમાન જ છે—વિશેષતા દૃષ્ટાતમા સથારો અને દહનક્રિયાની છે

—વિશેપા૦ ગા૦ ૨૩૦૮–૨૩૩૨

## કેવળની ઉત્પત્તિ વિષે

જે પ્રકારની ચર્ચા સમ્યક્ત્વ અને જ્ઞાનની ઉત્પત્તિ વિષે કરવામા આવી છે તેવી ચર્ચાને કેવળજ્ઞાનની ઉત્પત્તિ વિષે પણ અવકાશ છે, અને વસ્તુત તે કોઈપણ ઉત્પત્તિ વિષે લાગુ પડી શકે છે કેવળજ્ઞાન વિષે કહેવામા આવ્યુ છે કે નિશ્ચયને મતે જે સમય કેવળાવરણના ક્ષયનો છે તે જ કેવળની ઉત્પત્તિનો પણ છે અને વ્યવહારને મતે ક્ષય પછીના સમયે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે

—વિશેષા૦ ગા૦ ૧૩૩૪

આ બાબતમા વ્યવહાર અને નિશ્ચય પોતપોતાનુ સમર્થન આ પ્રમાણે કરે છે :

**વ્યવહાર :** ક્રિયાકાલ અને ક્રિયાની નિષ્ઠાનો કાળ એક નથી, માટે જ્યા સુધી કર્મ ક્ષીયમાણ હોય ત્યા સુધી તેનુ કાર્ય જ્ઞાન સભવે નહિ, પણ જ્યારે કર્મ ક્ષીણ થઈ જાય ત્યારે જ્ઞાન થાય

—વિશેષા૦ ગા૦ ૧૩૩૫

**નિશ્ચય :** ક્રિયા એ ક્ષયમા હેતુ હોય તો ક્રિયા હોય ત્યારે ક્ષય થવો જોઈએ, અને ક્રિયા જો ક્ષયમા હેતુ ન હોય તો પછી તેથી જુદુ કયુ કારણ છે, જે ક્રિયાના અભાવમા પણ જ્ઞાનને ઉત્પન્ન કરે ? એટલે વિવશ થઈ જો એમ કહો કે ક્રિયાથી ક્ષય થાય છે તો પછી એમ કેમ બને કે ક્રિયા અન્ય કાળમા છે અને ક્ષય અન્ય કાળમા ? માટે જે કાળમા ક્રિયા છે તે જ કાળમા ક્ષય છે અને તે જ કાળમા જ્ઞાન પણ છે

—વિશેષા૦ ગા૦ ૧૩૩૬

વળી, જો ક્રિયાકાળમા ક્ષય ન હોય તો પછીના કાળે કેવી રીતે થાય ? અને જો ક્રિયા વિનાના એટલે કે અક્રિયાકાળમા પણ ક્ષય માનવામા આવે તો પછી પ્રથમ સમયની ક્રિયાની પણ શી આવશ્યકતા રહે ? તે વિના પણ ક્ષય થઈ જવો જોઈએ

—વિશેષા૦ ગા૦ ૧૩૩૭

વળી, આગમમા પણ ક્રિયાકાલ અને નિષ્ઠાકાળનુ એકત્વ માનવામા આવ્યુ છે તે પણ જુઓ—તેમા કહેવામા આવ્યુ છે કે જે નિર્જીર્યમાણ છે તે નિર્જીર્ણ છે—તે જ પ્રમાણે જે ક્ષીયમાણ છે તે ક્ષીણ છે એમ કહી શકાય વળી, આગમમા એ પણ કહ્યુ છે કે કર્મની વેદના છે અને અકર્મની નિર્જરા છે એ ઉપરથી પણ કહી શકાય કે નિર્જરાકાળે આવરણ–કર્મ છે નહિ

—વિશેષા૦ ગા૦ ૧૩૩૮

વળી, આવરણનો અભાવ હોય છતા પણ જો કેવળજ્ઞાન ન થાય તો પછી તે ક્યારે થશે ? અને જો ક્ષયકાળે નહિ પણ પછી ક્યારેક કેવળજ્ઞાન માનવામા આવે તો તે અકારણ છે એમ માનવુ પડે તો પછી બને એમ કે જે કારણ વિના જ ઉત્પન્ન થયુ હોય તે કારણ વિના જ પતિત પણ થાય માટે આવરણનો વ્યય અને કેવળજ્ઞાનની ઉત્પત્તિનો સમય, અધકારનો નાશ અને પ્રકાશની ઉત્પત્તિના સમયની જેમ, એક જ માનવો જોઈએ અને આ જ પ્રમાણે સર્વભાવોની ઉત્પત્તિ અને વ્યય વિષે સમજી લેવુ જોઈએ

—વિશેષા૦ ગા૦ ૧૩૩૯–૪૦

**આવશ્યક ચૂર્ણિ**(પૃ૦ ૭૨–૭૩)મા કેવળજ્ઞાન વિષે એક નવી વાત કહેવામા આવી છે તે પણ અહી નોંધવી જરૂરી છે કેવળજ્ઞાનની ઉત્પત્તિમા કોઈ ક્રમનિયમ નથી કોઈ મતિશ્રુત પછી તરત જ

કેવળને પ્રાપ્ત કરે છે, તો વળી કોઈ અવધિ પછી મન પર્યાય અને પછી કેવળને ઉત્પન્ન કરે છે, તો કોઈ વળી મન પર્યાય પછી અવધિ અને પછી કેવળ એ ક્રમે કેવળને પામે છે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે નિશ્ચયને મતે જ્ઞાન એક જ છે અને તે છે કેવળજ્ઞાન, પણ તે જ જુદા જુદા આવરણોને લઈને જુદા જુદા આભિનિબોધિક આદિ નામો ધારણ કરે છે

## સિદ્ધિ—ઉત્પત્તિ વિષે

શૂન્યવાદી એમ માનતા હતા કે વસ્તુ સ્વત, પરત, ઉભયત કે નોભયત સિદ્ધ થતી નથી તેથી તે ચતુષ્કોટિવિનિર્મુક્ત છે, અર્થાત્ પ્રતીત્યસમુત્પન્ન છે આ બાબતમા આચાર્ય જિનભદ્રે વ્યવહાર અને નિશ્ચયનયથી આ પ્રમાણે વિચારણા કરી છે—કોઈક વસ્તુ સ્વત સિદ્ધ છે જેમકે મેઘ કોઈક પરત સિદ્ધ છે જેમકે ઘડો અને કોઈક ઉભયત સિદ્ધ છે જેમકે પુરુષ અને કોઈક નિત્યસિદ્ધ છે જેમકે આકાશ—આ વ્યવહારનયનનુ મન્તવ્ય છે પણ નિશ્ચયનુ મન્તવ્ય એવુ છે કે બધી વસ્તુઓ સ્વત સિદ્ધ જ છે, પર તેમા નિમિત્ત ભલે બને પણ પોતામા સામર્થ્ય ન હોય તો તે નિમિત્ત કાઈ કરી શકતુ નથી જેમકે ખરવિષાણમા સામર્થ્ય નથી તો તેમા ગમે તેટલા નિમિત્ત મળે પણ તે સિદ્ધ થશે નહિ માટે વસ્તુની સિદ્ધિ સ્વત જ માનવી જોઈએ.

—વિશેષા૦ ગા૦ ૧૭૧૭–૧૭૧૮

આ વિચારણામા ઉપાદાનને મુખ્ય માની સ્વત સિદ્ધિ માની છે અને તેમા નિમિત્તકારણને ગૌણ માન્યુ છે તેથી તેનો ઉપયોગ છતા તેને ગણતરીમા લીધુ નથી અને સિદ્ધિ સ્વત કહી છે આચાર્ય કુદકુદની ઉપાદાન નિમિત્તની ચર્ચા આને મળતી છે અને તેમના મત પ્રમાણે પણ ઉપાદાનનુ પ્રાબલ્ય છે વ્યવહાર-નિશ્ચયની ચર્ચામાં આ ચર્ચા પણ વસ્તુસ્થિતિ કરતા મૂલ્યાકનની દૃષ્ટિએ થઈ છે તે ધ્યાનમા રાખવુ જરૂરી છે

## નિર્જરા વિષે

વ્યવહારભાષ્યમા નિર્જરા વિષે જે ચર્ચા કરવામા આવી છે તેમા પણ ઉપાદાન બળવાન કે નિમિત્ત એ જ સમસ્યા છે અને તેનો વિચાર વ્યવહાર અને નિશ્ચયથી કરવામા આવ્યો છે

વ્યવહારનયને મતે ઉત્તરોત્તર ગુણાધિક વસ્તુ વડે ઉત્તરોત્તર અધિક નિર્જરા થાય છે તાત્પર્ય એ છે કે વ્યવહારનય નિર્જરામા બાહ્ય નિમિત્તને બળવાન માને છે, પણ નિશ્ચયનયને મતે તો આત્માના ભાવની ઉત્તરોત્તર વિશુદ્ધિ ગમે તે કોઈ વસ્તુથી થઈ શકે છે, અને એ આત્માનો ભાવ ઉત્તરોત્તર વિશુદ્ધ થાય તે માટે એ જરૂરી નથી કે નિમિત્ત ગુણાધિક જ હોવુ જોઈએ ગુણહીન નિમિત્તથી પણ ઉત્તરોત્તર ભાવવિશુદ્ધિ થઈ શકે છે એટલે નિર્જરામા મહત્ત્વ બાહ્ય વસ્તુનુ નહિ પણ પોતાના આત્માના ભાવનુ છે—આ મન્તવ્ય નિશ્ચયનુ છે દૃષ્ટાત આપવામા આવ્યુ છે કે એક બટુક ભગવાન મહાવીરને જોઈને ગુસ્સે થયો, પણ તેમના જ શિષ્ય ગોતમને જોઈને—જે ભગવાન મહાવીર કરતા ગુણમા ન્યૂન હતા—ઉપશમ ભાવને પામ્યો

—વ્યવહાર ભાષ્ય૦ ઉ૦ ૬, ગા૦ ૧૮૭–૧૯૧

અર્થાત્ વ્યવહારનય બાહ્ય વસ્તુને મહત્ત્વ આપે છે અને નિશ્ચયનય આતરિક ભાવને. વિચાર કરીએ તો જણાશે કે રાજમાર્ગને વ્યવહાર અનુસરે છે, જ્યારે કેડી, જે સમૂહને કામની નથી પણ વ્યક્તિને કામની છે, તેને નિશ્ચય અનુસરે છે ખરી વાત એવી છે કે કેડી એ કાળાતરે રાજમાર્ગનું રૂપ લે છે ત્યારે તે વ્યવહારમા આવી જાય છે, જ્યારે વિરલા વળી નવી કેડી ઊભી કરે છે સામાન્ય જન માટે તો રાજમાર્ગ જ ઉપયુક્ત ગણાય અને વિરલ વ્યક્તિ માટે કેડી અથવા તો વિશિષ્ટ માર્ગ ધર્મ જ્યારે

બાહ્ય વિધિવિધાનોમાં આગળ વધી જાય છે અને જ્યારે એ જ બાહ્ય વિધિવિધાનો પ્રધાન બની જાય છે ત્યારે નિશ્ચયનય આવીને કહે છે કે એ તો વ્યવહાર છે આમ નિશ્ચય અને વ્યવહાર એ બન્ને માર્ગોમાંથી એકનો પણ નિરાસ આવશ્યક નથી પણ અધિકારી ભેદે બન્ને જરૂરી છે એમ એનુ તાત્પર્ય સમજાય છે

## પર્યાય વિષે

એક અર્થ માટે અનેક શબ્દો વપરાય છે અને એક જ શબ્દના અનેક અર્થો પણ હોય છે સમભિરૂઢનય પ્રમાણે જેટલા શબ્દ તેટલા અર્થો છે, એટલે કે કોઈ બે શબ્દોનો એક જ અર્થ હોઈ શકે નહિ આ બાબતમા આચાર્ય જિનભદ્રે વ્યવહાર-નિશ્ચયનયોથી વિચારણા કરી છે તેઓ જણાવે છે કે વ્યજનશુદ્ધિકનયની અપેક્ષાએ બધા શબ્દો ભિન્ન ભિન્ન અર્થના બોધક છે. આનુ તાત્પર્ય એ જણાય છે કે શબ્દશુદ્ધિને માનનાર નય એટલે કે સમભિરૂઢનય અથવા તો શબ્દોની રચના જુદી જુદી ક્રિયાને આધારે થતી હોઈ તે તે શબ્દમા ક્રિયાભેદ રહેવાનો જ એટલે અર્થભેદ અવશ્ય હોવો જોઈએ, આવી શબ્દશુદ્ધિને માનનાર નય તે વ્યજનશુદ્ધિકનય કહેવાય આ નયની દૃષ્ટિએ શબ્દભેદે અર્થભેદ માનવો જરૂરી હોઈ પર્યાયો ઘટી શકતા નથી પણ જો અન્ય નયનો આશ્રય લેવામા આવે તો શબ્દો અભિન્નાર્થક પણ હોઈ શકે છે તેમણે એમ પણ જણાવ્યુ છે કે સવ્યવહાર એટલે કે લોકવ્યવહારને ધ્યાનમા લઈએ તો લોકમા એક જ અર્થ માટે નાના શબ્દોનો પ્રયોગ થાય છે માટે વ્યવહારનયે અનેક શબ્દો એકાર્થક બની શકે છે પણ નિશ્ચયનયની અપેક્ષાએ એકાર્થક બની શકે નહિ માટે વ્યવહારનયની અપેક્ષાએ પર્યાયો સમજવા, નિશ્ચયની અપેક્ષાએ પર્યાય શબ્દો હોઈ શકે નહિ

—વિશેષા૦ ૧૩૭૬—૭૭

## લોકાચાર વિષે

ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૧૪ વર્ષે અવ્યક્ત નિહ્નવ થયો છે તેનો પરિચય આ પ્રમાણે આચાર્ય જિનભદ્રે આપ્યો છે—અન્ય કોઈ વાચના આપે એવુ ન હોઈ સ્વય આચાર્ય આષાઢે જે દિવસે પોતાના શિષ્યોને વાચના આપવી શરૂ કરી તે રાત્રે જ હૃદયશૂલરોગથી તેઓ મૃત્યુ પામ્યા, અને દેવ થયા આચાર્યે અવધિ જ્ઞાનથી જાણ્યુ કે મારા શિષ્યોને અન્ય વાચનાચાર્યની પ્રાપ્તિ દુષ્કર છે એટલે તેઓ તેમના મૃત્યુની બીજાને જાણ થાય તે પહેલા જ પાછા પોતાના શરીરમા પ્રવેશી ગયા અને વિના વિઘ્ને શિષ્યોનુ વાચનાકાર્ય પૂરુ કરી દીધુ અને અતે શિષ્યોને જણાવી દીધુ કે હુ અમુક દિવસે મરીને દેવ થયો હતો, પણ મને તમારી અનુકપા આવી એટલે તમારુ વાચનાકાર્ય પૂરુ કરવા મેં મારા શરીરમા પુન પ્રવેશ કર્યો હતો હવે એ કાર્ય પૂરુ થયુ છે અને હુ દેવલોકમા પાછો જાઉં છુ, પણ હુ દેવરૂપે અસયત છતા તમારી સયતની વદના મેં આટલા દિવસો સ્વીકારી તે અનુચિત થયુ છે, તો તે બદલ તમારી સૌની ક્ષમા માગુ છુ અને આ રીતે ક્ષમા માગી તેઓ દેવલોકમા સીધાવી ગયા દેવ તો વિદાય થઈ ગયા અને શિષ્યોએ પોતાના ગુરુના શરીરની અતિમ ક્રિયા કરી પણ પછી તેમના મનમા શકા થઈ કે અરે, અત્યાર સુધી આપણે અસયતને વદન કરતા રહ્યા તે અનાચરણ થયુ અને અસાધુને સાધુ માનતા રહ્યા તે મૃષાવાદ થયો સાધુતા એ તો આત્માનો ગુણ હોઈ અવ્યક્ત છે તો પછી તેનો નિર્ણય કરવો કઠિન છે કે કોણ સયત અને કોણ અસયત? એટલે આ અનાચરણ અને મૃષાદોષથી બચવાનો એક જ ઉપાય છે કે આપણે કોઈને વદન કરવુ જ નહિ

સ્થવિરોએ તેમને સમજાવ્યા કે આમ શકાશીલ થવાથી લોકવ્યવહાર ચાલે નહિ તમારે બધા જ પરોક્ષ પદાર્થ વિષે અને સ્વય તીર્થંકરના અસ્તિત્વ વિષે પણ શકા કરવી પડશે તીર્થંકરવચનને પ્રમાણ

માનતા હો તો સાધુના લક્ષણો, જે તેમણે બતાવ્યા છે, તે જુઓ અને વળી તમને દેવે જે વાત કહી તેમા જ તમે કેમ શકા નથી કરતા અને તેને સાચી કેમ માની લો છો?

વળી, તમે જાણો છો કે જિનપ્રતિમામા જિનના ગુણો નથી છતા પણ પોતાના આત્માની વિશુદ્ધિને માટે તમે જિનપ્રતિમાને વદન કરો છો તો તે જ પ્રમાણે સાધુને વંદવામા શો વાધો છે? ધારો કે સાધુમા સાધુપણુ નથી, પણ એટલા ખાતર જ જો તમે સાધુની વદના ન કરો તો પ્રતિમાની પણ ન કરવી જોઈએ તમે જિનપ્રતિમાને તો વદો છો તો પછી સાધુને વંદન કરવાની શા માટે ના પાડો છો? દેખાવે સાધુ હોય પણ જો તે અસયત હોય તો તેને વદન કરવાથી પાપની અનુમતિ દેવાનો દોષ લાગે માટે સાધુને વદન ન કરવુ પણ પ્રતિમાને વદન કરવુ—એમ માનો તો પ્રશ્ન છે કે જિનપ્રતિમા પણ જો દેવાધિષ્ઠિત હોય તો તેને વદન કરવાથી તેવી પાપની અનુમતિનો દોષ કેમ ન લાગે? અને તમે એ નિર્ણય તો કરી જ શકતા નથી કે આ જિનપ્રતિમા દેવાધિષ્ઠિત છે કે નહિ તમે એમ માનો કે જિનપ્રતિમા ભલે દેવાધિષ્ઠિત હોય પણ અમે તો તેને જિનની પ્રતિમા માની અમારા વિશુદ્ધ અધ્યવસાયથી નમસ્કાર કરીએ છીએ તેથી કાઈ દોષ નથી તો પછી સાધુને સાધુ માની વિશુદ્ધ અધ્યવસાયથી વદન કરવામા શો દોષ છે? અને ધારો કે દેવની આશકાથી તમે જિનપ્રતિમાને વદન કરવાનુ છોડી દો પણ તમે જે આહાર શૈયા આદિ સ્વીકારો છો તે પણ દેવકૃત છે કે નહિ એવી શકા તો તમને થવી જ જોઈએ વળી, શકા જ કરવી હોય તો એવુ એક પણ સ્થાન નથી જ્યા શકા ન કરી શકાય—પછી તે ભોજનનો પદાર્થ હોય કે પહેરવાના વસ્ત્ર હોય, કે પોતાનો સાથી હોય વળી ગૃહસ્થમા પણ યતિના ગુણોનો સભવ તો ખરો જ તો પછી તેને આશીર્વાદ આપી, તમે મર્યાદાલોપ શુ નથી કરતા? વળી, દીક્ષા દેતી વખતે તમે જાણતા તો નથી કે આ ભવ્ય છે કે અભવ્ય? ચોર છે કે પરદારગામી? તો પછી દીક્ષા કેવી રીતે દેશો? વળી, કોણ ગુરુ અને કોણ શિષ્ય એ પણ કેવી રીતે જાણવુ? વચનનો વિશ્વાસ પણ કેવી રીતે કરવો? વળી સાચુ શુ ને જૂઠુ શુ એ પણ શી રીતે જાણી શકાશે? આમ તીર્થંકરથી માડીને સ્વર્ગ–મોક્ષ આદિ બધુ જ તમારે માટે શકિત બની જશે પછી દીક્ષા શા માટે? અને જો તીર્થંકરના વચનને પ્રમાણ માનીને ચાલશો તો તેમની જ આજ્ઞા છે કે સાધુને વદન કરવુ, તે કેમ માનતા નથી? વળી, જિનવચનને પ્રમાણ માનતા હો તો જિનભગવાને જે બાહ્યાચાર કહ્યો છે તેનુ વિશુદ્ધ રીતે પાલન કરતો હોય તેને મુનિ માનીને વિશુદ્ધભાવે વદન કરવામા ભલેને તે મુનિને બદલે દેવ હોય પણ તમે તો વિશુદ્ધ જ છો, દોષી નથી વળી, તમે આષાઢાચાર્યના રૂપે જે દેવ જોયો તેવા કેટલા દેવો સસારમા છે કે એકને જોઈ એ સૌમા શકા કરવા લાગી ગયા છો, અને બધાને અવિશ્વાસની નજરે જુઓ છો? ખરી વાત એવી છે કે આપણે છીએ છદ્મસ્થ તેથી આપણી જે ચર્યા છે તે બધી વ્યવહારનુ અવલબન લઈને ચાલે છે પણ તેનું વિશુદ્ધ ભાવે આચરણ કરવાથી આત્માની ઉત્તરોત્તર વિશુદ્ધિ થાય છે એમા શકા નથી

આ વ્યાવહારિક આચરણ એટલુ બધુ બળવાન છે કે શ્રુતમા જણાવેલ વિધિથી છદ્મસ્થ આહારાદિ લાવ્યો હોય અને તે કેવળીની દૃષ્ટિએ વિશુદ્ધ ન હોય પણ કેવળી તે આહારને ગ્રહણ કરે છે અને વળી એવો પ્રસગ પણ બને છે કે કેવળી પોતાના છદ્મસ્થ ગુરુને વંદન પણ કરે છે આ વ્યવહારની બળવત્તા નથી તો બીજુ શુ છે?

જિનેન્દ્ર ભગવાનના શાસનનો રથ બે ચક્રોથી ચાલે છે વ્યવહાર અને નિશ્ચય આમાના એકનો પણ જો પરિત્યાગ કરવામા આવે તો મિથ્યાત્વ અને તત્કૃત શકાદિ દોષોનો સભવ ઊભો થાય છે માટે જો તમે જિનમતનો સ્વીકાર કરતા હો તો વ્યવહારનયને છોડી શકતા નથી, કારણ વ્યવહારનયનો ત્યાગ કરવામા આવે તો અવશ્ય તીર્થોચ્છેદ છે

આ પ્રકારે તેમને ઘણુ ઘણુ સમજાવવામા આવ્યા પણ તેઓએ પોતાનો કદાગ્રહ છોડ્યો નહિ

એટલે તેમનો સંઘથી બહિષ્કાર કરવામા આવ્યો પછી ક્રમે કરી તેઓ રાજગૃહ ગયા ત્યારે મૌર્ય રાજા બલભદ્રે તેમને સન્માર્ગમા લાવવા એક યુક્તિ અજમાવી. તેમણે લશ્કરને હુકમ કર્યો કે તે સાધુઓને પકડીને મારી નાખો ગભરાઈને તેઓ રાજાને કહેવા લાગ્યા કે રાજા, તુ તો શ્રાવક છે અને અમે સાધુ છીએ તો તને આ શોભતુ નથી રાજાએ ઉત્તર આપ્યો કે તમે તો અવ્યક્તવાદી છો તમે કેવી રીતે નિર્ણય કર્યો કે હુ શ્રાવક છુ? વળી, હુ કેવી રીતે જાણુ કે તમે ચોર નથી અને સાધુ છો? આ સાભળી તેઓને પોતાની ભૂલ સમજાઈ અને તેઓએ પુન વદના-વ્યવહાર શરૂ કર્યો

—વિશેષા૦ ગા૦ ૨૩૫૬–૨૩૮૮

બાહ્ય ઉપકરણ અને બાહ્ય વદન આદિ વ્યવહારવિધિ વિષે આક્ષેપ અને સમાધાન જે પ્રકારે **આવશ્યકચૂર્ણિ** (ઉત્તરાર્ધ પૃષ્ઠ ૨૯–૩૦)મા કરવામા આવ્યા છે તેની પણ અત્રે નોંધ લેવી જરૂરી છે—

વ્યવહારવિધિમાં અવિચક્ષણ શિષ્યે એવી શકા કરી કે બાહ્ય ઉપકરણાદિ વ્યવહાર છે તે અનૈકાતિક છે એટલે તે મોક્ષમાં કારણ નથી, પણ આધ્યાત્મિક વિશુદ્ધિ જ મોક્ષમા કારણ છે, માટે આધ્યાત્મિક વિશુદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઈએ બાહ્ય ઉપકરણ આદિ અનાવશ્યક છે રાજા ભરત ચક્રવર્તીને કશા પણ રજોહરણાદિ ઉપકરણો હતા નહિ છતા આત્મવિશુદ્ધિને કારણે મોક્ષ પામ્યા, તેમને બાહ્ય ઉપકરણોનો અભાવ દોષકર કે ગુણકર ન થયો, અને બીજી બાજુ રાજા પ્રસન્નચદ્ર સાધુવેશમા હતા છતા પણ નરકયોગ્ય કર્મનો બધ કર્યો આમા પણ બાહ્ય ઉપકરણો તેમને કશા કામ આવ્યા નહિ તાત્પર્ય એમ થાય છે કે આતરિક ઉપકરણ આત્મવિશુદ્ધિ એ જ મોક્ષનો ઉપાય છે અને બાહ્ય રજોહરણાદિ નિરર્થક છે

આનો ગુરુ ઉત્તર આપે છે કે વત્સ, ભરત અને એમના જેવા બીજા પ્રત્યેક બુદ્ધ હતા, અને તેમને જે બાહ્ય ઉપકરણો વિના લાભ મળ્યો તે તો કાદાચિત્ક છે વળી તેમને પણ પૂર્વભવમા આતર બાહ્ય ઉપસપદા હતી જ, અને તેમણે તેને કારણે જ આત્મવિશુદ્ધિ પ્રાપ્ત કરી હતી, માટે એમનુ દૃષ્ટાત આગળ કરીને બાહ્યાચાર–વ્યવહારનો લોપ કરવો ઉચિત નથી અને જેઓ એમ કરે છે તે તીર્થંકરનો અભિપ્રાય જાણતા નથી તીર્થંકરોનો અભિપ્રાય એવો છે કે ક્યાઈક વ્યવહારવિધિથી પ્રવૃત્તિ કરવી, ક્યાઈક નિશ્ચયવિધિથી અને ક્યાઈક ઉભય વિધિથી આમા કોઈ એકાત નથી, વિધિ અનિયત છે આમા ચૂર્ણિકારે એક બુદ્ધુનુ દૃષ્ટાત આપ્યુ છે એક મૂર્ખે ઈટ નીચે દીનાર જોયો પણ લીધો નહિ અને માતાને એ વિષે વાત કરી માતાએ લઈ આવવા કહ્યુ એટલામા તો તે દીનાર લઈને કોઈ ચાલી ગયેલુ એટલે તે મૂર્ખે જેટલી ઇટો જોઈ ત્યા દીનાર હોવાનુ માની બધાની નીચે દીનારની ખોળ કરી પણ એમ કાઈ દીનાર મળે? તે જ પ્રમાણે કેટલાક નિશ્ચયવાદીઓ એકાદ દૃષ્ટાતને આધારે આચરણની ઘટના કરવા જાય છે તેમા તેઓ ઉન્માર્ગદર્શક જ બની જાય છે અને દર્શનનો ત્યાગ કરે છે



# સત્-અસત્

સુખલાલજી સઘવી
નગીનદાસ શાહ

ભારતીય દર્શનકારો સત્-અસત્, નિત્ય અનિત્ય, સામાન્ય વિશેષ, અભિલાપ્ય-અનભિલાપ્ય આ યુગલો ઉપર ધ્યાન કેન્દ્રિત કરી તાત્ત્વિક ચર્ચાઓ કરે છે  આચાર્ય હરિભદ્રે 'અનેકાન્તજયપતાકા'મા આ યુગલોનુ જ જૈન દૃષ્ટિબિંદુથી વિશ્લેષણ કર્યું છે  અહીં આપણે સત્ અસત્ એ યુગલને લઈ તેનો વિવિધ દાર્શનિક સિદ્ધાન્તો ઘડવામા કેવો ફાળો છે તે ક્રમશ જોઈશુ

સત્-અસત્ના દ્વન્દ્વનો ઇતિહાસ રસિક છે અને છેક ઋગ્વેદથી તે શરૂ થાય છે  ઋગ્વેદમા ઇન્દ્ર, અગ્નિ, પૂષન્, વરુણ વગેરે બહુ દેવો હતા  તે દેવોમા ભલે વ્યક્તિશ ભેદ હોય પરતુ સ્વરૂપત કોઈ ભેદ નથી એવુ કેટલાકને સૂઝ્યુ, અને તેમણે કહ્યું 'एक सद् विप्रा बहुधा वदन्ति' બધા જ દેવો સત્ છે અને એ સમાન ધર્મ બધામા હોઈ એ અપેક્ષાએ બધા એક છે, એક જાતિના છે  જૈનોના સગ્રહનય જેવુ આ છે  અહીં સત્નો અર્થ સામાન્ય એવો ઘટે છે  પરતુ આ સામાન્ય તે નૈયાયિકોની સત્તા જેવુ દેશ-કાલ-વ્યાપી નિત્ય સામાન્ય નહિ  અહીં દેશ કે કાળને ગણતરીમા લીધા વિના માત્ર બધી વ્યક્તિઓ અસ્તિત્વ ધરાવે છે—સત્ છે—સ્વરૂપસત્ છે અને એટલા અર્થમા બધી એક છે એવુ અભિપ્રેત લાગે છે બધી વ્યક્તિઓ સત્ છે તેમ છતા તેને જુદા જુદા નામ આપવાની વાત કરી છે  એક જ વસ્તુને અપાતા જુદા જુદા નામ પર્યાયો છે અને તે શબ્દ પર્યાયો વસ્તુ-પર્યાયોને—તે વસ્તુના વિશેષોને સૂચવે છે, તે વિશેષોને આપણે અહીં અસત્ નામ આપી શકીએ  સામાન્યનો અર્થ કારણ અને વિશેષનો અર્થ કાર્ય થઈ શકે છે પણ અહીં સત્-અસત્ને કાર્યકારણના અર્થમા સામાન્યવિશેષ તરીકે ગણવા તે યોગ્ય લાગતુ નથી, કારણ, ઋગ્વેદમા જ એક સ્થળે સત્ અને અસત્ને એકબીજાની સાથે જન્મ પામતા નિરૂપ્યા છે[1] અને સહોત્પન્નની વચ્ચે કાર્ય-કારણભાવ તો સભવતો નથી  આમ ઉક્ત અર્થમા જ સત્ અસત્નો અર્થ સામાન્ય વિશેષ લેવો ઉચિત લાગે છે

---

१  असच्च सच्च परमे व्योमन् दक्षस्य जन्मन्नदितेरुपस्थे ।  ऋग्वेद, १० ५

સાથે સાથે કાળને લક્ષમા રાખીનેય સત્-અસત્ વિશે વિચાર થતો રહ્યો લાગે છે ઋગ્વેદના ‘નાસદીયસૂક્ત’મા શરૂમા જ કહ્યુ છે કે, સૃષ્ટિ પૂર્વે ન તો સત્ હતુ કે ન તો અસત્ અહીં એક બાજુ સત્ કે અસત્ અને બીજી બાજુ સૃષ્ટિ એ બેની વચ્ચેના સભાવિત કાર્યકારણભાવનો આડકતરો નિર્દેશ મળે છે, પરતુ હજુ સુધી સ્વય સત્ અને અસત્ એ બેની વચ્ચેના કાર્ય-કારણભાવનુ સૂચન સરખુય મળતુ નથી આવુ સૂચન આપણને ‘ છાન્દોગ્ય ઉપનિષદ્ મા મળે છે તેમા એક એવા મતનો ઉલ્લેખ છે જેના અનુસાર અસતમાથી સતની ઉત્પત્તિ થાય છે [2] આનો સ્વાભાવિક અર્થ એ થાય કે તદ્દન શૂન્યમાથી સૃષ્ટિ થાય છે ‘ન્યાયદર્શન’માય અભાવમાથી ભાવની ઉત્પત્તિ માનનાર આવા જ એક મતનો ઉલ્લેખ અને તેનુ ખડન છે [3] સ્વય ‘છાન્દોગ્ય ઉપનિષદ્’મા આ મતનો પ્રતિવાદ કરવામા આવ્યો છે તેમા કહ્યુ છે કે, સર્વથા અસતમાથી સતની ઉત્પત્તિ થઈ શકે જ નહિ, આથી માનવુ રહ્યુ કે, સૌ પ્રથમ સત્ એકલુ જ હતુ, તેને વિચાર થયો કે હુ એકમાથી અનેક થાઉં અને પછી તેમાથી ક્રમશ તેજ, જળ, અન્ન વગેરે ઉત્પન્ન થયા [4] ટીકાકારોએ અસતમાથી સતની ઉત્પત્તિને સમજાવવા અસતનો અર્થ અવ્યક્ત અને સતનો અર્થ વ્યક્ત કર્યો છે, અને કહ્યુ છે કે, અસતમાથી સત્ ઉત્પન્ન થાય છે એનો અર્થ એ છે કે અવ્યક્ત દશામાથી વ્યક્ત દશા થાય છે [5]

દાર્શનિક યુગમાં આવો પ્રશ્ન પણ રહ્યો છે કે, કાર્ય એ ઉત્પત્તિ પહેલા કારણમા સત્ છે કે અસત્ સાખ્યોએ કહ્યુ કે, કાર્ય કારણમા સત્ છે પણ તે તિરોહિત—અવ્યક્ત છે જ્યારે અમુક સામગ્રી પ્રાપ્ત થાય છે ત્યારે તે વ્યક્ત થાય છે આ છે સત્કાર્યવાદ આ વાદ પ્રમાણે કાર્ય અને કારણ વચ્ચે કથચિત્ અભેદ છે અને એને લઈ ને એમનો કાર્ય-કારણનો સિદ્ધાન્ત ક્રમિક આતરિક વિકાસનો (gradual organic growth) સિદ્ધાન્ત બની જાય છે અને એટલે જ એમના કાર્યકારણના દૃષ્ટાન્તોમા બીજ-અકુર જેવા દૃષ્ટાન્તો જ હોય છે નૈયાયિકોએ મૂળ પ્રશ્નના ઉત્તરમા જવાબ વાળ્યો કે કાર્ય કારણમા સત્ નથી, કારણમા કાર્ય શક્તિરૂપે કે અવ્યક્તરૂપે પણ નથી, પરતુ અમુક સામગ્રી ઊભી થતા પૂર્વે કારણમા વિદ્યમાન નહિ એવુ કાર્ય ઉત્પન્ન થાય છે આ છે અસત્કાર્યવાદ આ વાદ પ્રમાણે કાર્ય અને કારણ વચ્ચે અત્યન્ત ભેદ મનાયો છે અને એને લઈને એમનો કાર્ય-કારણનો સિદ્ધાત યાત્રિક (mechanical) બની જાય છે અમુક અવયવો અમુક રીતે ગોઠવાઈ જાય એટલે તે અવયવોથી તદ્દન ભિન્ન એક અવયવી ઉત્પન્ન થાય છે અહીં અવયવો કારણ છે અને અવયવી કાર્ય છે એમની કાર્ય કારણભાવની આવી યાત્રિક કલ્પનાને લઈ ને એમના કાર્ય કારણના દૃષ્ટાન્તો પણ તન્તુમાથી પટ અને કપાલમાથી ઘટ જેવા હોય છે કેટલાક સત્કાર્યનો અર્થ એવો કરે છે કે, કાર્યમા કારણ સત્ છે કારણભૂત બ્રહ્મસત્ બધા જ કાર્યોમા અનુસ્યૂત છે આ છે વેદાન્તી મત

ભગવાન બુદ્ધે વિભજ્યવાદને આધારે નિત્ય દ્રવ્યની કલ્પનાને પ્રજ્ઞપ્તિસત્ કહી ફગાવી દીધી અને માત્ર ધર્મોને જ સત્ કહ્યા આગળ ઉપર પ્રશ્ન ઊભો થયો કે ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ બધા જ ધર્મોને સત્ માનવા કે માત્ર વર્તમાન ધર્મોને જ સત માનવા સાખ્યસિદ્ધાન્તથી પ્રભાવિત વૈભાષિકોએ

---

૨ असदेवेदमग्र आसीत् तत्सदासीत् तत्समभवत् । छान्दो० ३ १९ १ જુઓ તૈત્તિ० ઉપ० ૨ ૭

૩ अभावाद्भावोत्पत्तिर्नानुपमृद्य प्रादुर्भावात् । व्याघातादप्रयोग' । न्यायसूत्र, ४ १ १४--१५
असत सदुत्पद्यते इत्यय पक्ष' भाष्य, न्या० सू० ४ १ १४

૪ कथमसत सज्जायेतेति सत्त्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तदैक्षत बहु स्या प्रजायेयेति तत्तेजोऽसृजत तत्तेज ऐक्षत बहु स्या प्रजायेयेति तदपोऽसृजत । छान्दो० ६ २

૫ असदिति व्याकृतनामरूपविशेषविपरीतमव्याकृत ब्रह्म उच्यते तत असत वै सत् प्रविभक्तनामरूपविशेषम् अजायत उत्पन्नम् । शांकरभाष्य, तैत्ति० उप०, २ ७

બધાને જ સત્ ગણ્યા અને એના સમર્થનમા બુદ્ધવચનોય ટાકયા આમ તેઓ સર્વાસ્તિવાદી ઠર્યા અને કહેવાયા સૌત્રાન્તિક બૌદ્ધો તેમના આ મતનુ ખડન કરી અને બુદ્ધવચનોનો અનુકૂળ અર્થ ઘટાવી માત્ર વર્તમાન ધર્મોને જ સત્ તરીકે સ્વીકારે છે વૈશેપિકદર્શનના અસત્કાર્યવાદની છાયા આમા દેખાય છે વિજ્ઞાનવાદી બૌદ્ધો બધી જ ક્ષણિક વસ્તુઓને સત્ નહિ માનતા માત્ર ક્ષણિક વિજ્ઞાનને જ સત્ માને છે માત્ર વિજ્ઞાન યા ચેતનને જ સત્ માનવાની આ વાત તેમને શાકર વેદાન્તીઓની સમાન ભૂમિકાએ મૂકે છે પરતુ તે બન્ને વચ્ચે ભેદ એ છે કે, વિજ્ઞાનવાદીઓનુ વિજ્ઞાન ક્ષણિક છે, ઉપરાત તેઓ વિજ્ઞાનના નાના સન્તાનોમા માને છે, જ્યારે શાકર વેદાન્તીઓ વિજ્ઞાન—બ્રહ્મને કૂટસ્થનિત્ય અને એક જ માને છે વિજ્ઞાનવાદીઓ સતની ત્રણ કોટિઓ સ્વીકારે છે પરમાર્થ સત્, સવૃતિ સત્ અને પરિકલ્પિત સત આપણે કહી શકીએ કે, એમને મતે ક્ષણિક વિજ્ઞાન જ પરમાર્થ સત્, બાહ્ય ક્ષણિક વસ્તુઓ સવૃતિ સત્ અને નિત્ય દ્રવ્ય આદિ પરિકલ્પિત સત્ સવૃતિ સત્ અને પરિકલ્પિત સતને જેમ સત્ના પ્રકારો કહ્યા છે તેમ તેમને અસત્ના પ્રકારો પણ ગણી શકાય શૂન્યવાદીઓ શૂન્યને અર્થાત્ પ્રજ્ઞાને જ સત્ માને છે તેઓ પણ સતની ત્રણ કોટિ સ્વીકારે છે પરિનિષ્પન્ન, પરતન્ત્ર અને પરિકલ્પિત જેનો સ્વભાવ સ્વતન્ત્ર છે તે પરિનિષ્પન્ન, જેનો સ્વભાવ પરતન્ત્ર છે તે પરતન્ત્ર અને જેનો સ્વભાવ કલ્પિત છે તે પરિકલ્પિત વિજ્ઞાનવાદી અને શૂન્યવાદીની વચ્ચે જો કોઈ ખાસ ભેદ હોય તો તે એટલો જ છે કે, એક પરમાર્થ સતને વિજ્ઞાન કહે છે જ્યારે બીજો પરમાર્થ સતને શૂન્ય—પ્રજ્ઞા કહે છે, ઉપરાત, એક માને છે કે ધ્યાનની સાધના દ્વારા વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે જ્યારે બીજો માને છે કે બુદ્ધિ દ્વારા બુદ્ધિની ક્ષુદ્રતાનુ ભાન થતા પ્રજ્ઞાનો સાક્ષાત્કાર થાય છે

પ્રારભિક કાળમા આપણે સતની વ્યાખ્યા બાધવાના પ્રયત્નોની અપેક્ષા ન રાખી શકીએ તે કાળે તો દર્શનકારોનુ કાર્ય સ્વસમ્મત સત્ તત્ત્વોને ગણાવવાનુ જ રહેતુ ન્યાય-વૈશેષિકો સત્ અને અસત્ બે તત્ત્વોમા માને છે[૬] દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ છ ભાવ પદાર્થો સત્ તત્ત્વના વિભાગો છે અભાવ પદાર્થ એ એક અસત્ તત્ત્વ છે ભાવ પદાર્થોમાથીય 'અર્થ' નામ તો તેઓ દ્રવ્ય, ગુણ અને કર્મને જ આપે છે[૭] સાખ્યકારો કૂટસ્થ નિત્ય પુરુષ અને પરિણામી પ્રકૃતિ બન્નેને સત્ ગણે છે વેદાન્તીઓ માત્ર પુરુષને જ સત્ તરીકે સ્વીકારે છે જૈનો જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને આકાશ આ પાચ દ્રવ્યોને અસ્તિકાયરૂપે વર્ણવે છે બૌદ્ધો માત્ર ધર્મોને સત્ ગણે છે સતની વ્યાખ્યા આપવાનુ તો આ પછી શરૂ થયુ બૌદ્ધોએ સત્નુ લક્ષણ ક્ષણિકત્વ બાધ્યુ તેમણે કહ્યુ કે, 'यत् सत् तत् क्षणिकम् ।' એથી તદ્દન ઊલટુ શકરે સત્નુ લક્ષણ ત્રિકાલાબાધિતત્વ આપ્યુ અર્થાત્ એમને મતે કૂટસ્થ નિત્યતા જ સલ્લક્ષણ છે આમ બૌદ્ધોએ માત્ર પર્યાયો કે વિકારોને જ સત્ માન્યા જ્યારે શંકરે અમુક ખાસ વિશિષ્ટ અર્થમા માત્ર દ્રવ્યને જ સત્ ગણ્યુ જૈનોએ દ્રવ્ય અને પર્યાય બન્નેને વસ્તુના સ્વભાવભૂત ગણ્યા છે અને તેથી એમણે સતની વ્યાખ્યા ઉત્પાદ વ્યય-ધ્રૌવ્યયોગિતા કરી છે ઉત્પાદ-વ્યય પર્યાયના થાય છે એને દ્રવ્ય ધ્રુવ રહે છે આમ સદ્રૂપ વસ્તુ દ્રવ્યપર્યાયાત્મક હોઈ તે ઉત્પાદ વ્યય-ધ્રૌવ્યયુક્ત સિદ્ધ થાય છે જૈનસમ્મત સત્લક્ષણગત ધ્રૌવ્યનો અર્થ સાખ્યની જેમ માત્ર સ્વભાવાચ્યુતિ જ લેવાય છે અને નહિ કે કૂટસ્થ નિત્યતા[૮] અલબત્ત, એ ધ્યાનમા રાખવુ જોઈએ કે સાખ્ય સતના બે ધોરણો—પરિણામી નિત્યતા અને કૂટસ્થ નિત્યતા—સ્વીકારે છે જ્યારે જૈન એકધારી રીતે સત્નુ એક જ ધોરણ—પરિણામી નિત્યતા—સ્વીકારે છે,

૬ किं पुनस्तत्त्वम्? सतश्च सद्भावोऽसतश्चासद्भाव । न्यायभाष्य (काशी स सिरिझ), पृ० २

૭ अर्थ इति द्रव्यगुणकर्मसु । वैशेषिकसूत्र, ८ २ ३

૮ तद्भावाव्यय नित्यम् । तत्त्वार्थसूत्र, ५० ३०

જૈનને મતે આત્મા—પુરુષ પણ સ્વભાવે પરિણામી નિત્ય જ છે, સાખ્યની જેમ કૂટસ્થ નિત્ય નહિ ન્યાય-વૈશેષિકોએ સત્ નુ લક્ષણ સત્તાયોગિત્વ આપ્યુ છે તેમના કહેવાનો આશય એ છે કે, સત્તા મહાસામાન્ય જેમા સમવાય સબધથી રહે તે સત્ છે આ સત્ની વ્યાખ્યાઓનુ પરવાદીઓએ ખડન પણ કર્યું છે જૈનોની સત્ની વ્યાખ્યા ઉપર એવો આક્ષેપ કરવામા આવ્યો કે, પરસ્પરવિરોધી ધર્મો એક વસ્તુમા સભવે જ નહિ [૯] ન્યાય વૈશેષિકોની સત્ની વ્યાખ્યાને લક્ષી કહેવાયુ કે, તે વ્યાખ્યા પ્રમાણે તો સ્વસમ્મત જ કેટલાક સત્—ભાવ પદાર્થો અસત્ ઠરે કારણ કે સત્તા તેમને મતે માત્ર દ્રવ્ય, ગુણ, કર્મમા જ રહે છે [૧૦] શાકર વેદાન્તીઓની અને બૌદ્ધોની વ્યાખ્યાઓના વિરોધમા કહેવામા આવ્યુ કે, કોઈ પણ જાતના પરિણમનથી રહિત કૂટસ્થ નિત્ય વસ્તુ કે નિરન્વય ક્ષણિક વસ્તુ એ કોઈનાય અનુભવની વાત નથી આમ દર્શનિકો અદરોઅદર એકબીજાના સત્ના લક્ષણનુ ખડન કરતા હતા એવામા બૌદ્ધો તરફથી એક એવુ લક્ષણ મૂકવામા આવ્યુ જે લગભગ બધા જ દાર્શનિકોએ માન્ય રાખ્યુ અને તે લક્ષણ તે અર્થ-ક્રિયાકારિત્વ [૧૧] અલબત્ત, દર્શનકારોએ પોતપોતાને માન્ય અન્તિમ તત્ત્વ કે તત્ત્વોમા તેને લાગુ કરવા ભારે જહેમત લીધી બૌદ્ધોએ તર્કપુર સર સિદ્ધ કર્યું કે ક્ષણિક વસ્તુ જ અર્થક્રિયાકારી છે, વેદાન્તીઓએ પુરવાર કરવા પ્રયત્ન કર્યો કે, નિત્ય વસ્તુ જ અર્થક્રિયાકારી છે અને જૈનોએ સાબિત કર્યું કે, નિત્યાનિત્ય વસ્તુ જ અર્થક્રિયાકારી છે

આપણે જોયુ તેમ આચાર્ય શકર ત્રિકાલાબાધિત કૂટસ્થ નિત્યને સત્ કહે છે તે પણ વિજ્ઞાનવાદી અને શૂન્યવાદીની માફક સત્ની ત્રણ કોટિ સ્વીકારે છે પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક તેમને મતે કૂટસ્થ નિત્ય બ્રહ્મ ચેતન જ પરમાર્થ સત્ છે કારણ કે, તે ત્રિકાલસ્થાયી છે, ઘટ, પટ આદિ વ્યાવહારિક સત્ છે કારણ કે તે વ્યવહારકાલમાત્રસ્થાયી છે પરતુ તત્ત્વજ્ઞાનનાશ્ય છે, શુક્તિરજતાદિ પ્રાતિભાસિક સત્ છે કારણ કે તે પ્રતિભાસકાલમાત્રસ્થાયી છે પરતુ અધિષ્ઠાનજ્ઞાનનાશ્ય છે આચાર્ય શકર વ્યાવહારિક સદ્રૂપ જગતના પરિણામી ઉપાદાન કારણ તરીકે અવિદ્યા નામના તત્ત્વને સ્વીકારે છે તેને તેઓ સત્ અસત્વિલક્ષણ કહીને વર્ણવે છે તે સત્ નથી કારણ કે, તે બાધિત થાય છે, તે અસત્ નથી કારણ કે, તે સદ્રૂપ જગત્કાર્યનુ ઉપાદાનભૂત કારણ છે આ સત્-અસત્વિલક્ષણતાસિદ્ધાતના મૂળ છેક 'નાસદીયસૂક્ત'મા જોવા હોય તો જોઈ શકાય ત્યા કહ્યુ છે કે, સૃષ્ટિ—જગતની ઉત્પત્તિ પહેલા સત્ પણ ન હતુ કે અસત્ પણ ન હતુ. અર્થાત્ સૃષ્ટિનુ ઉપાદાન કારણ સત્ પણ નહિ, અસત્ પણ નહિ કિંતુ અર્થાપત્તિથી સત્-અસત્વિલક્ષણ ઠર્યું સદસદ્વિલક્ષણતાવાદનુ ભગવાન બુદ્ધના 'અવ્યાકૃતો' તથા શૂન્યવાદના ચતુષ્કોટિવિનિર્મુક્તત્વ સિદ્ધાત સાથે પણ સામ્ય છે 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' (तैत्तिरीयोपनिषद्), 'नैषा तर्केण मतिरापनेया' (कठोपनिषद्) આ ઉપનિષદ્વાક્યોને, 'परमार्थो हि आर्याणा तूष्णीम्भावः' આ ચન્દ્રકીર્તિવચનને અને 'तक्का तत्थ न विज्जइ' (આચારાગસૂત્ર) આ આગમ-વાક્યને પણ આ સદર્ભમા ધ્યાનમા લેવા જોઈએ જૈન તર્કશાસ્ત્રની પ્રસિદ્ધ સપ્તભગીમાય સદસદ્વિલક્ષણતાવાદનો ચતુર્થ ભગ 'અવક્તવ્ય'મા સ્વીકાર થયો છે વસ્તુ સ્વદ્રવ્ય ક્ષેત્ર-કાલ ભાવથી સત્ છે અને પરદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી અસત્ છે પરતુ આ બે ધર્મો યુગપદ્ વાણીમા બોલી શકાતા નથી એ અર્થમા વસ્તુ અવક્તવ્ય છે જો બે વર્ણો એક સાથે ન બોલી શકાય તો બે શબ્દો તો ક્યાથી એક સાથે બોલી શકાય। પરતુ આ અર્થ એ કઈ વસ્તુસ્વરૂપદ્યોતક નથી વસ્તુના

---

૯ नैकस्मिन्नसम्भवात्। ब्रह्मसूत्र, २ २ ३३

१० सतामपि स्याद् क्वचिदेव सत्ता। अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका, ८

११ केवल यदेतदर्थक्रियाकारित्व सर्वजनप्रसिद्धमास्ते । Six Buddhist Nyāya Tracts, पृ० २१

સત્ અને અસત્ ધર્મોને યુગપદ્ જાણી તો શકીએ છીએ પણ બોલી નથી શકતા એટલુ જ—આવો આનો અર્થ થાય કદાચ આને લઈને જ કેટલાક આધુનિક જૈન વિદ્વાનોએ અવક્તવ્યની બીજી વ્યાખ્યા એવી કરી કે વસ્તુમા સદ્રૂપેય અનત ધર્મો છે અને અસદ્રૂપેય અનત ધર્મો છે અને આપણે ન તો બધા સદ્રૂપધર્મો જાણી શકીએ છીએ કે ન તો બધા અસદ્રૂપ ધર્મો જાણી શકીએ છીએ

આમ શરૂઆતમા સત્ અસત્ દેશ કાલના સબધથી નિરપેક્ષપણે સામાન્ય નિશેષના અર્થમા વપરાતા, પછી સૃષ્ટિ અને સત્ કે અસત્ વચ્ચેના સભાવિત કાર્ય-કારણભાવનુ સૂચન મળ્યુ અને વિચારમા કાલતત્ત્વનુ પૌર્વાપર્ય દાખલ થયુ, ત્યાર બાદ સ્વય સત્ અને અસત્ના પારસ્પરિક સબધની ચર્ચા થઈ, દર્શનકાળમા કાર્યકારણમા સત્ છે કે અસત્ એ પ્રશ્ન વિશેષે ચર્ચાયો, સાથે સાથે સત્ની ત્રણ કોટિઓ પાડવામા આવી, તદનન્તર સત્ની વ્યાખ્યાઓ ઘડાઈ અને તેમનુ ખડનમડન ચાલ્યુ, વળી સત્—અસત્ના યુગલના અનુસધાનમા જ સદસદ્વિલક્ષણતાવાદ ઊભો થયો આ રીતે સત્-અસત્ યુગલની આસપાસ ઘણુ તાત્ત્વિક મથન થયુ અને એમાથી અનેક વિચારવાદો ભારતીય દર્શનને સાપડ્યા જેમ અહીં સત્ અસત્ યુગલને લઈ એની પરપરામા આપણને શુ પ્રાપ્ત થયુ તે જોયુ તેમ કોઈ સમાનધર્મા બીજા યુગલોને લઈ તેમની પરપરામાથી આપણને શુ પ્રાપ્ત થયુ છે તે દર્શાવશે તો આનદ થશે[૧૨]

૧૨ ઉપર સત્ અને અસત્ એ બે દાર્શનિક કલ્પનાઓની સક્ષેપે ચર્ચા કરી છે એ સાથે અહી ઉમેરવુ જોઈએ કે સત્ અને અસત્ની કલ્પનાના વિચારવિકાસમા બીજા અનેક તત્ત્વો સમાયેલા છે અને તે અનેક રીતે સૂક્ષ્મતાથી ચર્ચાયાં પણ છે દા૦ત૦, નિત્યત્વ અને અનિત્યત્વની દાર્શનિક ચર્ચા સત્ અને અસત્ કલ્પનાના કાલિક પાસામાથી ઉદ્ભવી છે, જ્યારે એકત્વ અને પૃથક્ત્વની દાર્શનિક ચર્ચા સખ્યાના પાસામાથી ઊપસી છે એ જ રીતે અભિલાપ્યત્વ અને અનભિલાપ્યત્વની દાર્શનિક વિચારસરણી સત્ અને અસત્ના શબ્દગમ્યત્વ અને શબ્દાગમ્યત્વ પાસામાથી નિસ્તરી છે પરતુ સામાન્ય અને વિશેષ અથવા દ્રવ્ય અને પર્યાયની ચર્ચા કાલિક, દૈશિક આદિ બધા પાસાઓને આવરે છે આ રીતે ભારતીય દર્શનોમાની પ્રસિદ્ધ સત્, અસત્ આદિ કલ્પનાઓનો ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ અભ્યાસ કરવામા આવે તો લગભગ બધી જ દાર્શનિક મૂળભૂત કલ્પનાઓની સમજણ વિશદ બને



# अहिंसा परमो धर्मः

ઉપેન્દ્રરાય જ૦ સાંડેસરા

મહાભારતને “ ભારતની મૂર્તિમત સરસ્વતી ” એ રીતે સક્ષેપમા ઓળખી શકાય કેટલાક વિદ્વાનો એને પ્રાચીન ભારતીય સસ્કૃતિનો વિશ્વકોશ, તો કેટલાક પ્રાચીન ભારતના ‘ ઇતિહાસ ’ના આકર ગ્રથ તરીકે ઓળખાવે છે પણ ખરેખર તો તે માનવજીવનના અપાર વૈવિધ્યને આલેખતો, ‘ વિરાટ ’ શબ્દના સર્વ અર્થોને સાર્થક કરતો, અને વ્યાપક જીવનદર્શન કરાવતો મહત્તમ ‘ ગ્રન્થ-સાગર ’ છે એના કર્તા મહર્ષિ વેદવ્યાસ, દાસ માતા અને બ્રાહ્મણ પિતાના પુત્ર હોઈ જડ માન્યતા અનુસાર તો જન્મે અત્યત હીન કક્ષાના ગણાય ! પરતુ આ જ મહર્ષિએ ચારે વેદોને બરાબર વ્યવસ્થિત કરી, તેના કાળજીપૂર્વકના અભ્યાસની ગોઠવણ કરી, શ્રીમદ્ ભગવદ્ગીતાનુ દિવ્ય ગાન સાભળ્યુ અને જગતને સભળાવ્યુ, તથા ધર્મ—વિશાળતાના ધર્મ, શુદ્ધધર્મ—ની પરપરા અનુસારના આ મહાભારતની જગતને ભેટ ધરી એમ મનાય છે આ મહાન કાર્યો માટે એ મહાકવિની પ્રશસા, વૈદિક મતાનુયાયી કવિઓ તથા સ્વય મહાભારતની છેલ્લી વાચના તૈયાર કરનારાઓએ તો કરી જ છે, પરતુ તદુપરાત અન્ય ભારતીય અનુગમો—ધર્મ સપ્રદાયોના વિદ્વાનો જેવા કે, ‘ બુદ્ધચરિત ’ના કર્તા અશ્વઘોષ, ‘ કુવલયમાલા ’ના કર્તા દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિ, અને ‘ તિલકમજરી ’ના કર્તા ધનપાલ જેવાઓએય કરી છે વળી ‘ તન્ત્રાખ્યાયિકા ’ તથા ‘ પચતત્ર ’ જેવા કેવળ રાજનીતિ આલેખતા ગ્રન્થકારોએ પણ કરી છે એટલુ જ નહિ, પણ ‘ અનુયોગદ્વાર ’ અને ‘ નન્દીસૂત્ર ’ જેવા જૈન આગમગ્રન્થોએ પણ મહાભારતાદિ ગ્રન્થોને મિથ્યાશ્રુત કહેવા છતા, “ યથાર્થ રીતે ગ્રહણ કરાયેલા આ ભારતાદિ ગ્રથો સમ્યગ્દષ્ટિવાળાઓને માટે સમ્યક્ શ્રુત છે, અથવા મિથ્યાદષ્ટિવાળાઓ માટે પણ આ સમ્યક્ શ્રુત છે કારણ કે એમના સમ્યક્ત્વમા એ કારણભૂત થાય છે, અને એમ તેમાથી પ્રેરણા લઈને પોતાની મિથ્યાદષ્ટિ ત્યજી દે છે—સમ્યગ્દષ્ટિ પ્રાપ્ત કરે છે ”[1] એમ કહીને મહાભારતની પ્રતિષ્ઠા, મહત્ત્વ અને વિશાળ દષ્ટિનો સ્વીકાર કર્યો છે

---

1 (क) ‘ નન્દી સૂત્ર ’ (અનુવાદક-સશોધક હસ્તિમલ્લ મુનિ, ૧૯૪૨) સૂત્ર ૪૧, પૃ૦ ૧૧૦, ૧૧૧
(ख) ‘ અનુયોગદ્વાર સૂત્ર ’ (જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફડ, ૧૯૨૧) સૂત્ર ૨૫, ૨૬, [પૃ૦ ૨, ૩], સૂત્ર ૧૪૭ [પૃ૦ ૪૦, ૪૧]

મહાભારત એ 'વિશાળતાના ધર્મ'નો ગ્રન્થ હોઈ એમા તત્કાલીન હિંદુસ્તાનમા પ્રચલિત સર્વ મુખ્ય અનુગમો અને આચારની પરપરાઓનુ રહસ્ય સરળતાપૂર્વક પ્રસ્તુત કરવામા આવ્યુ છે, અને એમ જ્યા જ્યા જે કઈ સારુ હોય તે આત્મસાત્ કરવાની ઉચ્ચ પ્રણાલિનુ તેજસ્વી દર્શન કરાવવામા આવ્યુ છે તેથી દેખીતી રીતે જ એમા જૈન અનુગમની પરપરાઓનુ પણ બહુમાનપૂર્વક સ્થાપન કરવામા આવ્યુ છે તેમાથી અહિંસાને સર્વશ્રેષ્ઠ ધર્મ તરીકે—પરમ ધર્મ તરીકે નિરૂપતા કેટલાક ઉદાહરણ જોઈએ મહાભારત અહિંસાને "अहिंसा परमो धर्म स च सत्ये प्रतिष्ठितः ॥ "[२]—સત્યમા પ્રતિષ્ઠિત એવો શ્રેષ્ઠ ધર્મ કહે છે

(૧) જાજલિ નામનો એક બ્રાહ્મણ, આદિનાથના પુત્ર બાહુબલિની જેમ ઉગ્ર તપ તપતો હતો[૩] થાભલાની જેમ અવ્યગ્ર રહીને તપ કરતા તેની જટામા, એક ચકલાચકલીના જોડાએ માળો બાધ્યો તેમા ઈંડા મૂક્યા તેમાથી બચ્ચા જન્મ્યા। ધીરે ધીરે તે બચ્ચા મોટા થયા અને સ્વાવલબી થઈ ઊડીયે ગયા। જાજલિ તે પછી પણ એક મહિના સુધી દયાને લીધે સ્થિર બેસી રહ્યો જ્યારે તેને ખાતરી થઈ કે ચકલા પાછા આવશે જ નહિ, ત્યારે ઊઠયો ઊઠયા પછી તેને તરત અભિમાન થયુ એટલે ગર્વથી બોલ્યો, "મેં ધર્મ પ્રાપ્ત કર્યો છે" ત્યારે અતરીક્ષ વાણીએ કહ્યુ કે, "તુ મહાપ્રાજ્ઞ તુલાધારના જેટલો ધાર્મિક નથી કાશીનો એ તુલાધાર પણ તુ બોલે છે એવી ગર્વવાણી ઉચ્ચારતો નથી જ "(તો તુ બોલે તે કેમ છાજે?)"[૪]

આ સાભળીને ચિડાયેલો જાજલિ વારાણસી ગયો ત્યા જઈને તેના વેપાર ઉપર આક્ષેપ કરતા તુલાધારને પૂછ્યુ, "હે મહામતિ વણિક્પુત્ર! તુ સર્વ રસો, ગન્ધો, વનસ્પતિઓ, ઔષધિયો અને તેના મૂળ તથા ફળને વેચે છે, છતા તને નૈષ્ઠિકી બુદ્ધિ કેવી રીતે મળી છે?"[૫]

ત્યારે બાર વ્રતો પૈકી ત્રીજા વ્રતના અતિચાર કૂડતુલ કૂડમાણેથી વિરામ પામેલા, ત્રાજવાથી નિષ્પક્ષ રીતે પ્રામાણિકતાથી સમાન તોલનાર, અને પ્રાણીમાત્ર પ્રત્યે સમદૃષ્ટિથી જોનાર કોઈ સાચા જૈન શ્રાવકની યાદ આપતા, આ વૈશ્ય તુલાધારે જવાબ આપતા કહ્યુ, "ગુજરાનની જે વૃત્તિ પ્રાણીઓના તદ્દન અદ્રોહથી—સપૂર્ણ અહિંસાથી, અથવા અલ્પદ્રોહથી—ઓછામા ઓછી હિંસાથી, ચાલે છે તે શ્રેષ્ઠ ધર્મ છે, અને તે પ્રમાણે હુ આજીવિકા કરુ છુ હુ[૬] નાનામોટા સુગધી પદાર્થો અને મદ્ય સિવાયના રસોનો નિષ્કપટપણે વેપાર કરુ છુ[૭] (શાસ્ત્રો કહે છે કે) જે મન, કર્મ, વચનથી સદૈવ સર્વનો સુહૃદ છે, અને સર્વના હિતમા રત છે, તે ધર્મને જાણે છે તેથી હુ કોઈની નિન્દા, પ્રશસા, દ્વેષ કે કામના રાખ્યા

---

૨ (क) મહાભારત (ભાંડારકર ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટની વાચના), આરણ્યકપર્વ ૧૯૮–૬૯
(ख) સર૦ સત્યનાં દર્શન અહિંસા વગર થઈ જ ન શકે તેથી જ કહ્યુ છે કે अहिंसा परमो धर्म '
—ગાધીજી ('નિત્યમનન' પૃ૦ ૪)

૩ મહાભારત, શાન્તિપર્વ, અ ૨૫૩ થી ૨૫૬

૪ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૩–૪૧, ૪૨, ૪૩

૫ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૧થી ૩

૬ अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुन ।
या वृत्ति स परो धर्मस्तेन जीवामि जाजले ॥
મહાભારત, શાંતિપર્વ, ૨ ૪–૬

૭ रसाश्च तास्तान्विप्रर्ष मद्यवर्जानह बहून् ।
क्रीत्वा वै प्रतिविक्रीणे परहस्तादमायया ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૮
સર૦ સાતમા વ્રતમા પદર જાતના ધધાનો પ્રતિબધ આવે છે તેમાં રસવાણિજ્યના અતિચારનો ઉલ્લેખ છે મદ્યનો તેમા સમાવેશ થાય
'વન્દિત્તા સૂત્ર' ૨૨, ૨૩

વિના સર્વ પ્રત્યે સમદૃષ્ટિ રાખુ છુ, તે મારા વ્રતને જુઓ ઇષ્ટ, અનિષ્ટ, પ્રીતિ અને રાગથી છૂટુ થયેલુ એવુ મારુ ત્રાજવુ સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાન છે [૮] જેમ વૃદ્ધ, રોગી અને કૃશ મનુષ્યો વિષયો પ્રત્યે નિઃસ્પૃહ હોય છે, એમ અર્થ અને કામના ઉપભોગમા હુ નિઃસ્પૃહ છુ— વિગતતૃષ્ણ છુ પ્રાણીઓને અભય દેનાર ધર્મ જેવો ધર્મ ભૂતકાળમા થયો નથી અને ભવિષ્યકાળમા થશે પણ નહિ, તેને અનુસરનારો નિર્ભય પદને પ્રાપ્ત કરે છે (સામાન્યત) બહિર્મુખ બુદ્ધિવાળા, ચતુર અને સમગ્ર પરિસ્થિતિ અનુસાર તત્ત્વનો નિર્ણય કરનાર વિદ્વાનો, કીર્તિને માટે જે સહાયવાન હોય કે દ્રવ્યયુક્ત હોય, કિવા બીજા અન્ય ભાગ્યશાળી હોય તેની શાસ્ત્રોમા (તેના સત્કાર્યો માટે, એરણની ચોરી અને સોયના દાન જેવા !) સ્તુતિ કરે છે [૯] પણ (વસ્તુસ્થિતિ એ છે કે) તપ, યજ્ઞ અને દાન કરવાથી તથા પ્રજ્ઞાયુક્ત વાક્યો બોલવાથી જે ફળ મળે છે તે જ મહાફળ અભયદાનથી મળે છે જગતમા જે મનુષ્ય અભયદક્ષિણા આપે છે, તેને સર્વ યજ્ઞો કર્યાનુ ફળ મળે છે (વધારામા) પોતાનેય અભયદક્ષિણા મળે છે પ્રાણીઓની અહિંસાથી શ્રેષ્ઠ કોઈ ધર્મ છે જ નહિ [૧૦] જે સર્વ પ્રાણીઓનો આત્મા બન્યો છે, જે પ્રાણીઓને સમ્યક્ જુએ છે, એવા (પરમ) પદના અભિલાષી છતા પદ વિનાના—પગલાની, રસ્તાની નિશાની વિનાના—પુરુષની ગતિથી દેવો પણ મોહ પામે છે"[૧૧] પછી "આ અભયદાનનો અહિંસક ધર્મ બહુ અપલાપ કરનારાથી—બહુ નિહ્નવથી જાણી શકાતો નથી, પણ આચારથી જાણી શકાય છે,"[૧૨] એમ કહી આગળ ચાલતા તુલાધાર બોલ્યો, "જેઓ પશુઓના વૃષણ કાપે છે—ખસી કરે છે, નાથે છે, બહુ ભાર ઉપડાવે છે, બાધે છે, દુ ખ દે છે અને કેટલાક તો મારી નાખીને માસ પણ ખાઈ જાય છે, તેની તુ કેમ નિન્દા કરતો નથી ? (અને મારા અહિંસક વ્યાપારને નિંદે છે ?)" વળી આગળ ચાલતા અત્યારના યુગમા, ગુલામી જવા છતાય નોકરો પ્રત્યે ગુલામ જેવુ વર્તન રાખતા શેઠિયા'ઓએ ધ્યાનમા રાખવા જેવા વચનો ઉચ્ચારીને આ અહિંસક વણિકે કહ્યુ, "કેટલાક મનુષ્યો મનુષ્યોને જ ગુલામ બનાવીને તેમની પાસે વૈતરુ કરાવે છે વળી એ લોકો મરણતોલ માર મારવાથી થતુ દુ ખ જાણે છે, છતા રાતદિવસ માર મારી અને

---

૮ सर्वेषा य सुहृन्नित्य सर्वेषा च हिते रत ।
कर्मणा मनसा वाचा स धर्म वेद जाजले ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૯
नानुरुध्ये विरुध्ये वा न द्वेष्मि न च कामये ।
समोऽस्मि सर्वभूतेषु पश्य मे जाजले व्रतम् ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૧૧
इष्टानिष्टविमुक्तस्य प्रीतिरागबहिष्कृत. ।
तुला मे सर्वभूतेषु समा तिष्ठति जाजले ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૧૨

૯ सहायवान्द्रव्यवान्य सुभगोऽन्योऽपरस्तथा ।
ततस्तानेव कवय शास्त्रेषु प्रवदन्त्युत ।
कीर्त्यर्थमल्पहृल्लेखा पटव कृत्स्ननिर्णया ॥ શાન્તિપર્વ ૨૫૪–૨૭

૧૦ लोके य सर्वभूतेभ्यो ददात्यभयदक्षिणाम् ।
स सर्वयज्ञैरीजान प्राप्नोत्यभयदक्षिणाम् ।
न भूतानामहिंसाया ज्यायान्धर्मोऽस्ति कश्चन ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪-૨૯

૧૧ सर्वभूतात्मभूतस्य सम्यग्भूतानि पश्यत ।
देवापि मार्गे मुह्यन्ति अपदस्य पदैषिण ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૨

૧૨ सूक्ष्मत्वान्न स विज्ञातु शक्यते बहुनिह्नव ।
उपलभ्यान्तरा चान्यानाचारानवबुध्यते ॥ શાન્તિપર્વ, ૨૫૪–૩૧

બાંધીને કે કેદમા પૂરીને ગતદિવસ તેમની પાસેથી કામ લે છે[13] પચેન્દ્રિય પ્રાણીઓમા દેવોનો નિવાસ છે, છતા કેટલાક લોકો તેમને જીવતા હોય છતા ય વેચે છે તો પછી, મૂએલાને તો વેચે જ એમા શી નવાઈ? તો હે બ્રાહ્મણ ! જો હુ તેલ, ઘી, મધ અને કાષ્ઠૌપધિઓનો વેપાર કરુ છુ તો તેમા તમને શુ વાધો નડે છે?" પછી કૃષિમા રહેલી હિંસા દર્શાવી, ખેતી કરતા ગોવશને—બળદોને જે દુ ખ દેવામા આવે છે તેનુ વર્ણન કર્યું, અને વિનતિ કરી કે, "જાજલિ! જગતમા જે જે અમગલ અને ઘોર આચારો પ્રવર્તે છે, તેને તમે કેવળ ગતાનુગતિકતાથી જ આચરો છો પણ નિપુણતાથી સમજતા નથી, માટે (કાર્ય-) કારણ તરફ નજર રાખીને આચરણ કરવુ—(સામાન્ય, કામનાવાળા આસક્ત) લોકો વર્તતા હોય તેમ નહિ જેમ મારો કોઈ તિરસ્કાર કરે કે સ્તુતિ કરે તે બન્ને તરફ મને તો સમાનભાવ છે, કેમકે મને પ્રિય-અપ્રિય કઈ છે જ નહિ આ ધર્મને મનીષિઓ પ્રશસે છે, યુક્તિસપન્ન યતિઓ આનુ સેવન કરે છે, અને સતત ધર્મશીલ જનો તેનુ સૂક્ષ્મતાથી અવલોકન કરે છે"[14]

પ્રાજ્ઞ તુલાધારે એ પછી યજ્ઞરહસ્ય સમજાવી, નિષ્કામ અને અહિંસક યજ્ઞથી સમદષ્ટિવાળી પ્રજા જન્મે છે તે સ્પષ્ટ કર્યું આવા નિષ્કામ અહિંસક યજ્ઞોના પ્રભાવથી અગાઉ કૃષિ વિના પણ જોઈતુ અન્ન નીપજતુ તેની યાદ આપી, અને માનસિક ક્રતુઓની[15](=યજ્ઞોની) મહત્તા સ્થાપિત કરી છેવટે સાત્ત્વિકી શ્રદ્ધા રાખી ધર્માચરણ કરવા કહ્યુ[16] વાતચીતનો સમારોપ કરતા તુલાધારે કહ્યુ કે, 'ધર્માર્થદર્શનવાળા સતોએ આ પ્રમાણે ધર્મ કહ્યો છે જિજ્ઞાસુ એવા એમને તે ધર્મ ધર્મદર્શનથી પ્રાપ્ત થયો છે"[17]

---

૧૩ ये च छिन्दन्ति वृषणान्ये च भिन्दन्ति नस्तकान् ।
वहन्ति महतो भारान्बध्नन्ति दमयन्ति च ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૬
हत्वा सत्त्वानि खादन्ति तान्कथ न विगर्हसे ।
मानुषा मानुषानेव दासभोगेन भुञ्जते ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૭
वधबन्धविरोधेन कारयन्ति दिवानिशम् ।
आत्मना चापि जानासि यद्दु ख वधताडने ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૮
આ સાથે સરખાવો, પ્રથમ અણુવ્રત અહિંસાના અતિચાર
पढमे अणुव्वयम्मी थूलगपाणाइवायविरईओ ।
आयरिअमप्पसत्थे इत्थ पमायप्पसगेण ॥
वह्व बध छविच्छेए अइभारे भत्तपाणवुच्छेए ।
पढमवयस्सऽइआरे पडिक्कमे देसिअ सव्व ॥ 'વન્દિત્તા સૂત્ર' ૯, ૧૦
પહેલા અણુવ્રતમા પ્રમાદને લીધે (ક્રોધાદિક) અપ્રશસ્ત ભાવો પ્રમાણે વર્તીને સ્થૂળ પ્રાણાતિપાતવિરતિને તોડીને જે અતિચાર કર્યો હોય, તથા વધ, બધ, અવયવનો છેદ, અત્યત ભાર ઉપડાવ્યો હોય અને ખાવાપીવાનો વિચ્છેદ—એ પ્રાચ પ્રથમ વ્રતના અતિચારોનુ આચરણ કરવાથી થયેલા દિવસ સબધી સર્વે દોષથી હુ પ્રતિક્રમુ છુ

૧૪ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૪૯થી ૫૨

૧૫ उत यज्ञा उतायज्ञा मख नार्हन्ति ते क्वचित् । મહાભારત, શાન્તિપર્વ ૨૫૫–૩૭
યજ્ઞ હોય કે અયજ્ઞ હોય તે 'મખ'ને (मख मानसिक क्रतुम् । —મહાભારતનો ટીકાકાર પ નીલકઠ) પહોંચી ન શકે

૧૬ મહાભારત, શાન્તિપર્વ અ૦ ૨૫૫ અને અ૦ ૨૦૬

૧૭ इति धर्म समाख्यात सद्भिर्धर्मार्थदर्शिभि ।
वय जिज्ञासमानास्त्वा सप्राप्ता धर्मदर्शनात् ॥
મહાભારત શાન્તિપર્વ ૨૫૫–૧૬

ટીકાકાર પ નીલકઠ धर्मदर्शनात् પદનો અર્થ 'ધર્મદર્શન નામના મુનિથી' એવો કરે છે

(૨) ગોમેધ યજ્ઞમાં વૃષભને મૃત્યુ પામેલો જોઈને નિર્વેદ પામેલો રાજા વિચખ્નુ "अहिंसैव हि सर्वेभ्यो धर्मेभ्यो ज्यायसी मता ।—અહિંસા જ સર્વ ધર્મો કરતા શ્રેષ્ઠ છે "[૧૮] એમ બોલ્યો, અને ગાયોને અભયદાન આપ્યુ અર્થાત્ હિંસક યજ્ઞો બંધ કર્યા "કામ, મોહ, લોભ અને લોલુપતાથી આ હિંસક યજનવાળા યજ્ઞો પ્રવર્ત્યા છે વિષ્ણુનુ–સર્વવ્યાપી પરમાત્માનુ યજન તો પાયસ (ખીર જેવી ખાસ ચીજ) અને પુષ્પોથી થઈ શકે "[૧૯] એમ કહ્યુ અને તારવ્યુ કે, "(યજ્ઞ માટે) આ સિવાય (પાયસ અને પુષ્પો ઉપરાત) પણ જે યજ્ઞીય દ્રવ્ય મહાત્માઓએ શુદ્ધભાવથી અને અહિંસક રીતે સસ્કારેલુ હોય તે સર્વ જ દેવોને અર્પણ કરવા યોગ્ય ગણાય છે "[૨૦]

(૩) આશ્વમેધિકપર્વાન્તર્ગત આવેલી 'અનુગીતા'[૨૧]મા વૃદ્ધ આગિરસ ઋષિની આગેવાની નીચે બૃહસ્પતિ, ભરદ્વાજ, ગૌતમ, ભાર્ગવ, વસિષ્ઠ, કાશ્યપ, વિશ્વામિત્ર, અત્રિ વગેરે ઋષિઓ અને નિર્દોષ (વીતકલ્મષ) બ્રહ્મદેવનો સવાદ છે[૨૨] તેમા જ્ઞાનના અનેક પાસા ચર્ચાય છે ચર્ચા દરમિયાન અનેક ધર્મસપ્રદાયોના બહુસખ્ય આચાર્યોના ધર્મવિષયક વિભિન્ન મતોથી ગૂચવાડામા પડેલા ઋષિઓએ એમાથી સખ્યાબધ મતો ટાકતા બ્રહ્માજીને પૂછ્યું, "આ જગતમા ક્યો ધર્મ અત્યત આચરવા યોગ્ય છે? અમે તો એમ જ જોઈએ છીએ કે, ધર્મની વિવિધ ગતિ જાણે કે નષ્ટ-ભ્રષ્ટ થઈ ગઈ છે! (જુઓને આ ધર્મમતોનો ઢગલો!) (૧) દેહનાશ પછી આત્મા છે; (૨) દેહનાશ પછી આત્મા નથી, (૩) બધુ સશય-ભરેલુ છે; (૪) બધુ નિ સશય છે, (૫) (જગત) અનિત્ય છે; (૬) (જગત) નિત્ય છે, (૭) કઈ નથી અને કઈ છે, (૮) એકરૂપ એવુ વિજ્ઞાન દ્વૈતરૂપે (=દ્વિધા) થયુ છે, (૯) આ જગત વ્યામિશ્ર છે, (પર-માત્માથી) ભિન્ન અને અભિન્ન છે, (૧૦) (બ્રહ્મ) એક છે; (૧૧) (બ્રહ્મ) પૃથક્ છે, (૧૨) બહુત્વ (=અનેક પરમાણુઓ) કારણ છે; (૧૩) કોઈ જટા અને મૃગચર્મ પહેરે છે (પ્રચાર કરે છે); (૧૪) કોઈ મુડન કરાવે છે, (૧૫) કોઈ દિગબર રહે છે, (૧૬) કેટલાક કહે છે સ્નાન ન કરવુ (=(क) નહાવુ નહિ, (ख) બાળપણથી જ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવુ), (૧૭) સ્નાન કરવુ (=(क) નહાવુ, (ख) સ્નાતક થઈને ગૃહસ્થાશ્રમી થવુ), (૧૮) આહાર લેવો (અને ઉપાસના કરવી), (૧૯) અનશન રાખવુ, (૨૦) કર્મની પ્રશસા કરનારા, (૨૧) શાન્તિની પ્રશસા કરનારા-સન્યાસી, (૨૨) દેશ, કાળ કારણ માનનારા, (૨૩) દેશ, કાળ કારણ નથી એમ માનનાગ, (૨૪) મોક્ષની પ્રશસા કરનારા, (૨૫) ભોગની પ્રશસા કરનારા, (૨૬) ધનની ઇચ્છા રાખનારા, (૨૭) નિર્ધનતા ઇચ્છનારા; (૨૮) (ધ્યાનાદિક) સાધનોથી ઉપાસનામા માનનારા; (૨૯) આ સાધનોનો કઈ અર્થ નથી એમ માનનારા, (૩૦) અહિંસાપરાયણ, (૩૧) હિંસાપરાયણ, (૩૨) પુણ્ય અને યશ માટે પ્રયત્નશીલ, (૩૩) પુણ્ય અને યશ જેવુ કઈ નથી એમ માનનારા; (૩૪) સદ્‌ભાવનિગ્ત—સતત્ત્વમા શ્રદ્ધાશીલ; (૩૫) સશયશીલ (આ સાચુ કે તે સાચુ એમ અસ્થિર), (૩૬) કેટલાક દુ ખથી અને કેટલાક સુખથી ધ્યાન કરનારા (સકામ ઉપાસક) (૩૭) યજ્ઞમા માનનારા, (૩૮) દાન મુખ્ય છે એમ માનનારા, (૩૯) સર્વ (સાધનોના) પ્રશસકો; (૪૦) સર્વ (સાધનોને) નિંદનારા, (૪૧)

---

૧૮ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૭–૬

૧૯ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૭–૧૦

૨૦ यच्चापि किंचित्कर्तव्यमन्यच्चोक्षैः सुसंस्कृतम् ।
महासत्त्वैः शुद्धभावैः सर्वं देवार्हमेव तत् ॥ શાન્તિપર્વ, ૨૫૭–૧૧
આ શ્લોકમા આવતુ महासत्त्व (=મહાકુલીન કે શિષ્ટજન) પદ બૌદ્ધોમા પ્રચલિત છે એક બોધિસત્ત્વનુ નામ પણ 'મહાસત્ત્વ' છે, એ રીતે અહીં નોંધપાત્ર છે જુઓ મોનિયેર વિલિયમ્સનો સસ્કૃત–અગ્રેજી કોશ પૃ૦ ૮૦૧

૨૧ મહાભારત આશ્વમેધિકપર્વ, અ૦ ૧૬થી અ૦ ૫૦

૨૨ જુઓ, મહાભારત, આશ્વમેધિકપર્વ, ૩૫–૧૫થી ૨૦

બાધીને કે કેદમાં પૂરીને રાતદિવસ તેમની પાસેથી કામ લે છે [13] પચેન્દ્રિય પ્રાણીઓમા દેવોનો નિવાસ છે, છતા કેટલાક લોકો તેમને જીવતા હોય છતાં ય વેચે છે તો પછી, મૂએલાને તો વેચે જ એમા શી નવાઈ? તો હે બ્રાહ્મણ! જો હું તેલ, ઘી, મધ અને કાષ્ઠૌષધિઓનો વેપાર કરુ છુ તો તેમા તમને શુ વાધો નડે છે?" પછી કૃષિમા રહેલી હિંસા દર્શાવી, ખેતી કરતા ગોવશને–બળદોને જે દુ ખ દેવામા આવે છે તેનુ વર્ણન કર્યું, અને વિનતિ કરી કે, "જાજલિ! જગતમા જે જે અમગલ અને ઘોર આચાગે પ્રવર્તે છે, તેને તમે કેવળ ગતાનુગતિકતાથી જ આચરો છો પણ નિપુણતાથી સમજતા નથી, માટે (કાર્ય-) કારણ તરફ નજર રાખીને આચરણ કરવુ—(સામાન્ય, કામનાવાળા આસક્ત) લોકો વર્તતા હોય તેમ નહિ જેમ મારો કોઈ તિરસ્કાર કરે કે સ્તુતિ કરે તે બન્ને તરફ મને તો સમાનભાવ છે, કેમકે મને પ્રિય-અપ્રિય કઈ છે જ નહિ આ ધર્મને મનીષિઓ પ્રશસે છે, યુક્તિસપન્ન યતિઓ આનુ સેવન કરે છે, અને સતત ધર્મશીલ જનો તેનુ સૂક્ષ્મતાથી અવલોકન કરે છે"[14]

પ્રાજ્ઞ તુલાધારે એ પછી યજ્ઞરહસ્ય સમજાવી, નિષ્કામ અને અહિંસક યજ્ઞથી સમદષ્ટિવાળી પ્રજા જન્મે છે તે સ્પષ્ટ કર્યું આવા નિષ્કામ અહિંસક યજ્ઞોના પ્રભાવથી અગાઉ કૃષિ વિના પણ જોઈતુ અન્ન નીપજતુ તેની યાદ આપી, અને માનસિક ક્રતુઓની[15](=યજ્ઞોની) મહત્તા સ્થાપિત કરી છેવટે સાત્ત્વિકી શ્રદ્ધા રાખી ધર્માચરણ કરવા કહ્યુ [16] વાતચીતનો સમારોપ કરતા તુલાધારે કહ્યુ કે, 'ધર્માર્થદર્શનવાળા સતોએ આ પ્રમાણે ધર્મ કહ્યો છે જિજ્ઞાસુ એવા એમને તે ધર્મ ધર્મદર્શનથી પ્રાપ્ત થયો છે"[17]

---

૧૩ ये च छिन्दन्ति वृषणान्ये च भिन्दन्ति नस्तकान् ।
वहन्ति महतो भारान्वध्नन्ति दमयन्ति च ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૬
हत्वा सत्त्वानि खादन्ति तान्कथ न विगर्हसे ।
मानुषा मानुषानेव दासभोगेन भुञ्जते ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૭
वधवन्धविरोधेन कारयन्ति दिवानिशम् ।
आत्मना चापि जानासि यद्दु ख वधताडने ॥ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૩૮
આ સાથે સરખાવો, પ્રથમ અણુવ્રત અહિંસાના અતિચાર
पढमे अणुव्वयम्मी थूलगपाणाइवायविरईओ ।
आयरिअमप्पसत्थे इत्थ पमायप्पसगेण ॥
वह वध छविच्छेए अइभारे भत्तपाणवुच्छेए ।
पढमवयस्सइआरे पडिक्कमे देसिअ सव्व ॥ 'વન્દિત્તા સૂત્ર' ૯, ૧૦
પહેના અણુવ્રતમાં પ્રમાદને લીધે (ક્રોધાદિક) અપ્રશસ્ત ભાવો પ્રમાણે વર્તીને સ્થૂળ પ્રાણાતિપાતવિરતિને તોડીને જે અતિચાર કર્યો હાય, તથા વધ, બધ, અવયવનો છેદ, અત્યત ભાર ઉપડાવ્યો હોય અને ખાવાપીવાનો વિચ્છેદ—એ પ્રાચ પ્રથમ વ્રતના અતિચારોનુ આચરણ કરવાથી થયેલા દિવસ સબધી સર્વ દોષથી હુ પ્રતિક્રમુ છુ

૧૪ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૪–૪૯થી ૫૨

૧૫ उत यज्ञा उतायज्ञा मख नार्हन्ति ते क्वचित् । મહાભારત, શાન્તિપર્વ ૨૫૫–૩૭
યજ્ઞ હોય કે અયજ્ઞ હોય તે 'મખ'ને (मख मानसिक क्रतुम् । —મહાભારતનો ટીકાકાર પ નીલકઠ) પહોંચી ન શકે

૧૬ મહાભારત, શાન્તિપર્વ અ૦ ૨૫૫ અને અ૦ ૨૦૬

૧૭ इति धर्म समाख्यात सद्भिर्धर्मार्थदर्शिभि ।
वय जिज्ञासमानास्त्वा सप्राप्ता धर्मदर्शनात् ॥
મહાભારત શાન્તિપર્વ ૨૫૫–૧૬
ટીકાકાર પ. નીલકઠ धर्मदर्शनात् પદનો અર્થ 'ધર્મદર્શન નામના મુનિથી' એવો કરે છે

(૨) ગોમેધ યજ્ઞમાં વૃષભને મૃત્યુ પામેલો જોઈને નિર્વેદ પામેલો રાજા વિચખ્નુ "અહિંસૈવ હિ સર્વેભ્યો ધર્મેભ્યો જ્યાયસી મતા ।—અહિંસા જ સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ છે "[૧૮] એમ બોલ્યો, અને ગાયોને અભયદાન આપ્યુ અર્થાત્ હિંસક યજ્ઞો બધ કર્યા "કામ, મોહ, લોભ અને લોલુપતાથી આ હિંસક યજનવાળા યજ્ઞો પ્રવર્ત્યા છે વિષ્ણુનુ–સર્વવ્યાપી પરમાત્માનુ યજન તો પાયસ (ખીર જેવી ખાસ ચીજ) અને પુષ્પોથી થઈ શકે "[૧૯] એમ કહ્યુ અને તારવ્યુ કે, "(યજ્ઞ માટે) આ સિવાય (પાયસ અને પુષ્પો ઉપરાત) પણ જે યજ્ઞીય દ્રવ્ય મહાત્માઓએ શુદ્ધભાવથી અને અહિંસક રીતે સસ્કારેલુ હોય તે સર્વ જ દેવોને અર્પણ કરવા યોગ્ય ગણાય છે "[૨૦]

(૩) આશ્વમેધિકપર્વાન્તર્ગત આવેલી 'અનુગીતા'[૨૧]મા વૃદ્ધ આગિરસ ઋષિની આગેવાની નીચે બૃહસ્પતિ, ભરદ્વાજ, ગૌતમ, ભાર્ગવ, વસિષ્ઠ, કાશ્યપ, વિશ્વામિત્ર, અત્રિ વગેરે ઋષિઓ અને નિર્દોષ (વીતકલ્મષ) બ્રહ્મદેવનો સવાદ છે[૨૨] તેમા જ્ઞાનના અનેક પાસા ચર્ચાય છે ચર્ચા દરમિયાન અનેક ધર્મસપ્રદાયોના બહુસખ્ય આચાર્યોના ધર્મવિષયક વિભિન્ન મતોથી ગૂચવાડામા પડેલા ઋષિઓએ એમાથી સખ્યાબધ મતો ટાકતા બ્રહ્માજીને પૂછ્યુ, "આ જગતમા ક્યો ધર્મ અત્યત આચરવા યોગ્ય છે? અમે તો એમ જ જોઈએ છીએ કે, ધર્મની વિવિધ ગતિ જાણે કે નષ્ટ-ભ્રષ્ટ થઈ ગઈ છે। (જુઓને આ ધર્મમતોનો ઢગલો!) (૧) દેહનાશ પછી આત્મા છે; (૨) દેહનાશ પછી આત્મા નથી, (૩) બધુ સશય-ભરેલુ છે; (૪) બધુ નિ સશય છે, (૫) (જગત) અનિત્ય છે; (૬) (જગત) નિત્ય છે, (૭) કઈ નથી અને કઈ છે, (૮) એકરૂપ એવુ વિજ્ઞાન દ્વૈતરૂપે (=દ્વિધા) થયુ છે, (૯) આ જગત વ્યામિશ્ર છે, (પર-માત્માથી) ભિન્ન અને અભિન્ન છે, (૧૦) (બ્રહ્મ) એક છે; (૧૧) (બ્રહ્મ) પૃથક્ છે; (૧૨) બહુત્વ (=અનેક પરમાણુઓ) કારણ છે, (૧૩) કોઈ જટા અને મૃગચર્મ પહેરે છે (પ્રચાર કરે છે), (૧૪) કોઈ મુડન કરાવે છે, (૧૫) કોઈ દિગબર રહે છે, (૧૬) કેટલાક કહે છે સ્નાન ન કરવુ (=(ક) નહાવુ નહિ, (ખ) બાળપણથી જ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવુ), (૧૭) સ્નાન કરવુ (=(ક) નહાવુ, (ખ) સ્નાતક થઈને ગૃહસ્થાશ્રમી થવુ), (૧૮) આહાર લેવો (અને ઉપાસના કરવી); (૧૯) અનશન રાખવુ; (૨૦) કર્મની પ્રશસા કરનારા, (૨૧) શાન્તિની પ્રશસા કરનારા સન્યાસી, (૨૨) દેશ, કાળ કારણ માનનારા, (૨૩) દેશ, કાળ કારણ નથી એમ માનનારા, (૨૪) મોક્ષની પ્રશસા કરનારા, (૨૫) ભોગની પ્રશસા કરનારા, (૨૬) ધનની ઇચ્છા રાખનારા, (૨૭) નિર્ધનતા ઇચ્છનારા; (૨૮) (ધ્યાનાદિક) સાધનોથી ઉપાસનામા માનનારા, (૨૯) આ સાધનોનો કઈ અર્થ નથી એમ માનનારા; (૩૦) અહિંસાપરાયણ, (૩૧) હિંસાપરાયણ, (૩૨) પુણ્ય અને યશ માટે પ્રયત્નશીલ, (૩૩) પુણ્ય અને યશ જેવુ કઈ નથી એમ માનનારા, (૩૪) સદ્ભાવનિરત—સતતત્ત્વમા શ્રદ્ધાશીલ; (૩૫) સશયશીલ (આ સાચુ કે તે સાચુ એમ અસ્થિર), (૩૬) કેટલાક દુ ખથી અને કેટલાક સુખથી ધ્યાન કરનારા (સકામ ઉપાસક) (૩૭) યજ્ઞમા માનનારા, (૩૮) દાન મુખ્ય છે એમ માનનારા, (૩૯) સર્વ (સાધનોના) પ્રશસકો, (૪૦) સર્વ (સાધનોને) નિંદનારા, (૪૧)

---

૧૮ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૭–૬

૧૯ મહાભારત, શાન્તિપર્વ, ૨૫૭–૧૦

૨૦ यच्चापि किंचित्कर्तव्यमन्यच्चोक्षैः सुसंस्कृतम् ।
महासत्त्वैः शुद्धभावैः सर्वं देवार्हमेव तत् ॥ શાન્તિપર્વ, ૨૫૭–૧૧
આ શ્લોકમા આવતુ મહાસત્ત્વ (=મહાકુલીન કે શિષ્ટજન) પદ બૌદ્ધોમા પ્રચલિત છે એક બોધિસત્ત્વનુ નામ પણ 'મહાસત્ત્વ' છે, એ રીતે અહીં નોંધપાત્ર છે જુઓ મોનિયેર વિલિયમ્સનો સસ્કૃત–અગ્રેજી કોશ પૃ૦ ૮૦૧

૨૧ મહાભારત આશ્વમેધિકપર્વ, અ૦ ૧૬થી અ૦ ૫૦

૨૨ જુઓ, મહાભારત, આશ્વમેધિકપર્વ, ૩૫–૧૫થી ૨૦

તપપરાયણ, (૪૨) સ્વાધ્યાયપરાયણ, (૪૩) જ્ઞાન એ જ સન્યાસ છે, એમ કહેનારા; અને (૪૪) સ્વભાવ છે એમ કહેનારા ભૂતચિન્તકો–ભૌતિકવાદીઓ [૨૩]

"આમ અનેક પ્રકારે ધર્મબોધ કરવામા આવે છે, એટલે હે સુરસત્તમ ! અમે કઈ નિશ્ચય કરી શકતા નથી જનસમાજ, 'આ શ્રેય છે, આ શ્રેય છે,' આવા મતો સાભળી વિચલિત થયો છે અને જે મનુષ્ય જે સપ્રદાયમા હોય છે, તે સપ્રદાયવાળાનો જ એ સત્કાર કરે છે ! એટલે અમારી પ્રજ્ઞા મૂઝાઈ છે, તથા અમારુ મન અનેક પ્રકારનુ–ચચળ, બની ગયુ છે તો હે સત્તમ ! 'શ્રેય' શુ છે તે કહો "[૨૪]

એટલે લોકરક્ષક ધર્માત્મા બ્રહ્મદેવે સર્વ મતોનો ગોટાળો દૂર કરતુ પ્રવચન કર્યું તેમા શરૂઆતના બે વચનોમા સમગ્ર ધર્મતત્ત્વનો સાર મૂકી દીધો

हन्त व सप्रवक्ष्यामि यन्मा पृच्छथ सत्तमाः ।
समस्तमिह तच्छ्रुत्वा सम्यगेवावधार्यताम् ॥ મહાભારત, આશ્વમેધિકપર્વ, ૪૯–૧

अहिंसा सर्वभूतानामेतत्कृत्यतम मतम् ।
एतत्पदमनुद्विग्न वरिष्ठ धर्मलक्षणम् ॥ ४९–२

ज्ञान नि.श्रेय इत्याहुर्वृद्धा निश्चयदर्शिन ।
तस्माज्ज्ञानेन शुद्धेन मुच्यते सर्वपातकै. ॥ ४९–३

"હે સત્તમો ! તમે મને જે પૂછ્યુ તે તમને સારી રીતે કહીશ એ સર્વ સાભળીને તમે સમ્યક્ વિચાર કરજો

"સર્વ ભૂતો પ્રત્યે (આચરેલી) અહિંસાને સર્વશ્રેષ્ઠ કૃત્ય માનેલુ છે આ પદ ઉદ્વેગરહિત છે અને વરિષ્ઠ ધર્મલક્ષણ છે તથા પરમ કલ્યાણકારી જ્ઞાન છે એમ નિશ્ચયદર્શી વૃદ્ધો–સિદ્ધાત સ્થાપનારા ઋષિઓ કહે છે માટે શુદ્ધ જ્ઞાનથી (=આવી આચરેલી અહિંસાથી) મનુષ્ય સર્વ પાતકથી છૂટે છે"

આમ મતપથોના જાળાથી ઊભા થયેલા જબરદસ્ત ગૂચવાડાને પાર કરવા માટે અહિંસા–સર્વત્ર સમાનભાવે પ્રેમભાવ, એ એક જ આચરણીય મૂળભૂત ધર્મ, પરમ ધર્મ તરીકે મહાભારતકારે જણાવીને, અહિંસાને આત્માને ઊંચે લઈ જનાર મહાશક્તિ તરીકે સ્વીકારી છે એ મહાશક્તિ વીર્યવાન છે છતા હજુ સુધી એનુ અલ્પતમ ભાન પણ સામાન્ય રીતે મનુષ્યોને નથી એના સ્વલ્પાતિસ્વલ્પ પણ ન કહેવાય

---

૨૩ (क) મહાભારત, આશ્વમેધિકપર્વ, ૪૮–૧૪થી ૨૪ આ ૪૮ મા અધ્યાયમાં શ્લોક ૧થી ૧૨ સુધી, બ્રહ્મને અવ્યક્ત, અનામય, પુરુષ, સત્ત્વ ઇત્યાદિ રીતે ઓળખનારા ભિન્ન ભિન્ન મતો જોવા મળે છે તેના અનુસધાનમા આ શ્લોક ૧૪થી ૨૪ સુધીમા ચાર્વાક, તાર્કિક, મીમાસક, શૂન્યવાદી બૌદ્ધો, વિજ્ઞાનવાદી બૌદ્ધો, અદ્વૈતવાદી, દ્વૈતવાદી, ભેદાભેદવાદી, વૈશેષિકો, કાલવાદીઓ, સ્યાદ્વાદી, તૈર્થિક, યોગાચારી, પરમાણુવાદી વગેરે મતોનો ઉલ્લેખ કરી તેના ગૂચવાડામાંથી કેમ છૂટવુ તે પ્રશ્ન ઉઠાવ્યો છે

(ख) જૈન સદર્ભો ઉપરથી ૩૬૩ ધર્મપથો–પાખણ્ડો–ના ઉલ્લેખ મળે છે ૧૮૦ ક્રિયાવાદી (=આત્મવાદી), ૮૪ અક્રિયાવાદી (=અનાત્મવાદી), ૬૭ અજ્ઞાનવાદી, ૩૨ વૈનયિક (=વિનયવાદી)—સર્વધર્મસમભાવી કુલ ૩૬૩ જુઓ 'નન્દી સૂત્ર' સૂત્ર ૪૬, 'શ્રુતજ્ઞાનાધિકાર'મા દ્વાદશાંગી વર્ણનમા, 'સૂત્રકૃતાગ' પ્રથમ શ્રુતસ્કન્ધ, બારમુ અધ્યયન, 'આચારાગ' પ્રથમ શ્રુતસ્કન્ધ ૧–૧૦૩ની નિર્યુક્તિમા પણ ૩૬૩ મત વિશે વિવેચન છે

(ग) બૌદ્ધ સદર્ભો ઉપરથી પાલિ સાહિત્યના કાળમા બૌદ્ધધર્મ સહિત જુદા જુદા ૬૩ પથો હયાત હતા એમ જણાય છે જુઓ 'સુત્તનિપાત'મા 'સભિયસુત્ત' ગાથા ૨૯, 'દીઘનિકાય'માં 'બ્રહ્મજાલસુત્ત' ૧–૧–૨, 'બુદ્ધચરિત' (ધર્માનન્દ કોસામ્બીકૃત) પૃ૦ ૧૧૫.

૨૪ મહાભારત, આશ્વમેધિકપર્વ, ૪૮–૨૫થી ૨૮

એવા આચરણે દેશને આઝાદી અપાવી છે, એમ ગાધીજીએ નોંધ્યુ છે[૨૫] અને મહાભારતકાર તો અહિંસાથી સર્વને પ્રેમમાં લપેટતી વિશાળ ધર્મશક્તિને વર્ણવતા કહે છે "જેમ હાથીના પગલામા બીજા સર્વ ચાલનાર પ્રાણીઓના પગલા સમાઈ જાય છે, તેમ અહિંસામા સકલ ધર્મનો અર્થ–તત્ત્વ સમાઇ જાય છે (આમ સમજીને) જે અહિંસાનુ પ્રતિપાદન કરે છે તે નિત્ય અમૃતમા અર્થાત્ મોક્ષમા વસે છે"[૨૬]

આનો અર્થ એ છે કે, અહિસા એટલે 'હિસા કરવી નહિ' એવો અભાવાત્મક વિચાર નહિ, કોઈ પણ પ્રાણીને દુ ખ ન દેવુ એટલુ જ નહિ, પણ સત્યશોધન માટે અર્થાત્ આત્મસાક્ષાત્કાર માટે, પ્રેમસાગરમા લીન થવાની એવી પ્રક્રિયા કે જેમા કરુણામૂલક સર્વને હિતકારી પ્રવૃત્તિ કરવાનો પણ ભાવ છે તેથી તેમા કોઈનુ બૂરુ કરવાનો કે ઇચ્છવાનો, કોઈ નેય દુ ખ દેવાનો, કોઈનોય પ્રતિકાર–દ્વેષમૂલક પ્રતિકાર, કરવાનો એમા અવકાશ નથી આવી અહિસા સિદ્ધ કરનાર **મહાવીર** છે કારણ કે તેની સહાયમા મહાન ઈશ્વરી શક્તિ અહિંસા સદાય ઊભી હોય છે જેને લીધે મરણ કે જીવન જે આવે તેને એ શાન્તિ અને સમતાપૂર્વક ભેટવાને તૈયાર હોય છે વેદવ્યાસે આ વીરની અહિંસાની 'શ્રેષ્ઠ કર્તવ્ય' અને 'પરમ ધર્મ' તરીકે સ્તુતિ કરી છે, અને પ્રતિષ્ઠા કરી છે

---

૨૫ (क) Vide, Non-violence in Peace & War Vol II (Gandhiji) Vol II, Chapter 200, p 327, 328

(ख) સર૦ " સત્યમય થવાને સારુ અહિંસા એ એક જ માર્ગ છે એમ આ પ્રકરણોને ('આત્મકથા'ના) પાને પાને ન દેખાયુ હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજુ છુ અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે, અને નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે" 'આત્મકથા' (–ગાધીજી, ૫ મી આવૃત્તિ, સ૦ ૧૯૯૦) પૃ૦ ૩૭૮, ૩૮૦

(ग) સર૦ ' છતા અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ, સત્ય પરમેશ્વર થયુ ' 'મગળપ્રભાત' (–ગાધીજી ૬ઠ્ઠી આવૃત્તિ) પૃ૦ ૭

૨૬ મહાભારત, શાન્તિપર્વ, ૨૩૭–૧૮, ૧૯, ૧૯ = અનુશાસનપર્વ ૧૧૫–૬, 'યોગશાસ્ત્ર' (૨–૩૦) ઉપરની વૃત્તિમા નાગોજી ભટ્ટે અને 'વ્યાસભાષ્ય'મા વ્યાસે આ વચન (શાન્તિપર્વ ૨૩૭–૧૮, અનુશાસન૦ ૧૧૪–૬) ટાંકેલુ છે



# પાપનું મૂળ : પરિગ્રહ

મનસુખલાલ તારાચદ મહેતા

'પરિગ્રહ' શબ્દમા 'પરિ' ઉપસર્ગ છે, અને તેનો અર્થ 'ચારે તરફનુ' એવો થાય છે. તેની સાથે ગ્રહ્ ધાતુ સ્વીકાર કે અગીકારના અર્થમા છે એટલે ચારે તરફથી વસ્તુનો સ્વીકાર કે સગ્રહ કરવાની રીતને 'પરિગ્રહ' કહેવામા આવે છે પરિગ્રહ એ પાપ છે જૈન દર્શનમા પાપનો મુખ્ય સબધ વૃત્તિ સાથે છે તેથી કરીને મમત્વબુદ્ધિથી પદાર્થો કે વસ્તુઓનો સગ્રહ રાખવો અગર સગ્રહ કરવાની ઇચ્છા કરવી, પ્રયત્ન કરવો, એ બધુ પરિગ્રહનુ સ્વરૂપ છે અને ધર્મશાસ્ત્રોમા આવા પરિગ્રહને પાપના મૂળ તરીકે માનેલુ છે

દશ વૈકાલિક સૂત્રમા કહેવામા આવ્યુ છે કે 'જેમ ભમરો વૃક્ષના વિવિધ ફૂલોમાથી રસ ચૂસે છે અને પોતાની જાતને નભાવે છે છતા ફૂલોનો વિનાશ કરતો નથી, અર્થાત્ ફૂલોને ઓછામા ઓછી પીડા થાય તેમ વર્તે છે, તેમ શ્રેયાર્થી મનુષ્યે પણ પોતાની વ્યાવહારિક તમામ પ્રવૃત્તિઓ કરતા પોતાના સહાયકો માથી—પોતાના ગ્રાહકોરૂપ વિવિધ આલબનોમાથી એવી રીતે લાભ ઉઠાવવો ઘટે અને પોતાની જાતને એવી રીતે નભાવવી ઘટે જેથી એ પોતાના સહાયકરૂપ આલબનોનો વિનાશ ન થઈ જાય—તેમની આજીવિકા જ ન છિનવાઈ જાય—તેઓ સમૂળગા ચૂસાઈ જઈ વિનાશ ન પામે'[1]

કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રમા કહ્યુ છે કે 'દુ ખના કારણરૂપ અસતોષ, અવિશ્વાસ અને આરભ આ સર્વે મૂર્ચ્છાના ફળો છે એમ જાણીને પરિગ્રહનો નિયમ કરવો'[2] બાહ્યથી ધનાદિકનો ત્યાગ કરાયેલો હોય પણ અંદરથી ઇચ્છા–તૃષ્ણા જીવન્ત હોય તો તે પણ એક પ્રકારનો પરિગ્રહ જ છે બાહ્ય ત્યાગ શકય છે, પણ સાચી મહત્તા આતર ત્યાગની છે દશવૈકાલિક સૂત્રમા કહ્યુ છે કે

न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो इइ वुत्त महेसिणा ॥

---

૧ પડિત બેચરદાસકૃત 'મહાવીર વાણી' (સૂત્ર ૭–૮)

૨ યોગશાસ્ત્ર અધ્યયન ૨–૧૦૬

બાહ્ય ઋદ્ધિને દેખાવમાત્રને પરિગ્રહ નથી કહ્યો, પણ મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે આસક્તિ એ જ સસાર છે શ્રી ઉમાસ્વામી મહારાજે તત્ત્વાર્થ સૂત્રમા પરિગ્રહનુ સ્વરૂપ સમજાવતા मूर्च्छा परिग्रह [3] અર્થાત મૂર્ચ્છા જ પરિગ્રહ છે એમ લખ્યુ છે વસ્તુનો બાહ્ય ત્યાગ કર્યા સિવાય વિદ્યમાન વસ્તુમા મૂર્ચ્છા ન થવી એ ભારે કઠિન કાર્ય છે, એટલે જ બાહ્યાતર ત્યાગ આત્મહિતકારી છે

જ્યોતિષશાસ્ત્રના નિયમાનુસાર દરેક ગ્રહો અમુક સમયના આતરે એક રાશિમાથી બીજી રાશિમા જાય છે, પરતુ 'પરિગ્રહ' તો એવો ભયકર ગ્રહ છે કે તે તેની રાશિમાથી કદી પાછો ફરતો નથી શ્રીમદ્ યશોવિજયજી મહારાજે પરિગ્રહરૂપ ગ્રહની વિલક્ષણતા બતાવતા કહ્યુ છે કે 'જે રાશિથી પાછો ફરતો નથી અને વક્રતાનો ત્યાગ કરતો નથી, જેણે ત્રણ જગતને વિડબના કરી છે એવો આ 'પરિગ્રહ' રૂપ કયો ગ્રહ છે? સર્વ ગ્રહોથી પરિગ્રહ ગ્રહ બલવાન છે એની ગતિ કોઈએ જાણી નથી '[4]

મહર્ષિ હરિભદ્રસૂરિ રચિત 'યોગદૃષ્ટિસમુચ્ચય'ના વિવેચનમા ડૉ૦ ભગવાનદાસ મહેતાએ 'પરિગ્રહ' શબ્દનો અર્થ સમજાવતા લખ્યુ છે કે 'જેમ જેમ આરભ વધે છે, તેમ તેમ આરભનો મિત્ર પરિગ્રહ પણ સાથોસાથ વૃદ્ધિ પામે છે આ નામચીન 'પરિગ્રહ' પણ પોતાના નામ પ્રમાણે, જીવને 'પરિ' એટલે ચોતરફથી ગ્રહે છે, પકડી લે છે, જકડી લે છે પછી તો આ 'ગ્રહ' ભૂત અથવા દુષ્ટ ગ્રહ અગર મગર જેવા પરિગ્રહની જીવ પર જકડપકડ એવી તો મજબૂત હોય છે કે, તેમાથી જીવને છૂટવા ધારે તો પણ છૂટવુ ભારે પડે છે તે પરિગ્રહ–બલા વળગી તો વળગી, કાઢવી મુશ્કેલ પડે છે મોટા વ્યવસાયો આરભનારા અથવા મોટી મોટી રાજ્યાદિ ઉપાધિ ધારણ કરનારા જનોનો આ રોજનો અનુભવ છે પરિગ્રહની જજાલમા ફસેલા તે બાપડાઓને રાતે નિરાતે ઊંઘ પણ આવતી નથી '[5]

મહર્ષિ પાતજલીએ પરિગ્રહનો ત્યાગ કરવાથી થતા ફાયદાઓ સબધમા કહ્યુ છે કે अपरिग्रह-स्थैर्ये जन्मकथन्तासम्बोधः[6] અર્થાત અપરિગ્રહની દઢતા થવાથી યોગીને પૂર્વજન્મનુ જ્ઞાન થાય છે સ્વામી વિવેકાનદે આ બાબત સમજાવતા કહ્યુ છે કે 'જ્યારે યોગી બીજાની પાસેથી કાઈ લેવુ જ નહિ એવા સકલ્પનુ પાલન કરે છે, ત્યારે તેનુ મન બીજાઓની અસરમાથી મુક્ત થઈ સ્વતત્ર તથા શુદ્ધ બને છે, કારણ કે દાન ગ્રહણ કરવાની સાથે દાન આપનારના પાપ તેમ જ અવગુણની અસરોનો પણ આપોઆપ જ સ્વીકાર થઈ જાય છે, અને મન ઉપર તેના એક પછી એક એવા અનેક આવરણ જામતા ચાલી મન તેની અદર રૂંધાઈ જાય છે પરિગ્રહનો ત્યાગ કરવાથી એ પ્રમાણે થતુ અટકે છે અને મન નિર્મળ થઈ જાય છે આથી જે જે લાભ થાય છે તેમા પૂર્વજન્મનુ સ્મરણ એ મુખ્ય છે '[7]

શ્રીમદ્ ભગવદ્‌ગીતામા કહ્યુ છે કે 'વિષયો અને ઇન્દ્રિયોના સયોગમાથી જન્મનારુ સુખ શરૂઆતમા અમૃત જેવુ પણ પરિણામે ઝેર જેવુ છે, અને તેવા સુખને રાજસ સુખ કહેવાય છે[8] જૈન દર્શન પણ કહે છે કે सयोगमूला जीवेण पत्ता दुक्खपरपरा—અર્થાત્ નાશ પામનારી વસ્તુઓનો સયોગ જ દુ ખરૂપ વૃક્ષનુ મૂળ છે ભોગ્ય પદાર્થો સાથેનો સબધ દુ ખમા પરિણમ્યા સિવાય નથી રહેતો તે સબધમા વિષ્ણુપુરાણમા કહ્યુ છે કે

यावन्त कुरुते जन्तुः सम्बन्धान्मनस प्रियान्।
तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कव ॥

---

૩ તત્ત્વાર્થ સૂત્ર અધ્યયન ૭–૧૨
૪ જ્ઞાનસાર (અષ્ટક ૨૫–૧)
૫ ડૉ૦ ભગવાનદાસ મહેતાનુ યોગદૃષ્ટિસમુચ્ચય પાન ૩૦૬
૬ પાતજલયોગસૂત્ર ૨–૩૯
૭ સ્વામી વિવેકાનદ ભા ૧૦–૧૧ (સ સાહિત્યવર્ધક કાર્યાલય)
૮ શ્રીમદ્ ભગવદ્‌ગીતા (૧૮–૩૮)

# પાપનું મૂળ : પરિગ્રહ

મનસુખલાલ તારાચંદ મહેતા

'પરિગ્રહ' શબ્દમા 'परि' ઉપસર્ગ છે, અને તેનો અર્થ 'ચારે તરફનુ' એવો થાય છે તેની સાથે ग्रह ધાતુ સ્વીકાર કે અંગીકારના અર્થમા છે એટલે ચારે તરફથી વસ્તુનો સ્વીકાર કે સગ્રહ કરવાની રીતને 'પરિગ્રહ' કહેવામા આવે છે પરિગ્રહ એ પાપ છે જૈન દર્શનમા પાપનો મુખ્ય સબધ વૃત્તિ સાથે છે તેથી કરીને મમત્વબુદ્ધિથી પદાર્થો કે વસ્તુઓનો સગ્રહ રાખવો અગર સગ્રહ કરવાની ઇચ્છા કરવી, પ્રયત્ન કરવો, એ બધુ પરિગ્રહનુ સ્વરૂપ છે અને ધર્મશાસ્ત્રોમા આવા પરિગ્રહને પાપના મૂળ તરીકે માનેલુ છે

દશ વૈકાલિક સૂત્રમા કહેવામા આવ્યુ છે કે 'જેમ ભમરો વૃક્ષના વિવિધ ફૂલોમાથી રસ ચૂસે છે અને પોતાની જાતને નભાવે છે છતા ફૂલોનો વિનાશ કરતો નથી, અર્થાત્ ફૂલોને ઓછામા ઓછી પીડા થાય તેમ વર્તે છે, તેમ શ્રેયાર્થી મનુષ્યે પણ પોતાની વ્યાવહારિક તમામ પ્રવૃત્તિઓ કરતા પોતાના સહાયકો માથી—પોતાના ગ્રાહકોરૂપ વિવિધ આલબનોમાથી એવી રીતે લાભ ઉઠાવવો ઘટે અને પોતાની જાતને એવી રીતે નભાવવી ઘટે જેથી એ પોતાના સહાયકરૂપ આલબનોનો વિનાશ ન થઈ જાય—તેમની આજીવિકા જ ન છિનવાઈ જાય—તેઓ સમૂળગા ચૂસાઈ જઈ વિનાશ ન પામે '[1]

કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રમા કહ્યુ છે કે 'દુ ખના કારણરૂપ અસતોષ, અવિશ્વાસ અને આરભ આ સર્વ મૂર્ચ્છાના ફળો છે એમ જાણીને પરિગ્રહનો નિયમ કરવો '[2] બાહ્યથી ધનાદિકનો ત્યાગ કરાયેલો હોય પણ અદરથી ઇચ્છા–તૃષ્ણા જીવન્ત હોય તો તે પણ એક પ્રકારનો પરિગ્રહ જ છે બાહ્ય ત્યાગ શક્ય છે, પણ સાચી મહત્તા આતર ત્યાગની છે દશવૈકાલિક સૂત્રમા કહ્યુ છે કે

न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा।
मुच्छा परिग्गहो वुत्तो इइ वुत्त महेसिणा॥

---

१ પડિત બેચરદાસકૃત 'મહાવીર વાણી' (સૂત્ર ૭–૮)

૨ યોગશાસ્ત્ર અધ્યયન ૨–૧૦૬

બાહ્ય ઋદ્ધિને દેખાવમાત્રને પરિગ્રહ નથી કહ્યો, પણ મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે

આસક્તિ એ જ સસાર છે શ્રી ઉમાસ્વામી મહારાજે તત્ત્વાર્થ સૂત્રમા પરિગ્રહનુ સ્વરૂપ સમજાવતા मूर्च्छा परिग्रह [૩] અર્થાત મૂર્ચ્છા જ પરિગ્રહ છે એમ લખ્યુ છે વસ્તુનો બાહ્ય ત્યાગ કર્યા સિવાય વિદ્યમાન વસ્તુમાં મૂર્ચ્છા ન થવી એ ભારે કઠિન કાર્ય છે, એટલે જ બાહ્યાતર ત્યાગ આત્મહિતકારી છે

જ્યોતિષશાસ્ત્રના નિયમાનુસાર દરેક ગ્રહો અમુક સમયના આતરે એક રાશિમાથી બીજી રાશિમા જાય છે, પરતુ 'પરિગ્રહ' તો એવો ભયકર ગ્રહ છે કે તે તેની રાશિમાથી કદી પાછો ફરતો નથી શ્રીમદ્ યશોવિજયજી મહારાજે પરિગ્રહરૂપ ગ્રહની વિલક્ષણતા બતાવતા કહ્યુ છે કે 'જે રાશિથી પાછો ફરતો નથી અને વક્રતાનો ત્યાગ કરતી નથી, જેણે ત્રણ જગતને વિડબના કરી છે એવો આ 'પરિગ્રહ' રૂપ કયો ગ્રહ છે? સર્વ ગ્રહોથી પરિગ્રહ ગ્રહ બલવાન છે એની ગતિ કોઈએ જાણી નથી '[૪]

મહર્ષિ હરિભદ્રસૂરિ રચિત 'યોગદૃષ્ટિસમુચ્ચય'ના વિવેચનમા ડૉ૦ ભગવાનદાસ મહેતાએ 'પરિગ્રહ' શબ્દનો અર્થ સમજાવતા લખ્યુ છે કે 'જેમ જેમ આરભ વધે છે, તેમ તેમ આરભનો મિત્ર પરિગ્રહ પણ સાથોસાથ વૃદ્ધિ પામે છે આ નામચીન 'પરિગ્રહ' પણ પોતાના નામ પ્રમાણે, જીવને 'પરિ' એટલે ચોતરફથી ગ્રહે છે, પકડી લે છે, જકડી લે છે પછી તો આ 'ગ્રહ' ભૂત અથવા દુષ્ટ ગ્રહ અગર મગર જેવા પરિગ્રહની જીવ પર જકડપકડ એવી તો મજબૂત હોય છે કે, તેમાથી જીવને છૂટવા ધારે તો પણ છૂટવુ ભારે પડે છે તે પરિગ્રહ–બલા વળગી તો વળગી, કાઢવી મુશ્કેલ પડે છે મોટા વ્યવસાયો આરભનારા અથવા મોટી મોટી રાજ્યાદિ ઉપાધિ ધારણ કરનારા જનોનો આ રોજનો અનુભવ છે પરિગ્રહની જજાલમા ફસેલા તે બાપડાઓને રાતે નિરાતે ઊંઘ પણ આવતી નથી '[૫]

મહર્ષિ પાતજલીએ પરિગ્રહનો ત્યાગ કરવાથી થતા ફાયદાઓ સબધમા કહ્યુ છે કે अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासम्बोधः [૬] અર્થાત અપરિગ્રહની દૃઢતા થવાથી યોગીને પૂર્વજન્મનુ જ્ઞાન થાય છે સ્વામી વિવેકાનદે આ બાબત સમજાવતા કહ્યુ છે કે 'જ્યારે યોગી બીજાની પાસેથી કાઈ લેવુ જ નહિ એવા સકલ્પનુ પાલન કરે છે, ત્યારે તેનુ મન બીજાઓની અસરમાથી મુક્ત થઈ સ્વતત્ર તથા શુદ્ધ બને છે, કારણ કે દાન ગ્રહણ કરવાની સાથે દાન આપનારના પાપ તેમ જ અવગુણની અસરોનો પણ આપોઆપ જ સ્વીકાર થઈ જાય છે, અને મન ઉપર તેના એક પછી એક એવા અનેક આવરણ જામતા ચાલી મન તેની અદર રૂધાઈ જાય છે પરિગ્રહનો ત્યાગ કરવાથી એ પ્રમાણે થતુ અટકે છે અને મન નિર્મળ થઈ જાય છે આથી જે જે લાભ થાય છે તેમા પૂર્વજન્મનુ સ્મરણ એ મુખ્ય છે '[૭]

શ્રીમદ્ ભગવદ્ગીતામા કહ્યુ છે કે 'વિષયો અને ઇદ્રિયોના સયોગમાથી જન્મનારુ સુખ શરૂઆતમા અમૃત જેવુ પણ પરિણામે ઝેર જેવુ છે, અને તેવા સુખને રાજસ્ સુખ કહેવાય છે [૮] જૈન દર્શન પણ કહે છે કે सयोगमूला जीवेण पत्ता दुक्खपरपरा—અર્થાત્ નાશ પામનારી વસ્તુઓનો સયોગ જ દુ ખરૂપ વૃક્ષનુ મૂળ છે ભોગ્ય પદાર્થો સાથેનો સબધ દુ ખમા પરિણમ્યા સિવાય નથી રહેતો તે સબધમા વિષ્ણુપુરાણમા કહ્યુ છે કે

यावन्त. कुरुते जन्तु. सम्बन्धान्मनस प्रियान् ।
तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कव ॥

---

૩ તત્ત્વાર્થ સૂત્ર અધ્યયન ૭–૧૨
૪ જ્ઞાનસાર (અષ્ટક ૨૫–૧)
૫ ડૉ૦ ભગવાનદાસ મહેતાનુ યોગદૃષ્ટિસમુચ્ચય પાન ૩૦૬
૬ પાતજલયોગસૂત્ર ૨–૩૯
૭ સ્વામી વિવેકાનદ ભા ૧૦–૧૧ (સ સાહિત્યવર્ધક કાર્યાલય)
૮ શ્રીમદ્ ભગવદ્ગીતા (૧૮–૩૮)

અર્થાત્ માનવી પોતાના મનને પ્રિય લાગે તેવા જેટલા જેટલા ભોગ્ય પદાર્થો સાથે સબધ રાખે છે, તેટલા તેના હૃદયમા શોકરૂપી ખીલાના આઘાત થાય છે

શ્રી શકરાચાર્યે કહ્યુ છે કે अर्थमनर्थं भावय नित्यम्—અર્થાત્ અનર્થકારી ધન જેની પાસે હોય છે, તેની બુદ્ધિ વિકૃત થઈ જાય છે ચોરી, હિંસા, અસત્ય, દભ, કામ, ક્રોધ, મદ, કપટ, વૈર, અવિશ્વાસ, સ્પર્ધા, દ્યૂત, વ્યભિચાર અને સુરાપાન જેવા વ્યસનો માણસોને અર્થના અનર્થ રૂપે જ થાય છે અઢાર પાપસ્થાનકો પૈકી સત્તર પાપોનુ ઉદ્ભવસ્થાન પણ એક રીતે તો પરિગ્રહ જ છે

ધન, ધાન્ય અને ધાતુના ઢગલામા સુખ નથી, પણ જીવ તેમા સુખની કલ્પના કરી બેઠો છે કૂતરો જ્યારે સૂકા કઠણ હાડકાને ચાવે છે, ત્યારે તેના કોમળ મોંમાથી લોહી નીકળે છે, અને તે લોહી હાડકામાથી આવે છે એવી એની કલ્પનાથી લોહીનો સ્વાદ તેને ઉત્તમ લાગે છે માનવીના ભોગોના સુખનો આકાર પણ મોટા ભાગે આવા જ પ્રકારનો હોય છે

મહર્ષિ પાતજલીએ આ વાત વધુ સ્પષ્ટ રીતે સમજાવતા કહ્યુ છે કે 'परिणामतापसस्कार-दुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिन.'[૯]—અર્થાત્ વિષયોમા પરિણામ દુ ખ, તાપ દુ ખ, તથા સસ્કાર દુ ખ હોય છે, અને વિવેકીને મન તો સુખ અને દુ ખ બને દુ ખ રૂપ જ છે સુખ પણ પરિણામે દુ ખ ઉત્પન્ન કરે છે પદાર્થમાત્ર ત્રિગુણાત્મક છે તેમા સત્ત્વગુણ સુખરૂપ છે, રજોગુણ દુ ખરૂપ છે અને તમોગુણ મોહરૂપ છે આ ત્રણેય ગુણો એકમેકથી વિરુદ્ધ સ્વભાવવાળા છે દાખલા તરીકે, દીવો પ્રકટાવવામા દિવેલ, દિવેટ અને અગ્નિ ત્રણની આવશ્યકતા છે આ ત્રણેય એકમેકથી ભિન્ન સ્વભાવવાળા છે, પણ છતાય તેમના સહભાવથી જ દીપ પ્રકટે છે, તેમાથી એકનો પણ અભાવ હોય તો પણ દીપ પ્રકટાવવામા હરકત આવે, તેવી રીતે સસારમા બધા પદાર્થો સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રિગુણાત્મક બનેલા છે આથી કરીને, જ્યારે કોઈ પણ વિષય પદાર્થ પોતાના સત્ત્વગુણ અશથી સુખ આપતો હોય, ત્યારે પણ તેમા રજોગુણના અશરૂપી દુ ખભાગ તેમ જ તમોગુણના અશરૂપી મોહભાગ અપ્રકટપણે રહેલો જ હોય છે, અને તે ક્યારે પ્રકટ થશે તે કહી શકાય નહિ તમામ વિષયપદાર્થોના સ્વરૂપથી આ દુ ખરૂપતા છે આ રીતે, પરિણામ દુ ખ, તાપ દુ ખ, સસ્કાર દુ ખ અને સ્વરૂપ દુ ખ આ ચાર પ્રકારની દુ ખરૂપતા દરેક વિષયપદાર્થમા રહેલી છે જે માણસ દેહાન્દ્રિયાદિકમા અહબુદ્ધિરહિત થઈ ગયો છે અને જે પોતાના આત્મામા સ્થિત છે, તેને દેહની અપેક્ષાએ કોઈ પદાર્થની ઇચ્છા થતી નથી પરિગ્રહ જેવી કોઈ વસ્તુ જ આવા માણસ માટે સભવી શકતી નથી

પરિગ્રહથી માણસ મૂર્ચ્છિત થાય છે અને મૂર્ચ્છાથી કર્મબધ થાય છે, એટલે વિવેકી માણસ તો દ્રવ્યાદિરૂપ સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે, પણ દરેક માનવી આવો ત્યાગ ન કરી શકે એટલે તેણે રીતસરનુ પરિગ્રહ પરિમાણ અવશ્ય કરવુ જોઈએ પોતાની જરૂરત કરતા વધુ રાખી મૂકવુ, દબાવી રાખવુ એ સઘરાખોરી છે, અને તેથી જ સમાજમા અછત પેદા થાય છે અછતમાથી અનેક અનિષ્ટો ઊભા થાય છે

ધર્મશાસ્ત્રોમા પ્રતિષ્ઠા ધનને નહિ પણ સયમને આપવામા આવી છે ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે 'પ્રતિમાસે કોઈ દશ લાખ ગાયોનુ દાન આપે તેના કરતા પણ કશુ નહિ આપનારનો માત્ર સયમ શ્રેયસ્કર છે'[૧૦] ના—વાગ્સ મનુષ્યના ધનને લઈ લેવા ઇચ્છતા ઇષુકાર રાજાને ઉપદેશ આપતા તેની રાણી કમલાવતીએ કહ્યુ છે કે 'હે રાજન્! તમને આખુ જગત્ અથવા બધુ જ ધન મળે તો પણ એ સર્વથી તમને સતોષ થશે નહિ તેમ જ એ તમારુ રક્ષણ પણ કરી શકશે નહિ'[૧૧]

---

૯ યોગસૂત્ર ૨-૧૫
૧૦ ઉત્તરાધ્યયન સૂત્ર (૯–૪૦)
૧૧ ઉત્તરાધ્યયન સૂત્ર (૧૪–૩૯)

ધર્મશાસ્ત્રોએ ધનની પ્રતિષ્ઠાના ગુણો નથી ગાયા, પણ લોકોએ જ ધનની મહત્તા વધારી દીધી છે નવતત્ત્વ પ્રકરણમા પુણ્ય ભોગવવાના બેતાલીસ પ્રકારોનુ વર્ણન આવે છે, તેમા સોનુ, ચાદી, હીરા-મોતી કે ધનધાન્યની પ્રાપ્તિ કોઈ અમુક પુણ્યપ્રકૃતિને આધીન છે તેવુ દર્શાવેલુ જોવામા આવતુ નથી

શ્રી મુનિસુદરસૂરિજીએ કહ્યુ છે કે 'જે પૈસા શત્રુને ઉપકાર કરનારા થઈ શકે છે, જે પૈસાથી સર્પ, ઉંદર વગેરેમા ગતિ થાય છે, જે પૈસા મરણ, રોગ વગેરે કોઈ પણ આપત્તિઓ દૂર કરવાને શક્તિમાન નથી, તેવા પૈસા ઉપર તે મોહ શો ? ૧૨

વિવેક એટલે સત્ અને અસત્, અથવા નિત્ય અને અનિત્યને જુદા પાડવાની શક્તિ આવા વિવેકી માનવીના સબધમા ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે लद्धे कामेण पत्थेज्जा विवेगे एवमाहिए—અર્થાત્ પ્રાપ્ત થયેલા કામભોગોમા પણ વિવેકીને ઇચ્છા થતી નથી

માનવજાત દુ ખના બોજા તળે રિબાઈ રહી છે તેના કારણમા શ્રી અરવિંદે કહ્યુ છે કે Blows fall on all human beings, because they are full of desire for things that cannot last and they loose them or even if they get, it brings disappointment and cannot satisfy them, અર્થાત્ દુ ખના ઘા દરેક માણસ પર પડે છે, કારણ કે તેઓ એવી વસ્તુની પાછળ પડે છે કે જે વસ્તુ નિત્ય રહેતી નથી, અને તેથી માણસો તેને ગુમાવી દે છે, અગર તે વસ્તુ મેળવ્યા પછી તેમને નિરાશા ઉત્પન્ન થાય છે, અગર તેઓને સતોષ આપી શકતી નથી

ન્યાયવિશારદ મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજીએ કહ્યુ છે કે 'સુખ (વૈષયિક) નિત્ય નથી, ઇન્દ્રિયો નિત્ય નથી, ભોગો નિત્ય નથી, વિષયો નિત્ય નથી, અર્થાત્ આ સકલ પ્રપચ વિનશ્વર છે, આસ્થા રાખવા લાયક કઈ નથી' ૧૩

જગતના એક મહાન કવિ શેક્સપિયરે કહ્યુ છે કે 'સોનુ એ માનવના આત્મા માટે ખરાબમા ખરાબ વિષ છે આ દુ ખથી ભરેલી દુનિયામા બીજા કોઈ પણ ઝેર કરતા ધનનુ ઝેર વધારે ખૂનોનુ નિમિત્ત બને છે'

મહર્ષિ હરિભદ્રસૂરિજીએ ધર્મના માટે ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારાઓ માટે કહ્યુ છે કે —

धर्मार्थं यस्य वित्तेहा, तस्यानीहा गरीयसी ।
प्रक्षाल्नाद्धि पङ्कस्य, दूरादस्पर्शन वरम् ॥

અર્થાત્ ધર્મને માટે પૈસા મેળવવાની ઇચ્છા કરવી તેના કરતા તેની ઇચ્છા ન જ કરવી એ વધારે સારુ છે પગે કચરો લાગ્યા પછી તેને ધોઈને સાફ કરવા કરતા દૂરથી કાદવનો સ્પર્શ ન જ કરવો, એ વધારે સારુ છે

ધર્મશાસ્ત્રોમા કહ્યુ છે કે 'જેમ જેમ લાભ થતો જાય, તેમ તેમ લોભ વધતો જાય' લોભના આવા રહસ્યના કારણે શાસ્ત્રકારોએ ડહાપણ વાપરી દાનના મહિમાની વાતો લખી છે સાચી રીતે તો દાન કરતા ત્યાગનો જ મહિમા વધુ છે, અને તેથી જ કહેવામા આવ્યુ છે કે प्रापणात् सर्वकामाना परित्यागो विशिष्यते—અર્થાત્ સર્વ કામોની પ્રાપ્તિ કરતા તેનો ત્યાગ ચઢી જાય છે

પૂજ્ય વિનોબાજીએ આ ઉપર એક સરસ દૃષ્ટાત આપતા કહ્યુ છે કે એક માણસે પ્રામાણિકતાથી પૈસો મેળવ્યો હતો, પણ તેથી તેને સતોષ ન હતો પોતાના બગલાના બગીચા માટે તેણે એક કૂવો ખોદાવ્યો કૂવો ઘણો ઊંડો ગયો અને તેમાથી મોટા જથ્થામા પથ્થરો અને માટી નીકળ્યા આ ઢગલાનો

---

૧૨ અધ્યાત્મકલ્પદ્રુમ (અ ૪–૨)
૧૩ અધ્યાત્મતત્ત્વાલોક (૫–૨૬)

એક ડુંગર જ બન્યો તે પોતાના મનમા વિચારવા લાગ્યો 'મારી તિજોરીમા પણ પૈસાનો એવો જ એક ડુંગર ભેગો થયો છે તેને લીધે બીજે ક્યાંક એવડો જ મોટો ખાડો તો નહિ પડ્યો હોય?' વિચારનો ધક્કો વીજળીના આચકા જેવો હોય છે આટલા વિચારથી તેની ઊંઘ ઊડી ગઈ ને તે જાગ્યો, એ કૂવો જ તેનો ગુરુ બન્યો તે કૂવા પાસેથી તેને જે મત્ર મળ્યો તેની કસોટી ઉપર તેણે પોતાની પ્રામાણિકતા ઘસી જોઇ પણ તે પૂરતા કસની નથી એમ તેને જણાયુ 'વેપારી પ્રામાણિકતા' મેં જાળવી હોય તોય આવા રેતીના પાયા ઉપર મારુ ઘર કેટલુ ટકવાનુ?' આ વિચાર તેને ઝોડ જેમ વળગ્યો આખરે, પથ્થર અને માટી તથા માણેક અને મોતી એમાનો તફાવત તેને દેખાતો બધ થયો 'નકામો કૂડોકચરો સઘરી રાખવામા શો અર્થ છે?' એવો વિચાર કરીને તે એક દિવસ સુદર પરોઢિયે ઊઠ્યો બધી સપત્તિ તેણે ગધેડાની પીઠ ઉપર લાદી અને તે લઈ ને તે ગગાને કિનારે પહોંચ્યો 'હે માતા! મારુ પાપ ધોઈ નાખ' એમ કહી તેણે એ બધી કમાણી ગગામાતાના ખોળામા ઠાલવી દીધી અને સ્નાન કરીને મુક્ત થયો લોકોને આ વાતની ખબર પડતા તેને જ્યારે પૂછતાં કે 'તમારા અઢળક ધનનુ દાન પણ ન કર્યું?' ત્યારે જવાબ આપતા તે કહેતો 'કચરાનુ તે કાઈ દાન કરવાનુ હોય?'

એક ધનવાન માણસે જ્યારે શ્રી કૃષ્ણમૂર્તિને પૂછ્યુ કે 'મારી પાસે પુષ્કળ પૈસા છે તેનો સદુપયોગ કેમ કરવો?' ત્યારે તેણે જવાબ આપતા તેને કહ્યુ કે શોષણ દ્વારા, નિર્દયતા દ્વારા, જગલીપણા દ્વારા તમે પૈસા મેળવો છો આધુનિક જગતમા માણસ પૈસા સપાદન કરવા બહાર પડે તો એને હોશિયાર, લુચ્ચા, અપ્રામાણિક, નિર્દય થવાની જરૂર પડે છે જે, મને પૈસા ભેગા કર્યા છે તે મન ઉદાર નથી, એ નિષ્ઠુર મન છે, અને એ મન સ્થૂળ વસ્તુનો સ્થૂળ ભૂમિકા પર જ વિચાર કરી શકે'

પુણિયા શ્રાવકના ત્યાગની વાત જૈન સાહિત્યમા બહુ પ્રસિદ્ધ છે તેને થયા પચીસો વર્ષ થઈ ગયા હોવા છતા તેનુ નામ જૈન સાહિત્યમા અમર રહ્યુ છે પુણિયા શ્રાવક પાસે કોઈ દોલત ન હતી કે તેણે એવુ કોઈ દાન પણ કર્યું ન હતુ, તેણે કોઈ તીર્થની જીર્ણોદ્ધાર કરાવ્યો ન હતો કે કોઈ મદિર બધાવેલુ નથી તેની કુલ મૂડી આજના પચોતેર પૈસા જેટલી હતી તેનુ ચારિત્ર અને અપરિગ્રહવૃત્તિ જોઇ કોઈ ચમત્કારી મહાત્મા પુરુષ તેની પર ભારે ખુશ થયો અને પારસમણિના સ્પર્શવડે પુણિયો શ્રાવક અને તેની પત્ની ન જાણે તેમ તેના ઘરના લોઢાના તવાને સુવર્ણનો બનાવી દીધો પુણિયા શ્રાવકને આ વાતની ખબર પડી એટલે તે બહુ નારાજ થયો અને સોનાના તવાને સ્પર્શ પણ ન કરતા ઉકરડામા દટાવી દીધો જૂનો લોઢાનો તવો પારસમણિના પાપે ગયો, એટલે પતિપત્નીએ ત્રણ દિવસના ઉપવાસ કર્યાં અને ખાવાના ખોરાકના પદાર્થોની બચતમાથી નવો તવો લીધો પછી તો આ વાત જ્યારે પેલા મહાત્માએ જાણી ત્યારે પુણિયા શ્રાવક પાસે આવી પોતે કરેલા અપરાધની માફી માગી

વસ્તુઓ—પદાર્થોનો પરિગ્રહ તેમ જ તેમા રહેલી મમત્વબુદ્ધિ માણસને વિનાશના પથે દોરી જાય છે, આ વાત બધા ધર્મશાસ્ત્રોમા જોવામા આવે છે બાઇબલમા લખ્યુ છે કે એક ધનવાને ઈસુની પાસે આવી પોતાને થતી અશાતિની ફરિયાદ કરી અને શાતિનો માર્ગ બતાવવા વિનતિ કરી ઈસુએ તેને કહ્યુ 'ધર્મના માર્ગે જવાથી સુખ મળે છે કોઈ જીવની હત્યા ન કરવી, અસત્ય ન બોલવુ, ચોરી ન કરવી, વ્યભિચાર ન સેવવો, માબાપને માન આપવુ—આ બધા ધર્મનુ પાલન કરવાથી શાતિ પ્રાપ્ત કરી શકાય છે' આ ઉપદેશ સાભળી પેલા ધનવાને કહ્યુ 'આ બધુ તો હુ નાનપણથી કરતો આવ્યો છુ, પણ તેમ છતા શાતિ નથી મળતી' ધનવાનની આવી વાત સાભળી ઈસુએ તેને કહ્યુ 'તુ હજી એક વાતમા અધૂરો છે તારુ ધન દરિદ્રીઓને આપી દે અને પછી શાતિ માટે મારી પાસે આવજે તુ કદાચ જાણતો નહિ હશે કે ઊંટને સોયના નાકામાથી પસાર કરવાનુ કદાચ શક્ય બને, પણ જેની પાસે સપત્તિ છે તેના માટે દેવના રાજ્યમા પ્રવેશ કરવાનુ તો શક્ય નથી જ' ધનવાને ઈસુની આજ્ઞાનુ પાલન કર્યું અને તેને શાતિ મળી ગઈ

આજે તો આપણી ચારે બાજુ જુદી જ પરિસ્થિતિ પ્રવર્તી રહેલી જોવામા આવે છે વર્તમાન ઔદ્યોગિક વિકાસના ભૂતે તેમ જ જીવનધોરણ ઊંચે અને ઊંચે લઈ જવાના પ્રયત્નોમા નૈતિક દૃષ્ટિએ આપણુ જીવન નીચે અને નીચે જઈ રહ્યુ છે માનવી પૈસાનો પૂજારી બની ગયો છે ખાધા-ખોરાકીની ચીજોમા તેમ જ દવાઓ અને દરરોજના વપરાશની વસ્તુઓમા માલની હલકાઈ અને બનાવટ, દરેક બાબતમા કાળા નાણાનો વ્યવહાર, દાણચોરીના ધધા તેમ જ સરકારને કરવેરા ભરવામા થતી છેતરપિંડી—આ બધી વસ્તુઓએ હવે માઝા મૂકી છે, અને બધાનુ પરિણામ કેવુ ભયકર આવશે તેની કલ્પના કરતા પણ હૃદયને ભારે આચકો લાગે તેવુ છે

વિષ્ણુપુરાણમાં લખ્યુ છે કે 'જ્યારે સમાજમા સપત્તિને જ પ્રતિષ્ઠા મળે, ધનને જ ધર્મનુ સાધન ગણવામા આવે, વિષયવાસનાની તૃપ્તિને જ લગ્નનો હેતુ માનવામા આવે, સ્ત્રીને ઉપભોગનુ સાધન માનવામા આવે, જનોઈને બ્રાહ્મણત્વનુ લક્ષણ માનવામા આવે ત્યારે સમજી લેવુ કે કલ્કી અવતાર થવાનો છે'[૧૪]

વર્તમાનકાળે તો લોકોને એમ લાગે છે કે ધન હશે તો જ સોયના નાકા જેવા સ્વર્ગના સાકડા દ્વારમાંથી પસાર થઈ શકાશે લોકો ધનને જ સ્વર્ગમા જવાનો પરવાનો માની બેઠા છે જૂની દુનિયાના મૂર્ખ લોકો પૈસાને જ પરમેશ્વર માનતા, પણ આજની નવી દુનિયાની ભારે કરુણતા તો એ છે કે ડાહ્યા ગણાતા લોકોએ પણ પરમેશ્વરને પૈસાનો ગુલામ બનાવી દીધો છે આપણા તીર્થસ્થાનો અને દેવમદિરોમા ભગવાનની પ્રતિમાની પ્રથમ પૂજાના સપૂર્ણ અધિકારો ધનવાન લોકોના માટે જ રિઝર્વ હોય છે, કારણ કે ઉછામણીની બોલીમા એ લોકો જ ધધામા દાવની માફક મોખરે ઊભા રહી શકે છે આપણા મોટા ભાગના ધાર્મિક અનુષ્ઠાનોમા, ઉપધાનની માળાઓ પહેરવામા, પર્યુષણમા સ્વપ્નાઓને માળા પહેરાવવાની ઘીની બોલીમા, પ્રતિષ્ઠા મહોત્સવ વખતે તીર્થંકરોના માતાપિતા બનવા માટેની ઉછામણીની બોલીમા—અને આવા બીજા અનેક ધર્મકાર્યોમા ધનવાનોની જ બોલબાલા હોય છે પરતુ આવી બધી પ્રથાઓ અને પદ્ધતિના કારણે આપણી યુવાન પ્રજામાથી આવી બધી શુભ ક્રિયાઓ તરફ શ્રદ્ધા અને વિશ્વાસ ઓછા અને ઓછા થતા જાય છે તેનુ આપણને ભાન નથી જૂનવાણી, રૂઢિચુસ્ત અને અધશ્રદ્ધા ધરાવતા લોકોને એમ લાગે છે કે આજનુ શિક્ષણ આપણી યુવાન પ્રજાને ઊંધા રસ્તે દોરવી ધર્મવિમુખ બનાવી રહ્યુ છે, પણ ખરી હકીકત તો એ છે કે મદિરો અને ઉપાશ્રયોને આપણે માત્ર ફડ-ફાળા એકઠા કરવાના ધામ બનાવી રહ્યા છીએ જે જૈન દર્શને પરિગ્રહના પાપ વિષે વધુમા વધુ પ્રકાશ આપ્યો છે, એ જ જૈન દર્શનના અનુયાયીઓના ઘરમા અને ધર્મસ્થાનકોમા પણ પરિગ્રહનુ પ્રમાણ મોટા પ્રમાણમા વધતુ અને વધતુ જોવામા આવે છે, આનાથી વિશેષ કરુણ અધ પતન બીજુ કયુ હોઈ શકે ?

સ્વતત્ર ભારતની આપણી ઊગતી પ્રજા આવી બધી નબળાઈઓ અને દોષો મૂગામોઢે સહન કરી લેશે એમ વિચારવુ એ મોટામા મોટી બેવકૂફી છે દેરાસરોમા તીર્થંકરોના નામ જોડી ધર્મના નામે આપણે પેઢીઓ સ્થાપીએ છીએ, અને તેના ટ્રસ્ટીઓ અને વહીવટ કરનારાઓ ધધાદારી પેઢીની માફક પેઢીના ફડો વધારવામા ધ્યાન આપતા હોય છે એક વિદ્વાન જૈન સાધુ એક વખત કહેતા હતા કે ઉપાશ્રયોમા સાધુઓને ચોમાસુ રાખવાની બાબતમા વહીવટ કરનારાઓની દૃષ્ટિ સાધુના રહેવાના કારણે થતી આવક-જાવક એટલે કે નફાતોટાની પર જ હોય છે આ રીતે, આપણા પવિત્ર ધર્મસ્થાનકો ધધાદારી પેઢીમા પલટાતા આપણે જોઈ રહ્યા છીએ બધી જ ધાર્મિક ક્રિયાઓ અને તમામ ધર્મઅનુષ્ઠાનો શુભ જ

---

૧૪ अर्थ एव अभिजनहेतु, धनमेवाशेषधर्महेतु, अभिरुचिरेव दाम्पत्यसबध हेतु, अनृतमेव व्यवहारजन्य हेतु स्त्रीत्वमेव उपभोगहेतु ब्रह्मसूत्रमेव विप्रत्वहेतु लिंगधारणमेव आश्रमहेतु ।

હોય છે એમા શકા નથી, પણ તેની પાછળનુ મુખ્ય ધ્યેય જીવનશુદ્ધિ હોવુ જોઈએ, અર્થવૃદ્ધિ નહિ વર્તમાનકાળની ધાર્મિક ક્રિયાઓ અને અનુષ્ઠાનો પણ શુભ હોવા છતા જીવનશુદ્ધિના મુખ્ય ધ્યેયને બદલે તેમા અર્થવૃદ્ધિનુ તત્ત્વ જોવામા આવે છે, અને તેથી જ આવી ક્રિયાઓ પ્રત્યે આપણા યુવાન ભાઈબહેનો આદરને બદલે ઘૃણાની દૃષ્ટિએ જોવા લાગ્યા છે

ભારતના રાષ્ટ્રપતિ અને દર્શનશાસ્ત્રના પ્રખર પડિત શ્રી રાધાકૃષ્ણને તેના એક પુસ્તકમા લખ્યુ છે કે ‘સપત્તિ એ જ સર્વસ્વ નથી એ સઘળી ઉત્તમ વસ્તુઓ નથી ખરીદી શકતી મનનુ અને આત્માનુ સુખ, સતોષ અને સદ્ભાવ જેવી અતિશય ઇચ્છનીય વસ્તુઓ પૈસા વડે ખરીદી શકાતી નથી જીવનમા કેવળ ઉપયોગિતાવાદનુ જ નથી ચાલતુ માણસો કાઈ માત્ર મજૂરો અથવા પૈસા પેદા કરનાર જ નથી, તેઓ માનવ પ્રાણી છે અને સૌંદર્ય–પ્રેમ અને મનની કેળવણી જેવી માનવભાવનાઓ તેમને આકર્ષે છે જ્યા સુધી આપણને ચિત્તની શાતિ અને સ્વતત્રતા ન મળે, ત્યા સુધી બાહ્ય શિષ્ટતા આપણને કશા કામમા નથી આવવાની માણસની ભૌતિક સ્થિતિ સુધારવાની ઉત્કઠામા આપણે સામાજિક પ્રણાલિકાઓમા પરિવર્તન કરવા ઉપર અને આધુનિક જીવનની જટિલ વ્યવસ્થાનુ બાહ્ય સ્વરૂપ સુધારવા ઉપર ભાર દઈ રહ્યા છીએ, પણ માણસની ઇચ્છિત વસ્તુના ગુણમા અને પરિમાણમા જ્યા સુધી સુધારો નહિ થાય, ત્યા સુધી સામાજિક પ્રણાલિકાઓમા અને વ્યવસ્થામા ગમે તેટલા સુધારા કર્યે કઈ જ વળવાનુ નથી ’

જૈન સમાજના બહુશ્રુત અને એક આદર્શ સાધ્વીજી પૂ૦ ઉજ્જવળકુવરજીએ પરિગ્રહના વિષય પર વ્યાખ્યાન આપતા એક વખત કહેલુ કે ‘હજારો વર્ષોથી અપરિગ્રહનો ઉપદેશ અપાઈ રહેલ છે, છતા હજુ સમાજમા અપરિગ્રહની પ્રતિષ્ઠા થવા પામી નથી, તેનુ કારણ શુ? આ એક અણઉકેલ પ્રશ્ન છે સમાજમા અહિંસાની પ્રતિષ્ઠા થવા પામી છે અને હિંસા પ્રત્યે ઘૃણા જોવામા આવે છે પહેલા વ્રતનો ભગ કરનાર હિંસક, કસાઈ સન્માનનીય નથી, ચોથા વ્રતની મર્યાદાનો ભગ કરનાર દુરાચારી સમાજમા આદરને પાત્ર નથી, બીજા અને ત્રીજા વ્રતનો ભગ કરનાર અર્થાત્ જૂઠા લખાણો લખનાર કે ચોરી કરનાર શિક્ષાને પાત્ર બને છે આ રીતે અન્ય વ્રતનો ભગ કરનાર સમાજમા પ્રતિષ્ઠા ગુમાવે છે અને કાયદાની દૃષ્ટિએ પણ સજાને પાત્ર બને છે, ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે પાચમા અપરિગ્રહ વ્રતનો ભગ કરનાર અને અમર્યાદિતપણે પરિગ્રહ એકત્ર કરનાર, સમાજમા ઘૃણાને પાત્ર કે શિક્ષાને પાત્ર કેમ નહિ? તેથી ઊલટુ, જેમ વધુ પરિગ્રહી તેમ તે સમાજમા વધુ સન્માનને પાત્ર બને છે તેનુ કારણ શુ? પરિગ્રહ પ્રતિ આદર જ અનર્થનુ મૂળ છે, ધનવાનને માત્ર ધનને કારણે જ્યા સુધી સન્માન મળ્યા કરશે, ત્યાસુધી માનવીના હૃદયમાથી દ્રવ્યલોભ નાશ નહિ પામે પરિગ્રહ પ્રત્યે સમાજમા જે આદરવૃત્તિ છે તે તો દૂર થવી જ જોઈએ ’

પૂજ્ય કેદારનાથજીએ પણ આવો જ અભિપ્રાય દર્શાવતા એક લેખમા કહ્યુ છે કે ‘પાપોથી મેળવેલા ધનથી ધનવાન થયેલાઓને આપણે આદર અને માનપ્રતિષ્ઠા આપીએ છીએ, કારણ કે આપણે સાર્વજનિક કામો માટે, મોટા મોટા મદિરો બાધવા માટે, એના મોટા આડબરયુક્ત ઉત્સવો ઉજવવા માટે પૈસા ભેગા કરવા તેમની જ પાસે જવુ પડે છે પરતુ આવા આપણા વર્તનથી તેમના પાપમા આપણે પણ ભાગીદાર થઈએ છીએ, એ વાત ભૂલી ગયે ચાલશે નહિ ’

નીતિશતકના એક શ્લોકમા ભર્તૃહરિ જેવા મહાન યોગીએ પણ કટાક્ષવાણીમા કહ્યુ છે કે ‘જેની પાસે પૈસો હોય છે, તે જ માણસ કુલીન ગણાય છે, પડિત ગણાય છે, શાસ્ત્રજ્ઞ ગણાય છે, ગુણજ્ઞ, વક્તા અને સુદર ગણાય છે ટૂકામા સર્વે ગુણો સુવર્ણને આશ્રયે રહે છે ’

મનોવિજ્ઞાનની દૃષ્ટિએ આ બાબત પર વિચાર કરતા એમ લાગે છે કે સમાજના મોટા ભાગના લોકોના મનમા પરિગ્રહી લોકો પ્રત્યે જે સન્માન અને આદરની લાગણી જોવામા આવે છે, તેના મૂળ

કારણમા એમ અનુમાન કરી શકાય કે આવા લોકોના મનમા પણ ઊંડે ઊંડે ધન અને દોલત પ્રત્યેની આસક્તિ સુપ્ત અગર જાગ્રત અથવા બન્ને અવસ્થામા પડેલી જ હોય છે માનવીમાત્રનુ મન બે વિભાગમા વહેંચાયેલુ હોય છે મનના ઉપલા પડને આપણે જાગ્રત મન કહીએ છીએ જેને જૈન પારિભાષિકમા બાહ્ય મન કહેવામા આવે છે પરિગ્રહ પરિમાણુ તેમ જ અન્ય વ્રતો અને વિધવિધ નિયમો દ્વારા બાહ્ય મનનુ ઘડતર, નિયમન કરી શકાય પણ જાગ્રત કે આતરમનમા એ સમજ જાગ્રત ન થઈ હોય તો આવો માણસ સમજ પ્રમાણે વર્તન કરી શકતો નથી, અગર તેની સમજ એકસરખી ટકી રહી શકતી નથી આથી જ જાગ્રત તેમ જ આતરમન વચ્ચે ઐક્યતા સાધી શકાય તો જ માણસ તેના આદર્શો પ્રમાણે જીવન જીવી શકે છે

જૈન ધર્મશાસ્ત્રોએ પરિગ્રહના મુખ્ય બે વિભાગો બતાવ્યા છે એક બાહ્ય અને બીજો આભ્યતર બાહ્ય પરિગ્રહના દશ પ્રકારો છે ઘર, ખેતર, ધન, ધાન્ય, નોકર ચાકર, પશુ (ઘોડા, ગાય ઇ), શયનાસન, વાહન (ગાડી, સવારીના સાધનો), ઘરવખરી, અને ધાતુ તથા માટીના વાસણો—આ બધાનો સમાવેશ બાહ્ય પરિગ્રહમા થાય છે બાહ્ય પરિગ્રહના પદાર્થોમા મુખ્યત્વે સ્વજન, ધન, ધાન્ય, સ્ત્રી, પશુ, પુત્ર, પુર, ખાણ, ઘર, નોકર, માણેક, હીરા, રત્ન, સોનુ, રૂપુ, શય્યા, વસ્ત્ર, આભરણ વગેરે આવી જાય છે

આભ્યતર પરિગ્રહ ચૌદ છે મિથ્યાત્વ, પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, ક્રોધ, માન, માયા, અને લોભ—આ ચૌદ આભ્યતર પરિગ્રહ છે

ધર્મશાસ્ત્રોમા સર્વ પરિગ્રહના ત્યાગ ઉપર ભાર આપતા કહ્યુ છે કે सर्वसगपरित्यागः कीर्त्यते श्रीजिनागमे—અર્થાત્ દુ ખથી સદતર દૂર રહેવાની ઇચ્છાવાળાએ સમસ્ત પ્રકારનો પરિગ્રહ એટલે કે સર્વ પદાર્થોનો સગ છોડી દેવો જોઈએ સમસ્ત જગત આજે કાતા અને કનકના સૂત્રથી બધાયેલુ જોવામા આવે છે, અને સસારના તમામ દુ ખોનુ કારણ પણ આ જ છે એક તરફ ધનવાનોને ત્યા મોજશોખના પદાર્થો અને ખાવાની વસ્તુઓનો પાર નથી; ત્યારે બીજી તરફ ખાવાની તેમ જ પહેરવા-ઓઢવાની વસ્તુઓના અભાવે લાખો લોકો ભૂખે મરે છે અને ટાઢે ઠરે છે આ વિષમતા જવી જ જોઈએ

વર્તમાન જગતમા પરિગ્રહ પરિમાણનુ ક્ષેત્ર હવે આપણે વિસ્તારવુ પડશે શરીરમા જરૂરી પ્રમાણ કરતા વધુ શક્તિ પેદા થવી એ પણ પરિગ્રહનો એક પ્રકાર છે આવા પરિગ્રહમાથી કામ અને અન્ય વિકારો ઉત્પન્ન થાય છે આ દૃષ્ટિએ માણસ જેટલો પરિશ્રમ અને મહેનત કરતો હોય તેટલા જ પ્રમાણમા તેણે ખોરાક લેવો જોઈએ આ નિયમનુ પાલન નથી થતુ એટલે જ આજની દુનિયામા અનેક પ્રકારના રોગો વધ્યા છે ડાયાબીટીઝ, લોહીનુ દબાણ, અને હૃદયરોગ આજે સામાન્ય દર્દો જેવા થઈ ગયા છે ધનવાન લોકોને કામ નથી કરવુ, પણ તેમ છતા બધી જાતના સ્વાદ માણવા છે આના પરિણામે વૃક્ષ પરના પાકા ફળોમા જેમ સડો થાય છે તેમ ધનવાન વર્ગમા પણ સડો થઈ ગયો છે આવા સડાનુ મુખ્ય કારણ પરિગ્રહ છે, અને સડાનુ પ્રમાણ પણ બહુધા પરિગ્રહ પ્રમાણે છે

પરિગ્રહની વ્યાખ્યા કરતા મહાત્મા ગાધીજીએ તો ચોકખુ જ કહ્યુ છે કે ‘જે વિચાર આપણને ઈશ્વરથી વિમુખ રાખે છે, અથવા ઈશ્વર પ્રતિ ન લઈ જતા હોય તે બધા પરિગ્રહમા ખપે, અને તેથી ત્યાજ્ય છે ’

શ્રી યશોવિજય ઉપાધ્યાયજીએ સાચુ જ કહ્યુ છે કે

सुखिनो विपयतृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेक सुखी लोके, ज्ञानतृप्तो निरञ्जन. ॥

અસતુષ્ટ પરિગ્રહ ભર્યા, સુખીયા ન ઇદ ન રીંદ, સલુણે,
સુખી એક અપરિગ્રહી, સાધુ સુજસ સમકદ, સલુણે,
પરિગ્રહ મમતા પરિહરો

હોય છે એમા શકા નથી, પણ તેની પાછળનુ મુખ્ય ધ્યેય જીવનશુદ્ધિ હોવુ જોઈએ, અર્થશુદ્ધિ નહિ વર્તમાનકાળની ધાર્મિક ક્રિયાઓ અને અનુષ્ઠાનો પણ મૂળ હોવા છતા જીવનશુદ્ધિના મુખ્ય ધ્યેયને બદલે તેમા અર્થવૃદ્ધિનુ તત્ત્વ જોવામા આવે છે, અને તેથી જ આવી ક્રિયાઓ પ્રત્યે આપણા યુવાન ભાઈબહેનો આદરને બદલે ઘૃણાની દૃષ્ટિએ જોવા લાગ્યા છે

ભારતના રાષ્ટ્રપતિ અને દર્શનશાસ્ત્રના પ્રખર પડિત શ્રી રાધાકૃષ્ણને તેના એક પુસ્તકમા લખ્યુ છે કે 'સપત્તિ એ જ સર્વસ્વ નથી એ બધી ઉત્તમ વસ્તુઓ નથી ખરીદી શકતી મનનુ અને આત્માનુ સુખ, સતોષ અને સદ્ભાવ જેવી અતિશય ઇચ્છનીય વસ્તુઓ પૈસા વડે ખરીદી શકાતી નથી જીવનમા કેવળ ઉપયોગિતાવાદનુ જ નથી ચાલતુ માણસો કાઈ માત્ર ગરજુ અથવા પૈસા પેદા કરનાર જ નથી, તેઓ માનવ પ્રાણી છે અને સૌન્દર્ય-પ્રેમ અને મનની કેળવણી જેવી માનવભાવનાઓ તેમને આકર્ષે છે જ્યા સુધી આપણને ચિત્તની શાતિ અને સ્વતત્રતા ન મળે, ત્યા સુધી બાહ્ય સિદ્ધતા આપણને કશા કામમા નથી આવવાની માણસની ભૌતિક સ્થિતિ સુધારવાની ઉતાવળમા આપણે સામાજિક પ્રણાલિકાઓમા પરિવર્તન કરવા ઉપર અને આધુનિક જીવનની જટિલ વ્યવસ્થાનુ બાહ્ય સ્વરૂપ સુધારવા ઉપર ભાર દઈ રહ્યા છીએ, પણ માણસની ઇચ્છિત વસ્તુના ગુણમા અને પરિમાણમા જ્યા સુધી સુધારો નહિ થાય, ત્યા સુધી સામાજિક પ્રણાલિકાઓમા અને વ્યવસ્થામા ગમે તેટલા સુધારા કર્યે કઈ જ વળવાનુ નથી '

જૈન સમાજના બહુશ્રુત અને એક આદર્શ સાધ્વીજી પૂ૦ ઉજ્જવળકુવરજીએ પરિગ્રહના વિષય પર વ્યાખ્યાન આપતા એક વખત કહેલુ કે 'હજારો વર્ષોથી અપરિગ્રહનો ઉપદેશ અપાઈ રહેલ છે, છતા હજુ સમાજમા અપરિગ્રહની પ્રતિષ્ઠા થવા પામી નથી, તેનુ કારણ શુ? આ એક અણઉકેલ પ્રશ્ન છે સમાજમા અહિંસાની પ્રતિષ્ઠા થવા પામી છે અને હિંસા પ્રત્યે ઘૃણા જોવામા આવે છે પહેલા વ્રતનો ભગ કરનાર હિંસક, ક્યાઈ સન્માનનીય નથી, ચોથા વ્રતની મર્યાદાનો ભગ કરનાર દુરાચારી સમાજમા આદરને પાત્ર નથી, બીજા અને ત્રીજા વ્રતનો ભગ કરનાર અર્થાત્ જૂઠા લખાણો લખનાર કે ચોરી કરનાર શિક્ષાને પાત્ર બને છે આ રીતે અન્ય વ્રતનો ભગ કરનાર સમાજમા પ્રતિષ્ઠા ગુમાવે છે અને કાયદાની દૃષ્ટિએ પણ સજાને પાત્ર બને છે, ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે પાચમા અપરિગ્રહ વ્રતનો ભગ કરનાર અને અમર્યાદિતપણે પરિગ્રહ એકત્ર કરનાર, સમાજમા ઘૃણાને પાત્ર કે શિક્ષાને પાત્ર કેમ નહિ? તેથી ઊલટુ, જેમ વધુ પરિગ્રહી તેમ તે સમાજમા વધુ સન્માનને પાત્ર બને છે તેનુ કારણ શુ? પરિગ્રહ પ્રતિ આદર જ અનર્થનુ મૂળ છે, ધનવાનને માત્ર ધનને કારણે જ્યા સુધી સન્માન મળ્યા કરશે, ત્યાસુધી માનવીના હૃદયમાથી દ્રવ્યલોભ નાશ નહિ પામે પરિગ્રહ પ્રત્યે સમાજમા જે આદરવૃત્તિ છે તે તો દૂર થવી જ જોઈએ '

પૂજ્ય કેદારનાથજીએ પણ આવો જ અભિપ્રાય દર્શાવતા એક લેખમા કહ્યુ છે કે 'પાપોથી મેળવેલા ધનથી ધનવાન થયેલાઓને આપણે આદર અને માનપ્રતિષ્ઠા આપીએ છીએ, કારણ કે આપણે સાર્વજનિક કામો માટે, મોટા મોટા મદિરો બાધવા માટે, એના મોટા આડબરયુક્ત ઉત્સવો ઉજવવા માટે પૈસા ભેગા કરવા તેમની જ પાસે જવુ પડે છે પરતુ આવા આપણા વર્તનથી તેમના પાપમા આપણે પણ ભાગીદાર થઈએ છીએ, એ વાત ભૂલી ગયે ચાલશે નહિ '

નીતિશતકના એક શ્લોકમા ભર્તૃહરિ જેવા મહાન યોગીએ પણ કટાક્ષવાણીમા કહ્યુ છે કે 'જેની પાસે પૈસો હોય છે, તે જ માણસ કુલીન ગણાય છે, પડિત ગણાય છે, શાસ્ત્રજ્ઞ ગણાય છે, ગુણજ્ઞ, વક્તા અને સુદર ગણાય છે ટૂકામા સર્વે ગુણો સુવર્ણને આશ્રયે રહે છે '

મનોવિજ્ઞાનની દૃષ્ટિએ આ બાબત પર વિચાર કરતા એમ લાગે છે કે સમાજના મોટા ભાગના લોકોના મનમા પરિગ્રહી લોકો પ્રત્યે જે સન્માન અને આદરની લાગણી જોવામા આવે છે, તેના મૂળ

કારણમા એમ અનુમાન કરી શકાય કે આવા લોકોના મનમા પણ ઊંડે ઊંડે ધન અને દોલત પ્રત્યેની આસક્તિ સુપ્ત અગર જાગ્રત અથવા બન્ને અવસ્થામા પડેલી જ હોય છે માનવીમાત્રનુ મન બે વિભાગમા વહેંચાયેલુ હોય છે મનના ઉપલા પડને આપણે જાગ્રત મન કહીએ છીએ જેને જૈન પારિભાષિકમા બાહ્ય મન કહેવામા આવે છે પરિગ્રહ પરિમાણ તેમ જ અન્ય વ્રતો અને વિધવિધ નિયમો દ્વારા બાહ્ય મનનુ ઘડતર, નિયમન કરી શકાય પણ જાગ્રત કે આતરમનમા એ સમજ જાગ્રત ન થઈ હોય તો આવો માણસ સમજ પ્રમાણે વર્તન કરી શકતો નથી, અગર તેની સમજ એકસરખી ટકી રહી શકતી નથી આથી જ જાગ્રત તેમ જ આતરમન વચ્ચે ઐક્યતા સાધી શકાય તો જ માણસ તેના આદર્શો પ્રમાણે જીવન જીવી શકે છે

જૈન ધર્મશાસ્ત્રોએ પરિગ્રહના મુખ્ય બે વિભાગો બતાવ્યા છે એક બાહ્ય અને બીજો આભ્યતર બાહ્ય પરિગ્રહના દશ પ્રકારો છે ઘર, ખેતર, ધન, ધાન્ય, નોકર ચાકર, પશુ (ઘોડા, ગાય ઇ ), શયનાસન, વાહન (ગાડી, સવારીના સાધનો), ઘરવખરી, અને ધાતુ તથા માટીના વાસણો—આ બધાનો સમાવેશ બાહ્ય પરિગ્રહમા થાય છે બાહ્ય પરિગ્રહના પદાર્થોમા મુખ્યત્વે સ્વજન, ધન, ધાન્ય, સ્ત્રી, પશુ, પુત્ર, પુર, ખાણ, ઘર, નોકર, માણેક, હીરા, રત્ન, સોનુ, રૂપુ, શય્યા, વસ્ત્ર, આભરણ વગેરે આવી જાય છે

આભ્યતર પરિગ્રહ ચૌદ છે મિથ્યાત્વ, પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, ક્રોધ, માન, માયા, અને લોભ—આ ચૌદ આભ્યતર પરિગ્રહ છે

ધર્મશાસ્ત્રોમા સર્વ પરિગ્રહના ત્યાગ ઉપર ભાર આપતા કહ્યુ છે કે सर्वसगपरित्यागः कीर्त्यते श्रीजिनागमे—અર્થાત્ દુ ખથી સદતર દૂર રહેવાની ઇચ્છાવાળાએ સમસ્ત પ્રકારનો પરિગ્રહ એટલે કે સર્વ પદાર્થોનો સગ છોડી દેવો જોઈએ સમસ્ત જગત આજે કાતા અને કનકના સૂત્રથી બધાયેલુ જોવામા આવે છે, અને સસારના તમામ દુ ખોનુ કારણ પણ આ જ છે એક તરફ ધનવાનોને ત્યા મોજશોખના પદાર્થો અને ખાવાની વસ્તુઓનો પાર નથી, ત્યારે બીજી તરફ ખાવાની તેમ જ પહેરવા-ઓઢવાની વસ્તુઓના અભાવે લાખો લોકો ભૂખે મરે છે અને ટાઢે ઠરે છે આ વિષમતા જવી જ જોઈએ

વર્તમાન જગતમા પરિગ્રહ પરિમાણનુ ક્ષેત્ર હવે આપણે વિસ્તારવુ પડશે શરીરમા જરૂરી પ્રમાણ કરતા વધુ શક્તિ પેદા થવી એ પણ પરિગ્રહનો એક પ્રકાર છે આવા પરિગ્રહમાથી કામ અને અન્ય વિકારો ઉત્પન્ન થાય છે આ દૃષ્ટિએ માણસ જેટલો પરિશ્રમ અને મહેનત કરતો હોય તેટલા જ પ્રમાણમા તેણે ખોરાક લેવો જોઈએ આ નિયમનુ પાલન નથી થતુ એટલે જ આજની દુનિયામા અનેક પ્રકારના રોગો વધ્યા છે ડાયાબીટીઝ, લોહીનુ દબાણ, અને હૃદયરોગ આજે સામાન્ય દર્દો જેવા થઈ ગયા છે ધનવાન લોકોને કામ નથી કરવુ, પણ તેમ છતા બધી જાતના સ્વાદ માણવા છે આના પરિણામે વૃક્ષ પરના પાકા ફળોમા જેમ સડો થાય છે તેમ ધનવાન વર્ગમા પણ સડો થઈ ગયો છે આવા સડાનુ મુખ્ય કારણ પરિગ્રહ છે, અને સડાનુ પ્રમાણ પણ બહુધા પરિગ્રહ પ્રમાણે છે

પરિગ્રહની વ્યાખ્યા કરતા મહાત્મા ગાધીજીએ તો ચોકખુ જ કહ્યુ છે કે 'જે વિચાર આપણને ઇશ્વરથી વિમુખ રાખે છે, અથવા ઇશ્વર પ્રતિ ન લઈ જતા હોય તે બધા પરિગ્રહમા ખપે, અને તેથી ત્યાજ્ય છે '

શ્રી યશોવિજય ઉપાધ્યાયજીએ સાચુ જ કહ્યુ છે કે

सुखिनो विषयतृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेक सुखी लोके, ज्ञानतृप्तो निरञ्जन ॥

અસતુષ્ટ પરિગ્રહ ભર્યા, સુખીયા ન ઇદ ન ચીંદ, સલુણે;
સુખી એક અપરિગ્રહી, સાધુ સુજસ સમકદ, સલુણે,
પરિગ્રહ મમતા પરિહરો

# અંતરાત્મદર્શન

ફત્તેહચદ ઝવેરભાઈ શાહ

ભૌતિક સૃષ્ટિમા મનુષ્યને ત્રણ અવસ્થાઓ હોય છે બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા તેવી રીતે આધ્યાત્મિક સૃષ્ટિમા પણ ત્રણ અવસ્થાઓ હોય છે બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા આ ત્રણે અવસ્થાઓ જૈન દર્શનના પારિભાષિક શબ્દોમય છે જ્યા સુધી આત્મા અને શરીરને ભિન્ન જાણ્યા નથી—આત્મા છે, કર્મ છે, કર્મનો કર્તા છે, કર્મનો ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે, આ સમજણ–શ્રદ્ધા આત્મામા જન્મી નથી—ત્યા સુધી તે બહિરાત્મા કહેવાય છે આ શ્રદ્ધા અને સમજણના અભાવે અખિલ જીવનમા આત્માનુ કાર્ય ભોગવિલાસને સર્વસ્વ માની તેમા જ રમણતાવાળુ હોય છે પરતુ ઉપર્યુક્ત છ વિભાગોની વિચારણા વિવેકપૂર્વક કરે તો બહિરાત્મપણુ દૂર થવા માડે છે અને અતરાત્મપણામા પ્રવેશ થાય છે

શ્રીમદ્ આનદઘનજી કહે છે કે, ‘ બહિરાતમ તજી અતર આતમ, રૂપ થઈ સ્થિર ભાવ, પરમાતમનુ આતમ ભાવવુ, આતમ અર્પણ દાવ ’—મતલબ કે સમર્પિત જીવનની ગતિશીલ આચારસહિતા તે અતરાત્મપણુ છે અતરાત્મપણુ એ કેટલાક પાયાના મૂલ્યોમાથી પ્રેરણા મેળવતો જીવનમાર્ગ છે; ચેતના અને સર્જકતાનો પ્રેરણાસ્રોત છે અતરાત્મપણાનુ મૂલ્ય નૈતિક અને આધ્યાત્મિક વ્યવસ્થા, વિચાર, વાણી અને વર્તનની એકવાક્યતા, સમર્પણ ભાવના, પરમાત્મા આગળ ‘ અહ ’નુ વિગલિતપણુ અને પ્રભુને જીવન સમર્પણ કરી દેવાની તમન્ના વ્યક્તિગત અને સામૂહિક જીવનમા પ્રસ્તુત મૂલ્યોનો વિનિયોગ કરવા માટે વાસના, પ્રલોભન, દ્વેષ વગેરેનું ઉદાત્ત મહત્ત્વાકાક્ષામા (પ્રશસ્ત ભાવોમા) રૂપાતર કરવાનુ હોય છે

આરસના અચેત–જડ અને કઠિન પથ્થરને શિલ્પકાર પ્રતિમા બનાવી સાક્ષાત્ તીર્થંકર સ્વરૂપ પ્રકટાવે છે, તેમ, બહિરાત્મ સ્વરૂપમાથી અતરાત્મ સ્વરૂપનો આવિર્ભાવ કરવાનો છે મનુષ્યનો ચરમ ઉદ્દેશ એ છે કે આત્માનો વિકાસ કરી આખરે તેનો પરમ આત્મામા લય કરી શુદ્ધાત્મા પ્રકટાવવો અને જેને આપણે ‘ હુ ’ કહીએ છીએ તેને એક પરમ સમરસ ચૈતન્યઘનમા અભેદપણે પરિણમાવવુ

જેમ પોતાના સબધમા દેહ અને આત્માનો વિવેક થયો અને અલગ દેખવાનુ શરૂ થયુ તે જ

પ્રમાણે જે જે શરીરો આપણી નજર આગળ આવે તેને દેહ રૂપે નહિ જોતા—દેહ તરફ દૃષ્ટિ ન આપતા તેની અંદર રહેલા અલ્પપ્રકાશને જ જોવાની ટેવ પાડવી તે અંતરાત્મદર્શન છે આટલું કામ જો આ જન્મમા કરવામા આવે તો ભવાંતરમા મોક્ષ તેનાથી છેટુ નથી આત્મા પરમાત્મા બની રહેશે આવી આત્મદૃષ્ટિ જાગ્રત્ થવા માટે નિરંતર અભ્યાસની જરૂર છે આ જ સમ્યગ્ દર્શન-સમ્યગ્ જ્ઞાન છે

જગત્‌ની બાહ્ય અને આંતર ઘટનાઓ વિચિત્રપણે લાગવા છતા જે આત્માઓ એ ઘટનાને સ્વાભાવિક માને છે, તે આત્માએ ખરેખરી રીતે સ્થિતપ્રજ્ઞપણું દાખવ્યું છે આખું વિશ્વ તેના સાથે સબંધવાળું અનુભવાય છે પોતે વિશ્વનો છે, વિશ્વ તેનું છે એવું ઉગ્ર ભાન તેને રહ્યા કરતું હોય છે શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે, 'નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર'—એ અંતરાત્મપણાનું લક્ષણ છે સાધ્યદૃષ્ટિ તે મનુષ્ય ચૂકતો નથી—તેમા સતત જાગ્રત્ રહ્યા કરે છે

સ્વામી રામતીર્થ કહે છે કે, "I was never born, yet my births of breath are as many as waves on the sleepless sea"—અર્થાત્ હુ અમર છુ, જોકે આ શ્વાસોચ્છ્વાસની સૃષ્ટિમા હુ અખંડ મહાસાગરના તરંગોની સંખ્યામા જન્મ્યો છુ, છતા વાસ્તવમા હુ અજન્મા છુ—આવા પ્રકારના અમરત્વના ભાનથી તે મનુષ્યમા ભય, તિરસ્કાર, ખેદ, ગ્લાનિ, ધિક્કાર આદિનો અભાવ થતો જાય છે તે માનવો અત્યંત માયાળુ હોય છે, પ્રસન્નવદનવાળા હોય છે, પ્રાણીઓ તરફ બંધુત્વ—એ સિદ્ધાંત તેમના રોમેરોમમા પરિણમેલો હોય છે, વિશ્વ અને પ્રાણી-પદાર્થ તરફથી તેની દૃષ્ટિ ફેરવાઈ ગયેલ હોય છે

અમુક સારુ અને અમુક ખોટુ એ ભાવના તરફ વિવેકથી જાગ્રત્ થતો મનુષ્ય અંતરાત્મકોટિમા પ્રવેશ કરવાને લાયક હોય છે અહીં પ્રશસ્ત રાગની માન્યતા હોય છે ક્રોધ અને ધિક્કારની જે લાગણીઓ પરનિંદા ખાતર પ્રબલ થતી હતી તે હવે ઉપયોગી અને અન્યને હિતકારી પરિણામવાળી પરિસ્થિતિમા પ્રકટે છે સ્વ-પરનુ હિત આ કોટિના મનુષ્યો યુક્તિથી જુદી જુદી લાગણીઓ પ્રદર્શિત કરી સાધતા હોય છે એમની યુક્તિઓ સ્વાર્થ સાધવા ખાતર હોતી નથી, પરતુ સ્વ-પરના હિત ખાતર જ યોજાય છે પ્રત્યેક ક્રિયાઓ સમજણપૂર્વક અને હેતુપૂર્વક કરતા હોય છે મનુષ્ય જીવન કોઈ ઉચ્ચ હેતુ માટે છે એવુ જાગ્રત્ ભાન તેમને આ પરિસ્થિતિમા નિરંતર હોય છે ઇંદ્રિયના વિકારો ઉપર બને તેટલુ સંયમન રાખવા પ્રયત્નશીલ જણાય છે તેમનો વ્યવહાર એવો સુંદર હોય છે કે બીજાઓ તેનુ અનુકરણ કરવા લલચાય છે શરીરબળ અને મનોબળનો વિકાસ આ કોટિના મનુષ્યોને જરૂરવાળો લાગે છે જ્યારે જ્યારે નિઃસ્વાર્થી કાર્ય તેમના હાથે બને છે ત્યારે સ્વાભાવિક શાંતિ પ્રકટી નીકળે છે પૂર્વાવસ્થાના બાળ ખ્યાલો તરફ હસવુ આવે છે તેમ જ અત્યાર સુધીના પાપમય વર્તન માટે પશ્ચાત્તાપ પ્રકટે છે

જિનેશ્વર પ્રભુની પ્રશાંત મૂર્તિમા સાક્ષાત્ જિનેશ્વરને વિરાટ સ્વરૂપમા જોવા એ પણ અંતરાત્મ દર્શનવાળા આત્માઓની કળા હોય છે પ્રાથમિક દૃષ્ટિએ તેમની સાથે દાસોऽહં બની પછી સોऽહંમા પ્રવેશ કરવાનો છે અને 'જિનવર પૂજા રે તે નિજપૂજના રે' એ શ્રીમદ્ દેવચંદ્રજીના કથન મુજબ પ્રકટ કરવુ એ સમ્યગ્ દર્શનનુ ઉચ્ચ સ્વરૂપ છે

બીજો માર્ગ બુદ્ધિમાન પ્રકૃતિના મનુષ્યોને અનુકૂળ થાય તેવો છે સમ્યગ્શ્રદ્ધા પ્રકટ થયા પછી આ વિશ્વ, આત્મા અને કર્મનો મહાપ્રશ્ન બુદ્ધિના વ્યાપારોથી, તર્કોથી, શોધખોળથી, ચિંતનથી, વિજ્ઞાનથી અને માનસ જ્ઞાનના પ્રયત્નોથી ઉકેલવાનો માર્ગ છે युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः એ શ્રીમદ્ હરિભદ્રસૂરિના વાક્યનુ અવલંબન લઈ ફિલોસોફરો, તત્ત્વજ્ઞો, મનોવિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસકો અને તેજસ્વી બુદ્ધિનાં સ્ત્રી પુરુષો સર્વજ્ઞસિદ્ધાંતનુ વાસ્તવિક રીતે પૃથક્કરણ કરે છે એમણે કેળવેલી બુદ્ધિપ્રકૃતિને એ માર્ગ બહુ બંધબેસતો છે શાસ્ત્રમા તેને અભિનવજ્ઞાન અથવા જ્ઞાનયોગ કહેલો છે

આત્માની શક્તિ વિકસાવવા અને ક્રમે ક્રમે તેને ઊર્ધ્વતામા લઈ જવા માટે આ માનવજન્મનુ મહત્ત્વ છે  સકલ્પબલ વડે માનસિક શક્તિઓ ઉપર આધિપત્ય સ્થાપવુ, આપણી પ્રકૃતિના નિમ્ન અશોને ઉચ્ચીકરણ કાર્યમા લેવા, મનને વાસનાના માર્ગે ઉપર જતુ અટકાવી ઇષ્ટમાર્ગમા વળગાડી દેવાનુ સામર્થ્ય સ્ફુરાવવુ, અને મનની સહાય વડે આત્મવિકાસનો પરમ ઉદ્દેશ સિદ્ધ કરવો એને શાસ્ત્રકારોએ 'રાજયોગ' કહેલો છે

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः એ તત્ત્વાર્થનુ સૂત્ર છે  મોક્ષમાર્ગના બધા માર્ગો એકબીજા સાથે એવા સકળાયલા છે કે પોતાની પ્રકૃતિને અનુકૂળ પડે તેવો ગમે તે શુભ માર્ગ ગ્રહણ કરે છતા તે સ્વીકારેલા માર્ગ સિવાય અન્ય માર્ગો તરફ તે લેશ પણ ઉપેક્ષા રાખે એ વાસ્તવિકતાથી વિરુદ્ધ છે  આ માર્ગો તે 'નયો' છે  કોઈપણ 'નયને' મુખ્ય કરી બીજા નયોને ગૌણ કરી તત્ત્વજ્ઞાન સૃષ્ટિમા અને ભૌતિક સૃષ્ટિમા પ્રવર્તવાનુ છે  જૈન પરિભાષામા આનુ નામ 'સ્યાદ્વાદ' છે  દરેક 'નયનુ' રહસ્ય અને સારભૂત તત્ત્વ મનુષ્યે સમજવુ જોઈએ, પરતુ તે સર્વ માર્ગમા એક માર્ગ—નયનુ પ્રાધાન્ય—તેના અત કરણ ઉપર હોવા જોઈએ  'આત્માની ઉન્નતિ માટે યોગ અસખ્ય છે જિન કહ્યા'—એ શ્રીમદ્ ઉપાધ્યાયજીના વચન પ્રમાણે આત્માની પ્રસન્નતા માટે તે તે યોગોનુ અવલબન લઈ ભક્તિમાર્ગે તરફ પ્રયાસ કરવાનો છે

જૈન સિદ્ધાતના ગુણસ્થાનકની પરિભાષામા અતરાત્મપણુ ચતુર્થ ગુણસ્થાનકમા 'સ્થિર દૃષ્ટિથી' શરૂ થાય છે અને તે બારમા ગુણસ્થાનક સુધી ગણાય છે  તેરમા ગુણસ્થાનકે પરમાત્મપણુ—આત્માની પૂર્ણાવસ્થા—પ્રકટે છે  ચતુર્થ ગુણસ્થાનકથી માડીને બારમા ગુણસ્થાનક સુધીમા આત્માને અસખ્ય પ્રકારની અવસ્થાઓમા પસાર થવાનુ હોય છે  સમ્યગ્ દૃષ્ટિ દર્શનની પ્રાપ્તિ ચતુર્થગુણસ્થાનકમા પ્રગટે છે

આ અતરાત્મ-પ્રાપ્ત મનુષ્યનુ વિશિષ્ટ લક્ષણ એ હોય છે કે આખા વિશ્વમા તે એક પ્રકારનુ મહાન જીવન અનુભવે છે અને પોતે મહાજીવનનો (પરમાત્મપણાનો) વિભાગ છે એમ જુએ છે  એ મહાજીવન—પરમાત્મપણુ—તે સગ્રહનયની દૃષ્ટિએ 'હુ જ છુ' તે અને 'હુ છુ' એ જ મહાજીવન છે  તેથી જ શાતિનાથજીના સ્તવનમા શ્રીમદ્ આનદઘનજીએ કહ્યુ છે કે 'અહો અહો હુ મુઝને કહુ, નમો મુઝ નમો મુઝ રે, અમિતફલ દાન દાતારની જેહની ભેટ થઈ તુઝ રે '

પ્રસ્તુત અતરાત્મા પોતાની આસપાસના મનુષ્યો માટે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાવાળુ વિશાળ હૃદય રાખતા હોય છે અને જ્યા જ્યા અનિષ્ટ ગુણો કે વર્તનનો તે ભાવ જુએ છે, ત્યા ત્યા તે પ્રકારે હોવા યોગ્ય છે એમ ધારી સમભાવમા રહે છે  ક્રોધ માન માયા લોભમા રક્ત થયેલા માનવો તરફ કરુણા દૃષ્ટિથી જુએ છે  સત્પુરુષની દૃષ્ટિ માટે ઉપમિતિ ભવપ્રપચા કથાકારે कृपास्पद सता दृष्टे એ વાક્ય વાપરેલુ છે  તેને અનુસરીને અતરાત્મ અવસ્થાવાળો માનવ મિષ્ટવાણીથી સલાહ આપે છે કે, 'ભાઈ, આ પશુની ભૂમિકાને યોગ્ય લક્ષણોને તમારે સયમમા રાખવા ઘટે છે, તેની પાસેથી તમારે સ્વામી તરીકે કામ લેવાનુ છે, તે વૃત્તિઓના સેવક બની તેની ગુલામીમા રહેવુ યોગ્ય નથી  અને એમ થશે ત્યારે ઉચ્ચ જીવન જીવવાનો અનુભવ થશે ' છતા તે પ્રમાણે તે ન કરે તો તે બધુ ઉપર તિરસ્કાર આવતો નથી  ધિક્કારની અવસ્થાને તે ઓળગી ગયેલો હોય છે  આત્માના 'ઉચ્ચ અને અધો' એ ઉભય અશો તેને અનુભવગમ્ય હોય છે  આત્માની સર્વાવસ્થાઓમા કેવી કેવી તેની સ્થિતિઓ હોવા યોગ્ય છે તે સમજી શકે છે  તે જાણે છે કે મારો અજ્ઞાત બધુ અનુભવના અતે ઘડાયા પછી એક વખત સુધરશે અને વાસ્તવિક રીતે અતરાત્મપણુ પ્રાપ્ત કરશે

પરમાત્મા સાથે પોતાની ઐક્યતા છે તેવી સમજણમાથી જે નિશ્ચિતપણુ ઉદ્ભવે છે તેથી આ અતરાત્મ અવસ્થાવાળો મનુષ્ય ભયરહિત રહે છે  શ્રીમદ્ આનદઘનજીએ કહ્યુ છે કે, 'ભય ચચળતા હો જે

પરિણામની રે'—જેથી તે વ્યક્તિ વર્તમાન અને ભાવી એ ઉભયની સાથે નિર્ભયપણે સામે મોઢે લડે છે અને આનદપૂર્વક પરમાત્મપદ મેળવવાની અભિલાષાના મહાસાહસમા પ્રગતિ કરે છે અતરાત્મ અવસ્થાનુ આ સક્ષિપ્ત દર્શન છે

ઉપસહારમા અતરાત્મપણાના નિચોડ રૂપે જણાવવાનુ કે વાસ્તવિક રીતે 'આત્મા' એ જ 'સસાર' છે અને 'આત્મા' એ જ 'મોક્ષ' છે એ પ્રકારનુ રહસ્ય અર્પતો પૂ૦ હેમચદ્રાચાર્યજીએ યોગશાસ્ત્રમા નિરૂપણ કરેલો માગલિક શ્લોક સાદર કરી વિરમુ છુ

अयमात्मैव ससारः कषायेन्द्रियनिर्जितः ।
तमेव तद्‌विजेतार मोक्षमाहुर्मनीषिणः ॥

"કષાય અને ઇદ્રિયોથી જિતાયલો આત્મા એ જ **સસાર** છે, પરતુ આત્મા જ્યારે તેમના ઉપર જય મેળવે છે ત્યારે તે જ આત્માને પડિતજનો **મોક્ષ** કહે છે"



॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

# યોગબિંદુના ટીકાકાર કોણ?

યાકિનીમહત્તરાસૂનુ આચાર્યપ્રવર શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે રચેલો યોગબિંદુ ગ્રંથ ટીકા સાથે ભાવનગરની જૈનધર્મપ્રસારક સભા તરફથી વિક્રમ સંવત્ ૧૯૬૭મા પ્રકાશિત થયો હતો તેનુ સશોધન તથા સપાદન એલ. સ્વેલી (LUIGI SUALI) નામના યુરોપિયન (જર્મન) વિદ્વાને કરેલુ હતુ ત્યાર બાદ વિક્રમસવત્ ૧૯૯૬મા અમદાવાદની જૈનગ્રન્થપ્રકાશક સભા તરફથી તેનુ પ્રકાશન થયુ છે આ બને પ્રકાશનોમા યોગબિંદુની ટીકાને સ્વોપજ્ઞ જણાવેલી છે, એટલે કે 'હરિભદ્રસૂરિ મહારાજે પોતે જ યોગબિંદુ ઉપર ટીકા રચી છે' એ જાતની પ્રસિદ્ધિ વ્યાપક રીતે થવા પામી છે

પરતુ આજથી લગભગ આઠ વર્ષે પૂર્વે જ્યારે સટીક યોગબિંદુ વાચવાનો મેં પ્રારભ કર્યો ત્યારે મને તરત જ લાગ્યુ હતુ કે આ ટીકા હરિભદ્રસૂરિજી મહારાજની પોતાની નથી, પછી તો જેમ જેમ વાચતો ગયો તેમ તેમ અદરના જ પ્રમાણોથી મને ખાતરી થઈ ચૂકી કે આ ટીકા સ્વોપજ્ઞ નથી જ મારા વિચારને પુષ્ટ કરનારા કેટલાક આધારો આ લેખમા આપવાનો પ્રયત્ન કરવામા આવશે

(૧) ટીકાના પ્રારભમા મગલાચરણ કર્યા પછી બીજો તથા ત્રીજો શ્લોક નીચે મુજબ છે

सुधाबिन्दोरिवानन्दममन्दमुपचिन्वत ।
योगबिन्दो समासेन वृत्तिरेषा विधीयते ॥ २ ॥
गुरूपदेशो न च तादृगस्ति मतिर्न वा काचिदुदाररूपा ।
तथापि योगप्रियतावशेन यत्नस्तदभ्यासकृते ममायम् ॥ ३ ॥

બીજા શ્લોકમા 'યોગબિંદુની સક્ષેપથી ટીકા હુ રચુ છુ' આ જાતનો નિર્દેશ કર્યા પછી ત્રીજા શ્લોકમા જણાવે છે કે, '(ટીકા કરવા માટે જરૂરી) તેવા પ્રકારનો ગુરુ પાસેથી ઉપદેશ (બોધ) પ્રાપ્ત થયો નથી, તેમ જ તેવી શ્રેષ્ઠ બુદ્ધિ પણ નથી, તો પણ મને યોગ પ્રિય હોવાને લીધે યોગાભ્યાસના ઉદ્દેશથી આ (ટીકા રચવાનો) પ્રયત્ન આદર્યો છે' ટીકાકારના આ લખાણ ઉપરથી જણાય છે કે મૂળકાર કરતા ટીકાકાર જુદા છે અને તેથી જ હરિભદ્રસૂરિ મહારાજના યોગબિંદુ ઉપર ટીકા રચતા પોતાની નિર્બળતા

પ્રારભમા જ તેઓશ્રી જણાવી દે છે જો હરિભદ્રસૂરિજી મહારાજ પોતે જ આ ટીકાના રચયિતા હોત તો પોતાના ગ્રથનો જ અર્થ સ્પષ્ટ કરવામા પોતાની નિર્બળતા જણાવવાની જરૂર પડત નહિ

(૨) ૧૭૯મો શ્લોક અને તેની ટીકા નીચે મુજબ છે .

अस्यैषा मुख्यरूपा स्यात् पूर्वसेवा यथोदिता ।
कल्याणाशययोगेन शेषस्याप्युपचारत. ॥ १७९ ॥

अस्य अपुनर्बन्धकस्य एषा प्रागुक्ता मुख्यरूपा निरुपचरिता स्याद् भवेत् पूर्वसेवा देवादिपूजारूपा यथोदिता यत्प्रकारा निरूपिता प्राक् कल्याणाशययोगेन मनाग् मुक्त्यनुकूलशुभभावसम्बन्धेन । शेषस्यापि अपुनर्बन्धकापेक्षया विलक्षणस्य सकृद्बन्धकादेः उपचारत औपचारिकी पूर्वसेवा स्याद्यापि तथाविधभववैराग्याभावात् तस्य ।

इह केचिद् मार्गपतित-मार्गाभिमुखावपि शेषशब्देनाहु । तच्च न युज्यते, अपुनर्बन्धकावस्थाविशेष-रूपत्वात् तयोरपुनर्बन्धकग्रहणेनैव गतत्वात् । यतो **ललितविस्तराया** मार्गलक्षणमित्थमुक्तम्—

"इह[1] मार्गश्चेतसोऽवक्रगमन भुजगगमननलिकायामतुल्यो विशिष्टगुणस्थानावाप्तिप्रगुण. स्वरसवाही क्षयोपशमविशेष." इति ।

तत्र प्रविष्टो मार्गपतित, मार्गप्रवेशयोग्यभावापन्नो मार्गाभिमुख. । एव च नैतावपुनर्बन्धकावस्थाया पपरतरावस्थाभाजौ वक्तुमुचितौ, भगवदाज्ञावगमयोग्यतया **पञ्चसूत्रकवृत्तावनयोरुक्तत्वात्** । यथोक्त तत्र—

"इय[3] च भागवती सदाज्ञा सदैवापुनर्बन्धकादिगम्या । अपुनर्बन्धकादय के सत्त्वा. ? उत्कृष्टा कर्मस्थिति तथाऽपुनर्बन्धकत्वेन ये क्षपयन्ति ते खल्वपुनर्बन्धका । आदिशब्दाद् मार्गपतित-मार्गाभिमुखादय परिगृह्यन्ते दृढप्रतिज्ञालोचनादिगम्यलिङ्गाः । एतद्गम्येयम् , न ससाराभिनन्दिगम्या" इति । ससाराभिनन्दिनश्चापुनर्बन्धक-प्रागवस्थाभाजो जीवा इति ।

અહી शेषस्याप्युपचारत આ મૂળમા શેષ શબ્દથી કયો અર્થ લેવો એ વિષે ટીકાકારે જે લખ્યુ છે તે ખાસ ધ્યાન ખેંચી લે છે શેષ શબ્દથી સકૃદ્બંધકાદિ લેવા, પણ માર્ગપતિત કે માર્ગાભિમુખ નહિ, એવો ટીકાકારનો અભિપ્રાય છે, જ્યારે બીજા કેટલાકનો અભિપ્રાય એવો છે કે શેષ શબ્દથી માર્ગપતિત તથા માર્ગાભિમુખ પણ લેવા ટીકાકારે બીજાના અભિપ્રાયનુ ખડન કરીને પોતાના અભિપ્રાયનુ સમર્થન કરવા ખાસ પ્રયત્ન ટીકામા કર્યો છે હવે જો હરિભદ્રસૂરિ મહારાજ પોતે જ ખરેખર ટીકાકાર હોત તો પોતે લખેલા શેષ શબ્દનો અર્થ કયો છે એ પ્રશ્ન ઉપસ્થિત થવાનો અવકાશ જ ન આવત યોગબિંદુના ટીકાકાર હરિભદ્રસૂરિ મહારાજથી જુદા છે માટે જ તેમની સામે એ પ્રશ્ન ઉપસ્થિત થયો છે અને તેથી જ

---

૧ લલિતવિસ્તરામા ' મગ્ગદયાણ 'ની ટીકામા આ પાઠ છે

૨ અપુનર્બંધકનુ સ્વરૂપ યોગશતકની ૧૩મી ગાથામા હરિભદ્રસૂરિ મહારાજે જણાવ્યુ છે તેમ જ ભગવાનની આજ્ઞા કયા કયા જીવોને કેવી કેવી રીતે પ્રાપ્ત થાય છે આ સબધમા ઉપદેશપદની ગાથા ૨૫૨ થી ૨૬૨ સુધીની ગાથાઓ પણ ટીકા સાથે ધ્યાનમા લેવા જેવી છે

૩ પચસૂત્રના પાચમા સૂત્રની વૃત્તિમા આ પાઠ છે

૪ હસ્તલિખિત પ્રતિઓને આધારે શુદ્ધ કરેલા અને તપસ્વિ પ્રવર પૂજ્યપાદ પન્યાસજી શ્રી કાતિવિજયજી ગણિવરે નોંધેલા પાઠોવાળા યોગબિંદુટીકાના પુસ્તકને આધારે આ પાઠ અહી આપ્યો છે પરતુ યોગબિંદુટીકાના જૈનગ્રથ પ્રકાશકસભાના તેમ જ જૈનધર્મપ્રસારકસભાના પ્રકાશનમા अपुनर्बन्धकादयो ये सत्त्वा उत्कृष्टा कर्मस्थितिं तथाऽ-पुनर्बन्धकत्वेन क्षपयन्ति ते खल्वपुनर्बन्धका એવો પાઠ છે

પચસૂત્રવૃત્તિમા આ જ પાઠ अपुनर्बन्धकादयो ये सत्त्वा उत्कृष्टा कर्मस्थितिं तथाऽपुनर्बन्धकत्वेन ये क्षपयन्ति ते खल्वपुनर्बन्धका એ પ્રમાણે છે

બીજા કોઈ ટીકાકાર અથવા તો મૌખિક વ્યાખ્યાકારના અભિપ્રાયની નોંધ લઈને તેનું ખંડન કરીને સ્વઅભિપ્રાયનું સમર્થન કરવાનો તેમણે પ્રયત્ન કર્યો છે

વળી સ્વમતનું સમર્થન કરવા માટે લલિતવિસ્તરા તથા પંચસૂત્રવૃત્તિ કે જે બંને હરિભદ્રસૂરિ મહારાજની જ કૃતિ છે તેનો આધાર લઈને યોગ શબ્દનો અર્થ નક્કી કરવા ટીકાકારે પ્રયત્ન કર્યો છે જો ખરેખર હરિભદ્રસૂરિ મહારાજ પોતે જ આ ટીકાકાર હોય તો પોતાના અભિપ્રાયની સિદ્ધિને માટે પોતાના જ અન્ય ગ્રંથોમાં લખેલા લખાણને પ્રમાણ તરીકે રજૂ કરવાનો એ અહીં પ્રયત્ન કરે જ નહિ

એટલે આ ૧૭૯મા શ્લોકની ટીકાથી એ વાત સ્પષ્ટ દેખાઈ આવે છે કે ટીકાકારે 'હરિભદ્રસૂરિ મહારાજને યોગ શબ્દનો કયો અર્થ અભિપ્રેત હશે' એ નક્કી કરવા માટે હરિભદ્રસૂરિ મહારાજના બીજા ગ્રંથોનો આધાર લઈને બીજાઓના અભિપ્રાયનું ખંડન કરીને સ્વઅભિપ્રાયનું સમર્થન કર્યું છે આથી નિશ્ચિત જણાય છે કે મૂળકાર તથા ટીકાકાર બંને પરસ્પર જુદા છે

(૩) યોગબિંદુમાં ૪૩૮થી ૪૪૨ સુધી નીચે મુજબ શ્લોકો છે

एव च तत्त्वतोऽसार यदुक्त मतिशालिना ।
इह व्यतिकरे किञ्चिचारुबुद्ध्या सुभाषितम ॥ ४३८ ॥

ज्ञानवान् मृग्यते कश्चित् तदुक्तप्रतिपत्तये ।
अज्ञोपदेशकरणे विप्रलम्भनशङ्किभि. ॥ ४३९ ॥

तस्मादनुष्ठानगत ज्ञानमस्य विचार्यताम् ।
कीटसख्यापरिज्ञान तस्य न. क्वोपयुज्यते ॥ ४४० ॥

हेयोपादेयतत्त्वस्य साभ्युपायस्य वेदक ।
य· प्रमाणमसाविष्टो न तु सर्वस्य वेदक· ॥ ४४१ ॥

दूर पश्यतु वा मा वा तत्त्वमिष्ट तु पश्यतु ।
प्रमाण दूरदर्शी चेदेत गृध्रानुपास्महे ॥ ४४२ ॥

અહીં ૪૩૮થી ૪૪૨ સુધીના શ્લોકોમાં હરિભદ્રસૂરિજી મહારાજે પ્રસિદ્ધ બૌદ્ધ તાર્કિક ધર્મકીર્તિનો મત રજૂ કર્યો છે ધર્મકીર્તિનું કહેવું એમ છે કે 'અમારે મોક્ષ માટે તત્ત્વદર્શીની જરૂર છે, એ સર્વજ્ઞ હોય કે ન હોય એ સાથે અમારે કોઈ નિસ્બત નથી ' સામાન્ય રીતે બૌદ્ધો સર્વજ્ઞને માનનારા છે, છતાં ધર્મકીર્તિએ એ વાત ઉપર ભાર ન મૂકતાં બુદ્ધના તત્ત્વદર્શિપણા ઉપર જ ભાર મૂક્યો છે પ્રમાણવાર્તિકની ચાર કારિકાઓમાં ધર્મકીર્તિએ પોતાનો આ મત દર્શાવ્યો છે આ જ ચાર કારિકાઓ હરિભદ્રસૂરિજી મહારાજે અહીં ઉદ્ધૃત કરેલી છે છતાં ટીકાકારે આ ચાર કારિકાઓમાં સર્વજ્ઞવિરોધી વાદનું પ્રતિપાદન હોવાથી આને મીમાંસકનો મત માની લઈને यदुक्त मतिशालिना આ ૪૩૮મા શ્લોકના અંશની વ્યાખ્યા કરતાં यदुक्त मतिशालिना **कुमारिलेन** આ પ્રમાણે વ્યાખ્યા કરી છે આ ચાર કારિકાઓની વ્યાખ્યા પણ મીમાંસક મતને અનુસરીને કરી છે તેમ જ ૪૪૪મા શ્લોકની અવતરણિકામાં પણ इत्थ मीमासकमतमपाकृत्य साख्यमतनिराकरणायाह એમ યોગબિંદુના ટીકાકારે લખ્યું છે હકીકતમાં આ બૌદ્ધોનો મત છે, કારિકાઓ પણ બૌદ્ધોની છે, તેની વ્યાખ્યા પણ બૌદ્ધ મત અનુસાર કરવાની છે છતાં ટીકાકારે આને મીમાંસકનો મત માની લઈને મીમાંસકોના પ્રસિદ્ધ અગ્રણી સર્વજ્ઞવાદવિરોધી **કુમારિલના** નામે ચારે કારિકાઓને કલ્પનાથી ચડાવી લીધી છે જો હરિભદ્રસૂરિજી મહારાજ પોતે જ આ ટીકાના રચયિતા હોત તો આ પ્રસિદ્ધ હકીકત વિષે આમ બનવા પામત નહિ

(૪) યોગબિંદુનો છેલ્લો શ્લોક નીચે મુજબ છે

समुद्धृत्यार्जितं पुण्यं यदेन शुभयोगत : ।
भवान्ध्यविरहात् तेन जन• स्ताद् योगलोचनः ॥ ५२७ ॥

આની ટીકામાં ટીકાકાર જણાવે છે કે विरह इति च भगवतः श्रीहरिभद्रसूरे• स्वप्रकरणाङ्कप्रत्रोतक इति। હવે આ ટીકા ખરેખર જો સ્વોપજ્ઞ હોય તો હરિભદ્રસૂરિ મહારાજ પોતાને માટે 'ભગવાન્ હરિભદ્રસૂરિ' એવો ઉલ્લેખ કરે જ નહિ અહીં 'ભગવાન્ હરિભદ્રસૂરિ' એવો ટીકામાં ઉલ્લેખ હોવાથી દીવા જેવું સ્પષ્ટ છે કે, 'યોગબિંદુ મૂળના કર્તા હરિભદ્રસૂરિજી મહારાજ છે, જ્યારે એના ટીકાકાર કોઈ બીજી વ્યક્તિ છે'

આ ઉપરાંત આ ટીકાનું સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરવાથી બીજા પણ એવા આધારો મળવાનો સંભવ છે કે જે ઉપર જણાવેલ હકીકતનું સમર્થન કરે

આ ટીકાકારે ટીકામાં કોઈપણ સ્થળે પોતાના ગુર્વાદિકના નામનો નિર્દેશ કરેલો ન હોવાથી એમનું શું નામ હતું, તેમની ગુરુપરંપરા કઈ હતી તેમ જ તેઓ કયા સમયમાં વિદ્યમાન હતા એ કઈ પણ જાણી શકાતું નથી ટીકામાં ઉદ્ધૃત કરેલા અનેક પાઠોના મૂળસ્થાનોની ગવેષણા કરવાથી સંભવ છે કે તેમના સત્તાસમય વિષે કંઈક કલ્પના કરવાનું સાધન મળી આવે

વિદ્વાનો આ વિષે વિશેષ ગવેષણા કરશે એવી અભિલાષાથી આ લેખ સમાપ્ત કરું છું

વિ સં ૨૦૨૧, શ્રાવણસુદિ ૫
માંડવી (કચ્છ)

પૂજ્યપાદગુરુદેવમુનિરાજશ્રીભુવનવિજયાન્તેવાસી
મુનિ જમ્બૂવિજય



# સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલનો પ્રજ્ઞાચક્ષુ રાજકવિ શ્રીપાલ

ભોગીલાલ જ૦ સાંડેસરા

ઇસવી સનની દસમીથી તેરમી સદી સુધી અણહિલવાડ પાટણમા રાજ્ય કરનાર ગુજરાતના ચૌલુક્ય રાજાઓમા સિદ્ધરાજ જયસિંહ(ઈ૦ સ૦ ૧૦૯૪–૧૧૪૩)ને લોકો સૌથી વધુ યાદ કરે છે હજી પણ લોકસાહિત્યમા અને લોકનાટ્ય અર્થાત્ ભવાઈમા તે જીવત છે વિક્રમ અને ભોજની જેમ સિદ્ધરાજ પણ જાણે દતકથાનુ પાત્ર બની ગયો છે એનો દરબાર ભારતના સર્વ પ્રદેશોના વિદ્વાનોનુ મિલનસ્થાન બન્યો હતો સિદ્ધરાજના સુપરિચિત મનીષીઓમા 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્ર મુખ્ય હતા, જેમણે તત્કાલીન ભારતમા ખેડાતી વિદ્યાની સર્વ શાખાઓમા આધારભૂત ગ્રન્થો રચેલા છે હેમચન્દ્ર એક જૈન આચાર્ય હતા અને એમની આસપાસ એમના પોતાના વિદ્વાન શિષ્યોનુ એક વર્તુળ હતુ સિદ્ધરાજના દરબારના બીજા કવિપડિતોમા તેનો પ્રજ્ઞાચક્ષુ રાજકવિ શ્રીપાલ મુખ્ય હતો વિજયપાલકૃત 'દ્રૌપદીસ્વયવર નાટક'ની (ભાવનગર, ૧૯૧૮) હિન્દી પ્રસ્તાવનામા આચાર્ય જિનવિજયજીએ અને હેમચન્દ્રકૃત 'કાવ્યાનુશાસન'ની (મુબઈ, ૧૯૩૮) અગ્રેજી પ્રસ્તાવનામા (પૃ૦ ૨૫૫–૨૬૧) પ્રો૦ રસિકલાલ છો૦ પરીખે શ્રીપાલ કવિના જીવન અને કાર્ય વિષે નિરૂપણ કર્યુ છે વિશેષ ઉત્કીર્ણ અને સાહિત્યિક સામગ્રીની શોધ અને પ્રકાશનને પરિણામે શ્રીપાલ વિષે કેટલીક વધુ માહિતી જાણવામા આવી છે પ્રાપ્ત સામગ્રીને આધારે શ્રીપાલના જીવન અને કૃતિઓનો સક્ષિપ્ત પરિચય આપવાનો આ નિબધનો પ્રયત્ન છે

## શ્રીપાલનો કૌટુમ્બિક વૃત્તાન્ત

શ્રીપાલના જીવન અને કાર્ય વિષે નીચેના સાધનોમાથી માહિતી મળે છે (૧) મધ્યકાલીન ગુજરાતના ઐતિહાસિક સસ્કૃત પ્રબધોમાથી, (૨) સિદ્ધરાજ જયસિંહના દરબારમા શ્વેતામ્બર આચાર્ય વાદી દેવસૂરિ અને દિગમ્બર આચાર્ય કુમુદચદ્ર વચ્ચે થયેલા વાદવિવાદનુ નિરૂપણ કરતા યશશ્ચદ્રકૃત સમકાલીન સસ્કૃત નાટક 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'માથી, (૩) પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવકચરિત'-(ઈ૦ સ૦ ૧૨૭૮)ના છેલ્લા 'હેમચદ્રસૂરિચરિત'માથી, અને (૪) શ્રીપાલની પોતાની ઉપલબ્ધ કૃતિઓમાથી

ગુજરાત અને રાજસ્થાનના ઇતિહાસમાં શૌર્ય, રાજનીતિજ્ઞતા અને વેપારી કુનેહ માટે પ્રસિદ્ધ પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિના એક જૈન કુટુંબમા શ્રીપાલ જન્મ્યો હતો ગુર્જરાતના ચૌલુક્ય રાજા ભીમદેવ પહેલાના મંત્રી વિમલશાહે આબુ ઉપર વિ૦ સ૦ ૧૦૮૮(ઈ૦ સ૦ ૧૦૩૨)મા બાંધેલા પ્રસિદ્ધ જૈન મંદિર વિમલ-વસતિના સભામડપમા શ્રીપાલની મૂર્તિ છે એ મૂર્તિ નીચેના ખડિત શિલાલેખમાથી[1] જાણવા મળે છે કે શ્રીપાલના પિતાનુ નામ લક્ષ્મણ હતુ શ્રી જિનવિજયનુ અનુમાન સમુચિત છે કે શ્રીપાલ ઘણુ કરીને વિમલશાહનો અથવા તેના કોઈ કુટુબીનો વશજ હશે[2]

સાહિત્યિક સાધનોમાના અનેક ઉલ્લેખો ઉપરથી જણાય છે કે શ્રીપાલ અંધ હતો[3] એના અંધત્વના કારણ વિષે અથવા એ ક્યારે અંધ થયો હશે એ વિષે કઈ જાણવામા આવ્યુ નથી. તેણે વિદ્યાધ્યયન ક્યા અને ક્યારે કર્યું એ પણ અજ્ઞાત છે પરન્તુ શ્રીપાલ એક નિપુણ કવિ અને કૃતપરિશ્રમ વ્યુત્પન્ન વિદ્વાન હતો એ વિષે કશી શકા નથી પ્રબન્ધોમા એને 'કવિચક્રવર્તિન્', 'કવિકુજર' અને 'મહાકવિ' તરીકે વર્ણવ્યો છે અને 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'મા એને 'કવિરાજ' બિરુદ આપ્યુ છે જલ્હણકૃત 'સૂક્તિ-મુક્તાવલિ' અને શાર્ઙ્ગધરકૃત 'શાર્ઙ્ગધરપદ્ધતિ' જેવા સુભાષિતસગ્રહો શ્રીપાલની સૂક્તિઓ ઉદ્ધૃત કરતા 'શ્રીપાલ કવિરાજ' તરીકે એનો નિર્દેશ કરે છે પ્રબન્ધોમા 'ષડ્ભાષાકવિચક્રવર્તી' તરીકે શ્રીપાલનો ઉલ્લેખ છે[4], જે બતાવે છે કે તેણે છ પ્રાકૃત ભાષાઓમા પણ કવિતા કરી હોવી જોઈએ અનેક સમ-કાલીન કવિઓ પોતાની કવિતા સુધરાવવા માટે શ્રીપાલ પાસે આવતા બૃહદ્ગચ્છના અજિતદેવસૂરિના શિષ્ય હેમચન્દ્રસૂરિના 'નાભેયનેમિકાવ્ય' અથવા 'દ્વિસધાનકાવ્ય'નુ સશોધન શ્રીપાલે કર્યું હતુ

શ્રીપાલ એ રાજા સિદ્ધરાજ જયસિંહનો નિકટવર્તી સુહૃદ્ હતો વડનગર પ્રશસ્તિના છેલ્લા શ્લોકમા શ્રીપાલે પોતાને श्रीसिद्धराजप्रतिपन्नबन्धु' ('જેને સિદ્ધરાજે પોતાના ભાઈ તરીકે સ્વીકાર્યો છે એવો') કહ્યો છે 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'મા (પૃ૦ ૩૯) શ્રીપાલને श्रीसिद्धभूपालबालमित्रम् ('સિદ્ધરાજનો બાલમિત્ર') કહેવામા આવ્યો છે સોમપ્રભસૂરિકૃત 'કુમારપાલપ્રતિબોધ' અને 'સુમતિનાથચરિત્ર' જેવા લગભગ સમકાલીન ગ્રથો નોંધે છે કે રાજા સિદ્ધરાજ શ્રીપાલને 'ભાઈ!' કહીને બોલાવતો હતો આ નિર્દેશને 'પ્રભાવકચરિત'ના છેલ્લા 'હેમચન્દ્રસૂરિચરિત માથી અનુમોદન મળે છે, એમા સિદ્ધરાજ અને શ્રીપાલની નિકટતા વિસ્તારથી વર્ણવી છે અને થોડાક સમય માટે અણહિલવાડમા આવીને રહેલા ભાગવત સપ્રદાયના આચાર્ય દેવબોધ અથવા દેવબોધિના સપર્કમા તેઓ બને કેવી રીતે આવ્યા એ પણ એમા વર્ણવ્યુ છે એ ત્રણ વિશિષ્ટ વ્યક્તિઓના સબધ અને સ્પર્ધાના 'પ્રભાવકચરિત'મા અપાયેલા વૃત્તાન્તના રસપ્રદ સારોદ્ધાર માટે તથા એ વૃત્તાન્તની ઐતિહાસિક સમાલોચના માટે વાચકને 'કાવ્યાનુશાસન'ની પ્રો૦ રસિકલાલ છો૦ પરીખની પ્રસ્તાવનાના ઉપર્યુક્ત પૃષ્ઠ જોવા વિનતિ છે

---

૧ જિનવિજયજી, 'પ્રાચીન જૈન લેખસગ્રહ', ભાગ ૨ (ભાવનગર, ૧૯૨૧), ન૦ ૨૭૧

૨ જિનવિજયજી, 'દ્રૌપદીસ્વયવર નાટક', પ્રસ્તાવના, પૃ૦ ૨૧-૨૨

૩ 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'મા બીજી ઐતિહાસિક વ્યક્તિઓ સાથે શ્રીપાલ પણ એક પાત્ર તરીકે આવે છે એમા દેવસૂરિના રૂપરસાયનનુ નેત્રાજલિ વડે પોતે પાન કરી શકતો નથી એ પોતાના દુર્ભાગ્યનો શ્રીપાલ શોક કરે છે (અક ૪, શ્લોક ૧૫), દેવસૂરિ એને આશ્વાસન આપે છે કે 'કવીશ્વર! પૂર્વે કરેલા અસુકૃતોના પરિપાકનો પ્રતિકાર કરી શકાતો નથી પરન્તુ ભગવતી ભારતીએ ત્રિલોકનુ આકલન કરવામા કુશળ સારસ્વતચક્ષુનુ વિતરણ કરીને તમારા ઉપર કરુણા કરી છે' ભાગવત સપ્રદાયના આચાર્યે દેવબોધે કરેલી શ્રીપાલની નિન્દાનો એક શ્લોક 'પ્રભાવકચરિત'મા (સિંઘી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થ ૧૩, પૃ૦ ૧૯૦) ટાકેલો છે, તેમા પણ શ્રીપાલના અંધત્વનો નિર્દેશ છે—

शुक कवित्वमापन्न एकाक्षिविकलोऽपि सन् ।
चक्षुर्द्वयविहीनस्य युक्ता ते कविराजिता ॥

૪ 'પુરાતનપ્રબન્ધસગ્રહ', પૃ૦ ૪૩, 'કુમારપાલચરિતસગ્રહ', પૃ૦ ૧૦૬

શ્રીપાલ સિદ્ધરાજ કરતા લાંબુ જીવ્યો હતો અને એના ઉત્તરાધિકારી કુમારપાલનો પણ રાજકવિ બન્યો હતો સિદ્ધરાજના અવસાન પછી નવ વર્ષે વિ૦ સં૦ ૧૨૦૮(ઈ૦ સ૦ ૧૧૫૨)મા, કુમારપાલે બંધાવેલા વડનગરના કિલ્લાની પ્રશસ્તિ તેણે રચી હતી કુમારપાલની એક શત્રુંજય યાત્રામા પણ શ્રીપાલ તેની સાથે હતો [૫]

શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ નામે હતો 'પુરાતનપ્રબન્ધસંગ્રહ' અને 'કુમારપાલપ્રબન્ધ'મા એને કવિઓ અને દાતાઓમા શ્રેષ્ઠ (कवीना दातॄणा धुर्य.) કહ્યો છે સિદ્ધપાલની કોઈ અવિકલ સળંગ સાહિત્યરચના પ્રાપ્ત થઈ નથી, પણ એણે રચેલા કેટલાક શ્લોકો 'પ્રબન્ધકોશ'મા ઉદ્ધૃત થયેલા છે [૬] સિદ્ધપાલના કેટલાક સંસ્કૃત તેમ જ પ્રાકૃત પદ્યો સોમપ્રભસૂરિના 'કુમારપાલપ્રતિબોધ'મા પણ ટાંકેલા છે અહીં એ વાતનો પણ ઉલ્લેખ કરવો જોઈએ કે સોમપ્રભસૂરિએ આ પ્રાકૃત ગ્રન્થ વિ૦ સં૦ ૧૨૪૧(ઈ૦ સ૦ ૧૧૮૫)મા પાટણમા સિદ્ધપાલે બાંધેલ વસતિ અથવા ઉપાશ્રયમા રહીને પૂર્ણ કર્યો હતો પ્રબન્ધો કહે છે કે સિદ્ધપાલ એ રાજા કુમારપાલનો પ્રીતિપાત્ર હતો

સિદ્ધપાલનો પુત્ર વિજયપાલ નામે હતો વિજયપાલ એક વિદ્વાન અને નાટકકાર હતો તેણે રચેલુ સંસ્કૃત નાટક 'દ્રૌપદીસ્વયંવર' રાજા ભીમદેવ બીજાની આજ્ઞાથી, પાટણમા, મૂલરાજે બાંધેલા ત્રિપુરુષ પ્રાસાદમા ભજવાયુ હતુ આમ સતત ત્રણ પેઢી સુધી કવિત્વપરંપરા ચાલુ રહી હોય એવી ઘટનાઓ સાહિત્યના ઇતિહાસમા બહુ વિરલ છે

## શ્રીપાલની સાહિત્યકૃતિઓ

શ્રીપાલની સાહિત્યકૃતિઓનુ હવે વિહંગાવલોકન કરીએ જાણવામા આવેલી તેની તમામ કૃતિઓને નીચે પ્રમાણે વહેંચી શકાય (૧) માત્ર સાહિત્યિક ઉલ્લેખો દ્વારા જ્ઞાત કૃતિઓ, (૨) ખંડિત સ્વરૂપે ઉપલબ્ધ કૃતિઓ, (૩) અખંડ ઉપલબ્ધ કૃતિઓ

**૧.** 'પ્રભાવકચરિત' (પૃ૦ ૧૯૦) અનુસાર, શ્રીપાલે 'વૈરોચનપરાજય' નામે એક 'મહાપ્રબન્ધ' રચ્યો હતો આ કૃતિ અત્યારે મળતી નથી, તેથી એના સાહિત્યસ્વરૂપ અથવા એમા નિરૂપિત વિષય પરત્વે કંઈ કહેવુ મુશ્કેલ છે વિરોચનના પુત્ર બલિરાજાને—વૈરોચનને—વામનરૂપધારી વિષ્ણુએ પાતાળમા ચાંપ્યો એ પૌરાણિક કથાપ્રસંગનુ એમા કોઈ પ્રકારે નિરૂપણ કદાચિત્ હોય વડનગર પ્રશસ્તિને અંતે શ્રીપાલે પોતાને एकाहनिष्पन्नमहाप्रबन्ध ('જેણે એક દિવસમા મહાપ્રબન્ધ રચ્યો છે એવો') કહ્યો છે, આ રીતે ઉલ્લિખિત 'મહાપ્રબન્ધ' એ ઉપર્યુક્ત 'વૈરોચનપરાજય' હોય એ અસંભવિત નથી સિદ્ધપુરમા મૂલરાજે બંધાવેલ રુદ્રમહાલયનો જીર્ણોદ્ધાર સિદ્ધરાજે કરાવ્યો હતો, એની પ્રશસ્તિ શ્રીપાલે રચી હોવાનો ઉલ્લેખ 'પ્રભાવકચરિત'મા છે આ પ્રશસ્તિ કોતરેલી શિલા રુદ્રમહાલયમા કોઈ મોખરાના સ્થાને જડવામા આવી હશે, પરન્તુ કેટલીક સદીઓ થયા રુદ્રમહાલય ખંડેર સ્થિતિમા છે અને તેની શ્રીપાલ-રચિત પ્રશસ્તિ પણ નાશ પામી જણાય છે

**૨.** શ્રીપાલની બીજી કાવ્યકૃતિના—રાજા સિદ્ધરાજે અણહિલવાડ પાટણમા બાંધેલા સહસ્રલિંગ સરોવરની તેણે રચેલી પ્રશસ્તિના—થોડાક અંશો જ આજ સુધી સચવાઈ રહ્યા છે [૭] સિદ્ધરાજના માલવવિજયના સ્મારક રૂપે આરસનો એક કીર્તિસ્તંભ એ સરોવરને કિનારે ઊભો કરવામા આવ્યો હતો, અને શિલાપટ્ટિકાઓ ઉપર કોતરવામા આવેલી એ પ્રશસ્તિ કીર્તિસ્તંભ ઉપર મૂકવામા આવી હતી

---

૫ એ જ, પૃ૦ ૪૩, એ જ, પૃ૦ ૧૦૬

૬ 'પ્રબન્ધકોશ' (સિંઘી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થ ૬), પૃ૦ ૪૮

૭ આ સરોવરના ભવ્ય અવશેષો ભૂતપૂર્વ વડોદરા રાજ્યના આર્કિયોલૉજી ખાતાએ ખોદી કાઢેલા છે

ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના નામાંકિત વિદ્વાન સ્વ૦ રામલાલ મોદીએ પાટણના વીજળકૂવા મહોલ્લાના એક નાના શિવમન્દિરની ભીતમા ચોગડેલો આ પ્રશસ્તિનો એક ટુકડો ખોળી કાઢ્યો હતો, અને તે પ્રગટ કર્યો હતો[૮] આ રીતે મળેલી પ્રશસ્તિની એકમાત્ર શિલાપટ્ટિકામા જે નવ ખંડિત પંક્તિઓ કોતરેલી મળી છે એમા પ્રશસ્તિકાવ્યનો એક પણ શ્લોક અખંડ રૂપે મળતો નથી આ રીતે ખંડિત રૂપે મળતા શ્લોકોને અંતે ૭૬, ૭૭, ૮૭ અને ૯૦ એટલા શ્લોકાંકો વાચી શકાય છે, એ ઉપરથી અનુમાન થાય છે કે ગુજરાતની સાંસ્કૃતિક પરંપરામા અમર બનેલ સિદ્ધસરનુ માહાત્મ્ય વર્ણવતા એ પ્રશસ્તિકાવ્યમા આશરે ૧૦૦ શ્લોકો હશે કદાચ ૧૦૮ શ્લોકો હોય એમ પણ બને 'પ્રભાવકચરિત'(પૃ૦ ૧૯૦)મા આ પ્રશસ્તિને 'દુર્લભસરોરાજ'ની પ્રશસ્તિ કહી છે સહસ્રલિંગનુ બાંધકામ સિદ્ધરાજના એક પૂર્વજ દુર્લભરાજે શરૂ કર્યું હતુ, અને તેથી તે દુર્લભ સરોવર તરીકે પણ ઓળખાતુ હતુ

'પ્રબન્ધચિન્તામણિ'(ઈ૦ સ૦ ૧૩૦૫)ના કર્તા મેરુતુંગસૂરિ લખે છે કે સહસ્રલિંગ સરોવરની શ્રીપાલની પ્રશસ્તિ રચાઈ અને પટ્ટિકા ઉપર કોતરાઈ એટલે તેના શોધન માટે સિદ્ધરાજે સર્વ દર્શનોના વિદ્વાનોને નિમંત્ર્યા હતા[૯] આ સન્દર્ભમા મૂલ પ્રશસ્તિમાથી નીચેના બે શ્લોકો મેરુતુંગ ટાંકે છે ઉપર્યુક્ત શ્લોકટુકડાઓ અને આ બે શ્લોકો[૧૦] એટલા જ અંશો સહસ્રલિંગ સરોવરની સુદીર્ઘ પ્રશસ્તિમાથી અત્યારે તો ઉપલબ્ધ છે—

न मानसे माद्यति मानस मे पम्पा न सम्पादयति प्रसादम् ।
अच्छोदमच्छोदकमप्यसार सरोवरे राजति सिद्धभर्तु. ॥
कोशेनापि युत दलैरुपचित नोच्छेत्तुमेतत् क्षम
स्वस्यापि स्फुटकण्टकव्यतिकर पुरुव च धत्ते नहि ।
एकोऽप्येप करोति कोशरहितो निष्कण्टक भूतल
मत्त्वैव कमला विहाय कमल यस्यासिमाशिश्रियत् ॥

૩. શ્રીપાલની બે કૃતિઓ સાદ્યન્ત ઉપલબ્ધ છે રાજા કુમારપાલે સ૦ ૧૨૦૮(ઈ૦ સ૦ ૧૧૫૨)મા બાંધેલા વડનગરના કિલ્લાની પ્રશસ્તિ[૧૧] અને ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરતુ, ૨૯ શ્લોકનુ 'ચતુર્વિંશતિ જિનસ્તુતિ' કાવ્ય[૧૨]

વડનગર પ્રશસ્તિ, જેને 'પ્રાચીન લેખમાલા'ના સંપાદકોએ 'વડનગરપ્રાકારપ્રશસ્તિ' એવુ નામ આપ્યુ છે તે ૩૦ શ્લોકનુ અલંકારપ્રચુર કાવ્ય છે, અને સંસ્કૃત કવિ તરીકેની શ્રીપાલની નિપુણતાનુ પર્યાપ્ત પ્રમાણ તે રજૂ કરે છે ચૌલુક્ય યુગમા વડનગરનુ કોઈ ખાસ રાજકીય મહત્ત્વ નહોતુ, ખરેખર તો એ વિદ્વાન બ્રાહ્મણોનુ નગર હતુ, જેમને રાજા તેમ જ પ્રજા હમેશા માન આપતા "આ નગરના દ્વિજજનો યજ્ઞો

---

૮ સાતમી અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદનો અહેવાલ, વડોદરા, ૧૯૩૩, પૃ૦ ૬૪૯–૫૨, સ્વ૦ રામલાલ મોદીનો નિબંધ 'એ ફ્રેગમેન્ટ ઑફ ધી કીર્તિસ્તંભ ઇન્સક્રિપ્શન ઑફ સિદ્ધરાજ જયસિંહ' આ નિબંધના ગુજરાતી અનુવાદ માટે જુઓ 'સ્વ૦ રામલાલ ચુનીલાલ મોદી લેખસંગ્રહ' (પાટણ, ૧૯૫૩), પૃ૦ ૯૨–૧૦૦મા 'સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખનો એક અંશ'

૯ 'પ્રબન્ધચિન્તામણિ' (સિંઘી ગ્રન્થમાલા, ગ્રન્થ ૧), પૃ૦ ૬૩–૬૪

૧૦ આ બે શ્લોકોમાનો न मानसे० એ શ્લોક વસ્તુપાલના મિત્ર સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'મા (સર્ગ ૧, શ્લોક ૭૮) સહસ્રલિંગના વર્ણનપ્રસંગમા મળે છે સોમેશ્વરે શ્રીપાલની પ્રશસ્તિમાથી તે લીધો જણાય છે

૧૧ 'એપિગ્રાફિયા ઇન્ડિકા', ગ્રન્થ ૧, પૃ૦ ૨૯૩ અને આગળના પૃષ્ઠોમા આ પ્રશસ્તિ છપાઈ છે, વળી 'પ્રાચીન લેખમાલા,' ભાગ ૧, મુંબઈ, ૧૮૯૨, ગિરજાશંકર આચાર્ય, 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ ૨, પૃ૦ ૩૮–૪૭, એમા પણ તે મુદ્રિત છે

૧૨ મુદ્રિત 'જૈન સ્તોત્રસન્દોહ' (સંપાદક મુનિ ચતુરવિજય), ભાગ ૧, પૃ૦ ૧૨૧-૧૨૩

વડે દેવોનુ પણ પરિત્રાણ કરે છે તથા શાન્તિક અને પૌષ્ટિક કર્મો વડે ભૂપ અને રાષ્ટ્રની પણ રક્ષા કરે છે, છતા એમના તીવ્ર તપને બાધા ન થાય એ હેતુથી આ વિપ્રપુરના રક્ષણ માટે રાજાએ ભક્તિપૂર્વક વપ્ર કોટ કરાવ્યો" (શ્લોક ૨૩), એમ પ્રશસ્તિમા કહ્યુ છે મૂલરાજ પહેલાથી માડી કુમારપાલ સુધીના ચૌલુક્ય રાજાઓનો સક્ષિપ્ત વૃત્તાન્ત પ્રશસ્તિ આપે છે, જોકે બીજા સાધનોમાથી મળતી ન હોય એવી કોઈ વિશેષ ઐતિહાસિક માહિતી એમાથી મળતી નથી આનુપૂર્વીની દૃષ્ટિએ જોઈએ તો, વડનગર પ્રશસ્તિ એવી સર્વપ્રથમ ઐતિહાસિક કૃતિ છે, જેમા ચૌલુક્યો પહેલા પાટણ ઉપર રાજ્ય કરનાર ચાપોત્કટ અથવા ચાવડા વશનો ઉલ્લેખ આવે છે સ૦ ૮૦૨(ઈ૦ સ૦ ૭૪૬)મા વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યા પછી ચાર શતાબ્દી કરતા પણ વધુ સમય બાદ ગુજરાતના ઐતિહાસિક સાધનોમા ચાવડાઓનો આ પહેલો ઉલ્લેખ મળે એ આશ્ચર્યજનક છે એ વસ્તુ એમ પણ સૂચવે છે કે ચાવડા વશ એ પ્રમાણમા ગૌણ મહત્ત્વનો રાજવશ હતો, જોકે એ જ વશની રાજધાની પાટણ કાળાન્તરે પશ્ચિમ ભારતની સૌથી આબાદ નગરી બની હતી

'ચતુર્વિંશતિ જિન સ્તુતિ' એ સુદર અલકારોથી ખચિત એવુ, શ્રીપાલે રચેલુ સ્તોત્ર છે

## શ્રીપાલની સૂક્તિઓ

ઉપર દર્શાવ્યુ તેમ, षड्भाषाकविचक्रवर्त्तिन् તરીકે શ્રીપાલનો ઉલ્લેખ મળે છે પણ સસ્કૃત સિવાયની ભાષામા રચાયેલી તેની કોઈ કૃતિ હજી સુધી જાણવામા આવી નથી એક દરબારી કવિ તરીકે તે શીઘ્ર કવિતા કરી શકતો હશે, અને અમુક પ્રસગોએ પ્રાકૃત અને અપભ્રશમા પણ તેણે શીઘ્ર કાવ્યો રચ્યા હશે એમ કલ્પી શકાય અનેક કવિઓની—જેમાના કેટલાક તો અજ્ઞાતનામા છે—સસ્કૃત ઉપરાત પ્રાકૃત અને અપભ્રશ શીઘ્ર સૂક્તિઓ પ્રબન્ધોમા સચવાયેલી છે, એ હકીકતથી આ અનુમાનને અનુમોદન મળે છે માલવવિજય કરીને સિદ્ધરાજ પાટણ પાછો આવ્યો એ પ્રસગે તેને આવકાર આપતા, શ્રીપાલના બે સસ્કૃત શ્લોકો રાજશેખરસૂરિના 'પ્રબન્ધકોશ'મા ઉદ્ધૃત થયેલા છે[13] શ્રીપાલનો એક સસ્કૃત શ્લોક 'પ્રભાવકચરિત'મા પણ ટાકેલો છે[14]

યશશ્ચન્દ્રકૃત સમકાલીન સસ્કૃત નાટક 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'મા શ્રીપાલ એક અગત્યના પાત્ર તરીકે આવે છે એમા લેખકે શ્રીપાલના મુખમા અનેક શ્લોકો મૂક્યા છે[15] 'મુદ્રિતકુમુદચન્દ્ર પ્રકરણ' એક ઐતિહાસિક નાટક હોઈ આ શ્લોકો ખરેખર શ્રીપાલની રચના હશે કે કર્તા યશશ્ચન્દ્રે પોતે રચીને શ્રીપાલના મુખમા મૂક્યા હશે એ કહેવુ મુશ્કેલ છે અલબત્ત, આ શ્લોકો પૈકી થોડાક પણ શ્રીપાલની રચના હોય એ સભવ નકારી શકાય એવો નથી

સસ્કૃતના બે વિખ્યાત સુભાષિતસગ્રહો—જલ્હણની 'સૂક્તિમુક્તાવલિ' (ઈ૦ સ૦ ૧૨૪૭–૧૨૬૦ આસપાસ) અને શાર્ઙ્ગધરની 'શાર્ઙ્ગધરપદ્ધતિ' (ઈ૦ સ૦ ૧૩૬૩ આસપાસ)—મા શ્રીપાલના સુભાષિતો લેવામા આવ્યા છે, જે બતાવે છે કે એની કવિ તરીકેની કીર્તિ થોડા સમયમા જ મહારાષ્ટ્ર અને સપાદલક્ષ સુધી (કે જ્યા અનુક્રમે આ બે સુભાષિતસગ્રહોની સકલના થઈ હતી) વિસ્તરી હતી આ બને સુભાષિત-સગ્રહોમા લેવાયેલા શ્રીપાલના શ્લોકો ઋતુવર્ણનને લગતા છે, અને તે ઉપરથી અનુમાન કરવાનુ મન થાય છે કે કાલિદાસના 'ઋતુસહાર' જેવુ ઋતુવર્ણનનુ કોઈ કાવ્ય કદાચ તેણે રચ્યુ હોય

---

૧૩ 'પ્રબન્ધકોશ' (સિંધી જૈન ગ્રન્થમાલા, ગ્રથ ૬), પૃ૦ ૯૩ શ્લોકો માટે જુઓ આ નિબધનુ પરિશિષ્ટ

૧૪ 'પ્રભાવકચરિત', પૃ૦ ૧૮૯–૯૦ શ્લોક માટે જુઓ પરિશિષ્ટ

૧૫ આ શ્લોકો માટે જુઓ 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ', અક ૪, શ્લોક ૧–૪, ૧૩–૧૫, ૧૬, ૧૮, ૧૯, અક ૫, શ્લોક ૧, ૨, ૯

સુભાષિતસંગ્રહો અને પ્રબન્ધોમા મળતી શ્રીપાલની સૂક્તિઓ એકત્ર કરીને એક પરિશિષ્ટરૂપે અહી આપી છે

## પરિશિષ્ટ

### સુભાષિતસંગ્રહો અને પ્રબન્ધોમાં ઉદ્ધૃત થયેલી શ્રીપાલની સૂક્તિઓ*

('સૂક્તિમુક્તાવલિ'માંથી)

अपि तरुवनान्यूष्मायन्ते तपत्यपि यामिनी
दहति सरसीवातोऽप्येष ज्वलन्ति जलान्यपि ।
इति समधिक ग्रीष्मे भीष्मे न पुण्यवता भय
मलयजरसैर्दिग्ध लब्ध्वा वधूस्तनमण्डलम् ॥
श्रीपालकविराजस्य ।

दिग्भस्त्रामुखमुच्यमानपवनप्रेङ्खोलनावर्तित-
ज्वालाजालजटालवैद्युतशिखिप्रद्योतमानात्मभिः ।
नीरन्ध्र रसगर्भितैरकलुषव्योमार्कचन्द्रान्मुहु
कालोऽय धमतीव तोयदमहामूषासहस्रैर्दिवि ॥
श्रीपालकविराजस्य ।

नेय चूतलता विराजति धनुर्लेखा स्थितेय पुरो
नासौ गुञ्जति भृङ्गपद्धतिरिय मौर्वी रणत्कारिणी ।
नैते नूतनपल्लवाः स्मरभटस्यामी स्फुट पत्रिणः
शोणास्तत्क्षणभिन्नपान्थहृदयप्रत्यन्टिभिश्शोणितैः ॥
श्रीपालकविराजस्य ।

पच्यन्ते स्थलचारिणः क्षितिरजस्यगारभूयगते
क्वथ्यन्ते जलजन्तवः प्रतिनद तापोल्बणैर्वारिभि. ।
भर्ज्यन्ते शि(खच)राः खरातपशिखापुञ्जे तदेभिर्दिनै-
र्मोषा(स्पा)क (?) क्रियते दिनेऽय नियमाद्वैवस्वताय ध्रुवम् ॥
श्रीपालकविराजस्य ।

बधिरितचतुराशा प्रीति(त)हारीतनादै-
र्विह्वलबकुलपुष्पैरन्धपुष्पन्धयाऽसौ ।
निधुवनविधिमोहान्मूककोका वनश्री
कथमिव पथिकाना नैव (वैक)ल्यहेतुः ॥
श्रीपालकविराजस्य ।

---

* 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'મા શ્રીપાલના મુખમા મુકાયેલા શ્લોકો અસદિગ્ધપણે તેના ગણવાનુ નિશ્ચિત પ્રમાણ ન હોઈ તે અહીં લીધા નથી 'સહસ્રલિંગસરોવરપ્રશસ્તિ'માથી 'પ્રબન્ધચિન્તામણિ'મા ટાંકેલા બે શ્લોકોનુ અવતરણ આ લેખમા અગાઉ અપાઈ ગયુ છે

स्तोत्रं चैत्रगुणोदयस्य विरहिप्राणप्रयाणानक-
ष्टंकारः स्मरकार्मुकस्य सुदृशां शृङ्गारदीक्षागुरुः ।
डोलाकेलिकलासुमङ्गलपदं बन्दी वनान्तश्रिया
नादोऽयं कलकण्ठकण्ठकुहरप्रेङ्खोलितः श्रूयते ॥
श्रीपालकविराजस्य ।

('શાર્ઙ્ગધરપદ્ધતિ'માંથી)

मन्दोऽयं मलयानिलः किसलयं चूतद्रुमाणां नवं
माद्यत्कोकिलकूजितं विचकिलामोदः पुराणं मधु ।
बाणानित्युपदीकरोति सुरभिः पञ्चैव पञ्चेषवे
यूनामिन्द्रियपञ्चकस्य युगपत्संमोहसंपादितः ॥
श्रीपालकविराजस्य ।

('પ્રબન્ધકોશ'માંથી)

हे विश्वत्रयसूत्रधार भगवन् कोऽयं प्रमादस्तव
न्यस्यैकत्र निवेशं यस्य परतस्तान्येव वस्तूनि यत्
पाणिः पश्य स एष यः किल बलेर्वाक् सैव पार्थस्य या
चारित्रं च तदत्र यद् रघुपतेश्चौलुक्यचन्द्रे नृपे ॥
मानं मुञ्च सरस्वति त्रिपथगे सौभाग्यभङ्गीं त्यज
रे कालिन्दि तवाफला कुटिलता रेवे रयस्त्यज्यताम् ।
श्रीसिद्धेशकृपाणपाटितरिपुस्कन्धोच्छलच्छोणित-
स्रोतोजातनदीनवीनवनितारक्तोऽम्बुधिर्वर्तते ॥

('પ્રભાવકચરિત'માંથી)

इह निवसति मेरुः शेखरो भूधराणा-
मिह विनिहितभाराः सागराः सप्त चान्ये ।
इदमहिपतिदम्भस्तम्भसंरम्भधीरं
धरणितलमिहैव स्थानमस्मद्विधानाम् ॥



# વડનગરનો નાગર[1] જૈન સંઘ

પં૦ અમૃતલાલ મોહનલાલ ભોજક

વડનગરમા નાગરવણિકોનો જૈન સઘ હતો એમ જેના આધારે જાણી શકાય છે તે વડનગરના નાગર જૈન સઘ તરફથી વિક્રમના ૧૮મા શતકમા **નારાયણપુર**(નરૈના[2] રાજસ્થાન)સ્થિત તપાગચ્છીય આચાર્ય શ્રીવિજયપ્રભસૂરિજી પ્રત્યે લખાયેલો એક અપ્રસિદ્ધ વિજ્ઞપ્તિલેખ અહીં મુખ્યતયા આપવામા આવ્યો છે સાથે સાથે એક સચિત્ર કલ્પસૂત્રની અપ્રસિદ્ધ પ્રશસ્તિ પણ આ લેખમા આપી છે આ કલ્પસૂત્ર પણ વડનગરના નાગરશ્રેષ્ઠીએ લખાવેલુ છે

પ્રસ્તુતને પૂરક થાય તેવી કેટલીક સામગ્રી મારા જોવામા આવી[3] તેથી વડનગર નાગરગચ્છ નાગરવણિકજ્ઞાતિ વગેરે માટે પ્રાસગિક જણાવીને ઉપર્યુક્ત વિજ્ઞપ્તિલેખ તથા પ્રશસ્તિ આપવી ઉચિત માની છે

---

૧ નાગરજ્ઞાતિ અને તેના સપ્રદાય વિષે પ્રાચીન-અર્વાચીન જૈન અજૈન સાહિત્યનુ ચીવટપૂર્વક અન્વેષણ કરીને તથા આજે વહીવચાના પ્રાચીન સમયના જે ઓળિયા મળે છે તે અને તેવા જ પ્રકારની અન્ય સામગ્રીના અભ્યાસને અતે જ પૂરો પ્રકાશ પાડી શકાય આ પ્રકારના અન્વેષણમા નાગરજ્ઞાતિની ઉત્પત્તિ, તેનો વ્યવસાય, નિવાસસ્થળો, સપ્રદાયો, સપ્રદાયપરિવર્તનો અને તેના કારણો વગેરે બાબતોને લગતી ઘણી સામગ્રી મળવાનો સભવ રહે અને તે સામગ્રી એક લેખરૂપે રજૂ કરી શકાય કે એક ગ્રથરૂપે ? તેનુ સ્પષ્ટીકરણ સપૂર્ણ અન્વેષણના અતે જ થઈ શકે આવુ અન્વેષણ લાબો સમય માગે, જે મારા માટે મુશ્કેલ છે તેથી અહીં અભિપ્રેત વસ્તુને મુખ્ય રાખી અભ્યાસિવર્ગને કઈક ઉપયોગી થાય તેવી આનુષગિક હકીકતો પરિમિત માત્રામા જ આપી શકયો છુ અર્થાત્ અહીં નિર્દિષ્ટ હકીકતોને પૂરક હોય તેવી વિશેષ સામગ્રી મળવાનો સપૂર્ણ અવકાશ હોવા છતા સમયાભાવને લીધે મેં મર્યાદા નિશ્ચિત કરી છે

૨ અજમેર-ફુલેરા રેલમાર્ગમા ' નરૈના ' રેલ્વેસ્ટેશન છે

૩ આ સામગ્રી એકત્રિત કરવા માટે મેં જે સદર્ભગ્રથો જોયા તેનો ઉલ્લેખ યથાસ્થાને આવશે જ તે સિવાયના બીજા સદર્ભગ્રથો છે તે મેં જોયા નથી તેના મુખ્ય બે કારણો છે એક તો સમય વિશેષ થાય, અને બીજુ, મારા સક્ષિપ્ત અવલોકનથી નોંધેલી હકીકતો આ લેખના નિર્દેશ્યને ઠીક ઠીક પ્રમાણમા પૂરક થશે તે છે આ કારણથી અહીં નોંધેલી હકીકતો સિવાયની પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ હકીકતો અપાઈ ન હોય તે બદલ તજ્જ્ઞોને દરગુજર કરવા વિનતિ કરુ છુ

**વડનગર :** ભારતના પ્રાચીનતમ નગરોની ગણનામાં આવતું વડનગર ઉત્તર ગુજરાતમાં આવેલું છે. મહેસાણા જંકશનથી તારંગાહીલ જતા રેલમાર્ગમાં વડનગર રેલવે સ્ટેશન છે. આનંદપુર, વૃદ્ધનગર, ચમત્કારપુર, મદનપુર વગેરે તેનાં પ્રાચીન નામો મળે. **પ્રાચીન સમયમાં વડનગરનું એક નામ 'અર્કસ્થલી'[4] પણ હતું, આ નામ અલ્પજ્ઞાત છે.** ઘણાં સૂર્યમંદિરો હોવાને કારણે કદાચ તે અર્કસ્થલીના નામે ઓળખાતું હશે! અનેક પ્રાચીન ગ્રંથોમાં આનંદપુરના[5] ઉલ્લેખો પ્રચુર માત્રામાં ઉપલબ્ધ થાય છે. તેથી કહી શકાય કે તે સમયમાં આનંદપુર તેની આજુબાજુના વિશાળ પ્રદેશમાં પોતાનું આગવું વૈશિષ્ટ્ય ધરાવતું મહાનગર હતું. ટૂંકમાં જણાવવાનું એટલું જ કે વર્તમાન સમયમાં એક મોટા ગામ જેવું લાગતું આજનું વડનગર પ્રાચીન કાળમાં શ્રી સરસ્વતીના ધામ સમું મહાનગર હતું.

**નાગરગચ્છ :** જેમ કેટલાક ગચ્છોનાં નામ તેમનો જે સ્થળમાં ઉદ્ભવ થયો હોય તેની સાથે[6] જોડાયેલાં છે, તેમ કેટલીક વાર નૂતનગચ્છના આચાર્ય અને તેમની સાથેના શ્રમણવર્ગની પૂર્વાવસ્થાનાં જે જે કુળો હોય તે કુળોની સાથે પણ ગચ્છનું નામ જોડવામાં આવતું. દા૦ ત૦, પલ્લીવાલગચ્છ, ખડાયતાગચ્છ, નાગરગચ્છ વગેરે. 'નાગરગચ્છના આદ્યાચાર્ય નાગરવંશીય હોવા જોઈએ અને પ્રારંભમાં તેમના શિષ્ય વર્ગમાં તેમ જ ઉપાસક વર્ગમાં અન્યવંશીય શિષ્ય-ઉપાસકવર્ગની અપેક્ષાએ નાગરવંશીય વ્યક્તિઓનું પ્રાચુર્ય વિશેષ હશે.' આ અનુમાન અસંગત નહીં લેખાય. નાગરગચ્છના આદ્યાચાર્ય નાગરબ્રાહ્મણકુળના કે નાગરવણિકકુળના હતા? આ સંબંધમાં વિશેષ હકીકતો ન મળે ત્યાં સુધી નિશ્ચયાત્મક કહી શકાય તેમ

---

૪ "दुणामे कए जहा—आणदपुर अक्कत्थली, अक्कत्थलं आणदपुर।" સન્મતિજ્ઞાનપીઠ-આગરા-દ્વારા પ્રકાશિત 'ભાષ્ય-ચૂર્ણિસમન્વિત નિશીથસૂત્ર' વિભાગ ૩, પૃ૦ ૧૯૨. આ ઉલ્લેખ અને આ પાદટીપમાંનો 'સખડી'નો ઉલ્લેખ ડૉ૦ શ્રી ભોગીલાલ જ૦ સાંડેસરાએ તેમના 'જૈન આગમસાહિત્યમાં ગુજરાત' નામક ગ્રંથમાં નોંધ્યા છે.

૫ આ ઉલ્લેખો અત્યંત પ્રસિદ્ધ થયેલા છે. તેમાંનો એક અલ્પજ્ઞાત ઉલ્લેખ અહીં નોંધું છું. વર્તમાન સમયમાં પ્રતિવર્ષ કાર્તિક શુક્લ પૂર્ણિમાને દિવસે સરસ્વતીસ્નાનના મહિમાને લક્ષીને સિદ્ધપુર(માતૃગયા)માં જે લાખ ઉપરાંત માનવમેદનીનો મેળો ભરાય છે તેની પ્રાચીનતા સૂચવતા ઉલ્લેખમાં પણ આનંદપુરનું પ્રાધાન્ય જણાયું છે. આ ઉલ્લેખનો સંકેત 'બૃહત્કલ્પસૂત્રના ભાષ્ય'માં છે અને તેનું સ્પષ્ટીકરણ બૃહત્કલ્પસૂત્રની ચૂર્ણિ(અપ્રકાશિત)માં અને તદનુસાર ટીકામાં પણ છે. આ ચૂર્ણિપાઠનું અવતરણ મારા ગુરુ વિદ્વદ્વર્ય મુનિયુગલ ગુરુ શિષ્ય શ્રી ચતુરવિજયજી-પુણ્યવિજયજી દ્વારા સંપાદિત 'સનિર્યુક્તિ ભાષ્ય ટીકોપેત બૃહત્કલ્પસૂત્ર' (વિભાગ ૩)ના પૃ૦ ૮૮૩ની ૭મી ટિપ્પણીમાં આપ્યું છે, ઉપરાંત, તેના ૧૩મા પરિશિષ્ટમાં (વિભાગ ૬, પરિશિષ્ટ પૃ૦ ૧૮૮) પણ નોંધ્યું છે. પ્રસ્તુત અવતરણ આ પ્રમાણે છે—"पाईणवाहम्मि ॥३१५०॥ पाईणवाहो सरस्सईए, तत्थ आणदपुरगा जधाविभवेण वच्चंति सरए।" અર્થાત્—આનંદપુરના લોકો પોતાની આર્થિક ગુંજાશને અનુરૂપ રીતે શરદઋતુમાં જે સ્થાનમાં સરસ્વતીનો પૂર્વપ્રવાહ છે ત્યાં જાય છે. જ્યાં જનસમૂહ મેળારૂપે એકત્રિત થઈને મોટી ઉજાણી જેવા ભોજનસમારંભો કરતો હોય તેને જૈન પરિભાષામાં સખડી કહે છે. નિર્ગ્રન્થોને સખડીમાં બનેલા આહારના ગ્રહણનો નિષેધ કરતા, આવા સમારંભો જ્યાં જ્યાં થતા તે તે સ્થાનોની વિસ્તૃત નોંધ આપી છે તેમાં આ ઉલ્લેખ આવે છે. કહેવાની મતલબ એટલી જ કે ત્યાં જનસમૂહ જતો એટલું જ નહીં પણ વિશેષમાં ત્યાં જમણવાર વગેરે કરીને એક પ્રકારનો ઉત્સવ ઉજવાતો હતો. આ અવતરણમાં આવતા 'સરસ્વતીનો પૂર્વપ્રવાહ' અને 'શરદઋતુ' શબ્દોના આધારે ઉક્ત જનસમૂહને એકત્રિત થવાનું સ્થળ અને સમય નિશ્ચિત કરી શકાય છે. અને સાથે સાથે સિદ્ધપુરનો નામોલ્લેખ ન હોવાથી એ પણ જાણી શકાય છે કે સિદ્ધપુરની સ્થાપના પહેલાં પણ પ્રસ્તુત મેળો ત્યાં થતો હતો. પ્રસ્તુત ઉલ્લેખનો સંકેત ભાષ્યમાં છે અને ભાષ્યકાર શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણનો સમય પ્રાયઃ વિક્રમનો પાંચમો શતક છે. આથી આ મેળાની પ્રણાલિકા વિક્રમના પાંચમા શતક પહેલાંની છે. આજે ઉજવાતા લોકોત્સવો કેટલા પ્રાચીન હોય છે, તે આ ઉપરથી સમજી શકાય છે.

૬ દા૦ ત૦ વાયડગચ્છ, વડગચ્છ, હારીજગચ્છ, થારાપદ્રીય ગચ્છ, હર્ષપુરીય ગચ્છ, નાગોરી ગચ્છ વગેરે.



વિક્રમના ૧૮મા સૈકામા વડનગરના નાગર જૈન સંઘે નારાયણા(વર્તમાન નરૈના, રાજસ્થાન)મા બિરાજતા આચાર્ય શ્રીવિજયપ્રભસૂરિજી ઉપર લખેલ વિજ્ઞપ્તિપત્રના ચિત્રવિભાગનો અંતિમ ભાગ (જુઓ પૃ ૮૫)

રજૂ કરતો એક વિશિષ્ટ ચરિત્રાત્મક ગ્રંથ છે જોકે તે વસ્તુપાલના અવસાન બાદ બે સૈકા પછી રચાયો હોવા છતા, તેના ચરિત્રની જે કેટલીક અવનવી હકીકતો રજૂ કરે છે તે બીજા કોઈ ગ્રંથકારે સંગ્રહી નથી ડૉ૦ ભોગીલાલ સાંડેસરાના શબ્દોમા કહીએ તો, વસ્તુપાલના જીવન અને કાર્યને લગતા પોતાના સમયમા ઉપલબ્ધ એવા તમામ ઐતિહાસિક સાધનોનો જિનહર્ષે ઉપયોગ કર્યો હતો એમ જણાય છે [3] એટલે તેના આ કથન ઉપરથી વસ્તુપાલના પિતા અશ્વરાજ–આશરાજ સુહાલકમા રહેતા હોવાનુ કહી શકાય જોકે આ ગામ ચૌલુક્યો તરફથી અશ્વરાજને, એની સેવાઓના બદલામા, ભેટ તરીકે મળેલુ એમ જિનહર્ષે નોંધ્યુ છે આ હકીકત ઉપરથી એટલુ તો સ્પષ્ટ સમજી શકાય છે કે, તેના પિતા સુહાલક ગામમા રહેતા હતા જો આ ગામ પરપરાગત વસ્તુપાલના પિતાને ઈનામમા મળ્યુ હતુ તો પિતાના મરણ બાદ તે બધા પોતાની માતા સાથે માડળમા શા કારણથી ગયા? તે વખતે આ ગામ તત્કાલીન રાજેન્દ્રે પાછુ લઈ લીધુ કે કાયમ રાખ્યુ હતુ એવો પ્રશ્ન પણ ઉદ્‌ભવી શકે છે આ હકીકતનો કોઈ પણ ખુલાસો તેમના ચરિત્રાત્મક ગ્રંથોમાથી મળતો નથી એટલુ જ નહિ, પણ આ સુહાલક ગામ ક્યા આવ્યુ તે પણ જાણવા સાધન નથી

વસ્તુપાલ–તેજપાલના એક પ્રાચીન પ્રબંધમા વસ્તુપાલના પિતા આશરાજ માલસમુદ્રમા વસ્ત્ર કાપડની દુકાન ચલાવતા હતા એવો ઉલ્લેખ મળે છે [4] જોકે આ ગ્રંથ ઘણો મોડો, આશરે ચારસો પાચસો વર્ષ પછી, લખાયો છે, પરતુ પ્રાચીન પ્રબંધકારો તેમ જ રાસાના કવિઓ, લોકસમાજમા પ્રચલિત હકીકતોને ખાસ પોતાના કાવ્યમા સંગ્રહી લેતા તેથી, આ હકીકતમા પણ કાંઈક તથ્ય હશે એવુ અનુમાન કરવાને અવકાશ રહે છે આ "માલસમુદ્ર" તે પાટણ નજદીક આશરે ૮થી ૧૦ માઈલ દૂર અડિયા પાસેનુ હાલનુ માલસુદ નામથી ઓળખાતુ ગામ છે સોમેશ્વર વગેરે સમકાલીન કવિઓએ વસ્તુપાલને પાટણના વતની જણાવી, તેમના પૂર્વજોને ચૌલુક્યોના કોઈ ખાતાના મંત્રીઓ તરીકે જણાવ્યા છે તેમા કેટલોક સત્યાંશ હશે, પરતુ તેમના પૂર્વજો પાટણમા કોઈ ગામડામાથી આવી રહ્યા હોય તેમ લાગે છે જોકે આ સબધમા તે બધા સાહિત્યકારોએ મૌન સેવ્યુ છે, પણ સમાજમા પ્રચલિત તેમના આદિ વતન માટેની માન્યતા તેઓ ગામડાના નિવાસી હતા એમ સાબિત કરે છે આથી જ કોઈમા સુહાલકના કે કોઈમા માલસમુદ્રના ઉલ્લેખો મળે છે આ બેમાથી તેમનુ મૂળ ગામ કયુ હશે એવો પણ પ્રશ્ન ઉપસ્થિત થાય તેના માટે એવુ બને કે, પોતાના મૂળ ગામ સુહાલકમા વ્યાપાર બરાબર ચાલતો ન હોય તો આજુબાજુના કોઈ મોટા ગામમા—માલસમુદ્રમા તે વ્યાપાર અર્થે રહેતા હોય આ એક અનુમાન છે પ્રાચીન કાળમા માલસમુદ્ર (હાલનુ માલસુદ ગામ) એક મોટુ સારી એવી વસતિ ધરાવતુ ગામ હતુ, જ્યા જૈનોની પણ મોટી વસતિ હતી એમ કેટલાક ગ્રંથોની પુસ્તક-પ્રશસ્તિઓ ઉપરથી જાણી શકાય છે આથી ઉપર્યુક્ત સુહાલક ગામ માલસમુદ્ર–માલસુદ પાસે હોવાનો તર્ક કરી શકાય છે આ માલસુદ ગામ હારીજ તાલુકામા અડિયા ગામ પાસે આવેલુ છે, પરતુ તેની આજુબાજુ કોઈ સુહાલક નામનુ ગામ નથી અડિયા નજદીક આવેલ સવાળા ગામ કદાચ પ્રાચીન સુહાલક હોય તેવુ મારુ અનુમાન છે આજે આ ગામ સેંધા સવાળાથી જાણીતુ છે માલસુદથી ફક્ત પાચેક માઈલ દૂર આ સવાળા ગામ વસ્તુપાલના પૂર્વજોનુ સુહાલક હોય એમ માનવા પ્રેરે છે આ ગામમા વસ્તુપાલે જૈન મંદિર બધાવ્યુ હતુ એમ મલધારી નરેન્દ્રપ્રભસૂરિવિરચિત એક પ્રશસ્તિમા નોંધ્યુ છે, [5/1] જેના આધારે પણ આ ગામ તેમના

---

૩ મહામાત્ય વસ્તુપાલનુ સાહિત્યમંડળ, તથા સંસ્કૃત સાહિત્યમા તેનો ફાળો, પૃ૦ ૩૫, લેખક શ્રી ભોગીલાલ જે સાંડેસરા

૪ જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરલ્ડ, સને ૧૯૧૫ વિશેષાંકમા "તપાગચ્છ પટ્ટાવલીમા વસ્તુપાલચરિત્ર"

૫/૧ स्थापयन् सिंहुलग्राममण्डने जिनवेश्मनि । य श्रीवीरजिन विश्वप्रमोदमदजीवयत् ॥ ४७ ॥

નરેન્દ્રપ્રભસૂરિકૃત વસ્તુપાલપ્રશસ્તિ, વસ્તુપાલ પ્રશસ્તિ સંગ્રહ, પૃ૦ ૨૬

પૂર્વજોનુ આદિ વતન હશે એમ માનવા કારણ છે આ ગામ પ્રાચીન છે, અને તેની ચારે બાજુ આજે દેખાતા ઊંચા ટેકરા તે પૂર્વકાળનુ હશે એવી પ્રતીતિ આપે છે વસ્તુપાલ જેવા મહાપુરુષ, મત્રીશ્વર અને દાનવીર વિદ્વાનના પ્રશસાત્મક કાવ્યોમા, સમકાલીન વિદ્વાનો, તેમના પૂર્વજો ગામડાના રહેવાસી હતા એવી ક્ષુદ્ર હકીકત ન જ નોંધે એ સ્વાભાવિક છે

આ સિવાય બીજા પણ કેટલાક પ્રમાણો એવા મળે છે, જે વસ્તુપાલનુ મુખ્ય વતન ગામડામા હતુ એ હકીકતને પુષ્ટિ આપે છે વસ્તુપાલનુ મૂળ વતન સુહાલક ગામ હતુ એમ માનીએ તો તેમના બીજા કુટુબીજનો અને સગાસબધીઓ પણ ત્યા રહેતા હશે એમ માનવામા વાધો આવતો નથી વસ્તુપાલનો પુત્ર જૈત્રસિહ યાને જયતસિંહ હતો, જેની નોંધ સોમેશ્વરે કીર્તિકૌમુદીમા લીધી છે[૫/૨] આ જૈત્રસિંહને ત્રણ સ્ત્રીઓ હતી એમ આબુ ઉપર આવેલા લૂણવસહિના લેખ ઉપરથી જાણવા મળે છે[૬] આ સિવાય આ મદિરની હસ્તિશાળામા વસ્તુપાળના કુટુબીજનોની જે મૂર્તિઓ છે તેમા જૈત્રસિંહની સાથે તેની ત્રણે પત્નીઓની મૂર્તિઓ પણ બેસારેલી છે, જેના અનુક્રમે જયતલદેવી, જમ્મણદેવી અને રૂપાદેવી નામો તેની નીચે કોતર્યાં છે[૭] જયતસિંહની ત્રણ પત્નીઓના શ્રેયાર્થે મદિરમા દેવકુલિકાઓ બનાવી છે, જેના શિલાલેખમાથી જયતસિંહ-જૈત્રસિંહની પત્નીઓના જયતલદેવી, સુહવાદેવી અને રૂપાદેવી નામો મળ્યા છે,[૮] પણ જમ્મણદેવીનુ નામ મળતુ નથી આથી જમ્મણદેવીનુ અપર નામ સુહવાદેવી હશે એમ લાગે છે વસ્તુપાલના પ્રાચીન વતન સુહાલકની યાને સવાળાની આજુબાજુ જે ગામો આવેલા છે તે પૈકી કેટલાક ગામોના નામ ધ્યાન ખેંચે તેવા છે આમાના જમ્મણપુર, રૂપપુર, ચદ્રોન્માનપુર વગેરે નામો વસ્તુપાળના કુટુબીજનોના નામ સાથે કેટલુક સામ્ય સૂચવે છે જેમકે જમ્મણદેવી ઉપરથી જમ્મણપુર, રૂપાદેવીના નામ ઉપરથી રૂપપુર અને વસ્તુપાલના આદિ પુરુષ ચડપ કે ચદ્રપ્રસાદના નામ ઉપરથી ચદ્રોન્માનપુર આથી એમ સમજી શકાય છે કે વસ્તુપાલે કે તેના વશજોએ, પોતાના કૌટુબિક વ્યક્તિઓના સ્મરણાર્થે, નવા ગામો વસાવી આ નામો રાખ્યાં હોય આ પૈકીનુ ચદ્રોન્માનપુર તે જ હાલનુ ચદ્રુમાણા ગામ સુહાલક કે સવાળાથી ફક્ત બેત્રણ ગાઉ દૂર આવેલ છે, જ્યારે જમ્મણપુર અને રૂપપુર સવાળાથી પાચછ ગાઉના ફેરમા આવેલ હોઈ, તે પણ નજદીકમા જ ગણી શકાય આ ગામો કોણે વસાવ્યા, તેમ જ તેના આવા નામો કોણે રાખ્યાં, તેનો સીધેસીધો કોઈ ઐતિહાસિક પુરાવો મળતો નથી, પરતુ તત્કાલીન સમાજવ્યવસ્થા અને પ્રાચીન પરપરાને અનુલક્ષી આવુ અનુમાન રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે મધ્યકાળમા સમાજના અગ્રગણ્ય મહાજનો, રાજપુરુષો અને રાજાઓ પોતાની પ્રતિષ્ઠા અને સ્મારકો રચવા વાવ, કૂવા, તલાવ, ગામ, મદિરો, મહોલ્લા વગેરેને આવા નામો આપી, તેમની કીર્તિ સ્થિર-પ્રતિષ્ઠિત કરતા હતા આ જ વસ્તુને લક્ષમા લઈ ઉપર્યુક્ત અનુમાન કર્યું છે, જે યોગ્ય સ્થાને અને સમયાનુરૂપ છે આમ વસ્તુપાલના પૂર્વજોનુ આદિસ્થાન પાટણ તાલુકાના નાના ગામડામા હતુ, જ્યાથી તેઓ પોતાની વિદ્વત્તા, દાનશૂરતા અને પરાક્રમ તેમ જ વ્યવહારકુશળતાને લઈ ચૌલુક્યોના રાજ્યકાળે સારા હોદ્દાઓ પ્રાપ્ત કરી, પાટણમા આવી વસેલા તેમ જ સારુ સ્થાન પ્રાપ્ત કરીને પોતાનો સર્વોદય સાધ્યો

બીજી વાત તેમના કૌટુબિક જીવનની છે તેમના પૂર્વજોના નામ કીર્તિકૌમુદી, સુરથોત્સવ, સુકૃત-સકીર્તન, વસતવિલાસ વગેરે કાવ્યગ્રથોમાથી મળે છે પરતુ તેમના કુટુબની વિશેષ હકીકત જિનહર્ષે

---

૫/૨ કીર્તિકૌમુદી, સર્ગ ૩ શ્લો૦ ૪૦થી ૫૦

૬ અર્બુદ પ્રાચીન જૈન લેખ સદોહ લેખ ન૦ ૩૬૮, ૩૭૦, ૩૭૨

૭ એજન હસ્તિશાળાના લેખો ન૦ ૩૨૦

૮ જુઓ દેવકુલિકાઓ ન૦ ૪૫, ૪૬, ૪૭ના શિલાલેખો

પોતાના વસ્તુપાલચરિતમા વિસ્તારથી આપી છે તેમાથી, અને આબુ ઉપર વસ્તુપાલે બંધાવેલ તેમના કીર્તિસ્તભ જેવા ભવ્ય જિનાલય લૂણવસહિ પ્રસાદના શિલાલેખમાંથી, તેમનો વશવિસ્તાર દરેકના નામ સાથે મળે છે; જેના આધારે તેમના કૌટુબિક જનોનુ વશવૃક્ષ તૈયાર કરી શકાય તેમ છે ઇતિહાસપ્રેમી શાતમૂર્તિ મુ૦ જયતવિજયજી મહારાજે "અર્બુદ પ્રાચીન જૈન લેખ સદોહ" નામક ગ્રથમા આવુ એક વશવૃક્ષ રજૂ કર્યું છે[૯] વસ્તુપાલને લુણિગ, મલ્લદેવ અને તેજપાળ નામે ત્રણ ભાઈઓ હતા તે પૈકી લુણિગ બાલ્યાવસ્થામા જ મરણ પામેલો તેમને જાલ્હૂ, માઉ, સાઉ, ધનદેવી, સોહગા, વયજુકા અને પદ્મલદેવી નામે સાત બહેનો હતી વસ્તુપાલના ભાઈ લુણિગ તેની પત્ની લૂણાદેવી મલ્લદેવને બે સ્ત્રીઓ—લીલાદેવી તથા પ્રતાપદેવી—હોવાના ઉલ્લેખો મળે છે વસ્તુપાલની પણ બે સ્ત્રીઓ, તે પૈકી એક લલિતાદેવી તથા બીજી વેજલદેવી યાને સોખુકા જણાવી છે લલિતાદેવીના પિતાનુ નામ કાન્હડ અને માતાનુ નામ ગણુ તેજપાલને બે પત્નીઓ અનુપમાદેવી અને સુહડાદેવી સુહડાદેવીના પિતા પાટણના વતની મોઢ વાણિયા ઝાલ્હણ તેમની પત્ની આપા અનુપમાના પિતા ચદ્રાવતીનિવાસી ગાગાના પુત્ર ધરણીગ તેમની સ્ત્રી ત્રિભુવનદેવી માલદેવને લીલાદેવીથી પુત્ર થયો તે પૂર્ણસિંહ તેની પત્ની આલ્હણદેવી તેને પેથડ નામે પુત્ર હતો માલદેવને બે પુત્રીઓ સહજલદે અને સદમલદે વસ્તુપાલને લલિતાદેવીથી જૈત્રસિંહ નામનો પુત્ર થયો, જે જયતસિંહ તરીકે વિખ્યાત બન્યો તેને ત્રણ સ્ત્રીઓ જયતલદે, જમ્મણદે અને રૂપાદે જૈત્રસિંહને પ્રતાપસિંહ નામે પુત્ર હતો તેજપાલને અનુપમાદેવીથી પુત્ર થયો તેનુ નામ લૂણસિંહ કે લાવણ્યસિંહ તેને બે સ્ત્રીઓ રયણાદે અને લખમાદે આ લાવણ્યસિંહને રયણાદેવીથી ગઉરદે નામની પુત્રી હતી તેજપાલને બીજી સ્ત્રી સુહડાદેવીથી સુહડસિંહ નામનો પુત્ર હતો, જેને સુહડાદે અને સલખણદે નામે પત્નીઓ હોવાનુ જણાવ્યુ છે તેજપાલના પૌત્ર પેથડને વલાલદે નામક કન્યા હોવાની નોંધ મળે છે શિલાલેખો અને સસ્કૃત કાવ્યો સિવાય પાટણના કાલિકામાતાજીના મદિરમા બે સ્તભો છે તે પૈકી એકમા ચડપ્રસાદસુત સોમ અને બીજામા પૂનસિંહસુત આલ્હણદેવીકુક્ષિભૂ પેથડના નામો કોતરેલ છે આ બને લેખો સવત ૧૨૮૪મા લખાયા હોઈ, તે વસ્તુપાલે બધાવેલ કોઈ મહાપ્રસાદના હોવાનુ સમજાય છે આ પેથડ પછી તેના વશની કોઈ હકીકત મળતી નથી, પરતુ પાટણના પ્રાચીન ગોવર્ધનનાથજી—ગિરિધારીથી ઓળખાતા વૈષ્ણવોના મદિરમા યક્ષની એક સુદર ધાતુપ્રતિમા છે આ પ્રતિમાની પીઠિકામા સવત ૧૩૫૨ના કાર્તિક સુદ ૧૧ ગુરુવારનો એક પ્રતિમાલેખ કોતરેલ છે, જેમા પેથડસુત સુહાકે આ મૂર્તિ કરાવ્યાનુ સૂચવ્યુ છે આ લેખમા પેથડના પિતાનું નામ જણાવ્યુ નથી, એટલે તે તેજપાલના પૌત્ર પેથડની હશે કે કેમ તે ચોક્કસ કહી શકાય નહિ પરતુ આ પ્રતિમાલેખ વસ્તુપાલના વશજ પેથડનો સમકાલીન હોવાથી તેજપાલના પૌત્ર પેથડે પોતાના ઘર–દેરાસરમા પૂજવા આ પ્રતિમા કરાવી હોવાનુ અનુમાન છે

વસ્તુપાલના પિતા, પિતામહ વગેરે ચૌલુક્યોના રાજકાળમા મત્રીઓ હોવાનુ સસ્કૃત કાવ્યોમા જણાવ્યુ છે, પરતુ તે બધા કોઈ મહત્ત્વના સ્થાન ઉપર અધિકારી હતા કે કેમ તેના વિશે વસ્તુપાલની કીર્તિ ગાથા વર્ણવતા કોઈ કાવ્યમાથી કે બીજા કોઈ ઐતિહાસિક ગ્રથોમાથી ઉલ્લેખો મળતા નથી આથી ચરિત્રનાયકનુ મહત્ત્વ રજૂ કરવા તત્કાલીન કવિવરોએ આવા અલકારિક વર્ણનો મૂક્યા હોય તે સ્વાભાવિક છે વસ્તુપાલના પિતા આશરાજે કુમારદેવી સાથે સબધ થતા, પાટણ છોડી માડળમા નિવાસ કર્યો હોવાનુ પાછળના ગ્રથકારોએ નોંધ્યુ છે તે કાળમા વાણિયા–બ્રાહ્મણો જેવા સમાજના ઉચ્ચ સ્તરમા પુનર્વિવાહ કરવો તે એક મોટુ કલક ગણાતુ આથી જ આશરાજને સ્થળાતર કરવાની ફરજ પડેલી આમ તે યુગમા નૈતિક ચારિત્ર્ય માટે સમાજમા ઘણુ જ કડક નિયમન પળાતુ હશે એવુ આ હકીકતથી જાણવા મળે છે

---

૯ પ્રાચીન જૈન લેખ સદોહ આબુ, ભાગ ૨, પૃ૦ ૪૦૧

વસ્તુપાલ જૈનધર્મના ચુસ્ત ઉપાસક ભક્ત હોવા છતા, તે સર્વ ધર્મ પ્રત્યે પ્રેમ અને માનની અપૂર્વ લાગણીઓ સેવતા તે કાળમા કદાચ જૈન અને માહેશ્વરીઓના સઘર્ષો થતા હશે, પરતુ સજ્જનો અને વિચારક જૈનજૈનેતરોમા ખાસ કટૂતા વર્તાતી નહિ હોય આથી જ જૈનોની કન્યાઓ માહેશ્વરીઓમા અને માહેશ્વરીઓની કન્યાઓ જૈન સપ્રદાયવાળા શ્રેષ્ઠીઓના ઘરમાં આપવા-લેવાની પ્રથા પરપરાગત ચાલતી હોવાનુ કેટલાક પ્રબધાત્મક સાધનો ઉપરથી જાણવા મળે છે કેટલાંક કુટુબોમા તો એક ઘરમા જૈન અને માહેશ્વરી સપ્રદાયો જુદા જુદા ભાઈઓ પાળતા એમ શાહ આભડના ચરિત્ર ઉપરથી સમજાય છે [૧૦] વસ્તુપાલ દરેક ધર્મ પ્રત્યે સદ્ભાવ અને પ્રેમ રાખતા હતા, છતા કેટલાક અસહિષ્ણુ માનવોને તે પસદ નહિ હોય એમ પુરાતન પ્રબધસગ્રહના એક પ્રસગ ઉપરથી જાણવા મળે છે [૧૧] આ પ્રસગ આ પ્રમાણે છે "એક વખત મત્રીશ્વરને ઘેર વિજયસેનસૂરિ ગયા તે વખતે વસ્તુપાલ ઉપરના માળે કેટલાક વિદ્વાનો સાથે સાહિત્યચર્ચા કરતા હતા ઘરમા તેમની માતાએ સૂરિજીનો સત્કાર કર્યો અને વાદ્યા સૂરિજી ત્યા થોડોક વખત બેઠા, પણ મત્રીશ્વર વદન કરવા આવ્યા નહિ તેથી તેમને હૃદયમા ક્ષોભ થયો વસ્તુપાલની માતાએ સૂરિજી આવ્યાના સમાચાર આપ્યા કે તુરત જ મત્રીશ્વરે આવી વદન કર્યું સૂરિજી કાઈ બોલ્યા નહિ તેથી વસ્તુપાલને લાગ્યુ કે, મુનિશ્રીને માઠુ લાગ્યુ છે મત્રીશ્વરે ફરીથી વદન કરી સમાચાર પૂછ્યા એટલે સૂરિજી હૃદયની સમગ્ર છાપ રજૂ કરતા બોલ્યા કે, હુ આશરાજ જેવા ચુસ્ત જૈન શ્રેષ્ઠીનુ મકાન સમજી અહીં આવ્યો હતો, પણ મને કોઈ ઉચ્છૃખલ, મદ્યપીનુ ઘર લાગ્યુ વસ્તુપાલે પૂછ્યુ શાથી? સૂરિજીએ કહ્યુ હુ કેટલા સમયથી ઘરમા આવ્યો હોવા છતા, તમો વડ જનોથી વીટળાઈ વાગ્વિલાસ કરવામા નમસ્કાર કરવા પણ આવી શકતા નથી વસ્તુપાલે ક્ષમા માગી, આથી સૂરિજીએ મિથ્યા વાગ્વિલાસ છોડી દેવા સૂચવ્યુ " આ હકીકત તત્કાલીન પ્રચલિત કેટલાક ચુસ્ત ધર્મવાદીઓની અસહિષ્ણુતા સૂચવે છે પરતુ વસ્તુપાલની પાસે જૈન તેમ જ જૈનેતર વિદ્વાનોનો મોટો સમૂહ તેના વિદ્યામડળમા હતો, જેમની સાથે તેઓ દરરોજ સાહિત્યગોષ્ઠી કરતા અને સાથેસાથે શાસ્ત્રચર્ચા, સાહિત્યક ગ્રથોનુ અવગાહન, તેમ જ નૂતન સર્જન-સશોધન કરાવતા લોકસમાજમા પણ જૈનજૈનેતરો પ્રત્યે સમભાવ રાખી દરેકના ઉત્સવો, યજ્ઞો અને ધર્મકાર્યોમા એકરસ બની ભાગ લેતા શખપરાજય પછી ખભાતના પૌરજનોએ કરેલ વિજયોત્સવ, જે એકલ્લવીરામાતાજીના મદિરમા કર્યો હતો, તેનુ ભાવવાહી વર્ણન કીર્તિકૌમુદીમાથી મળે છે [૧૨] તેમા વસ્તુપાલે નગરજનો સાથે એકલ્લવીરામાતાના દર્શને જઈ, તે મહોત્સવ ભાવપૂર્વક ઉજવ્યો હોવાનુ સુદર વર્ણન છે આમ મત્રીશ્વર વસ્તુપાલ દરેક સપ્રદાયના ઉત્સવોમા રસપૂર્વક ભાગ લેતા હોવાના ઉલ્લેખો મળે છે એટલુ જ નહિ, પણ તેઓ દરેક ધર્મવાળાને શક્ય તે મદદ કરતા હતા તેની નોંધ તેમના ચરિત્રાત્મક ગ્રથોમા લેવાઈ છે જૈન ધર્મ પ્રત્યે તેમનો અપૂર્વ ભક્તિભાવ હતો જ, પરતુ અન્ય ધર્મો પ્રત્યે પણ તેમણે ખૂબ પ્રેમ અને રસ દાખવ્યો હોવાનુ તેમના વિવિધ ધર્મકાર્યો સૂચવે છે તેમની સર્વધર્મ પ્રત્યેની સમભાવના અને ઉદારતા માટે કવિવર સોમેશ્વરે જણાવ્યુ છે કે, "નેમિ ભગવાનમા અપૂર્વ ભક્તિભાવવાળા વસ્તુપાલે, શકર અને કેશવનુ ફક્ત પૂજન કર્યું નહતુ, પણ જૈન છતા વેદધર્મવાળાને પણ તે દાનના પાણી આપે છે "[૧૩] આ સિવાય તેમણે કરેલ ધર્મકાર્યોની

---

૧૦ Kāvyānusāsana, 1st Ed —Introduction Page 228, By Rasiklal Parikh
પુરાતનપ્રબધસગ્રહ, પૃ૦ ૩૩

૧૧ પુરાતનપ્રબધસગ્રહ, પૃ૦ ૫૫

૧૨ કીર્તિકૌમુદી, સર્ગ ૬

૧૩ नानर्च भक्तिमान्नेमी नेमौ शङ्करकेशवौ ।
जैनोऽपि य स वेदाना दानाम्भ कुरुते करे ॥ कीर्तिकौमुदी, सर्ग ४–४०

સૂચિ ઉપરથી પણ તે હકીકતને પુષ્ટિ મળે છે, જેની યથાલભ્ય નોંધ અત્રે રજૂ કરવામા આવી છે જૈનસપ્રદાયમા તો તેમણે લાખો-કરોડોનાં દાન કરી, દેવમદિરો, જૈન ઉત્સવો, જૈનાચાર્યોના ધર્મોત્સવો, વાવો, કૂવાઓ, તળાવો તેમ જ દેવપ્રતિમાઓ વગેરે પૂર્ણ ભક્તિભાવે કરી, છૂટા હાથે પોતાની લક્ષ્મી વાપરી હોવાના સખ્યાબધ વર્ણનો, પ્રશસ્તિઓ, પ્રબધો, ગાથાઓ અને શિલાલેખોમાથી મળે છે અહીં તો તેમણે જૈનેતર ધર્મો પ્રત્યે સદ્ભાવનાથી કરેલ ધર્મકાર્યોની નોંધ, તેમની સાર્વત્રિક ધર્મભાવના દર્શાવવા રજૂ કરવાની હોવાથી, જૈન સપ્રદાયના સુકૃત કાર્યોના ઉલ્લેખો આપ્યા નથી

વસ્તુપાલના દાનકાર્યો ફક્ત ગુજરાત પૂરતા જ મર્યાદિત ન હતા, પણ સારાએ ભારતના અનેક તીર્થોમા તેમણે દાનનો પ્રવાહ વહેવરાવ્યો હતો દાનનો આ પ્રવાહ દક્ષિણમા શ્રીશૈલ, પશ્ચિમમા પ્રભાસ, ઉત્તરમા કેદાર અને પૂર્વમા કાશી સુધી ફેલાવો હોવાનું સમજાય છે સોમનાથ મહાદેવના મદિરને દર વર્ષે દસ લાખ, કાશીમા વિશ્વનાથને એક લાખ, તેવી જ રીતે દ્વારિકા, પ્રયાગરાજ, ગગાતીર્થ અને આબુ ઉપર અચલેશ્વરને એક લાખ દર વર્ષે આપવામા આવતા હોવાનુ જણાવેલ છે જોકે આમા કદાચ અતિશયોક્તિ હશે, છતા, તેમના તરફથી આ બધાં પ્રસિદ્ધ મદિરોને થોડીઘણી મદદ આપવામા આવતી હશે એમ ચોક્કસ લાગે છે તેમના સત્કાર્યોની નોંધ સખ્યાબધ ગ્રથોમાથી મળે છે, પરતુ કેટલાકે તો એકબીજાનુ અનુકરણ કર્યું હોય તેમ કેટલાક ગુજરાતી રાસાઓ ઉપરથી જણાય છે, જ્યારે પ્રાચીન કાવ્યોમા જે જે નોંધો લેવામા આવી છે તે તત્કાલીન સમાજમા પ્રચલિત માન્યતાઓ તેમ જ ઐતિહાસિક ઉલ્લેખો—જેવા કે શિલાલેખો, પ્રશસ્તિઓ વગેરેના આધારે લેવામા આવી છે આ નોંધમા જૈનેતર વિદ્વાનોના ઉલ્લેખો કરતા, જૈન વિદ્વાનોએ આપેલ જૈનેતર સત્કાર્યોની સૂચિ ખાસ આપવા પ્રયત્ન કર્યો છે

તીર્થકલ્પ તેમના સત્કાર્યો માટે જણાવે છે કે તેણે ૭૦૦ બ્રહ્મશાલા, ૭૦૦ સત્રાગાર, ૭૦૦ તપસ્વી તથા કાપાલિકોના મઠો, ૩૦૦૨ મહેશ્વરાયતનો–શિવમદિરો તથા ૫૦૦ વેદપાઠી બ્રાહ્મણોને (નિર્વાહના સાધનો વડે) સત્કાર્યા હતા આ સિવાય તેમણે ૮૪ તળાવો, ૪૬૪થી પણ વિશેષ વાવો, ૩૨ પાષાણવપ્રદુર્ગો અને ૬૪ મસ્જિદો પણ બધાવી હતી. તીર્થકલ્પની આ સૂચિ કદાચ અતિશયોક્તિવાળી હશે, છતા જિનપ્રભસૂરિ જેવા ઇતિહાસપ્રેમી વિદ્વાનના હાથે લેવાયેલ આ હકીકતમા કેટલીક સત્યતા હશે એમ માનવામા વાધો આવતો નથી કોઈ જૈનેતર વિદ્વાને આવી નોંધ આપી હોત તો, કેવળ પક્ષપાતથી વસ્તુપાલને પોતાના સપ્રદાય ઉપર વધુ અનુરાગ હોવાના કારણે તેણે આવુ સૂચવ્યુ હોય તેમ માની શકાય, પરતુ જૈન વિદ્વાનો વસ્તુપાલે કરેલ અન્ય ધર્મના આટલા બધા ધર્મકાર્યોની હકીકત રજૂ કરે તે વસ્તુપાલની સર્વ ધર્મ પ્રત્યેની સમભાવનાનો અપ્રતિમ પુરાવો છે

આ જ પ્રમાણે બીજા પણ કેટલાક જૈન વિદ્વાનોએ રચેલ વસ્તુપાલના ચરિત્રાત્મક ગ્રથો પૈકી •અલકારમહોદધિ, વસ્તુપાલપ્રશસ્તિ, વસ્તુપાલચરિત્ર, વસતવિલાસ, સુકૃતકીર્તિ કલ્લોલિની, સુકૃત સકીર્તન વગેરે જાણીતા ઐતિહાસિક ગ્રથો મળે છે, જેમા તેમણે કરેલ જૈનેતર સત્કર્મોની ઠીકઠીક યાદી આપી છે આ યાદીમા મુખ્ય મુખ્ય કાર્યો નીચે પ્રમાણે ગણાવી શકાય

વસ્તુપાલે ખભાતમા ભીમેશ્વરના મદિર ઉપર સુવર્ણકલશો ચડાવ્યા તેમ જ વૃષભ નદિની સ્થાપના કરી ભટ્ટાદિત્ય નામક સૂર્યમદિર પાસે ઉત્તાનપટ્ટ ઊભો કર્યો અને તેને સુવર્ણહાર ચઢાવ્યો ભટ્ટાર્કવાહક નામે વનમદિરમા કૂવો બધાવ્યો બકુલસ્વામી સૂર્યમદિરનો મડપ બધાવ્યો વૈદ્યનાથનુ મદિર તથા મડપનો જીર્ણોદ્ધાર કરાવ્યો છાશ અને દહીં આપવા માટે મડપિકાઓ બધાવી પ્રપા–પરબો માટેના આગાર-મડપ કરાવ્યા ભટ્ટાર્કરાણક( સૂર્યમદિર )નો જીર્ણોદ્ધાર કરાવ્યો અકેવાલિયા ગામ પાસે એક તલાવ બધાવ્યુ પાલિતાણા નજદીક પોતાની પત્નીના શ્રેયાર્થે લલિતાસરોવર કરાવ્યુ ડભોઈમા વૈદ્યનાથના શિવમદિર ઉપરથી માલવાનો રાજા સુવર્ણકલશો લઈ ગયો હતો તે બધા (કુલ એકવીસ) ફરીથી મુકાવ્યા તથા સૂર્યની

પ્રતિમા પધરાવી ધોળકામા એક ધર્મશાળા બધાવી નીરીદ્રા ગામે બોડા વાલિનાથનુ મદિર કરાવ્યુ ઉમારશવ અને બદરકૂપમા પ્રપા–પરબોનાં મકાનો ઊભા કર્યાં ખભાતમાં ભીમેશ્વરદેવના મદિર પાસે વટસાવિત્રીનું મદિર બધાવ્યુ કાસીંદ્રામા અબામાતાનુ મદિર કરાવ્યુ ભુવનપાલનુ શિવમદિર બધાવ્યુ, અને તેમા દશે દિશાના દિક્પાલોની પ્રતિષ્ઠા કરાવી આ મદિરના પટાગણમા એક દેવી મદિર પણ બધાવ્યુ અંકેવાલિયા ગામમા મલ્લદેવના શ્રેયાર્થે એક શિવમદિર તથા પ્રપા–પરબ બધાવી વસાપથમા ભવનાથના મદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તદ્ઉપરાત ક્ષેત્રપાલના મદિરને કાલમેઘ તથા આશ્વિન મડપો આ મહાપુરુષે બધાવ્યા હતા સ્વયવર નામે એક ભવ્ય વાવ ખભાતમા બધાવી, ત્યા રાજગૃહ પાસે આરસની વૃષભમડપિકા, નદિનો મડપ બે માળયુક્ત સુવર્ણકલશોવાળો કરાવ્યો ઔર અને રેવાના સગમ પાસે કાલક્ષેત્રમા રાણા વીરધવલના નામથી વીરેશ્વરનુ મદિર બધાવ્યુ કુબેશ્વરતીર્થમા તપસ્વીઓ માટે સર્વસામગ્રીયુક્ત પાચ મઠ બધાવ્યા ગાણેશર ગામમા ગાણેશ્વર દેવનો મડપ, તેની આગળ તોરણ અને દરવાજો બધાવ્યો ખભાત પાસે નગરા ગામમા જયાદિત્યના મદિરની અદર રત્નાદેવીની પ્રતિમા પધરાવી દ્વારિકાના યાત્રાળુઓ પાસેથી જે કર લેવામા આવતો તે માફ કરાવ્યો આ ઉપરાત વસ્તુપાલ જ્યારે યાત્રાર્થે શત્રુજય, ગિરનાર અને પ્રભાસ ગયેલા ત્યારે તેમણે સોમનાથનુ પૂજન કરી પ્રિયમેલક તીર્થમાં સ્નાન તથા તુલાદાન કરી, બ્રાહ્મણોને સુવર્ણ તથા ઝવેરાતના દાનો આપ્યાની હકીકત વસતવિલાસના કર્તા બાલચદ્રસૂરિએ આપી છે પ્રભાસના શૈવતીર્થને તેમણે દશ હજાર દ્રમ્મોનુ દાન આપ્યુ હોવાનુ ઉપદેશતરગિણીકારે નોંધ્યુ છે [૧૪] આ સિવાય પાટણમા પણ તેમણે આવા અનેક ધર્મકાર્યો કર્યાં હશે એમ ચોક્કસ લાગે છે ટૂકમા વસ્તુપાલે જૈન ધર્મ માટે કરોડો રૂપિયા ખર્ચી સતત દાનપ્રવાહ વહેવરાવ્યો હતો, તેવી જ રીતે જૈનતર ધર્મોમા પણ છૂટા હાથે પોતાની સત્લક્ષ્મી વાપરી, સર્વધર્મ પ્રત્યેની સાર્વત્રિક ધર્મભાવના વ્યક્ત કરી હોવાનુ સમજાય છે પુરાતનપ્રબધસગ્રહમાં તેમની આવી સદ્ભાવના વ્યક્ત કરતા જણાવ્યુ છે કે, "વસ્તુપાલ બૌદ્ધોમા બૌદ્ધ, વૈષ્ણવોમા વિષ્ણુભક્ત, શૈવોમા શૈવ, યોગીઓમા યોગસાધનવાળા, જૈનોમા પૂર્ણજિનભક્ત એવા, સર્વ સત્ત્વો–દેવોને પૂજનારા, સર્વ(દેવો)ની સ્તુતિ કરે છે [૧૫]

વસ્તુપાલના જાહેર જીવનની ચર્ચા કરતા સેંકડો પ્રબધો, કાવ્યો અને રાસાઓ રચાયા છે પરતુ તેમના વૈયક્તિક જીવનમા ડોકિયુ કરતા કેટલાક વિશિષ્ટ ગુણોની પિછાન થાય છે એટલુ જ નહિ, પણ તેમનુ આદિવતન-ગામ, તેમના કુટુબની વ્યક્તિવિશેષ વિચારણા અને અન્ય ધર્મો પ્રત્યેની સાર્વત્રિક સર્વધર્મ ભાવના—આ બધુ આ નિબધ દ્વારા યથાલભ્ય પ્રમાણો દ્વારા ચર્ચવાનો આછો ધેરો પ્રયત્ન અહી સાધ્યો છે, જોકે વિદ્વાન સાહિત્યકારોએ આ સબધી ખાસ વિવેચના કરી નથી, પરતુ કેટલાક ઐતિહાસિક પ્રમાણોના આધારે તેમના જીવનના આ બધા પાસાઓને સ્પર્શ કરવાનુ વિચાર્યું છે

---

૧૪ ઉપદેશતરગિણી, પૃ૰ ૭૭

૧૫ बौद्धै बौद्धो वैष्णवैर्विष्णुभक्तः । शैवै शैवो योगिभिर्योगरङ्ग ॥
जैनैस्तावज्जैनरावेति कृत्वा । सत्त्वाधार स्तूयते वस्तुपाल ॥ १ ॥ પુરાતનપ્રબધસગ્રહ, પૃ૰ ૬૮



# શત્રુંજયમાહાત્મ્યનાં ભૌગોલિક તત્ત્વો

અમૃત પડ્યા

પશ્ચિમ ભારતના ઇતિહાસમા વલભી (એનુ નવુ નામકરણ 'વલ્લભીપુર' ખોટુ છે 'વલભી' અને 'વલ્લભી' એ બને જુદા જુદા અર્થો ધરાવતા શબ્દો છે એ 'વલભીપુર' જોઈએ) એ રાજકીય તથા સાસ્કૃતિક એ બને રીતે ખાસ મહત્ત્વ ધરાવતુ નગર રહ્યુ છે એ ઈસ્વી લગભગ ૫૦૯થી ૭૬૬ સુધી મૈત્રકવશનુ પાટનગર રહ્યુ હતુ અહીં અનેક સાહિત્યકારો થયા છે અને પુસ્તકો રચાયા છે 'શત્રુજય-માહાત્મ્ય' લખનાર શ્રીધનેશ્વરસૂરિનુ નામ પણ એ બધામા જાણીતુ છે એ ગ્રથમા જણાવ્યા પ્રમાણે "વલભી ખાતે સવત્ ૪૭૭મા બૌદ્ધલોકોની બુદ્ધિને નિરાશા ઉપજાવનાર શ્રીચદ્રગચ્છરૂપી સમુદ્રની અદર ચદ્રમા સરખા અને જાગ્રત ગુણોને ધારણ કરનાર શ્રીધનેશ્વરસૂરિએ યાદવવશના આભૂષણરત્ન અને તીર્થોનો ઉદ્ધાર કરનાર અર્હન્તભક્ત શ્રી શિલાદિત્યરાજાની ભલામણથી આ શત્રુજયમાહાત્મ્ય" લખ્યુ હતુ

શત્રુજયમાહાત્મ્યને સદ્ગત ડૉ૦ ભગવાનલાલ ઇદ્રજી, એમ૦ ટી૦ જૅક્સન (બોમ્બે ગૅઝેટીઅર, ગ્રથ પ્રથમ, ભાગ ૧, ૧૮૯૬, પૃ૦ ૯૧) અને ડૉ૦ ગૌરીશકર હીરાચદ ઓઝાએ (રાજપુતાનેકા ઇતિહાસ, ગ્રથ પ્રથમ, પૃ૦ ૩૮૫–૯) એટલા માટે વખોડી કાઢ્યુ છે કે એમા કુમારપાલ (ઈ૦ ૧૧૪૩–૭૪), વસ્તુપાલ (ઈ૦ ૧૧૮૪–૧૨૪૦) અને સમરાશાહ(સમરસિંહ કે જેણે ઈ૦ ૧૩૧૫મા શત્રુજયનો ઉદ્ધાર કરેલો)ના નામો આવે છે તથા તેમા પુરાણોની શૈલીએ ભવિષ્યમા થશે તે રીતે કેટલાક રાજાઓની કારકિર્દી આપી છે પરતુ એથી કરીને આ પ્રાચીન પુસ્તકનુ મહત્ત્વ ઓછુ થતું નથી અસલ શત્રુજયમાહાત્મ્ય સવત ૪૭૭મા રચાયુ અને આગળ જતા જેમ જેમ તેની નવી નકલો થતી ગઈ તેમ તેમ તેમા શત્રુજયના ઉદ્ધારને લગતી તત્કાલીન વિગતો ઉમેરાતી ગઈ તેથી કરી એ ગ્રથ ઐતિહાસિક માહિતીની દૃષ્ટિએ બિનઉપયોગી છે એવુ એ વિદ્વાનોનુ વિધાન ખોટુ છે ગ્રથ રચ્યાનો સવત્ એ 'વલભી સવત્' રહ્યો હોવો જોઈએ કારણકે ૪૭૭મા વલભી ખાતે મૈત્રકોનુ રાજ્ય નહોતુ આ હિસાબે એ ગ્રથ ૪૭૭ + ૩૧૯ (વલભી સવત્ એ ગુપ્ત સવતની જેમ ઈ૦ ૩૧૯થી શરૂ થાય છે) એટલે કે ઈ૦ ૭૯૬મા રચાયલુ ગણાય પણ એમા ક્યાક ગડબડ થઈ છે વલભીનુ પતન શિલાદિત્ય છઠ્ઠાના સમયે ઈ૦ ૭૭૬મા થયુ

હતુ આગળ જતાં શત્રુંજયમાહાત્મ્યની લહિયાઓ દ્વારા નકલો થતાં મૂળ ‘વલભી સવત્’ એ વિક્રમ સવત્ રૂપે લખાય, વગેરે ભૂલો થવા સભવ છે મૈત્રકવશના તામ્રપત્રો તથા દડીના દશકુમારચરિત, સોમદેવના કથાસરિત્સાગર, વગેરે પ્રાચીન ગ્રથોમાં ભૌગોલિક સ્થળોના નામોના જે રૂપો મળી આવે છે તે જ રૂપ શત્રુંજયમાહાત્મ્યમા પણ મળી આવે છે, એટલે અસલ ગ્રથ મૈત્રકકાળમા વલભી ખાતે ઈ૰ ૬૬૬થી ૭૬૬ સુધીમા ત્રીજા શિલાદિત્યથી સાતમા શિલાદિત્ય સુધીના અનેક શિલાદિત્યો થયેલા તેમાના એકાદાના સમયમા લખાયો હોવો જોઈએ શત્રુંજયમાહાત્મ્યની વિશેષતા એ છે કે એમા સૌરાષ્ટ્રને લગતી કેટલીક એવી પ્રાચીન ભૌગોલિક માહિતી મળી આવે છે જે બીજા કોઈ ગ્રથમા મળી આવતી નથી, એથી પ્રસ્તુત લેખમા આપણે એની થોડીક નોંધ લઈશુ પુરાણોની ભૌગોલિક માહિતીની જેમ ક્યાક ક્યાક એમા પણ ક્વચિત્ વિસગતિ મળી આવે છે, જે સ્વાભાવિક છે

શત્રુંજયમાહાત્મ્યના પહેલા સર્ગમા સિદ્ધાચલ (શત્રુંજય) પરથી દેખાતી નદીઓરૂપે શત્રુંજયા, અન્દ્રી, નાગેન્દ્રી, કપિલા, યમલા, તાલધ્વજી, યક્ષાગા, બ્રાહ્મી, માહેશ્વરી, સાભ્રમતી, શબલા, વરતોયા, જયતિકા અને ભદ્રા—આ ૧૪ નદીઓના નામ આપ્યા છે શત્રુંજય પરથી દેખાતી નદીઓને બહાને લેખકે સૌરાષ્ટ્ર ગુજરાતની કેટલીયે નદીઓના નામો આપ્યા જણાય છે શત્રુંજયા તે શેત્રુંજી છે, પણ તાલધ્વજી નદી એ જુદી નથી, કારણકે તળાજા આગળ પણ શેત્રુંજી જ છે શક્ય છે કે એના દરિયાતટના ભાગમા શત્રુંજયા એ તાલધ્વજી પણ કહેવાતી હોય સાભ્રમતી તે સાબરમતી છે એનુ પ્રાચીનતમ નામ ‘શ્વભ્રમતી’ હતુ, પણ પદ્મ, સ્કદ, વગેરે પુરાણોમા ‘સાભ્રમતી’ નામ મળી આવે છે ઐન્દ્રી કઈ તે કહેવાય નહિ મહીનદીનુ એક નામ મહેન્દ્રી પણ હતુ, એટલે શક્ય છે કે એ મહીનુ નામ હોય કપિલા એ પ્રભાસના ત્રિવેણીસગમ પૈકીની એક જણાય છે બ્રાહ્મી તે હળવદ નજીકની બ્રાહ્મણી હોઈ શકે પ્રભાસક્ષેત્રમા એક ‘માહેશ્વરી’ હોવાનુ સ્કદપુરાણ(પ્રભાસખડ, ૪ ૧૭–૧૮)મા જણાવ્યુ છે ઉજ્જયત (ગિરનાર) પર્વતનુ એક નામ વરાહપુરાણ, ૮૫, ૩મા જયન્તા આપેલુ છે, એટલે ત્યાની સોનરેખા કે પલાશવા હોઈ શકે વરતોયા એ બારાડી પ્રદેશની વર્તુ હોવી જોઈએ ભદ્રા એ ભાદર છે બીજી નદીઓ ઓળખાતી નથી એ જ સર્ગમા આગળ જતા સિદ્ધાચલના શત્રુંજય, રૈવતગિરિ, સિદ્ધિક્ષેત્ર, સુતીર્થરાજ, ઢક, કપર્દી, લૌહિત્ય, તાલધ્વજ અને કદબગિરિ આટલા શિખરો ગણાવ્યા છે એમાના રૈવતગિરિ, ઢક તથા તાલધ્વજ એ અનુક્રમે ગિરનાર, ઢાંકનો ડુગર અને તળાજાની ટેકરી છે કપર્દી, લૌહિત્ય અને કદબગિરિ ઓળખાતા નથી, પણ ત્રીજા સર્ગમા શત્રુંજયાની નજીકમા કદબગિરિની સ્થિતિ બતાવી છે શક્ય છે કે એ સાનાનો ડુગર હોય કે જ્યા પ્રાચીન ગુફાઓ છે

પાચમા સર્ગમા જણાવ્યા પ્રમાણે ભરતચક્રવર્તીએ શત્રુંજય નજીક આનદપુર નગર વસાવેલુ આ ચોટીલા નજીકનુ આનદપુર રહ્યુ હશે ત્યા પ્રાચીન મદિરો છે નજીકમા જ ભરતે માનપુર અને ભરતપુર નામે નગરો વસાવેલા એ ક્યા તે કહી શકાય નહિ પછી ગિરનારનુ વર્ણન આવે છે એમા ઉદયવતી, સુવર્ણરેખા અને લોલા આટલી નદીઓ વહે છે સુવર્ણરેખા એ હાલની સોનરેખા અને ઉદયવતી તે ઓઝત હોવી જોઈએ

પછી ભરતચક્રવર્તી ગિરનારપરથી ચારે બાજુનુ દશ્ય જુએ છે અને તેમને બરટ પર્વત દેખાય છે બરટ પર્વત એટલે બરડો શત્રુંજયમાહાત્મ્ય સિવાય બીજે ક્યાય બરડાનો ઉલ્લેખ નથી ગ્રીક સાહિત્યમા બાર્ડાક્ષીમાની નોંધ આપી છે એમાથી નીકળતી નદી વરત્રોઈ(વરતુ)ની નોંધ સૈન્ધવ તામ્રપત્રોમા મળી આવે છે શત્રુંજયમાહાત્મ્યમા જણાવ્યા પ્રમાણે બરટ નામનો એક દુષ્ટ વિદ્યાધર ત્યા રહેતો હોવાથી એ પર્વત ‘બરટ’ કહેવાયો હતો

સર્ગ સાતમામા જણાવ્યુ છે કે પુડરીક પર્વત નજીક હસ્તિસેન નગરમા કોટિ દેવીઓના પરિવારવાળી સુહસ્તિની નામની જૈનધર્મવિરોધી મિથ્યાદષ્ટિવાળી દેવીએ ઉત્પન્ન થઈને તાલધ્વજ

વગેરે ક્ષેત્રપાલોને તાબે કરી લીધા આ હસ્તિમેનનગર તે પાલીતાણા નજીકનુ હાથસણી હોય એમ લાગે છે ( હાથબ નહિ, કારણ કે એનુ પ્રાચીન નામ હસ્તકવપ્ર હતુ ) હાથસણી પ્રાચીન નગર હતુ એમ ત્યા આગળ મળી આવેલા મહેરરાજા ટેપકના વિ૦ સ૦ ૧૩૮૬ના એક શિલાલેખ પરથી જાણવા મળે છે

આઠમા સર્ગમા સગરચક્રવર્તીની વિગતમા તેણે પશ્ચિમ સમુદ્રને કાઠે જઈ પ્રભાસપતિને તાબે કર્યાની વાત આવે છે અને આગળ જતા એનો ઉલ્લેખ ચદ્રપ્રભાસ નામે પણ થાય છે નજીકમા ચદ્રકીર્તિએ વસાવેલી શશિપ્રભા નગરીની નોંધ પણ તેમા આપી છે પ્રભાસ કે ચદ્રપ્રભાસ એ પ્રભાસપાટણ છે આ વાત જાણીતી છે શશિપ્રભા નગરી ઓળખાતી નથી એ જ સર્ગમા આગળ ખેટનગરનો ઉલ્લેખ છે, જે હાલનુ ખેડા ( ખેટક ) હતુ

સર્ગ નવમામાં સાકેતપુર( અયોધ્યા )ના અજયપાલ રાજાએ શત્રુજય આવીને દ્વીપનગરને અલકૃત કર્યાની હકીકત આપી છે દ્વીપનગર એટલે હાલનુ દીવ એનુ પ્રાચીન નામ મુખ્યત્વે દ્વીપપત્તન મળી આવે છે શિલાદિત્ય ત્રીજાના લુસડીના વલભી સવત્ ૩૮૫( ઈ૦ ૬૬૯ )ના તામ્રપત્રમા પણ એ જ નામ મળી આવે છે આગળ જતા એ સર્ગમા લખ્યુ છે કે ટકા નગરીમા કૌશલ્યાએ શ્રીઋષભનાથનુ દેવળ બધાવ્યુ હતુ ઢાક ખાતે બીજા ત્રીજા સૈકાની જૈન પ્રતિમાઓ છે, પણ હવે કોઈ જૈન મદિરના અવશેષો રહ્યા નથી

દશમા સર્ગમા લખ્યુ છે કે નર્મદા નદીના તટે ભૃગુકચ્છ (ભરૂચ) હતુ આગળ જતા ગિરનાર નજીક સુગ્રામ આવેલુ હોવાની નોંધ છે એ કયુ ગામ તે સમજાતુ નથી પછી અરિષ્ટનેમીએ ગિરનારની તળેટીમા સુરધાર વસાવ્યાનો ઉલ્લેખ છે હાલ એ નામનુ કોઈ ગામ ત્યા નથી, પણ રાજકોટ નજીકનુ સરધાર હોઈ શકે એ અગાઉ રાજકોટ રાજ્યનુ પાટનગર હતુ શત્રુજયમાહાત્મ્યમા 'તળેટી' શબ્દ વિશાળ અર્થમા વપરાયો છે

સર્ગ બારમામા જણાવ્યા પ્રમાણે સત્યભામાનો પુત્ર દ્વારકાથી શરસાઈ નગરી ગયો હતો એ ગિરમા આવેલ સરસીઆ હોઈ શકે પછી શખેશ્વરનો ઉલ્લેખ છે, જે જાણીતુ સ્થળ છે એ ઉત્તર ગુજરાતમા આવેલુ હોઈ મોટુ જૈનતીર્થ છે

શત્રુજયમાહાત્મ્યમા સૌરાષ્ટ્રાદિને લગતી મળી આવતી માહિતીનો આ પ્રાથમિક પરિચયમાત્ર છે આ માહિતીના વિશેષ અભ્યાસ ઉપરાત મહાભારત, બૌદ્ધ જાતકો, જૈનાગમો, સ્કદપુરાણાતર્ગત પ્રભાસ, વસ્ત્રાપથ, નાગરાદિ ખડો, શિશુપાલવધ, કથાસરિત્સાગર, વસુદેવહિંડી, પ્રાચીન તીર્થમાળાઓ તથા ઉત્કીર્ણ લેખો વગેરે પરથી સૌરાષ્ટ્રની પ્રાચીન ભૂગોળ તૈયાર કરવામા આવે તો એક મોટી ખોટ પુરાય

શત્રુજયમાહાત્મ્યમા ભૌગોલિક માહિતી સિવાય સૌરાષ્ટ્રના ઇતિહાસને લગતી કેટલીક બીજે નથી મળતી એવી માહિતી આપી છે, દા૦ ત૦, મહાભારત કાળના યાદવો અને મૌર્યો વચ્ચેના ગાળામા ત્યા કયા વશમા કોણે કોણે રાજ્ય કરેલુ તેની પણ કેટલીક વિગત રજૂ કરી છે



# અમદાવાદની સ્થાપનાનો સમય

હરિપ્રસાદ શાસ્ત્રી

અમદાવાદ શહેર ગુજરાતના ત્રીજા સુલતાન અહમદશાહ પહેલાએ પ્રાચીન આશાપલ્લી–કર્ણાવતીની બાજુમા વસાવેલુ એ હકીકત જાણીતી છે, પરતુ એણે એ શહેર ક્યારે વસાવેલુ એનો ચોક્કસ સમય નક્કી કરવામા મતભેદ પ્રવર્તે છે

કવિ હુલવી શિરાઝીએ અહમદશાહના સમયનો ઇતિહાસ ‘ તારીખે અહમદશાહી ’મા લખેલો, ને એ કવિ, અહમદશાહની લગભગ સમકાલીન હતો એવુ જાણવા મળે છે  પરતુ આ ઇતિહાસનો આજે પત્તો નથી  એ ગ્રથ ફારસી પદ્યમા રચાયો હતો  એમાથી આશરે એકસો બેત ‘ મિરાતે સિકદરી ’મા ઉતારવામા આવી છે, ને ‘ મિરાતે અહમદી ’મા પુરવણીમા અપાયેલા અમદાવાદના વર્ણનમા પણ એમાથી કેટલીક બેત રજૂ કરવામા આવી છે  એ બેતો પરથી માલૂમ પડે છે કે અહમદશાહે નજુમ(જ્યોતિષ)ના જાણકારો પાસે ગણિત કરાવી શહેરની સ્થાપનાનુ શુભ મુહૂર્ત કઢાવ્યુ હતુ ને એ મુહૂર્ત હિજરી સન ૮૧૨ના ઝુલકાદ મહિનામા આવ્યુ હતુ [૧]  આમા તારીખ આપવામા આવી નથી  હિ૦ સ૦ ૮૧૩નો એ મહિનો ઈ૦ સ૦ ૧૪૧૧ના ફેબ્રુઆરી–માર્ચમા આવતો હતો

એ પછીનો ઉલ્લેખ શ્રીશત્રુંજયતીર્થોદ્ધારપ્રબન્ધ(લગભગ ઈ૦ સ૦ ૧૫૩૦)મા મળે છે  એમા “ सवत् १४६८ वर्षे वैशाख वदि ७ रवौ पुष्ये अहीमदावाद स्थापना । ” એવુ નોંધેલુ છે [૨]  અર્થાત્ આ ઉલ્લેખ અનુસાર અમદાવાદની સ્થાપના સવત ૧૪૬૮ના વૈશાખ વદિ ૭ને રવિવારે થઈ હતી  પરતુ એ દિવસે પુષ્ય નક્ષત્ર હોવાનુ જણાવેલુ છે તે પરથી આ તિથિ વૈશાખ વદિ ૭ નહિ, પણ વૈશાખ સુદિ ૭ હોવી જોઈએ એવુ માલૂમ પડે છે [૩]  આથી પ્રસ્તુત પ્રબન્ધની પ્રતમા ‘ સુદિ ’ને બદલે ‘ વદિ ’ની

---

૧ The Mırat-ı-Ahmadı Supplement (Trans by Syed Nawab Alı and C N Seddon), pp 4–5, રત્નમણિરાવ ભીમરાવ, ગુજરાતનુ પાટનગર  અમદાવાદ, પૃ૦ ૫૫–૫૬

૨ સ૦ મુનિ જિનવિજયજી (૧૯૧૭), પૃ૦ ૩૧

૩ ગુજરાતના રાજાઓની જૂની વશાવળીમા સવત ૧૪૬૮ના વૈશાખ સુદિ ૭ રવિવાર પુષ્યનક્ષત્રની મિતિ જણાવેલી છે, તે પરથી આ અનુમાનને સમર્થન મળે છે

સરતચૂક થઈ ગણાય ચૈત્રાદિ વર્ષની પદ્ધતિ અનુસાર વિક્રમ સવત ૧૪૬૮ના વૈશાખ સુદિ, સાતમને દિવસે રવિવાર નહિ, પણ ગુરુવાર હતો [૪] વર્ષ ચૈત્રાદિને બદલે કાર્તિકાદિ ગણીએ, તો એ દિવસે [૫] રવિવાર હોઈ શકે ખરો, પરતુ ચૈત્રાદિ સ૦ ૧૪૬૮ની એ તિથિએ હિજરી સન ૮૧૩ના ઝિલકાદ (અર્થાત્ ૧૧મા) મહિનાને બદલે હિ૦ સ૦ ૮૧૪નો મહોરમ (૧લો) મહિનો આવે અને કાર્તિકાદિ સ૦ ૧૪૬૮ની મિતિએ તો હિ૦ સ૦ ૮૧૫નો મહોરમ મહિનો આવે ! આમ સ૦ ૧૪૬૮ની મિતિ સાથે હિ૦ સ૦ ૮૧૩ના ઝિલકાદ મહિનાનો મેળ મળતો નથી

અમદાવાદની સ્થાપના પછી લગભગ બસો વર્ષે લખાયેલ ‘મિરાતે સિકદરી’મા હિ૦ સ૦ ૮૧૩મા શહેરની સ્થાપના થઈ હોવાનુ અને ગઢનુ બાધકામ હિ૦ સ૦ ૮૧૬ (ઈ૦ સ૦ ૧૪૧૩–૧૪)મા પૂરુ થયુ હોવાનુ જણાવેલુ છે [૬] આ કિતાબમા કવિ હુલવીની બેતો ઉતારેલી છે

તારીખે ફિરિસ્તા, જે લગભગ એ જ સમયમા લખાઈ હતી, તેમા આ બનાવ હિ૦ સ૦ ૮૧૫ના આખરમા (અર્થાત ઈ૦ સ૦ ૧૪૧૩મા) બન્યો હોવાનુ જણાવ્યુ છે આ સમય ગઢનુ બાધકામ પૂરુ થયાનો હોઈ શકે

‘આઈને અકબરી,’ જે પણ લગભગ એ સમયે લખાઈ હતી, તેમા હિ૦ સ૦ ૮૧૩ના ઝિલકાદ મહિનાની ૭મી તારીખ આપી છે [૭] એ દિવસે ઈ૦ સ૦ ૧૪૧૧ના માર્ચની ૩જી તારીખ હતી [૮]

ઈ૦ સ૦ ૧૭૬૧મા (અર્થાત્ અમદાવાદની સ્થાપના પછી ૩૫૦ વર્ષે) પૂરી થયેલ ‘મિરાતે અહમદી’મા અમદાવાદની સ્થાપનાનો વિગતવાર સમય આપવામા આવ્યો છે એમા હિજરી સન ૮૧૩ના ઝુલકાદ મહિનાની ૩જી તારીખ, સવત ૧૪૪૯ અને શક ૧૩૧૪ના વૈશાખ સુદ પાંચમની મિતિ અને સૂર્યોદયાત્ ૧૫ ઘડી અને ૩૫ પળનો સમય જણાવેલો છે ને એ સમયના ગ્રહોની કુડળી પણ આપી છે [૯]

આમા વિક્રમ સવત ૧૪૪૯ (ચૈત્રાદિ) અને શક વર્ષ ૧૩૧૪નો પરસ્પર મેળ મળે છે, પરતુ એ વર્ષની વૈશાખ સુદ પાંચમે ગુરુવાર નહિ પણ શનિવાર આવે છે,[૧૦] કાર્તિકાદિ વિક્રમ સવત ૧૪૪૯મા એ દિવસે ગુરુવાર આવે ખરો, પરતુ તો શક વર્ષ ૧૩૧૪ને બદલે ૧૩૧૫ થઈ જાય [૧૧] આથી યે વધુ

૪ ઈ૦ સ૦ ૧૪૧૧ના એપ્રિલની ૩૦મી

૫ ઈ૦ સ૦ ૧૪૧૨ના એપ્રિલની ૧૭મી

૬ ગુજ૦ ભાષાતર-આત્મારામ મોતીરામ દીવાનજી (૧૯૧૪), પૃ૦ ૨૩–૨૪

૭ Eng Trans by Blochman, Vol I, p 507 n

૮ હિજરી તારીખ સાથે વાર આપેલો નથી બનતા સુધી મગળવાર હશે

૯ Supplement, pp 2–3
કુડળી આ પ્રમાણે છે —




૧૦ તા૦ ૨૭–૪–૧૩૯૨

૧૧ તા૦ ૧૭–૪–૧૩૯૩

ગભીર વાધો એ આવે છે કે હિજરી સન ૮૧૩ની મિતિ ઈ૦ સ૦ ૧૪૧૧મા આવે છે, જ્યારે શક ૧૩૧૪ની મિતિ ઈ૦ સ૦ ૧૩૯૨મા આવે છે આ ૧૯ વર્ષનો ફેર ઘણો મોટો ગણાય ગુજરાતના સુલતાનોની તવારીખ તે તે વખતે લખાતી રહેતી ને એમા સુલતાનના રાજ્યારોહણ જેવા દરેક મહત્ત્વના બનાવની ચોક્કસ તારીખ નોંધવામા આવતી આ અનુસાર અહમદાબાદ વસાવનાર અહમદશાહ હિજરી સન ૮૧૩ના રમજાન મહિનાની ૧૪મી તારીખે અર્થાત્ ઈ૦ સ૦ ૧૪૧૧ના જાન્યુઆરીની ૧૦મી તારીખે તખ્તનશીન થયો હતો આથી એણે એ અગાઉ ૧૯ વર્ષે પહેલા શહેર વસાવ્યુ સભવતુ નથી [૧૨] આથી સવત ૧૪૪૯ શક ૧૩૧૪નુ વર્ષ સમૂળગુ અસભવિત ઠરે છે, હિજરી સન ૮૧૩ની સાલ જ વિચારણીય છે

'મિરાતે અહમદી'મા આપેલી કુડળી પ્રમાણે વડોદરાના શ્રી આપટેએ એના ફલાદેશની અનુકૂળ નોંધ લખી છે,[૧૩] પરતુ ગ્રહગણિતની દૃષ્ટિએ એ કુડલીને તપાસતા એ શક ૧૩૧૪(ઈ૦ સ૦ ૧૩૯૨)ના ગ્રહયોગો સાથે બધ બેસતી નથી એટલુ જ નહિ, હિજરી સન ૮૧૩(ઈ૦ સ૦ ૧૪૧૧)ના ગ્રહયોગો સાથે પણ એનો મેળ મળે એમ નથી [૧૪] આથી વિક્રમ-શક વર્ષ તેમ જ કુડળી એ બને કપોલકલ્પિત હોવાનુ ફલિત થાય છે

શ્રી ગિરિજાશકર જોશીએ એમના કુલની પ્રાચીન અનુશ્રુતિમા મળેલો જે શ્લોક જણાવ્યો છે તેમા પણ સવત ૧૪૪૯ની વૈશાખ સુદ પાચમ ને ગુરુવારની મિતિ આપી છે, પરતુ ઉપર જણાવ્યા મુજબ એ મિતિ સમૂળી અસ્વીકાર્ય છે શ્રી ગિરિજાશકર જોશી પોતે પણ એ મિતિને પ્રમાણભૂત ગણતા નથી

આથી શ્રી ગિરિજાશકર જોશીએ વૈશાખ સુદ પાચમ ને ગુરુવારની મિતિ શક ૧૩૩૩ ઈ૦ સ૦ ૧૪૧૨ની ગણીને નવેસર કુડળી બનાવેલી છે, જે 'મિરાતે અહમદી'માની કુડળીને ઘણે અશે મળતી આવે છે [૧૬] એમા લગ્ન, ચદ્ર, ગુરુ, શનિ, રાહુ, કેતુ, સૂર્ય એક રાશિના છે, મગળ, બુધ અને શુક્રની રાશિ

---

૧૨ અહીં ૧૪૬૮ને બદલે ૧૪૪૯ની લહિયાને હાથે સરતચૂક થઈ હોવાનુ ધારી શકાય, પરતુ શ્રી ગિરિજાશકર જોશીએ ટાંકેલા આનુશ્રુતિક શ્લોકમા શબ્દોમા જણાવેલ સખ્યા પણ નિશ્ચિત રીતે ૧૪૪૯ આપેલી છે (જુઓ નીચે નોંધ ૧૫)

૧૩ Mirat-i-Ahmadi, Supplement, Appendix II (pp 215–22)

૧૪ એ બને વર્ષમા રાહુ મીન રાશિમા હતો, જ્યારે આમા એને કન્યા રાશિનો કહ્યો છે શનિ અને ગુરુ જેવા મદ ગતિના ગ્રહ પણ એ વર્ષોમા આપેલી રાશિમા હોવાનો લેશમાત્ર સભવ નથી (જુઓ નીચે નોંધ ૨૪) એ વર્ષોમા આ ગ્રહો કઈ રાશિમા હતા એને લગતુ ગણિત મુ૦ શ્રી હરિહરભાઈ ભટ્ટે મને આ કામ માટે ગણી આપ્યુ છે, જેને માટે હુ તેમનો આભારી છુ

૧૫ सवत् नदकृतेन्द्रके परिमिते मासे सिते माधवे
पञ्चम्या गुरुवासरे दिनदले ऋक्षे च पुष्याभिधे ।
नाथेनाथ सुमाणिकेन मनसा दत्त मुहूर्तं यदि ( दा )
श्रीपातशाह-सुएहमदेन अमदावाद तदा कारितम् ॥
[ શકરરાય અમૃતરાય, 'અમદાવાદનો જીવનવિકાસ', રત્નમણિરાવ ભીમરાવ, ગુજરાતનુ પાટનગર અમદાવાદ, પૃ૦ ૨૫–૨૬ ]

૧૬ એ કુડળી આ પ્રમાણે છે



જુદી પડે છે શ્રી રત્નમણિરાવના મત મુજબ આ કુંડળીનો ફલાદેશ 'મિરાતે અહમદી'માંની કુંડળીના ફલાદેશ કરતા અમદાવાદની કારકિર્દીને વધારે સારી રીતે લાગુ પડે છે.[૧૭]

પરંતુ આ મિતિ તથા કુંડળીની ચોકસાઈ કરતા, એ બંને શંકાસ્પદ ઠરે છે શક ૧૩૩૩ની વૈશાખ સુદ પાંચમે મંગળવાર હતો ને ત્યારે ઈ૦ સ૦ ૧૪૧૧ની સાલ ચાલતી, જ્યારે ઈ૦ સ૦ ૧૪૧૨મા એ તિથિએ શનિવાર હતો ને શક વર્ષ ૧૩૩૪ હતુ આથી એ મિતિમા શક વર્ષ અને ઈસ્વી સનનો તેમ જ તિથિ અને વારનો મેળ મળતો નથી

એવી રીતે એ વર્ષોના ગ્રહયોગોમા શનિ, ગુરુ અને રાહુ જેવા મંદ ગતિના ગ્રહો પણ આપેલી રાશિ પ્રમાણે બિલકુલ બંધબેસતા નથી

અમદાવાદની વંશાવળીમાં અહમદશાહે વિ૦ સ૦ ૧૪૫૧મા અમદાવાદ વસાવી ૧૪૫૮મા એનુ વાસ્તુ કર્યું એમ જણાવ્યુ છે[૧૮] પરંતુ અહમદશાહ સ૦ ૧૪૬૭(ઈ૦ સ૦ ૧૪૧૧)માં તખ્તનશીન થયો હોઈએ વર્ષો સંભવિત નથી એ જ ગ્રન્થમા ગુજરાતના રાજાઓની વંશાવળીમા અહમદશાહે સંવત ૧૪૬૮ની વૈશાખ સુદિ ૭ ને રવિવારે પુષ્ય નક્ષત્રમા પ્રથમ પ્રહરમા અમદાવાદ વસાવ્યુ એવુ જણાવ્યુ છે[૧૯] આ મિતિ શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબન્ધમા જણાવેલી મિતિ સાથે મળતી આવે છે પરંતુ અગાઉ જણાવ્યા મુજબ તિથિ, વાર અને હિજરી સનનો મેળ મળે નહિ

શ્રી હરિહરભાઈ ભટ્ટે અમદાવાદની સ્થાપનાના દિવસ વિશે વિચાર કરતા, 'મિરાતે અહમદી'માં જણાવેલી સંવત ૧૪૪૯ શક ૧૩૧૪ની મિતિને, એ સમયે હિ૦ સ૦ ૭૯૫ હોઈ, અસંભવિત માની, તેમા જણાવેલી હિ૦ સ૦ ૮૧૩ની સાલને જ પ્રમાણભૂત ગણી છે[૨૦] હિજરી સનની તારીખ સાથે વારનો મેળ તપાસતાં, તેમણે ખરી તારીખ ઝિલકાદ મહિનાની ત્રીજી નહિ, પણ બીજી હોવાનુ પ્રતિપાદિત કર્યું છે એ દિવસે સ૦ ૧૪૬૭ ને શક ૧૩૩૨ની ફાગણ સુદ ૩ અને ઈ૦ સ૦ ૧૪૧૧ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખ આવે છે

એ દિવસે શહેરની સ્થાપના સૂર્યોદયાત્ ઘડી ૧૫ પળ ૩૫ સમયે થઈ ગણીને એ પરથી શ્રી ફ્રણુસેએ એની કુંડળી તૈયાર કરી છે[૨૧] એ સમયે કેતકી પ્રમાણે અયનાંશ ૧૫° ૪૦' હતા શ્રી રત્ન

---

૧૭ ગુજરાતનુ પાટનગર અમદાવાદ, પૃ૦ ૭૮૫–૮૭

શ્રી રત્નમણિરાવ 'મિરાતે અહમદી'ની કુંડળીમાં ત્રીજા ભાવમાં કેતુ અને નવમા ભાવમા રાહુ હોવાનુ જણાવે છે, જ્યારે શ્રી આપટે એમા રાહુ ત્રીજામાં અને કેતુ નવમામા હોવાનુ જણાવે છે મૂળ કુંડળી જોતાં આમા શ્રી રત્નમણિરાવની સરતચૂક થઈ લાગે છે, ખરી રીતે શ્રી આપટેનો અનુવાદ બરાબર છે શ્રી ગિરિજાશંકરે બનાવેલી કુંડળીમા પણ રાહુ-કેતુનાં સ્થાન એ પ્રમાણે આવે છે

૧૮ ફોર્બસ સભાના હસ્તલિખિત પુસ્તકોની યાદી, પૃ૦ ૨૫૪

૧૯ એજન, પૃ૦ ૫૧-૫૨

૨૦ જ્યોતિર્વદર્શન, વર્ષ ૨, અંક ૧૦–૧૧ (ઑક્ટોબર-નવેમ્બર, ૧૯૫૧), 'અમદાવાની સ્થાપનાનો દિવસ' (પૃ૦ ૧૯-૨૦)

૨૧ કુંડળી આ પ્રમાણે છે




* સૂ રા મ બુ

મણિરાવે આ નવી નિરયન કુંડળીના ગ્રહયોગોના ફલાદેશનો વિચાર કરતાં નોંધ્યું છે કે એ ફલાદેશ અમદાવાદની વૃત્ત કારકિર્દીને બરાબર લાગુ પડતો નથી શ્રી દિનકર ફણસેએ આ સમયની સાયન કુંડળી પ્રમાણે ફલાદેશ વિચાર્યો છે,[૨૨] તે પણ એને બરાબર લાગુ પડતો નથી [૨૩]

ફલજ્યોતિષની અટપટી બાબતોને બાજુએ રાખીએ તો પણ મુહૂર્તશાસ્ત્રની દૃષ્ટિએ ય આ કુંડળી વિચિત્ર હોવાનું માલૂમ પડે છે 'તારીખે અહમદશાહી'નો કર્તા હુલવી શિરાઝી સ્પષ્ટ જણાવે છે કે અહમદશાહે આકાશનું ગણિત જાણનારા અને અગમનિગમ જાણનારાઓને બોલાવી શહેરની સ્થાપનાનું શુભ મૂહૂર્ત કઢાવ્યું હતું માણસના જન્મનો સમય આપણા હાથમાં હોતો નથી, પરંતુ નવા શહેરની સ્થાપના ક્યારે કરવી એ તો આપણા હાથની વાત છે આથી, બાદશાહે જ્યારે જ્યોતિષીઓ પાસે સ્થાપનાનું મુહૂર્ત કઢાવ્યું હતું, ત્યારે એ મુહૂર્ત મુહૂર્તશાસ્ત્રના નિયમો અનુસારનું હોય એ તદ્દન અપેક્ષિત છે એ દૃષ્ટિએ જોતા ઝિલકાદ માસમાં સૂર્ય મીન રાશિમાં હતો ભારતીય મુહૂર્તશાસ્ત્રમાં આવા શુભ કામ માટે હાલ તો મીનાર્કનો સમય નિષિદ્ધ મનાય છે, પરંતુ એ માન્યતા અહીં પંદરમી સદીના આરંભમાં પ્રચલિત હતી કે કેમ એ નક્કી કહેવું મુશ્કેલ છે છતાં લગ્ન, લગ્નાધિપતિ, સૂર્ય, શનિ, રાહુ અને શુક્ર બળવાન ન હોય એવો દિવસ હિંદુ જ્યોતિષીઓ ભાગ્યે જ પસંદ કરે એ સ્પષ્ટ છે [૨૪] શ્રી રત્નમણિરાવ ધારે છે તેમ આ મુહૂર્ત મુસ્લિમ નજુમીઓએ કાઢ્યું હોય,[૨૫] તો તેમની મુહૂર્તશાસ્ત્રની માન્યતાઓની દૃષ્ટિએ પણ આ ગ્રહયોગ તપાસવા રહે

ફલજ્યોતિષ તથા મુહૂર્તશાસ્ત્રની દૃષ્ટિએ ગમે તે હોય, તો પણ શ્રી હરિહરભાઈએ નક્કી કરેલી મિતિને આધારે શ્રી ફણસેએ બનાવેલી કુંડળી પરથી એટલું સ્પષ્ટ થાય છે કે 'મિરાતે અહમદી'માં જણાવેલી કુંડળી તેમ જ શ્રી ગિરિજાશંકર જોશીએ બનાવેલી કુંડળી શનિ, રાહુ અને ગુરુ જેવા મંદગતિના ગ્રહોની બાબતમાં ઈ૦ સ૦ ૧૪૧૧માં કે તેની નજીકના કોઈ બીજા વર્ષમાં લાગુ પડી શકે તેવી છે જ નહિ [૨૬] શ્રી ફણસે જણાવે છે કે 'મિરાતે અહમદી' વગેરેમાં આપેલી કુંડળીઓમાં જે ગ્રહોની સ્થિતિ છે, તે આસપાસના એકસો વર્ષનું ગણિત તપાસતા પણ મળતી નથી આથી ગ્રહગણિતની ચોક્કસ પદ્ધતિ પ્રમાણે એ બંને કુંડળીઓ અવાસ્તવિક અને અશ્રદ્ધેય હોવાનું નિશ્ચિત થાય છે આથી કુંડળી, મુહૂર્ત અને ફલાદેશની વાત પડતી મૂકવી ઇષ્ટ છે

ઐતિહાસિક દૃષ્ટિએ જોતા, તાત્પર્ય એ નીકળે છે કે અમદાવાદની સ્થાપના માટે મુસ્લિમ તવારીખ પ્રમાણે હિજરી સન ૮૧૩ના ઝિલકાદ મહિનાની બીજી તારીખ અને ગુરુવાર (તા૦ ૨૬મી ફેબ્રુઆરી, ઈ૦ સ૦ ૧૪૧૧) અને હિંદુ અનુશ્રુતિ પ્રમાણે સંવત્ ૧૪૬૮ની વૈશાખ સુદ ૭ ને રવિવાર (તા૦ ૧૭મી એપ્રિલ ઈ૦ સ૦ ૧૪૧૨) એ બે મિતિ સહુથી વધુ સંભવિત હોવાનું ફલિત થાય છે એ બે પ્રકારના સાધનોમાં સલતનતનો અમલ અને 'તારીખે અહમદશાહી'ની સમકાલીનતા જોતા, અમદાવાદની સ્થાપના માટે હિ૦ સ૦ ૮૧૩(ઈ૦ સ૦ ૧૪૧૧)ની મિતિ વધારે પ્રમાણભૂત ગણાય

---

૨૨ જ્યોતિર્દર્શન, વર્ષ ૧, અંક ૧૨ (નવેમ્બર, ૧૯૫૦), "અમદાવાદ—ગુજરાતનું પાટનગર" (પૃ૦ ૬૪–૬૮)

૨૩ રત્નમણિરાવ, ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઇસ્લામ યુગ, ખંડ ૨, પૃ૦ ૬૧૫–૧૬

૨૪ એજન, ૧, પૃ૦ ૬૧૦–૧૫

૨૫ એજન, પૃ૦ ૬૧૧, નોંધ ૩

૨૬ ત્રીસ વર્ષે રાશિ બદલતો શનિ ઈ૦ સ૦ ૧૪૧૧માં મેષ રાશિમાં હતો, જ્યારે એ બે કુંડળીઓમાં એને ધન રાશિમાં જણાવેલો છે, અઢાર વર્ષે રાશિ બદલતો રાહુ ત્યારે મીન રાશિમાં હતો, જ્યારે એને એ બે કુંડળીઓમાં કન્યા રાશિનો કહ્યો છે, ને બાર વર્ષે રાશિ બદલતો ગુરુ ત્યારે સિંહ રાશિમાં હતો, જ્યારે એને એ બે કુંડળીઓમાં વૃશ્ચિક રાશિમાં જણાવ્યો છે ।

તો સં. ૧૪૬૮(ઈ૰ સ૰ ૧૪૧૨)ની મિતિ પાછળ બીજી કઈ વાસ્તવિક ભૂમિકા રહેલી હશે ખરી? અહમદશાહે અમદાવાદ શહેરની સ્થાપના રાજગઢથી કરી હતી ને એ ગઢ હિ૰ સ૰ ૮૧૫ના આખરમા કે હિ૰ સ૰ ૮૧૬(ના આરભ)મા પૂરો થયો હતો ત્યારે ઈ૰ સ૰ ૧૪૧૩નો ઉનાળો હતો ઈ૰ સ૰ ૧૪૧૧ના ફેબ્રુઆરીમા ગઢનુ બાધકામ શરૂ થયુ ને ઈ૰ સ૰ ૧૪૧૩ના માર્ચ-ઍપ્રિલમા પૂરુ થયુ, તો ઈ૰ સ૰ ૧૪૧૨ના ઍપ્રિલમા આવતી વિ૰ સ૰ ૧૪૬૮ના વૈશાખની મિતિ ગઢના વાસ્તુપ્રવેશની હશે? વાસ્તુપ્રવેશની વિધિ સામાન્યત વાસ્તુનુ બાધકામ પૂરુ થતા પહેલા કરવામા આવે છે, એ દૃષ્ટિએ જોતા આ અસભવિત નથી

આમ અમદાવાદ શહેરની સ્થાપના જે ગઢના બાધકામથી કરવામા આવી, તે ગઢનું ખાતમુહૂર્ત ઈ૰ સ૰ ૧૪૧૧ની ૨૬મી ફેબ્રુઆરીએ, સભવત એનો વાસ્તુપ્રવેશ ઈ૰ સ૰ ૧૪૧૨ના ઍપ્રિલની ૧૭મીએ, અને ગઢના બાધકામનુ પૂરુ થવુ ઈ૰ સ૰ ૧૪૧૩ના માર્ચ ઍપ્રિલમા થયુ હોવાનુ માલૂમ પડે છે



# ઘોઘાના અપ્રકટ જૈન પ્રતિમાલેખો*

કાતિલાલ ફૂલચદ સોમપુરા
નવનીતલાલ આનદીલાલ આચાર્ય

ઘોઘા ખભાતના અખાતના પશ્ચિમ કિનારે આવેલુ પ્રાચીન બદર છે ભાવનગર વસ્યુ એ પહેલાનુ એ છે ભાવનગરથી તે ૨૨ ૪ કિ૦ મી૦ દૂર આવેલુ છે પ્રાચીન સમયથી જ ઘોઘામા જૈનોની વસતિ સારા પ્રમાણમા હતી જૈનોની પ્રાચીન જાહોજલાલીના પ્રતીકરૂપ ત્રણ વિશાળ જૈન મદિરો—નવખડા પાર્શ્વનાથ, ચદ્રપ્રભુ તથા જીરાવાલા પાર્શ્વનાથ—ત્યા આવેલા છે તેમા નવખડ પાર્શ્વનાથનુ મદિર સુવિખ્યાત છે તેના વિશાળ પ્રાગણમા નેમિનાથ, સમવસરણ, સુવિધિનાથ તથા શાતિનાથના મદિરો આવેલા છે

આ લેખોમાની વિગતોની તારવણી કરી તીર્થંકરોના, સૂરિઓના, ગચ્છોના, જ્ઞાતિઓ અને અટકોના, સ્થળોના તથા સ્ત્રીપુરુષોના નામની સૂચિઓ લેખમા આપેલી છે તે ઉપરથી ઇસ્વિની ૧૩મી સદીમા ઘોઘાના જૈન સમાજના પ્રવર્તમાન ગચ્છો, જ્ઞાતિઓ, અટકો વિશે માહિતી મળી શકે છે વળી, આ સમયથી જ બહુધા પ્રથમ તીર્થંકર આદિનાથ પ્રત્યેનો સવિશેષ ભાવ પણ પ્રકટ થતો વરતાય છે ગુજરાતમા મુખ્યત્વે આદિનાથ, શાતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર પ્રત્યે સવિશેષ ભક્તિભાવ પહેલેથી જ હોવાનુ આ લેખો પરથી સૂચિત થાય છે વળી, ઘણાખરા લેખોમા મૂર્તિની પ્રતિષ્ઠા કરાવનાર સૂરિનુ નામ છે, જે તેમનો સમયનિર્ણય કરવામા ખૂબ જ ઉપયોગી થઈ પડે છે લેખોના સમય દરમ્યાન

---

* 'ઘોઘાનો જૈન પ્રતિમાનિધિ' એ શીર્ષક નીચે શ્રી મધુસૂદન ઢાકી તથા શ્રી હરિશકર પ્ર૦ શાસ્ત્રીએ એક ટૂકો પરિચયલેખ પ્રકટ કર્યો હતો (ફાર્બસ ગુજરાતી ત્રૈમાસિક, જાન્યુ૦-માર્ચ ૧૯૬૫) ઘોઘાની ઉપર્યુક્ત પ્રતિમાઓ પર ઉત્કીર્ણ લેખોની વાચના અમને શ્રી ઢાકીએ મોકલી આપી છે તે માટે અમે શ્રી ઢાકી તેમ જ ગુજરાત સરકારના પુરાતત્ત્વ ખાતાના ઋણી છીએ પ્રસ્તુત લેખોમા ઉપર્યુક્ત પ્રતિમાલેખોના આધારે ઉપલબ્ધ વિસ્તૃત માહિતી રજૂ કરી છે

ધોધાના જૈન સમાજમા શ્રીમાલી અને મોઢ જ્ઞાતિના પ્રાબલ્ય અને વૃદ્ધિ હશે તેમ લાગે છે સ્થળનામમા એક જ નામ ‘ વિઘ્નરાજપુર ’નો ઉલ્લેખ મળ્યો છે, પણ આ સ્થળ ઓળખાતું નથી

પ્રસ્તુત અઢાર પ્રતિમાલેખો નીચે પ્રમાણે છે

(૧) સવત ૧૨૭૬ વર્ષે શ્રી બ(મ્હા)ણગચ્છે માધ વદિ ૯

(૨) સવત ૧૨૭૯ વર્ષે જ્યેષ્ઠ વદિ ૩ શ્રી વાયટીયગચ્છે શ્રી જિનદત્તસૂરિસતાને વિઘ્નરાજપુર વીલૂણ(ત) માતૃ૰ રાજૂ શ્રેયોઽર્થે શ્રી આદિનાથ કારિત ।

(૩) સવત ૧૨૯૬ મોઢ જ્ઞાતીય જાલ્યોધરગચ્છીય રાજસીહેન(પિ) નાગપાલ રાણુ શ્રેયોઽર્થે નેમિનાથ બિંબ કારિત ॥ પ્રતિષ્ઠત જાલ્યોધરગચ્છે દેવસૂરિશિષ્યે શ્રી હરિભદ્રસૂરિભિ ।

(૪) સવત ૧૨૯૬ માધ સુદિ ૧૧ શ્રીમાલજ્ઞાતીય શ્રે૦ પાસેડનસુતા વાવિણિ શ્રેયોઽર્થે શ્રી રિષભદેવ બિંબ કારિત પ્રતિષ્ઠિત શ્રી રત્ન(પ્ર)તભૂરિભિ ।

(૫) સવત ૧૨૯૭ વર્ષે ચૈત્ર વદિ ૫ ભોમ મહા૰ કાકલ સીવસીહ સહિતેન પિતૃ બિ કારિત પ્રતિષ્ઠિત શ્રી દેવસૂરિશિષ્યે પ્ર સૂરિભિ ।

(૬) સવત ૧૨૯૮ વર્ષે વૈશાખ સુદિ ૪ શની શ્રે૦ દેકુપુત્રી માદકારણ (પિ) ત। શ્રી દેવ મહાવીર બિંબ વાયડગચ્છે પ્રતિષ્ઠિત શ્રી જીવદેવસૂરિભિ ॥

(૭) સવત ૧૩૦૫ આષાઢ સુદિ ૧૦ શ્રી ઋષભનાથ પ્રતિમા શ્રી જિન તિ સૂરિ શિષ્યૈ શ્રી જિનેસર સૂરિભિ પ્રતિષ્ઠિતા। સા શ્રાવકેણુ કારિતા ॥

(૮) સવત ૧૩૦૫ અષાઢ સુદિ ૧૦ શ્રી ઋષભનાથ પ્રતિમા શ્રી જિન તિસૂરિશિષ્ય શ્રી જિનસરસૂરિભિ પ્રતિષ્ઠિતા સા . (લો) લૂ શ્રી વકણુકારિતા ॥

(૯) સવત ૧૩૧૧ શ્રી શ્રીમાલીય શ્રે૦ જયતાસુત આસલેન સ્વભાર્યા માતૃરાદેવિ શ્રેયોઽર્થ બિંબ કારિત પ્રતિષ્ઠિત શ્રી (સો)મચદ્ર સૂરિભિ ॥

(૧૦) સવત ૧૩૨૯ વૈ૦ વ૦ ૯ શુક્રે પિતૃ સાગા માતૃ શ્રી લૂણદેવિ શ્રેયસે રવીભા ભીમાભ્યા શ્રી આદિનાથ બિંમ કારિત શ્રી બહદ્ગચ્છીય શ્રી ગુણાકર સુરિભિ પ્રતિષ્ઠિત ॥

(૧૧) સવત ૧૩૩૩ વૈશાખ વદિ ૫ શ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ સાગણ સિંગારદેવિ શ્રેયોઽર્થે સુત નરસિંહેન શ્રી મહાવીર બિંબ કારિત શ્રી હેમતિલકસૂરિણા ઉપદેશેન ॥

(૧૨) સવત ૧૩૩૪ વૈશાખ સુદિ ૪ સુતેન ઠ૦ ઉક્ષણાકેનાકષા ન હુવજના શ્રેયસે શ્રી આદિનાથ બિંબ કારિત પ્રતિષ્ઠિત કનાપલ્લીય શ્રી નરભદ્રસૂરિભ ॥

(૧૩) સવત ૧૩૩૪ ૫ શનૌ શ્રે૦ કુજલ સુ૦ પાસદેવ સુ૦ વીરપાલ ના રતના જયતા વીરપાલ સુ૦ પદમસીહેનભાર્યા પદ્માવતિ પાલ્હણદેવિ પ્ર (ચ) દેવ શ્રી પારસ્વનાથ બિંબ કારાપિત ॥

(૧૪) સવત ૧૩૩૭ વર્ષે વૈશાખ સુદિ ૨ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીય શ્રે શ્રેય તત્નયરસિંહ શ્રી પાર્થસુત વીરમેન દેવ શ્રી શાતિનાથ બિંબ કારાપિત ॥

(૧૫) વિ૰ સ૰ ૧૩૪૧ જ્યેષ્ઠ સુદિ ૧૫ લઘુભાતૃ ધનપાલ શ્રેયોઽર્થે વિજયસિંહેન શ્રી નેમિનાથ બિંબ કારિત પ્રતિષ્ઠિત ॥

(૧૬) સવત ૧૩૪૪ વર્ષે જ્યેષ્ઠ સુ૦ ૧૦ બુધે લખમસીહેન સહજા ભાર્યા સહજલદેવિ શ્રેયાઽર્થે શ્રી પાર્શ્વનાથ બિંબ કારિત ॥

(૧૭) સવત ૧૩૪૬ ચૈત્ર સુદિ ૧ ભૌમે પિતૃ સમરસિંહ બૃહદભાતૃ સોહડ શ્રેયસે શ્રે૦ રત્નેન શ્રી શાતિનાથ કારિત પ્રતિષ્ઠિત શ્રી યશોભદ્રસૂરિશિષ્યે શ્રી વિબુધપ્રભસૂરિભિ ॥

(૧૮) સવત ૧૩૫૯ મોઢ જાતીય ઠ૦ દેદાકેન માતૃ હીરલ પુણ્યાય બિંબ કારિત પ્રતિ૦ શ્રી જાલ્યોધરગચ્છે શ્રી હરિપ્રભસૂરિભિ' ॥

આ અઢાર લેખો(૧–૧૮)નો સમયપટ સ૦ ૧૨૭૬(ઈ૦ સ૦ ૧૨૨૦)થી સ૦ ૧૩૫૯ (ઈ૦ સ૦ ૧૩૦૩) એટલે કે ૮૩ વર્ષનો છે આ સમયે ગુજરાતની ગાદી પર સોલકી રાજાઓ ભીમદેવ બીજો (લવણપ્રસાદની મદદ દ્વારા પુન સત્તાપ્રાપ્તિનો સમય ઈ૦ સ૦ ૧૨૨૫–૧૨૪૨), ત્રિભુવનપાલ (ઈ૦ સ૦ ૧૨૪૨–૧૨૪૪) અને વાઘેલા—સોલકી વશના રાજવીઓ હતા આમ આ સમય દરમ્યાન સોલકીની મુખ્ય શાખાનો અત અને ઉપશાખા વાઘેલા–સોલકીનો ઉદય તેમ જ અસ્ત જોવામા આવે છે

આ બધા લેખો અનુક્રમે (૧) સ૦ ૧૨૭૬ (ઈ૦ સ૦ ૧૨૨૦), (૨) સ૦ ૧૨૭૯ (ઈ૦ સ૦ ૧૨૨૩), (૩–૪) સ૦ ૧૨૯૬ (ઈ૦ સ૦ ૧૨૪૦); (૫) સ૦ ૧૨૯૭ (ઈ૦ સ૦ ૧૨૪૩), (૬) સ૦ ૧૨૯૮ (ઈ૦ સ૦ ૧૨૪૪), (૭–૮) સ૦ ૧૩૦૫ (ઈ૦ સ૦ ૧૨૪૯); (૯) સ૦ ૧૩૧૧ (ઈ૦ સ૦ ૧૨૫૫); (૧૦) સ૦ ૧૩૨૯ (ઈ૦ સ૦ ૧૨૭૩), (૧૧) સ૦ ૧૩૩૩ (ઈ૦ સ૦ ૧૨૭૭), (૧૨–૧૩) સ૦ ૧૩૩૪ (ઈ૦ સ૦ ૧૨૭૮), (૧૪) સ૦ ૧૩૩૭ (ઈ૦ સ૦ ૧૨૮૧), (૧૫) સ૦ ૧૩૪૧ (ઈ૦ સ૦ ૧૨૮૫), (૧૬) સ૦ ૧૩૪૪ (ઈ૦ સ૦ ૧૨૮૮), (૧૭) સ૦ ૧૩૪૬ (ઈ૦ સ૦ ૧૨૯૦), અને (૧૮) સ૦ ૧૩૫૯ (ઈ૦ સ૦ ૧૩૦૩)ના છે

આ લેખો પૈકીના બે લેખ (૩–૪) સ૦ ૧૨૯૬ (ઈ૦ સ૦ ૧૨૪૦)ના છે તે પૈકી એક લેખ–(૩)મા મિતિ કે વાર આપેલ નથી, તો બીજા લેખમા મિતિ આપી છે પણ વારનો ઉલ્લેખ નથી બીજા બે લેખ (૭–૮) સ૦ ૧૩૦૫ (ઈ૦ સ૦ ૧૨૪૯)ના છે બનેમા મિતિનો ઉલ્લેખ કર્યો છે, પણ વારનો નિર્દેશ નથી સ૦ ૧૩૩૪(ઈ૦ સ૦ ૧૨૭૮)ના પણ બે લેખો છે (૧૨–૧૩) તે પૈકી એક લેખ(ન૦ ૧૨)મા મિતિનો ઉલ્લેખ કર્યો છે, પણ ઘસારાના કારણે વાર વચાતો નથી બીજા લેખ–(ન૦ ૧૩)માં તિથિ અને વારનો ઉલ્લેખ સ્પષ્ટ વચાય છે, પણ માસ–પખવાડિયાના અક્ષરો ઘસાઈ ગયા હોવાને કારણે વાચી શકાતા નથી

આ અઢાર લેખો પૈકી ત્રણ લેખો(ન૦ ૩, ૯ અને ૧૮)મા માત્ર સાલનો જ નિર્દેશ કર્યો છે અને મિતિ, વારની વિગત મળતી નથી વળી છ લેખો(ન૦ ૫, ૬, ૧૦, ૧૩, ૧૪, ૧૭)મા અનુક્રમે ભોમ (મગળ), શનિ, શુક્ર, શનિ, સોમ, ભોમ(મગળ)વારનો ઉલ્લેખ કર્યો છે બાકીના લેખોમા વારનો નિર્દેશ કર્યો નથી આ અઢાર લેખો પૈકીના ન૦ ૧ અને ૪મા માઘ માસનો અને ન૦ ૫ અને ૧૭મા ચૈત્રનો, ન૦ ૬, ૧૦, ૧૧, ૧૨ અને ૧૪મા વૈશાખનો, ન૦ ૨, ૧૫ અને ૧૬મા જ્યેષ્ઠ(જેઠ)નો અને ન૦ ૧ તથા ૮મા અષાઢ માસનો ઉલ્લેખ કર્યો છે

આ સર્વ લેખોનુ લખાણ સુવાચ્ય અને સ્પષ્ટ છે તેમ છતા ઘસારાને કારણ કેટલાક લેખોની વિગતો ભૂસાઈ ગઈ છે દા૦ ત૦, ન૦ ૫ના લેખમા પિતૃ પછીના અક્ષરોમા પ્રતિમાના નામનો ઉલ્લેખ ઘસાઈ ગયો લાગે છે લેખ ન૦ ૭મા બિંબ ભગવનાર વ્યક્તિનુ નામ ઘસાઈ ગયુ છે લેખ ન૦ ૮મા જેમની પ્રેરણાથી ઋષભનાથની પ્રતિમા ભરાવી છે તે જિનસરસૂરિના શિષ્ય સૂરિનુ નામ તથા પ્રતિમા ભગવનાર વ્યક્તિનુ નામ ઘસાઈ ગયેલ છે લેખ ન૦ ૧૨મા વાર ભૂસાઈ ગયો છે તે સાથે જેના શ્રેયાર્થે આદિનાથનુ બિંબ ભરાયુ છે તે વ્યક્તિનુ નામ ઘસાઈ ગયુ છે લેખ ન૦ ૧૩મા માસ, પક્ષ અને અતિમ પક્તિના કેટલાક અક્ષરો ઘસાઈ ગયા છે ન૦ ૧ના લેખમા સવત અને ગચ્છના ઉલ્લેખ સિવાય બીજી કોઈ વિગત નોંધાઈ નથી આથી બાકીનુ લખાણ સભવત ભૂસાઈ ગયુ હશે તેવુ અનુમાન થાય છે લેખ ન૦ ૫, ૯ તથા ૧૮મા તીર્થંકરોના નામનો ઉલ્લેખ ન કરતા માત્ર બિંબ ભગવ્યાનો જ નિર્દેશ કર્યો છે

# સૂચિ

(જમણી બાજુએ લખેલો અંક જે તે પ્રતિમાલેખનો નંબર સૂચવે છે)

## તીર્થંકરોના નામ[1]

| | | |
|---|---|---|
| આદિનાથ (ઋષભદેવ) | (૧) | ૨, ૪, ૭, ૮, ૧૦, ૧૨ |
| શાંતિનાથ | (૧૬) | ૧૪, ૧૭ |
| નેમિનાથ | (૨૨) | ૩, ૧૫ |
| પાર્શ્વનાથ | (૨૩) | ૧૩, ૧૬ |
| મહાવીર | (૨૪) | ૬, ૧૧ |

## સૂરિઓનાં નામ[2]

| | | |
|---|---|---|
| ગુણાકરસૂરિ[3] | (બૃહદ્ગચ્છ) | ૧૦ |
| જિનદત્તસૂરિ[4] | (વાયટીયગચ્છ) | ૨ |
| જિન તિસૂરિ[5] | | ૭–૮ |
| જિનેસરસૂરિ[5] | | ૭–૮ |
| જીવદેવસૂરિ[6] | (વાયડગચ્છ) | ૬ |
| દેવસૂરિ[7] | (જાલ્યોધરગચ્છ) | ૩, ૫ |
| નરભદ્રસૂરિ | | ૧૧ |
| પ્ર (ધ) દેવ (?) | | ૧૩ |

---

૧ અઢાર પ્રતિમાઓ પૈકીની ચૌદ પ્રતિમાઓ પર તીર્થંકરોના નામનો ઉલ્લેખ કર્યો છે અને તે પૈકીની ૭ પ્રતિમાઓ આદિનાથ અને બાકીની આઠ પ્રતિમાઓ પૈકી શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર એ દરેક તીર્થંકરની બબ્બે પ્રતિમાઓ હોવાનું આ લેખ પરથી સૂચવાય છે

૨ પ્રતિમાલેખ નં૦ ૫ અને ૧૩માં સૂરિનું નામ ઘસાઈ ગયું હોય તેમ લાગે છે, જ્યારે લેખ નં૦ ૧૪, ૧૫, ૧૬માં સૂરિના નામનો ઉલ્લેખ નથી

૩ આ એ જ સૂરિ લાગે છે કે જેમણે સંવત ૧૨૯૬માં નાગાર્જુનકૃત 'યોગરત્નમાલા' પર વૃત્તિ રચી હોવાનું નોંધાયું છે (મો૦ દ૦ દેસાઈકૃત જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ૦ ૩૯૭, પરિચ્છેદ ૫૭૧)

૪ શ્રી જિનદત્તસૂરિ સં૦ ૧૨૬૫માં વાયટ (વાયડ) ગામમાં થયા તેમણે 'વિવેકવિલાસ' નામનો ગ્રંથ રચ્યો છે તેઓ વસ્તુપાલની સાથે શત્રુંજયની યાત્રાએ ગયેલા સૂરિઓ પૈકીના એક હતા એમ સુકૃતસંકીર્તનમાં જણાવ્યું છે જીવદેવસૂરિ તેમના શિષ્ય હતા (જૈ૦ સા૦ સં૦ ઇ૦ પૃ૦ ૩૪૧, પરિ૦ ૪૯૬) જીવદેવસૂરિનો ઉલ્લેખ અહીં લેખ નં૦ ૬માં થયેલો છે

૫ અહીં સૂરિના નામમાં એક અક્ષર ઘસાઈ ગયો છે, પરંતુ આ જ લેખમાં તે સૂરિના શિષ્યનું નામ જિનેસરસૂરિ હોવાનું નોંધાયું છે તે પરથી અનુમાન થાય છે કે આ સૂરિ જિનેસરસૂરિ(જિનેશ્વર)ના ગુરુ ખરતરગચ્છના જિનપતિસૂરિ હોવા જોઈએ આ સૂરિએ શ્રેષ્ઠિ નેમિચંદ્ર ભાંડાગારિકને જૈનધર્મી બનાવ્યા હતા આ શ્રેષ્ઠિના પુત્રે સં૦ ૧૨૫૫માં તેમની પાસે દીક્ષા લઈ તેમના પટ્ટધર શિષ્ય જિનેશ્વરસૂરિ નામે પ્રસિદ્ધ થયા (જૈ૦ સા૦ સં૦ ઇ૦ પૃ૦ ૩૪૦, પરિ૦ ૪૯૩)

૬ જુઓ ટિપ્પણ નં૦ ૩ જીવદેવસૂરિ યોગવિદ્યાના ભારે જાણકાર હતા (જૈ૦ સા૦ સં૦ ઇ૦, પૃ૦ ૩૪૧, પરિ૦ ૪૯૬)

૭ આ સૂરિએ પ્રાકૃતમાં 'પદ્મપ્રભચરિત' રચ્યું હતું તેની એક હસ્તપ્રત છાણીમાં પ્રવર્તક કાંતિવિજયજી પુસ્તક-ભંડારમાં છે (જૈ૦ સા૦ સં૦ ઇ૦, પૃ૦ ૩૪૦, પરિ૦ ૪૯૩)

| | |
|---|---|
| પ્ર (સૂરિ) | ૫ |
| યશોભદ્રસૂરિ | ૧૭ |
| રત્ન(વ)તસૂરિ | ૪ |
| વિબુધપ્રભસૂરિ[૮] | ૧૭ |
| (સો)મચંદ્રસૂરિ[૯] | ૯ |
| હરિપ્રભસૂરિ (જાલ્યોધરગચ્છ) | ૧૮ |
| હરિભદ્રસૂરિ (જાલ્યોધરગચ્છ) | ૩ |
| હેમતિલકસૂરિ | ૧૧ |

## ગચ્છોનાં નામ

| | | |
|---|---|---|
| (૧) | કનાપલ્લીય | ૧૨ |
| (૨) | જાલ્યોધર | ૩, ૧૮ |
| (૩) | બૃહદ્ | ૧૦ |
| (૪) | બ્રહ્માણ | ૧ |
| (૫) | વાયટીય કે વાયટ | ૨, ૬ |

## જ્ઞાતિઓ[૧૦] અને અટકો[૧૧]નાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ઠ૦ (ઠક્કર) (અટક) | ૧૨, ૧૮ |
| ૨ | મોઢ (જ્ઞાતિ) | ૩, ૧૮ |
| ૩ | રાણુ (અટક) | ૩ |
| ૪ | શ્રાવક (જ્ઞાતિ) | ૭ |
| ૫ | શ્રીમાલ—લી (જ્ઞાતિ) | ૪, ૯, ૧૧, ૧૪ |

---

૮ ચંદ્રગચ્છમા વિબુધપ્રભસૂરિ નામના સૂરિ થઈ ગયા છે તેમના એક શિષ્ય પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત (પિટર્સન હસ્તપ્રતોનો રિપોર્ટ ન૦ ૩ (૧૮૮૪–૮૬), ન૦ ૩૦૨ અને કુંથુચરિત (જેની સં૦ ૧૩૦૪ની હસ્તપ્રત જેસલમેરના ભંડારમાં છે) રચ્યાં હતા (જૈ૦ સા૦ સં૦ ઇ૦, પૃ૦ ૩૯૬, પરિ૦ ૫૬૯) આ લેખના વિબુધપ્રભસૂરિ ઉપર્યુક્ત ચંદ્રપ્રભસૂરિના ગુરુ હોવાનુ અનુમાન છે

૯ આ લેખના (સો)મચંદ્રસૂરિ પ્રસિદ્ધ વાદિદેવસૂરિના શિષ્ય જયમંગલસૂરિના શિષ્ય હોવાનુ અમારુ અનુમાન છે સોમચંદ્રસૂરિએ સં૦ ૧૩૨૯મા વૃત્તરત્નાકર નામના છંદના ગ્રંથ પર ટીકા લખી હતી

૧૦ લેખોમાં મોઢ અને શ્રીમાલ–લીનો જ્ઞાતિઓ તરીકે ઉલ્લેખ થયો છે આ બંને જ્ઞાતિઓ તેના મૂળ ઉદ્ભવસ્થાન—પ્રદેશ સાથે સંકળાયેલી છે આ બંને જ્ઞાતિઓ ગુજરાતમાં જૈન તેમ જ જૈનેતર સમાજ સાથે સંકળાયેલી છે, પરંતુ જૈનેતર સમાજમાં મોઢ અને શ્રીમાલી જ્ઞાતિ બ્રાહ્મણ અને વૈષ્ણવ વાણિયાઓમા જેમ પ્રચલિત છે તેમ જૈન સમાજમાં પણ તે જૈન વાણિયાના વર્ગ સાથે સંકળાયેલી છે લેખોમાં નિરૂપિત ઠક્કર અને સાહ (શાહ) અટક વ્યાપારીવર્ગની સૂચક છે

૧૧ પ્રસ્તુત ધાતુ પ્રતિમાલેખોમાં આવતી શ્રે૦ (શ્રેષ્ઠી), મહા૦ (મહાજન), સા (શાહ) વગેરે અટકો ઔપચારિક હોવાથી તેમનો સમાવેશ આ સૂચિમાં કર્યો નથી

'શ્રેષ્ઠી' શબ્દ ગુપ્તોના અભિલેખોમાં ગામના શ્રીમંત વેપારીવર્ગ માટે પ્રયોજાયેલો જોવા મળે છે તેઓ વેપાર ઉપરાંત નાણાં ધીરધારનો ધંધો પણ કરતા હતા આ પ્રણાલિકાને અનુસરતી વ્યક્તિ માટે 'શ્રેષ્ઠી' શબ્દ ભારતમાં લાંબા સમયથી પ્રચલિત છે એનુ હાલનુ રૂપાંતર 'શેઠ' શબ્દમાં મળે છે

મહા૦ એ 'મહાજન', 'મહામાત્ય', 'મહત્તર' વગેરેનુ સંક્ષેપ સમજવે છે લેખ ન૦ ૫માંનો ઉલ્લેખ જો

# સૂચિ

(જમણી બાજુએ લખેલો અંક જે તે પ્રતિમાલેખનો નંબર સૂચવે છે)

## તીર્થંકરોનાં નામ[1]

| | | |
|---|---|---|
| આદિનાથ (ઋષભદેવ) | (૧) | ૨, ૪, ૭, ૮, ૧૦, ૧૨ |
| શાંતિનાથ | (૧૬) | ૧૪, ૧૭ |
| નેમિનાથ | (૨૨) | ૩, ૧૫ |
| પાર્શ્વનાથ | (૨૩) | ૧૩, ૧૬ |
| મહાવીર | (૨૪) | ૬, ૧૧ |

## સૂરિઓના નામ[2]

| | | |
|---|---|---|
| ગુણાકરસૂરિ[3] | (બૃહદ્ગચ્છ) | ૧૦ |
| જિનદત્તસૂરિ[4] | (વાયટીયગચ્છ) | ૨ |
| જિન તિસૂરિ[5] | | ૭–૮ |
| જિનેસરસૂરિ[5] | | ૭–૮ |
| જીવદેવસૂરિ[6] | (વાયડગચ્છ) | ૬ |
| દેવસૂરિ[7] | (જાલ્યોધરગચ્છ) | ૩, ૫ |
| નગ્ગભદ્રસૂરિ | | ૧૧ |
| પ્ર . (ધ) દેવ (?) | | ૧૩ |

---

૧ અઢાર પ્રતિમાઓ પૈકીની ચૌદ પ્રતિમાઓ પર તીર્થંકરોના નામનો ઉલ્લેખ કર્યો છે અને તે પૈકીની ૭ પ્રતિમાઓ આદિનાથ અને બાકીની આઠ પ્રતિમાઓ પૈકી શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર એ દરેક તીર્થંકરની બબ્બે પ્રતિમાઓ હોવાનુ આ લેખ પરથી સૂચવાય છે

૨ પ્રતિમાલેખ નં૦ ૫ અને ૧૩મા સૂરિનુ નામ ઘસાઈ ગયુ હોય તેમ લાગે છે, જ્યારે લેખ નં૦ ૧૪, ૧૫, ૧૬માં સૂરિના નામનો ઉલ્લેખ નથી

૩ આ એ જ સૂરિ લાગે છે કે જેમણે સંવત ૧૨૯૬મા નાગાર્જુનકૃત 'યોગરત્નમાલા' પર વૃત્તિ રચી હોવાનુ નોંધાયુ છે (મો૦ દ૦ દેસાઈકૃત જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ૦ ૩૯૭, પરિચ્છેદ ૫૭૧)

૪ શ્રી જિનદત્તસૂરિ સં૦ ૧૨૬૫મા વાયટ (વાયડ) ગામમા થયા તેમણે 'વિવેકવિલાસ' નામનો ગ્રંથ રચ્યો છે તેઓ વસ્તુપાલની સાથે શત્રુંજયની યાત્રાએ ગયેલા સૂરિઓ પૈકીના એક હતા એમ સુકૃતસંકીર્તનમા જણાવ્યુ છે જીવદેવસૂરિ તેમના શિષ્ય હતા (જૈ૦ સા૦ સં૦ ઇ૦ પૃ૦ ૩૪૧, પરિ૦ ૪૯૬) જીવદેવસૂરિનો ઉલ્લેખ અહીં લેખ નં૦ ૬મા થયેલો છે

૫ અહીં સૂરિના નામમા એક અક્ષર ઘસાઈ ગયો છે, પરંતુ આ જ લેખમા તે સૂરિના શિષ્યનુ નામ જિનેસરસૂરિ હોવાનુ નોંધાયુ છે તે પરથી અનુમાન થાય છે કે આ સૂરિ જિનેસરસૂરિ(જિનેશ્વર)ના ગુરુ ખરતરગચ્છના જિનપતિસૂરિ હોવા જોઈએ આ સૂરિએ શ્રેષ્ઠિ નેમિચંદ્ર ભાંડાગારિકને જૈનધર્મી બનાવ્યા હતા આ શ્રેષ્ઠિના પુત્રે સં૦ ૧૨૫૫મા તેમની પાસે દીક્ષા લઈ તેમના પટ્ટધર શિષ્ય જિનેશ્વરસૂરિ નામે પ્રસિદ્ધ થયા (જૈ૦ સા૦ સં૦ ઇ૦ પૃ૦ ૩૪૦, પરિ૦ ૪૯૩)

૬ જુઓ ટિપ્પણ નં૦ ૩ જીવદેવસૂરિ યોગવિદ્યાના ભારે જાણકાર હતા (જૈ૦ સા૦ સં૦ ઇ૦, પૃ૦ ૩૪૧, પરિ૦ ૪૯૬)

૭ આ સૂરિએ પ્રાકૃતમાં 'પદ્મપ્રભચરિત' રચ્યુ હતુ તેની એક હસ્તપ્રત પાટણમાં પ્રવર્તક કાંતિવિજયજી પુસ્તક-ભંડારમા છે (જૈ૦ સા૦ સં૦ ઇ૦, પૃ૦ ૩૪૦, પરિ૦ ૪૯૬)

| | |
|---|---|
| પ્ર (સૂરિ) | ૫ |
| યશોભદ્રસૂરિ | ૧૭ |
| રત્ન(વ)તસૂરિ | ૪ |
| વિબુધપ્રભસૂરિ[૮] | ૧૭ |
| (સો)મચદ્રસૂરિ[૯] | ૯ |
| હરિપ્રભસૂરિ (જાલ્યોધરગચ્છ) | ૧૮ |
| હરિભદ્રસૂરિ (જાલ્યોધરગચ્છ) | ૩ |
| હેમતિલકસૂરિ | ૧૧ |

## ગચ્છોનાં નામ

| | | |
|---|---|---|
| (૧) | કનાપલ્લીય | ૧૨ |
| (૨) | જાલ્યોધર | ૩, ૧૮ |
| (૩) | બૃહદ્ | ૧૦ |
| (૪) | બ્રહ્માણ | ૧ |
| (૫) | વાયડીય કે વાયટ | ૨, ૬ |

## જ્ઞાતિઓ[૧૦] અને અટકો[૧૧]નાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ઠ૦ (ઠક્કુર) (અટક) | ૧૨, ૧૮ |
| ૨ | મોઢ (જ્ઞાતિ) | ૩, ૧૮ |
| ૩ | ગણુ (અટક) | ૩ |
| ૪ | શ્રાવક (જ્ઞાતિ) | ૭ |
| ૫ | શ્રીમાલ—લી (જ્ઞાતિ) | ૪, ૯, ૧૧, ૧૪ |

---

૮ ચદ્રગચ્છમા વિબુધપ્રભસૂરિ નામના સૂરિ થઈ ગયા છે તેમના એક શિષ્ય પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત (પિટર્સન હસ્તપ્રતોનો રિપોર્ટ ન૦ ૩ (૧૮૮૪–૮૬), ન૦ ૩૦૨ અને કુથુચરિત (જેની સ૦ ૧૩૦૪ની હસ્તપ્રત જેસલમેરના ભડારમા છે) રચ્યા હતા (જૈ૦ સા૦ ન૦ ઇ૦, પૃ૦ ૩૯૬, પરિ૦ ૫૬૯) આ લેખના વિબુધસૂરિ ઉપર્યુક્ત ચદ્રપ્રભસૂરિના ગુરુ હોવાનુ અનુમાન છે

૯ આ લેખના (સો)મચદ્રસૂરિ પ્રસિદ્ધ વાદિદેવસૂરિના શિષ્ય જયમગલસૂરિના શિષ્ય હોવાનુ અમારુ અનુમાન છે સોમચદ્રસૂરિએ સ૦ ૧૩૨૯મા વૃત્તરત્નાકર નામના છદના ગ્રથ પર ટીકા લખી હતી

૧૦ લેખોમા મોઢ અને શ્રીમાલ–લીનો જ્ઞાતિઓ તરીકે ઉલ્લેખ થયો છે આ બને જ્ઞાતિઓ તેના મૂળ ઉદ્ભવસ્થાન—પ્રદેશ સાથે સકળાયેલી છે આ બને જ્ઞાતિઓ ગુજરાતમા જૈન તેમ જ જૈનેતર સમાજ સાથે સકળાયેલી છે, પરતુ જૈનેતર સમાજમા મોઢ અને શ્રીમાલી જ્ઞાતિ બ્રાહ્મણ અને વૈષ્ણવ વાણિયાઓમા જેમ પ્રચલિત છે તેમ જૈન સમાજમા પણ તે જૈન વાણિયાના વર્ગ સાથે સકળાયેલી છે લેખોમા નિરૂપિત ઠક્કર અને સાહ (શાહ) અટક વ્યાપારીવર્ગની સૂચક છે

૧૧ પ્રસ્તુત ધાતુ પ્રતિમાલેખોમા આવતી શ્રે૦ (શ્રેષ્ઠી), મહા૦ (મહાજન), સા (શાહ) વગેરે અટકો ઔપચારિક હોવાથી તેમનો સમાવેશ આ સૂચિમા કર્યો નથી

'શ્રેષ્ઠી' શબ્દ ગુપ્તોના અભિલેખોમા ગામના શ્રીમત વેપારીવર્ગ માટે પ્રયોજાયેલો જોવા મળે છે તેઓ વેપાર ઉપરાત નાણા ધીરધારનો ધધો પણ કરતા હતા આ પ્રણાલિકાને અનુસરતી વ્યક્તિ માટે 'શ્રેષ્ઠી' શબ્દ ભારતમા લાબા સમયથી પ્રચલિત છે એનુ હાલનુ રૂપાતર 'શેઠ' શબ્દમા મળે છે

મહા૦ એ 'મહાજન', 'મહામાત્ય', 'મહત્તર' વગેરેનુ સક્ષેપ સભવે છે લેખ ન૦ ૫માનો ઉલ્લેખ જો

## સ્થળોનાં નામ

| | |
|---|---|
| નિગગજપુર | ૨ |

## સ્રીપુરુષોનાં નામ

### સ્રીઓનાં નામ

| | | | |
|---|---|---|---|
| પદ્માવતિ | ૧૩ | વાવિણિ | ૪ |
| પાલ્હણદેવી | ૧૩ | સહજલદેવી | ૧૬ |
| માનુગદેવી | ૯ | સિંગારદેવિ | ૧૧ |
| માદકારણુ | ૬ | હીગલ | ૧૮ |
| ગજૂ | ૨ | હુવજના | ૧૨ |
| લૂણદેવિ | ૧૦ | | |

### પુરુષોનાં નામ

| | | | |
|---|---|---|---|
| આસલ | ૯ | ગત્ન | ૧૭ |
| ઉદલાણાદ | ૧૨ | ગતના | ૧૩ |
| કાકલ | ૫ | ગવીભા | ૧૦ |
| કુંજલ | ૧૩ | ગજસીહ | ૩ |
| જયતા | ૯, ૧૩ | લખમસીહ | ૧૬ |
| દેકુ | ૬ | વઝણુ | ૮ |
| દેદાક | ૧૮ | વિજયસિંહ | ૧૫ |
| ધનપાલ | ૧૫ | વીરપાલ | ૧૩ |
| નયરસિંહ | ૧૪ | વીગમ | ૧૪ |
| નગસિંહ | ૧૧ | વીઝણુ (ત) | ૨ |
| નાગપાલ | ૩ | સમરસિહ | ૧૭ |
| પદ્મસિંહ | ૧૩ | સાગણુ | ૧૧ |
| પાર્થ | ૧૪ | સાગા | ૧૦ |
| પાસડ | ૪ | સીવસીહ | ૫ |
| પાસદેવ | ૧૩ | સોહડ | ૧૭ |
| ભીમાભા | ૧૦ | | |

---

'મહામાત્ય'ના અર્થમા ઘટાવવામા આવે તો મહામાત્ય 'કાકલ' કાણ અને આ સમયના ઇતિહાસમા તેનુ કેવુ અને કેટલુ મહત્ત્વ વગેરે પ્રશ્નો ઉપસ્થિત થાય તેમ છે

'ઠક્કર' શબ્દ ચૌલુક્ય સમયના અભિલેખોમા ગુજરાતમા સર્વપ્રથમ દગ્ગોચર થાય છે 'ઠક્કુર' શબ્દ સ્પષ્ટત ગામના મુખી કે જાગીરદારની માથે વપરાતો હતો શરૂઆતમા તે નાના અને ગૌણ વર્ગના સ્થાનિક અધિકારી માટે વપરાતો હોવાનુ માલૂમ પડે છે ગુજરાતમાં હાલમા લુહાણા અને ભાટિયા કોમ માટે તે સર્વમાન્ય અટક થઈ પડી હોય તેમ લાગે છે ઠક્કુર, ઠક્કરમાનો 'ઠક્ક' શબ્દ પ્રાકૃત છે અને તે વેપારીના અર્થમાં પ્રયોજાતો આ અર્થમા તે ઈસુની પહેલી સદીના એક અભિલેખમા ઉલ્લેખાયેલ છે (મોનિયર વિલિયમ્સ 'સંસ્કૃત કોશ', પૃ૦ ૪૩૦)

'રાણુ '(લેખ નં૦ ૩)ની અટક સંસ્કૃત 'રાણક માથી ઉદ્દભવેલી લાગે છે

આ ધાતુ પ્રતિમાલેખોમાં મધ્યકાલીન ગુજરાતના વણિક વર્ગની વ્યક્તિઓના જે નામો મળે છે, તેના વર્ગીકરણો પરથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીપુરુષોના ઘણા સંસ્કૃત નામો મિશ્ર-સંસ્કૃત (Non-Sanskrit)-મા રૂપાંતર પામ્યા છે વળી, તેમાના કેટલાક પ્રાકૃતમાથી ઊતરી આવેલા જણાય છે, તો કેટલાક વિકૃત થયાં છે સામાન્યત આપણે આ નામોને ચાર વિભાગમા વહેંચી શકીએ (૧) શુદ્ધ સંસ્કૃત, (૨) અર્ધ કે મિશ્ર સસ્કૃત, (૩) શુદ્ધ પ્રાકૃત, (૪) અર્ધ કે મિશ્ર પ્રાકૃત

નાગપાલ, નરસિંહ, વીરપાલ, પદ્મસિંહ, ધનપાલ, પાર્શ્વ, અમરસિંહ, રત્નવિજયસિંહ, પદ્મવતી વગેરે નામો શુદ્ધ સસ્કૃતરૂપે વપરાતા જોવા મળે છે, તો રાજસીહ, સીવસીહ, જયતા, રવીભા, ભીમાભા, રતના, વીરમ, નયરસિંહ, લખમસિંહ, રાજૂ, લણદેવી, માતૃગદેવી, સિંગારદેવિ વગેરે મિશ્ર કે અર્ધસંસ્કૃતરૂપ ધારણ કરે છે વીરૂણ, પાસડ, કાકલ, દેકુ, વઝણ, આસલ, સાગા, સાગણ, હુવજના (?), કુંજલ, પાસદેવ, સોહડ, દેદાક, વાવિણિ, માદકરણ, પાટહણદેવી, સહજલદેવી, હીરલ વગેરે નામો શુદ્ધ તેમ જ મિશ્ર પ્રાકૃતના સ્વરૂપોમા દૃગ્ગોચર થાય છે

જે નામોને અંતે સિંહ, પાલ, દેવી કે વતી શબ્દ આવે છે તે બહુધા તત્સમ સ્વરૂપ જાળવી રહ્યા છે, દા૦ ત૦, પદ્મસિંહ, વિજયસિંહ, સમરસિંહ, નાગપાલ, વીરપાલ, ધનપાલ, લૂણદેવિ, પદ્મવતી પણ ક્યારેક આવા નામોના પૂર્વે આવેલ સ્વરૂપ વિકૃત પણ થયા છે, દા૦ ત૦ પાસદેવ, માતૃગદેવી, સિંગારદેવી, સહજલદેવી, સીવસીહ અને લખમ(લક્ષ્મણ)સીહ પણ આવા જ વિકૃત તત્સમો છે અહી તદ્ભવ નામો 'લ' (દા૦ ત૦, કાકલ, આસલ, કુંજલ, હીરલ), 'ક' (દેદાક, ઉક્ષણાક) આ (સાગા, રત્ના), 'ભા' (રવીભા, ભીમાભા), તા (જયતા), 'ડ' (પાસડ, સોહડ),[12] 'ણ' (સાગણ, વઝણ, વીરૂણ), 'ણિ' (વાવિણિ), 'ઉ' કે 'ઊ' (દેકુ, રાજૂ), 'મ' (વીરમ) વગેરે પ્રત્યયો લઈ રૂપવિધાન સાધતા જણાય છે

૧૨ ડૉ૦ કત્રે 'ડ' અંતવાળા નામો બહુના શક કે ગુર્જર જાતિવાચક હોવાનું સૂચવે છે ડૉ૦ સાંકળિયા તેમના મતને અનુમોદન આપતા જણાવે છે કે પ્રાગ્વાટ, ઓસવાલ તેમ જ વરકકેટ જૈનોમા તે સામાન્ય હોય છે વિખ્યાત પેથડશાહ રાજસ્થાનની ગુર્જર જાતિમાથી ઊતરી આવ્યા હતા ગુર્જરો મધ્ય એશિયામાથી પ્રથમ પંજાબમા સ્થિર થયા અને તે પછી ઉત્તરોત્તર તેઓએ રાજસ્થાન અને ઉત્તર ગુજરાતમા સ્થળાંતર કર્યું સોલંકી સમય દરમ્યાન તેઓની રાજ્યમા અમલદારો તરીકે નિયુક્તિ થતી તેથી તેઓ ખૂબ પ્રતિષ્ઠા ને મહત્તા પામ્યા હતા ગુજરાતના પ્રદેશને ગુજરાતનામાભિધાન અર્પણ કરવામા તેઓનો ફાળો મહદ્ અંશે હોવાનું ઘણા વિદ્વાનો સ્વીકારે છે આ પરદેશી જાતિએ ભારતમા સ્થિર થયા પછી ભારતના ઇતર ધર્માની માફક જૈન ધર્મને પણ અંગીકાર કર્યો હોવાનો સંભવ છે (ડૉ૦ સાંકળિયા સ્ટડીઝ ઇન હિસ્ટોરિકલ એન્ડ કલ્ચરલ જ્યોગ્રાફી એન્ડ ઇથ્નોગ્રાફી ઑફ ગુજરાત (૧૯૪૯, પૂના), પૃ૦ ૧૪૦ તથા 'ઓરિજિન ઑફ ગુજરાત' જર્નલ ઑફ ગુજરાત રિસર્ચ સોસાયટી, ૧૯૪૬, પૃષ્ઠ ૮૨–૮૭ )



# અંબડકથાના આંતરપ્રવાહો

સોમાભાઈ પારેખ

જૈન પુરાણવિદ્યામા અબડ વિદ્યાધરની કથા અતિ મહત્ત્વની છે, પણ તેના તરફ વિદ્વાનોનુ જોઈએ તેટલુ ધ્યાન દોરાયુ નથી એટલુ જ નહિ, પણ પ્રસિદ્ધ ભારતીય વિદ્યાવિદ્ પ્રૉ૦ બ્લૂમફિલ્ડે અને પ્રૉ૦ એ૦ વેબરે ભારતીય લોકકથાની પરપરાની ચર્ચામા જેનો સારો એવો ઉલ્લેખ કર્યો છે તેવી મુનિરત્નસૂરિ-વિરચિત ગદ્યપદ્યકૃતિ 'अम्बडचरित्र'ની સમીક્ષિત આવૃત્તિ પણ આપણે તૈયાર કરી શક્યા નથી જૈન આગમો જેટલુ જ સાસ્કૃતિક ઇતિહાસની સામગ્રીમા સમૃદ્ધ, આચાર્ય હેમચન્દ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર' મહાકાવ્ય છે, અને છતાય, ડૉ૦ હેલન જોહાન્સને તેનો કરેલો અગ્રેજી અનુવાદ અને આત્માનદ જૈન સભા–ભાવનગર તરફથી પ્રસિદ્ધ થયેલો તેનો ગુજરાતી અનુવાદ—આ અનુવાદો દ્વારા જ એ મહાકાવ્ય વિષયક અધ્યયન અને સશોધન ચાલે છે, પણ તેની સમીક્ષિત આવૃત્તિ હજી આપણી પાસે તૈયાર નથી આવી જ સ્થિતિ અબડકથા-વિષયક 'अम्बडचरित्र'ની છે તેરમા શતકમા રચાયેલી આ કૃતિની છાપેલી પ્રત મુનિમાનવિજયે સપાદિત કરી, શ્રીસત્યવિજય ગ્રન્થમાલામા ગ્રન્થાક ૧૧ તરીકે, ઈ૦ સ૦ ૧૯૨૮મા પ્રસિદ્ધ કરી છે આ જ સસ્કૃત કૃતિનો જૂની ગુજરાતીમા વાચક મગલમાણિક્યે કરેલો અનુવાદ (વિ૦ સ૦ ૧૬૩૯ = ઈ૦ સ૦ ૧૫૮૩), પ્રૉ૦ બલવતરાય ક૦ ઠાકોરે સપાદિત કરી ઈ૦ સ૦ ૧૯૫૩મા પ્રસિદ્ધ કર્યો છે મેં મારી ચર્ચામા, સસ્કૃત કૃતિ 'अम्बडचरित्र' અને પ્રૉ૦ બ૦ ક૦ ઠાકોર સપાદિત 'અબડ વિદ્યાધર રાસ'નો ઉપયોગ કર્યો છે

અબડકથાના બાહ્યસ્વરૂપ (Morphology) પર તેના પુરોગામી કથાગ્રન્થો—ગુણાઢ્યકૃત 'બૃહત્કથા', શ્રીસઘદાસગણિ વાચકરચિત 'વસુદેવ-હિંડી', બુધસ્વામીકૃત 'બૃહત્કથાશ્લોકસગ્રહ', સોમદેવ-વિરચિત 'કથાસરિત્સાગર', ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથામજરી', આચાર્ય હેમચન્દ્રાચાર્ય વિરચિત 'ત્રિષષ્ટિશલાકા-પુરુષ ચરિત્ર', 'પરિશિષ્ટ પર્વ' આદિ ગ્રન્થો—ની સારી વ્યાપક અસર પડેલી છે, જ્યારે તેરમા શતક પછી, સસ્કૃત કે જૂની ગુજરાતીમા રચાયેલ, વિક્રમ વિષયક વાર્તાચક્રો—'સિંહાસનબત્રીસી', 'વેતાલપચીસી' અને 'પચદડછત્ર'—પર આ અબડકથાની પ્રબળ અસર પડેલી છે વિક્રમના ઉપર્યુક્ત ત્રણેય વાર્તાચક્રના તેમ જ દરેક વાર્તાચક્રની અલગ ઉપવાર્તાના સ્વરૂપઘટન, આયોજન, કથાઘટકો અને સાસ્કૃતિક પરપરામા

ઘણુ સામ્ય છે 'બૃહત્કથા', 'વસુદેવ હિંડી', 'બૃહત્કથા-શ્લોકસંગ્રહ' આદિ વાર્તાસંગ્રહોની માફક, અંબડકથા અને વિક્રમના વાર્તાચક્રોમા, એક મુખ્ય વાર્તા છે, જે સમગ્ર કથાને એકસૂત્રે સાંધે છે અને કથાની સમાપ્તિ આ મુખ્ય વાર્તાના કથાતતુ દ્વારા થાય છે મુખ્ય વાર્તામાથી ઉપવાર્તાઓ ફૂટતી જાય છે એક ઉપવાર્તામાથી બીજી, અને બીજીમાથી ત્રીજી એમ ઉપવાર્તાઓ ફૂટ્યે જ જાય છે એમા દરેક વાર્તા સ્વતંત્ર વાર્તા તરીકેનુ વ્યક્તિત્વ ધરાવે છે એટલુ જ નહિ, પણ તે સમગ્ર કથાના સ્થાપત્યના અંશ તરીકે તેને શોભા અર્પે છે વિક્રમના વાર્તાચક્રો અને અંબડકથાનુ સ્વરૂપઘટન આ રીતે એકબીજા સાથે ઘણુ સામ્ય ધરાવે છે અંબડકથામા સિંહાસનબત્રીસી, વેતાલપચીસી અને પચદડછત્રની વાર્તાઓના તાણાવાણા સુઘટ્ટ રીતે વણાયેલા છે

જેમ વિક્રમ અનેક પ્રકારના અન્તરાય અને અવરોધોમાથી પુરુષાર્થ અને પરાક્રમો વડે બહાર આવે છે, તેમ અંબડ પણ એક વીર તરીકે અનેક મુશ્કેલીઓનો સામનો કરી, ઘણા સાહસ કરે છે વિક્રમ અને અંબડ બન્ને કાલ્પનિક વીર પાત્રો છે, છતા તેઓના આતર વ્યક્તિત્વ દ્વારા તેઓ જીવતી-જાગતી તરવરતી વ્યક્તિઓ હોય એવી છાપ આપણા મન પર પડે છે વાસ્તવિક જીવનમા માનવી અનેક મુશ્કેલીઓના જતરડામાથી પસાર થઈ, અનેક પ્રકારની કસોટીઓમાથી તરી પાર ઊતરી જે તેજસ્વી, ભવ્ય અને પ્રાણવાન વ્યક્તિત્વની છાપ આપણા મન પર પાડે છે, તેવી જ માન અને પ્રશસાની ભાવના, વિક્રમ અને અંબડ આપણા હૃદયમા પેદા કરે છે

પ્રો૦ બ૦ ક૦ ઠાકોરે અંબડકથા વિષે આ પ્રમાણે વિધાન કર્યું છે[1]

'સિંહાસનબત્રીસી' નામે આપણા રાસજૂથમા આવુ જરૂરી પ્રથમપહેલુ સ્થાન આ 'અંબડ વિદ્યાધર રાસ'નુ છે, સિંહાસનને જે બત્રીશ પૂતળીઓ છે, જેમાની દરેક પોતાનો વારો આવતા એક કથાનક કહે છે એ બત્રીશે પૂતળી મૂળ કોણ હતી, અને સિંહાસનમા ક્યારે શાને જોડાઈ-જડાઇ ગઈ, તેની કથા જ આ 'અંબડ વિદ્યાધર રાસ' એ બત્રીશ પૂતળીઓ તે અંબડ વિદ્યાધરની બત્રીશ રાણીઓ અંબડ એક સામાન્ય નિર્ધન સાધનહીન ક્ષત્રિયમાથી મહામોટો રાજા અને અનેક અલૌકિક વિદ્યાઓનો જ્ઞાતા વિદ્યાધર કેવી રીતે થયો તથા આ એક પછી એક આ બત્રીશ રાણીઓને કેવી રીતે પરણ્યો, તે સર્વ અદ્ભુત બનાવોની કથા તે જ આ 'અંબડ વિદ્યાધર રાસ'

આમ, પ્રો૦ ઠાકોર અંબડકથાને 'સિંહાસનબત્રીશી' સાથે ઘણુ સામ્ય ધરાવતી, 'સિંહાસનબત્રીશી'ની પૂર્વઆવૃત્તિસમી ગણાવે છે પણ 'પચદડછત્ર'—વિષયક વિક્રમના વાર્તાચક્રના મારા અધ્યયન દરમ્યાન અંબડકથાનુ 'પચદડછત્ર' સાથે મને ઘણુ સામ્ય લાગ્યુ છે મુનિરત્નસૂરિએ 'અંબડચરિત્ર'ની પોતાની સસ્કૃત કૃતિની પુષ્પિકામા 'પચદડછત્ર' અને ગોરખયોગિનીના સાત આદેશનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે •

यत्पुर्यामुज्जयिन्या सुचरितविजयी विक्रमादित्यराजा,
वैताले यस्य तुष्ट. कनकनरमदाद्विष्टर पुत्रिकाश्रि.।
अस्मिन्नारूढ एव निजशिरसि दधौ पञ्चदण्डातपत्र
चक्रे वीराधिवीर. क्षितितलमनृणा सोऽस्ति सवत्सरङ्क. ॥ ३६ ॥
इत्थ गोरखयोगिनी वचनतः सिद्धोऽम्बड. क्षत्रिय
सप्तादेशवरा सकौतुकभरा भूता न वा भाविन.।
द्वात्रिंशन्मितपुत्रिकादिचरित यद् गद्यपद्येन तत्।
चक्रे श्रीमुनिरत्नसूरिविजयस्तद्वाच्यमान बुधै. ॥ ३७ ॥

इत्याचार्यश्रीमुनिरत्नसूरिविरचिते अम्बडचरिते गोरखयोगिनीदत्तसप्तादेशकरअम्बडकथानक सम्पूर्णम् ॥

---

[1] ઠાકોર, બ૦ ક૦ (સપાદિત) 'અંબડ વિદ્યાધર રાસ', પ્રસ્તાવના, પૃ૦ ૯

'પચદડછત્ર'ના વાર્તાચક્રમા દમની ગાછણ, જાદૂઈ દડની રેખા દોરી વજ્રની દીવાલ ઊભી કરે છે વિક્રમ તેના પરાક્રમી સૈન્ય વડે પણ એ દીવાલ તોડી શકતો નથી, ત્યારે તેણે દમનીને બોલાવી પૂછ્યુ કે, આ દીવાલ કેવી રીતે તોડી શકાય? દમનીએ કહ્યુ કે, મારા પાચ આદેશનુ પાલન કર, મેં આપેલા પાચ આદેશ તુ પૂરા કરીશ તો આ વજ્રની દીવાલ તુ તોડી શકીશ અબડકથામા પણ અબડ ગોરખ યોગિની પાસે આવે છે અને પોતે નિર્ધન હોઈ, ધન અને રિદ્ધિસિદ્ધિની યાચના કરે છે ગોરખયોગિની તેની પાસે એક શરત મૂકે છે કે, મારા આપેલા સાત આદેશનુ જો તુ પાલન કરીશ તો તુ અનેક પ્રકારની વિદ્યાઓ અને અખૂટ ધન પ્રાપ્ત કરી શકીશ આમ, બન્ને વાર્તાઓની મુખ્ય કથા લગભગ સરખી છે

આ આદેશ સાહસ અને પરાક્રમો કરનાર વીર અને તેજસ્વી વ્યક્તિઓના માર્ગમા મૂકવામા આવતા અન્તરાય અને અવરોધો જ છે, એમ કહી શકાય ક્ષેમકરની 'સિંહાસનદ્વાત્રિંશિકા' ચૌદમા શતકમા આપણને પ્રાપ્ત થઈ તે પહેલા 'સિંહાસનબત્રીશી'ની કેટલીક વાર્તાઓ પ્રાચીન સાહિત્યમા સારી પેઠે પ્રચલિત હતી, અને વાર્તાનાયક વિક્રમના માર્ગમા અનેક અન્તરાયો આવતા, એવા ઉલ્લેખ મળે છે ભોજ રાજા જેવો સિંહાસન પર બેસવા જાય છે કે, તરત જ સિંહાસનની પૂતળીઓ એક પછી એક ભોજને રાજા વિક્રમના સાહસ અને પરાક્રમોની વાર્તા કહે છે, અને દરેક પૂતળી રાજા ભોજ સમક્ષ એક અવરોધ મૂકે છે કે, જો તું આવા સાહસ અને પરાક્રમો કરી શકે તો જ આ સિંહાસન પર બેસ આવી રીતે, રાજા ભોજના માર્ગમા બત્રીશ અન્તરાય ઊભા કરવામા આવે છે 'વેતાલપચીસી'નુ વાર્તાચક્ર વિક્રમના સર્વ વાર્તાચક્રોમા પ્રાચીન છે એટલુ જ નહિ, પણ ભારતીય લોકવાર્તાની પ્રાચીનમા પ્રાચીન કેટલીક વાર્તાઓના પ્રતિરૂપ આ વાર્તાચક્રમા મળે છે લોકમુખે વહેતા સાહિત્ય તરીકે (floating literature તરીકે) 'વેતાલપચીસી'ની વાર્તાઓ ઈસવી સનની પહેલી કે બીજી સદી પૂર્વેની હોય એમ જણાય છે આ વાર્તાચક્રમા વિક્રમ મૃતદેહને ખભે મૂકી, બોલ્યા વિના, તેને ઊંચકીને ચાલે છે મૃતદેહમા પ્રવેશેલા વેતાલે વિક્રમ સમક્ષ એવી શરત મૂકી હતી કે, મૃતદેહને ખભે ઊંચકી, બોલ્યા વિના જો તુ નક્કી કરેલા સ્થળે પહોંચીશ તો તુ મને જીતી શકીશ વિક્રમ આ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત ન કરી શકે તે માટે, મૃતદેહમા પ્રવેશેલા વેતાલે વિક્રમને એક પછી એક વાર્તાઓ કહેવા માડી, અને દરેક વાર્તાના અન્તે તે એવી સમસ્યા કે કોયડો મૂકતો કે જેથી તેના ઉકેલ માટે વિક્રમને મૌનનો ત્યાગ કરી બોલવુ પડતું આવી રીતે તે પચીસ વખત આવી કસોટીએ ચડ્યો, પણ અન્તે વિક્રમ વેતાલની આ યુક્તિ સમજી ગયો અને છેલ્લે, વેતાલે તેને બોલાવવા અનેક પ્રયત્ન કર્યા છતા તે વગર બોલ્યે ધારેલા સ્થળે પહોંચી ગયો આમ, 'વેતાલપચીસી'મા સમસ્યા કે કોયડાના સ્વરૂપમા, વીર પાત્રના માર્ગમા અન્તરાય કે અવરોધો ઊભા કરવામા આવે છે

અબડકથામા, અબડે ગોરખયોગિની પાસે જઈ, ધન, વિદ્યા અને રિદ્ધિસિદ્ધિની યાચના કરી, એટલે ગોરખયોગિનીએ અબડને પોતે આપેલા સાત આદેશનુ પાલન કરવા કહ્યુ પહેલા આદેશમા ગોરખયોગિનીએ આદેશ આપ્યો કે, હે અબડ, તુ પૂર્વ દિશામા જા અને ત્યા ગુણવર્ધન વાડીમા આવેલા શતશર્કરા નામના વૃક્ષનુ પાકુ ફળ લઈ આવ આ આદેશનું પાલન કરતા, અબડ ભદ્રાવલી નામની જાદૂઈ વિદ્યાઓની જાણકાર સ્ત્રીના સપર્કમા આવ્યો ભદ્રાવલીએ અબડને કહ્યુ કે, તુ મારી પુત્રી ચદ્રાવલી સાથે કદુકની રમત રમ અને રમતમા જો તુ જીતીશ તો તે તને પરણશે, અને જો તુ હારીશ તો તારે ચદ્રાવલીની સેવા કરવી પડશે અબડ રમતમા ચદ્રાવલીને જીતી ગયો, અને તે ચદ્રાવલીને પરણ્યો તેમ જ તેની પાસેથી નભગામિની, આકર્ષિણી, કામિની અને ચિંતિત-રૂપકરા—એ ચાર જાદૂઈ વિદ્યાઓ પણ પામ્યો, અને શતશર્કરા વૃક્ષનુ પાકુ ફળ પણ મેળવી શક્યો. 'પચદડની'ની વાર્તામા દમની ગાછણ

વિક્રમને પોતાની પુત્રી દેવદમની સાથે સારિપાશ દ્યૂત રમવા આદેશ આપે છે એમા એવી શરત હોય છે કે, જો દેવદમની જીતે તો વિક્રમે તેની સેવા કરવી, પણ જો વિક્રમ જીતે તો વિક્રમ દેવદમનીને પરણે છેવટે વિક્રમ જીત્યો અને દેવદમનીને પરણ્યો અબડકથાની ઉપર્યુક્ત વાર્તા સાથે ' પચદડ 'ની આ પહેલી વાર્તાનુ ઘણુ સામ્ય છે

અબડ ગોરખયોગિનીને બીજી વખત મળ્યો ત્યારે ગોરખયોગિનીએ અબડને બીજો આદેશ આપ્યો કે, દક્ષિણ સાગરમા હરિબધ નામના દ્વીપમા રહેતા કમલલોચન નામના યોગી પાસેથી ' અધારી ' નામનુ જાદૂઈ વસ્ત્ર લઈ આવ આ આદેશ સિદ્ધ કરતા, અબડ ગેલગપુર પટ્ટણના રાજા હસરાજની પુત્રી ગુણવતીના સમાગમમા આવ્યો આ ગુણવતીને સૂર્ય તરફથી જાદૂઈ કાચળી ભેટ મળી હતી આ કાચળી અભેદ્ય હતી ગુણવતી અને તેની બીજી સાત સખીઓ સરસ્વતી પડિતા નામની જાદૂઈ વિદ્યાઓની જાણકાર બ્રાહ્મણ સ્ત્રીને ત્યા ભણવા જતી હતી સરસ્વતીએ, યોગિનીઓ પાસેથી ઊચી જાતની સિદ્ધિ પ્રાપ્ત કરવા, તેની ઉપર્યુક્ત આઠેય વિદ્યાર્થિનીઓનુ યોગિનીઓને બલિદાન આપવા ગુપ્ત સકેત કર્યો હતો ગુણવતીએ આ સકેત જાણ્યો અને જાદૂઈ કાચળીની મદદથી તે અને તેની સખીઓ બચી ગઈ અને યોગિનીઓ સરસ્વતી પડિતાનો ભક્ષ કરી ગઈ આ આડકથાનુ પ્રતિરૂપ આપણને ' પચદડ 'ની ' ઊડણદડ 'ની વાર્તામા મળે છે સરસ્વતી પડિતા ઊમાદે સાથે, અને ગુણવતી રાજકુમારી વિક્રમ સાથે સામ્ય ધરાવે છે

ત્રીજા આદેશમા, ગોરખયોગિનીએ અબડને આદેશ આપ્યો કે, સિંહલદ્વીપમા સોમચદ્ર રાજાની પુત્રી ચદ્રયશા પાસે રત્નમાલા છે તે તુ લઈ આવ આ રત્નમાલાની વાર્તા ' પચદડ 'ની ' અભયદડ ' અથવા ' રત્નમજૂષા 'ની વાર્તાની પૂર્વ આવૃત્તિ છે ' અબડકથા 'ની ચદ્રયશા ' પચદડ 'મા રત્નમજરીના પાત્ર તરીકે આવે છે બન્ને વાર્તાઓમા રત્નમાલા અને રત્નમજૂષા જાદૂઈ વિદ્યાના પ્રતીકરૂપ છે

ચોથા આદેશમા, ગોરખયોગિનીના આદેશ પ્રમાણે, અબડ નવલખ પાટણમા બોહિરચ્છ નામના વણિકને ત્યાથી નવલખી માકડી લેવા જાય છે બોહિરચ્છ વાણિયાની પુત્રી રૂપિણી પાસે આ માકડી હતી રૂપિણીએ અબડને કહ્યુ કે, હુ તને સિદ્ધિકરી વિદ્યા આપુ છુ તે વિદ્યા વડે નગરના રાજા વિમલચદ્રને અજારૂપ બનાવ અને પછી તેને તેનુ મૂળ સ્વરૂપ આપવાનો દભ કરી, તેની પાસે તેની વીરમતી નામની પુત્રી પરણવાની યાચના કરજે અબડે રૂપિણીના કહ્યા પ્રમાણે યુક્તિ કરી, એટલે રાજાએ પ્રસન્ન થઈ અર્ધું રાજ્ય અને પોતાની પુત્રી વીરમતી અબડને આપ્યા અબડની સિદ્ધવિદ્યાથી આકર્ષાઈ રૂપિણી તેની માકડી સાથે અબડને પરણી

યોગિનીના પાચમા આદેશ પ્રમાણે, અબડ સોરઠમા આવેલા દેવકા પાટણમા, ત્યાના રાજા દેવચદ્રના પ્રધાન બુદ્ધિસાગર પાસેથી રવિચદ્ર નામનો દીપ લાવવા જાય છે અબડે દેવકા પાટણમા જઈ, એક માલણને ત્યા ઉતારો કર્યો માલણ મારફતે અબડે જાણ્યુ કે, ત્યાના રાજા અને પ્રધાન મહાવ્યાધિથી પીડાતા હતા અબડે પોતાની સિદ્ધવિદ્યાપ્રભાવથી નગરના ઘણા દુ ખી લોકના દુ ખદર્દ દૂર કરવા માડ્યા માલણે આ વાત રાજા અને પ્રધાનને કહી રાજાએ અબડને પોતાની પાસે બોલાવ્યો અબડે રાજા અને પ્રધાનના વ્યાધિની વાત જાણી, અને કહ્યુ કે, રાજપુત્રી અને પ્રધાનપુત્રી મને પરણાવવામા આવે અને અર્ધું રાજ્ય આપવામા આવે તેમ જ પ્રધાન તેમની પાસેનો રવિચદ્ર દીપ મને આપે તો તમારા બન્નેનો જીવલેણ વ્યાધિ હુ મટાડુ રાજા અને પ્રધાને અબડની શરતો કબૂલ કરી અબડે રાજા અને પ્રધાનને સિદ્ધવિદ્યાપ્રભાવથી વ્યાધિમુક્ત કર્યા, અને રાજપુત્રી, પ્રધાનપુત્રી, તેમ જ માલણપુત્રી (પોતે જે માલણને ત્યા ઊતર્યો હતો તેની પુત્રી) અને રવિચદ્ર દીપ લઈ પાછો ફર્યો

ગોરખયોગિનીએ અબડને છઠ્ઠી વાર આદેશ આપ્યો કે, કૂર્મકરોડિ નગરમા દેવચદ્ર રાજા રાજ્ય કરે

છે ત્યાના સોમેશ્વર નામના વિપ્ર પાસે સર્વાર્થશકર નામનો જાદૂઈ દડ છે, તે તુ લઈ આવ અબડે પોતાના ધ્યેયની સિદ્ધિ માટે પ્રવાસ આદર્યો રસ્તામા તે એક યોગીના સમાગમમા આવ્યો યોગી પાસે બે કબા હતી—એક રક્ત કબા અને બીજી શ્વેત કબા રક્ત કબાના પ્રહારથી હરિણી હોય તે સ્ત્રી બની જતી અને શ્વેત કબાના પ્રહારથી, સ્ત્રી હોય તે હરિણી બની જતી યોગી ધૂર્ત હતો તેણે ઊચા પ્રકારની સિદ્ધવિદ્યા પ્રાપ્ત કરવા કલિંગ દેશના ભોજકટ નગરના રાજાનુ યજ્ઞમા બલિદાન આપ્યુ હતુ અને તે રાજાની પુત્રીને હરી ગયો હતો તે રાજપુત્રીને યોગી હમેશા હરિણીના સ્વરૂપમા રાખતો અબડે યોગીને હણી, રાજપુત્રીને છોડાવી અને રક્ત કબા તેમ જ શ્વેત કબા પ્રાપ્ત કરી

આગળ પ્રવાસ કરતા, અબડ કૂર્મકગોડિ નગરમા આવી પહોંચ્યો ત્યા આવી તેણે સોમેશ્વર વિપ્રનુ ઘર શોધ્યુ, પણ કોઈએ તેને તેનુ ઘર બતાવ્યુ નહિ રાત્રે તે નગર બહાર એક કામદેવના મન્દિરમા સૂતો હતો, ત્યા મોડી રાત્રે, સોમેશ્વરની પુત્રી ચન્દ્રકાન્તા આવી જેવી તે મન્દિરમા પ્રવેશી કે તરત જ ક્યાકથી બીજી ત્રણ પૂતળીઓ પ્રગટ થઈ એ ચારેય સખીઓ પાતાળમા જવા વાતચીત કરતી હતી તેવામા અબડે છુપાઈને મોટી બૂમ પાડી સર્વ સખીઓએ તપાસ કરી તો અબડ મળી આવ્યો સખીઓએ પચશીર્ષ એ નામથી અબડને એક મજૂર તરીકે લીધો બધા બળદ વિનાની ગાડીમા બેઠા અને ગાડી આપોઆપ ચાલવા લાગી અબડે પોતાના પ્રભાવથી રસ્તામા વચ્ચે ગાડી અટકાવી છેવટે, ચન્દ્રકાન્તા આદિ સખીઓએ પોતાની જાદૂઈ વિદ્યા તેને શીખવી ત્યારે ગાડી આગળ ચાલી સર્વ પાતાળમા ગયા ત્યા નાગશ્રી અને વાસવદત્તા નામની બે સખીઓએ સર્વનુ સ્વાગત કર્યું, પણ ધૂર્ત અબડે પોતાની પાસેના જાદૂઈ ફૂલચૂર્ણથી નાગશ્રીને રાસભી બનાવી, અને જાદૂઈ શ્વેત કબાના પ્રહારથી અન્ય સર્વ સખીઓને હરિણી બનાવી દીધી, અને અબડ પોતે છાનોમાનો ગાડી લઈ નાસી છૂટ્યો સર્વ સખીઓ બેબાકળી બની પચશીર્ષ(અબડ)ને શોધવા લાગી, પણ અબડ મળ્યો નહિ છેવટે, રાસભી બનેલી સખી પાતાળમા રહી અને બીજી સર્વ કૂર્મકગોડિમા આવી પહોંચી ચન્દ્રકાન્તા છાની રીતે સોમેશ્વરના ઘરમા પેસી ગઈ અને બાકીની સખીઓ કામદેવના મન્દિરમા ગઈ વગર બળદે પોળમા ગાડી હાકતા અબડને રાજાએ બોલાવી, ચન્દ્રકાન્તાને સ્ત્રીસ્વરૂપમા લાવવા વિનતી કરી એટલે અબડે શરત કરી કે, હે રાજા, તમારી પુત્રી મને પરણાવો અને તમારુ અર્ધું રાજ્ય આપો તેમ જ ચન્દ્રકાન્તા તેની પાસેનો સર્વાર્થશકર દડ મને આપે તો જ હુ ચન્દ્રકાન્તા અને તેની સખીઓને સ્ત્રીસ્વરૂપમા લાવુ રાજાએ તેમ જ ચન્દ્રકાન્તાએ અબડની શરત કબૂલ કરી, એટલે અબડે રક્ત કબાના પ્રહારથી ચન્દ્રકાન્તા અને અન્ય ત્રણ સખીઓને સ્ત્રી બનાવી રાજાએ પોતાની પુત્રી અબડને પરણાવી અને પોતાનુ અર્ધું રાજ્ય તેને આપ્યુ ચન્દ્રકાન્તા અને તેની ત્રણ સખીઓ અબડને પરણી અને ચન્દ્રકાન્તાએ તેને પોતાનો સર્વાર્થશકર દડ આપ્યો ચન્દ્રકાન્તાની વિનતીથી અબડે નાગશ્રીને રાસભીમાથી સ્ત્રી બનાવી, એટલે નાગશ્રી અબડને પરણી અને પોતાની પાસેનો હર્ષદડ તેણે અબડને આપ્યો

આ આખી વાર્તા 'પચદડછત્ર'ની 'વિષાપહાર દડ'ની વાર્તાને ઘણી રીતે મળતી છે 'વિષાપહાર દડ'ની વાર્તામા પણ વિક્રમ ચાર સખીઓના દૂત તરીકે પાતાળમા જાય છે, સ્નાન કરવા સરોવરમા પડેલી સખીઓના વસ્ત્ર લઈ નાસી જાય છે, અને નાગકન્યાને પરણવા આવેલા વરરાજાનુ હરણ કરે છે છેવટે સર્વ સખીઓ વિક્રમને પરણે છે અને નાગકન્યા પોતાનો વિષાપહાર દડ વિક્રમને આપે છે અબડકથાનુ ઉપર્યુક્ત વસ્તુ 'પચદડ'ની આ વાર્તાના વસ્તુ સાથે સારા પ્રમાણમા સામ્ય ધરાવે છે

સાતમા આદેશમા ગોરખયોગિની અબડને સોપારાના રાજા ચડેશ્વરનો મહામુકુટ લાવવાનો આદેશ આપે છે અબડ સોપારા જઈ, મોહક રૂપ ધારણ કરી, રાજા ચડેશ્વરની પુત્રીને મોહિત કરે છે મોહ પામેલી રાજકુવરી સુરસુન્દરી અબડને પરણવાનો નિશ્ચય કરે છે રાજા આવા વટેમાર્ગુને પોતાની પુત્રી

પરણાવવા ઇચ્છતો નથી, અને તેણે અંબડને કેદ પકડવા સૈનિકો મોકલ્યા અંબડ અને સૈનિકો વચ્ચે યુદ્ધ થતા સૈનિકો હારી ગયા રાજા અંબડની જાદૂઈ અને સિદ્ધવિદ્યાઓના પ્રભાવથી અંજાઈ ગયો અને પોતાની પુત્રી તેને પરણાવી અને સિદ્ધવિદ્યાના પ્રતીકરૂપ પોતાનો મહામુકુટ પણ તેને ભેટ આપ્યો

આ રીતે, અંબડકથા જૂની ગુજરાતીમા અવતાર પામેલી 'સિંહાસનબત્રીશી', 'વેતાલપચીસી' અને 'પંચદંડછત્ર' જેવી વિક્રમની વાર્તાઓ પર વ્યાપક અસર કરનાર કથા છે, જ્યારે અંબડકથાનુ વસ્તુ 'બૃહત્કથા', 'વસુદેવ-હિંડી', 'બૃહત્કથાશ્લોકસંગ્રહ', 'કથાસરિત્સાગર' અને 'બૃહત્કથામંજરી' આદિ કથાગ્રથોની અસરથી વિકાસ પામ્યુ છે ઉપર્યુક્ત સર્વ વાર્તાગ્રન્થોમા જાદૂઈ વિદ્યા એ મુખ્ય કથાઘટક (Motif) તરીકે પ્રયોજાયુ છે અંબડકથામા અમડે અનેક સિદ્ધવિદ્યાઓ અને જાદૂઈ વિદ્યાઓ પ્રાપ્ત કરી માટે તે વિદ્યાધર (Holder of Magic Sciences) કહેવાયો સિદ્ધવિદ્યાના પ્રતીકરૂપ વેતાલ અને વિક્રમ, એ વિક્રમના વાર્તાચક્રોને સળંગસૂત્રથી સાંધતા પાત્રો છે વિક્રમ એ કોઈ રાજા, મહારાજા કે સમ્રાટ હતો કે કેમ એ સમસ્યા બાજુએ રાખીએ તો, તે સર્વ જાદૂઈ વિદ્યાઓમા પારંગત એક વિદ્યાધર હતો, એમ વિક્રમ-વિષયક વાર્તાચક્રોમાથી નિષ્પન્ન થાય છે, અને 'બૃહત્કથા' તેમ જ 'કથાસરિત્સાગર'ની વાર્તાઓનો નાયક નરવાહનદત્ત, 'વસુદેવ-હિંડી'નો નાયક વસુદેવ, અને આચાર્ય મુનિરત્નસૂરિ-વિરચિત 'અંબડ-ચરિત્ર'નો નાયક અંબડ વિદ્યાધર આદિ પાત્રોનુ રૂપાન્તર થતા, આપણને પ્રસિદ્ધ વિક્રમ વાર્તાચક્રોના નાયક વિક્રમનુ લોકપ્રિય પાત્ર મળ્યુ છે આચાર્ય હેમચદ્રાચાર્ય વિરચિત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માના ભરત આદિ ચક્રવર્તીઓએ પણ કેટલેક અંશે વિક્રમના પાત્રના ઘડતરમા ઠીક ફાળો આપ્યો છે

આમ સમગ્ર રીતે જોતા, પુરોગામી અને અનુગામી ભારતીય કથાસાહિત્યમા, અંબડકથા અને તેનો નાયક અંબડ વિદ્યાધર એક મહત્ત્વની કડીરૂપ સ્થાન ધરાવે છે અનેક પ્રકારની મુશ્કેલીઓ, વિટંબનાઓ અને વિપત્તિઓમાથી પસાર થઈ, અનેક પરાક્રમો અને પ્રચંડ પુરુષાર્થ કરનાર, અનેક જાદૂઈ વિદ્યાઓ સિદ્ધવિદ્યાઓ, તાન્ત્રિક વિદ્યાઓ અને રસવિદ્યા પ્રાપ્ત કરનાર વીર અંબડ વિદ્યાધરનુ તેજસ્વી, ભવ્ય અને પ્રાણવાન પાત્ર ખરેખર લોકોના હૃદય, કલ્પના અને જિજ્ઞાસાવૃત્તિને લાંબા સમય સુધી સતેજ રાખશે, એમા શંકા નથી



# કચ્છના રાજકવિ
# યતિશ્રી કનકકુશળજી

દુલેરાય કારાણી

કચ્છમા ઘણા જૂના કાળથી જૈન યતિઓનુ પ્રાબલ્ય હતુ આજથી માત્ર અર્ધી સદી પહેલા પણ અહીં દોઢસો પછેડીધારી યતિઓ હતા હવે તો ભારતના અન્ય પ્રદેશોની માફક કચ્છમા પણ જૈન યતિઓની સખ્યા નહિવત્ રહેવા પામી છે

કચ્છના રાવશ્રી પહેલા ખેંગારજીને દૈવી સાગ * આપીને એમને સહાયભૂત થનાર યતિશ્રી માણેકમેરજીને રાઓશ્રી સૌરાષ્ટ્રના ચરાડવા ગામેથી કચ્છમા લાવ્યા, અને એમને ભુજની પોશાળમા નિયુક્ત કર્યા, ત્યારથી રાજદરબારમા પણ જૈન યતિઓ ઉચ્ચ સ્થાનના અધિકારી બન્યા કચ્છ રાજ્યના પાટવી કુવરનુ વિદ્યાધ્યયન સૌથી પ્રથમ પોશાળના ગાદીપતિ યતિ મહારાજથી શરૂ થતુ આ યતિ રાજકુવરના કાનમા ॥ ॐ નમ સિદ્ધ ॥ નો મહામત્ર ફૂકતો અને ત્યારપછી તેને પહેલો અક્ષર ઘુટાવતો આટલી ક્રિયા પછી કચ્છના યુવરાજનો વિદ્યાભ્યાસ આગળ ચાલતો આજે પણ આ પ્રણાલિકા ચાલુ છે

વિક્રમની સત્તરમી સદીની શરૂઆતથી રાઓ ખેંગારના રાજ્યઅમલમા યતિશ્રી માણેકમેરજી કાઠિયાવાડમાથી કચ્છમા આવ્યા અને ત્યારથી પોશાળમા એમની પરપરાનો આરભ થયો અઢારમી સદીના મધ્યમા મહારાઓશ્રી લખપતજીએ ભુજમા વ્રજભાષા પાઠશાળાની સ્થાપના કરી લખપતજી મોજીલા, વિલાસી અને સાહિત્યપ્રેમી હતા લલિત કલાઓના એ પરમ ઉપાસક અને સહાયક હતા સાહિત્ય, સગીત અને કલાના ચાહક રાજવી તરીકે કચ્છમા એ અજોડ હતા

આ રગીલા રાજવીએ જ્યારે કચ્છનો કારભાર હાથમા લીધો ત્યારે દુનિયાથી અલગ પડેલા એવા કચ્છ પ્રદેશને કાવ્ય-કળા અને હુન્નર-કળા વડે ભારતભરમા પ્રખ્યાત બનાવી દેવાના એમના અતરમા કોડ જાગ્યા હતા, અને તે વણે અશે સફળ થયા છે એમ આજે સ્પષ્ટ જોવામા આવે છે કવિ નાનાલાલ જેવા

* આ સાગનુ આજે પણ વિજયાદશમીના દિવસે પૂજન થાય છે

ગુજરાતના કવિસમ્રાટ કહી ગયા છે કે "ભુજિયો એ કચ્છના મહારાઓનુ સિંહાસન છે, અને વ્રજભાષા પાઠશાળા એનો કીર્તિમુગટ છે"

મહારાઓશ્રી લખપતજીએ એક તરફ જેમ હુન્નરકળાનો વિકાસ સાધ્યો, તેમ બીજી બાજુ કાવ્યકલાનુ એક નવુ જ ક્ષેત્ર તૈયાર કર્યું મહારાઓશ્રી કલાપ્રેમી હતા તેવા જ કાવ્યપ્રેમી પણ હતા પોતે પણ કવિ હતા—મહાકવિ હતા કચ્છને કલાનુ ધામ બનાવવા સાથે એમણે કાવ્ય-કલાનુ અધ્યાપન મદિર પણ બનાવી દીધુ "કવિ જન્મે છે, એને ઘડી શકાતો નથી" એ કહેવતને ફેરવીને એમણે કવિઓ ઘડવાની પાઠશાળા કચ્છમા શરૂ કરી એમનામા દેશના રત્નોને ચૂટી કાઢવાની ખાસ શક્તિ હતી હુન્નર-કળા માટે એમણે રામસિંહ માલમ જેવા કલાધરને શોધી કાઢ્યો, તે જ રીતે કાવ્ય કળા માટે એમણે મારવાડ-જોધપુર બાજુના તપાગચ્છના યતિ કનકકુશળજી જેવા કાવ્ય-કોહિનૂરને શોધીને તેમને કચ્છમા ખેંચી લીધા અને વ્રજભાષા પાઠશાળાના પ્રથમાચાર્ય તરીકે તેમને ઘણા જ માનપાનથી ભટ્ટાર્કની પદવી સાથે સ્થાપિત કર્યા આ પાઠશાળાએ આગળ જતા કેટલો વિકાસ સાધ્યો તેની સાબિતી ગુજરાતના મહાકવિ નાનાલાલના નીચેના શબ્દો આપી જાય છે

"કાવ્ય-કલા શીખવાની કચ્છ–ભુજમા પોશાળ હતી—આજે પણ છે કવિઓ સૃજવાની એ કાવ્ય-શાળા કદાચ દુનિયાભરમા અદ્વિતીય હશે ઘણા કાવ્યરસિકો ત્યા ભણી, રાજદરબારમા કવિરાજ થયા છે એ કાવ્યશાળામા કાવ્યશાસ્ત્રો શીખવાય છે, ને રસોપાસકોને નવરસની વાડીઓમા ઘુમાવી, ઋતુઓની તડકી છાંયડી પ્રીછાવી, અભિસિંચન, ઉછેર, ફાલવીણણુ, ગૂથણુ વગેરે બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઉછરતા બાગવાનને ભણાવે છે એમ ત્યા ભણાવાય છે કચ્છના મહારાવનુ ભુજિયો સિંહાસન છે, પણ ભુજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે"

કવિ નાનાલાલના પિતા ગુજરાતી ભાષાના લોકપ્રિય કવિ દલપતરામ ડાહ્યાભાઈ પણ આ પાઠશાળાનો ઉલ્લેખ કરતા 'બુદ્ધિપ્રકાશ'ના સન ૧૮૫૮ના જુલાઈ માસના અકમા જણાવે છે કે

"ભુજની પાછલી કેટલીયે પેઢીઓથી કવિતા શીખવવાની પાઠશાળા ચલાવવામા આવે છે એમા શિક્ષણ આપનાર ગોરજી છે તેને રાજ્ય તરફથી વર્ષાસન મળેલ છે આજે કવિતા શીખનારને ખાનપાનની સગવડ રાજ્ય તરફથી આપવામા આવે છે ભણનાર વિદ્યાર્થી જેવી પરીક્ષા આપે છે તેવુ તેને ઇનામ મળે છે આ પ્રકારની કવિતાની પાઠશાળા સમસ્ત ગુજરાતમા ન તો કોઈ જોવામા આવી છે ન સાભળવામા"

ગુજરાતી સાહિત્યના સ્તભ સમા આ બે ધુરધર કવિઓના અભિપ્રાયથી આ પાઠશાળાની મહત્તા સહેજે સમજી શકાશે

વ્રજભાષાથી અજ્ઞાત એવા કચ્છ જેવા પ્રદેશમા કાવ્યકળાના રસને રેલાવનાર કવિવર કનકકુશળજીએ અહીં કાવ્યકળાના ગણેશનુ કોઈ એવા શુભ ચોઘડીએ મડાણ કર્યું કે તેની કીર્તિ ચન્દ્રની ખીલતી કળાની માફક દિનપ્રતિદિન વધતી ચાલી

કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત તેમ જ મારવાડ અને રાજસ્થાનમાથી કવિપદ પ્રાપ્ત કરવાના કોડ સેવનાર સરસ્વતી-પુત્રો અહીં આવતા અને સરસ્વતીની આરાધના કરી, કવિની છાપ લઈને અહીંથી વિદાય થતા એવા કેટલાયે કવિરાજોએ અનેક રાજ્યોના રાજકવિ બનીને આ સસ્થાના નામને ઉજ્જવળ કરેલ છે

કવિ કનકકુશળજીએ "લખપતમજરી નામમાળા" નામે એક ઉત્તમ ગ્રથ સવત ૧૭૯૪મા લખેલ છે એમા ૨૦૨ પદો છે આરભના ૧૦૨ પદોમા જાડેજા વશનો ઇતિહાસ છે અને ત્યાર પછી

આ નામમાળાનો આરંભ થાય છે ૨૦૨ પદમા તે સમાપ્ત થાય છે એના છેલ્લા બે પદ નીચે મુજબ છે

લખપતિ જસ સુમનસ લલિત, ઈક બરની અભિરામ,
સુકવિ કનક કીની સરસ, નામ દામ ગુણ ધામ
સુનત જાસુ હૈ સરસ ફલ, કલ્મસ રહે ન કોય,
મન જપિ લખપતિ મજગી, હરિ દર્શન જ્યોં હોય

દિલ્હીના મોગલ બાદશાહ શાહજહાના દરબારના સુપ્રસિદ્ધ કવિ ‘સુદર’ના ‘સુદર શૃગાર’ પુસ્તકની ભાષા ટીકા પણ કવિ કનકકુશળજીએ મહારાવશ્રી લખપતજીના નામ પર લખી છે આ પુસ્તકનો આરભ નીચેની પક્તિથી થાય છે

યહ સુદર શૃગાર કી, રસ દીપિકા સુરગ,
રચી દેશપતિ ગઉ સુત, લખપતિ લહિ રસ અગ

કવિશ્રી કનકકુશળજીની મહત્તા એમના શિષ્યે રચેલી નીચેની બે કૃતિઓ પરથી સમજી શકાશે

**કવિત**

પડિત પ્રબીન પરમારથ કે બાત પાઉ,
ગુરુતા ગભીર, ગુરુ જ્ઞાન હુ કે જ્ઞાતા હૈ,
પાચોં વ્રત પાલૈ, રાગદ્વેષ દોઉ દૂર ટાલૈ,
આવૈ નર પાસ વા કુ, જ્ઞાન દાન દાતા હૈ,
પચ સુમતિ તીન, ગુપતિ કે સગી સાધુ,
પીહર છ કાય કે, સુહાય જીવ ત્રાતા હૈ,
સુગુરુ પ્રતાપ કે, પ્રતાપ પદ ભટ્ટારક,
કનકકુશળસૂરિ, વિશ્વ મેં વિખ્યાતા હૈ

**સવૈયા**

આનન સોહત બાની સદા,
પુનિ બુદ્ધિ ધની તિહુ લોકનિ જાની,
પિંગલ ભાષા પુરાતનિ સસ્કૃત,
તો રસના પે ઈતિ ઠહરાની,
સાહિબ શ્રી કનકેશ ભટારક,
તો વપુ રાજે સદા રજધાની,
જૌં લૌં હૈં સૂરજ ચન્દ્ર રુ અબર,
તૌં લૌં હૈ તેરે સહાય ભવાની

અતમા કવિશ્રી કનકકુશળજી રચિત દેવીમહિમાનો એક છદ અત્રે આપવામા આવે છે

**છંદ જાતિ ભુજંગી**

વડી જ્યોત બ્રહ્માડ, અબા વિખ્યાતા,
તુમ્હીં આશપૂરા, સદા કચ્છ માતા,
રગ્યા રગ લાલી, ક્રિયા પાય રાતા,
ભજો શ્રી ભવાની, સદા સુખદાતા

વડા ઘૂઘરા, નૂપગ નાદ બાજે,
ઘણા દુંદુભિ, વાદળા શબ્દ ગાજે;
રહે પાય ગમજેલ, તાલે સુગાજે,
ભજ્યાથી ભવાની સકલ દુ ખ ભાજે ૨

ભલી પીંડીયુ, ઊપમા તીરભથ્થી,
મિહુ જઘ રભા, બણી સુડ હથ્થી,
નિતબા પ્રલબા, રચ્યા ચક્ર રથ્થી,
વસે હીય મેં, જીવ જ્યોં વીસ હથ્થી ૩

લખી લક સૂરા તણી, સક આડી,
વણાવી સુકેસી, મુકેસીય વાડી,
લટગા મુટગા તણી, લાલ નાડી,
મહમાય મોજેં, ધર્યાં આપ આડી । ૪

વળી મેખલા, લકવાળી વિશાળી,
સુહાલી, રૂપાલી, સુકાલી, રસાલી,
કસી છાતીએ કચુકી રગ કાલી,
ભજો શ્રી ભવાની, ભુજા વીસવાલી ૫

ભુજા વીસ મેં, ચૂડ શ્રોવન[1] ભાળી,
બણી આગુલી, વીંટીયા નગવાળી;
ઉદે અબ, નક્ષત્ર આભા ઉજાળી,
મહા માય માતુ, ભજો જ્યોતવાળી ૬

સજોતી ગળે શોભતી, મોતી માળા,
વણી કઠ કઠી, ત્રિરેખા વિશાળા,
રચી અબ અબા, સુકોડી[2] રસાલા,
વખાણી પ્રમાણી, મહમાય બાલા ૭

રગ્યા ઓષ્ઠ તબોલ, બિંબ સુરગા,
ઝગે જ્યોત દતાન, બાહીર નગા,
ભણે જીભગ્યુ, ચાર વેદા અભગા,
ઉમા ઇસરાણી, વખાણી ઉતગા ૮

કલા હેમ પાત્રા, જસા દો કપોલા,
ઝળકે નથે, નાક મોતી ઝકોલા,
ચખે રગ રાતી, સુહાતી ચ્યોલા,
ભવા આખ મોહે, ભવનાથ ભોળા ૯

---

૧ સુવર્ણ ૨ હડપચી

સુવટ્ટી ભ્રકુટી, કમાણુ સુધારી,
ભર્યા નગ મોટા, અકોટા સુધારી,
નવા વેઢલા, ખીંટલા જ્યોત ન્યારી,
કઈ કર્ણુ, આભર્ણુ કીધા કુમારી ૧૦

ઉદે ભાલ ચંદ, અમદ ઉજાસ,
પગી[3] મધ્ય ટીકી, સુનીકી પ્રકાસ;
ખુલ્યો માગ[4] સિંદૂર, કદૂર પાસ,
વધી તા તિમિ, કાંતિ મોતી વિકાસ ૧૧

શિરે શીશફૂલ, અમૂલ સુધાટ,
લસે દિવ્ય લાલી, સુલાલ લલાટ,
વણી કેશ વેણી, ત્રિવેણી વિગટ,
ઉમા ધ્યાન ધ્યાવે, સુજાવે ઉચાટ ૧૨

લગે[5] દામ[6] ત્રિધામ છાપુ લગાડી,
સુરગી દુરગી સુહાતી જુ સાડી,
બહુ ફૂલ ફૂલી, અમૂલી જુ વાડી,
મહીં મડિકા, ચડિકા મુજ માડી ૧૩

સહુ દેવ ઇંદ્રાદિ, ચદ્રાદિ આવે,
ઘણીયુ મણીયુ, ઘણા રત્ન લાવે,
ભર્યા થાળ મુક્તા, ર ફુલે વધાવે,
ગલે ગીત સગીત, નાચે રુ ગાવે ૧૪

ધરે હથ્થ માથે, લગાવે ધગત્તી
વદે મુખ, દુખા તણી એ વિનતી,
સુગનાથ—સનાથ કીજે સકત્તી,
મહીપા[7] કરે, ચડ મુડા મસત્તી ૧૫

સુણે દેવ વાણી, કહે ઇસિગણી,
નિચિંતા રહો ઇંદ્ર ઔ ઇંદ્રાણી,
ઘણા દૈત ને પ્રેત ઘાલુ જ ઘાણી,
કૃપાણી મૃડાણી[8], તબે હાથ તાણી ૧૬

વડાલા ત્રબાલા, તબે નાદ વાજે,
મુડાલા દતાલા, ઉતાલા સુસાજે,
ચઢી દિગ્ધ[9] સિંહે, ચલી જુદ્ધ કાજે,
ધગ ઓતના, રોપ પાતાળ ધ્રૂજે ૧૭

---

૩ સુમેળથી શોભતી ૪ સેંથી ૫ ઝળકે ૬ હાર ૭ રાક્ષસો ૮ પાર્વતી ૯ મોટા

થા બથ્થ જુટા, મિછૂટા લડાકા,
ખલારા દલા, ખેલ ખગ્ગા ખડાકા,
દડા સા ઉડે, અડ મુડા દડાકા,
ભરે ડગ્ગ દિગ્ધા, કરતા ભડાકા ૧૮

ધમાધમ્મ ધોચે, બગ્ગછી ધમોડા,
ધમાધમ્મ ધીગા, ફરમ્સી ધમોડા,
મુડતા પડતા, લડતા સુજોડા,
ખગ્ગા સુલગ્ગા, પગા કધ ખોડા ૧૯

ડમક ડમક, બજે રુદ્ર ડાક,
હણ્યા ચડીએ, ચડ મુડા સુહાક,
હુવા સુભ નિસુભ, મહિપા હલાક,
ખરી યોં કરી, ભૂત પ્રેતા ખુરાક ૨૦

ગ્રસતા પલારા, ડલા મુખ ગ્રાસ,
મહકત અત્ર, કરત તમાસ;
ભખે[10] ભૂત પ્રેતા, કરે આગ ત્રાસ,
વડા મુડ ખડ, કરે મુખ વાસ ૨૧

પીયે ભૂતણી, પ્રેતણી રકત પ્યાસ
ગ્રસે ગ્રિદ્ધણી, યોગણી મસ ગ્રાસ;
હુએ ડાકણી સાકણી, હી હુલાસ,
ઉડે સામડી, આતડી લે અકાસ ૨૨

રુદ્રે રુડ મુડીય, માલા રચાઈ,
ઇસો જુદ્ધ, કુદ્ધે, કિયો આપ આઈ;
સુરા ઓ નરા, શેષ સપે સુહાઈ,
વધાઈ વધાઈ, સુગાવે વધાઈ ૨૩

બ્રહમ્મા વિસન્નુ વૃષાક[11] વખાણે,
યતી ઓ સતી, પાર યોગી ન જાણે,
ઠવ્યા પાય કૈલાસ, વાસા ઠિકાણે,
મહાદેવ સેવા કરે, સુખ માણે ૨૪

પ્રથીપત માહી, વધાવો પ્રમાણ,
ઔની ફરે, સસુદ્રા તત આણ,[12]
તુમ્હી માહમાઈ, મહી કચ્છ ભાણ,
થપ્યો આસપૂરી, સહી સુચ્છ થાણ ૨૫

દીયો સપદા, સુખ શાન્તિ સદાઈ,
મહી સુખ માણે, યોં કીજે સુમાઈ,
ભરો કચ્છ મેં સપદા મન ભાઈ,
લહે ક્રોડ ક્રોડાનિ લોકો લુગાઈ ૨૬
વડાઈ વડાઈ તુ માતુ વડાઈ!

---

૧૦ ભક્ષ કરે ૧૧ શકર ૧૨ અવનિમા સમુદ્રપાર લગી તમારી આણ ફરતી રહેજો

કવિ લાવણ્યસમયકૃત

# ચતુર્વિંશતિ જિનસ્તુતિ

સપાદક શિવલાલ જેસલપુરા

કવિ લાવણ્યસમય (હયાત વિ૦ સ૦ ૧૫૨૧થી ૧૫૮૯) પ્રથમ પક્તિના જૈન ગુજરાતી કવિઓમા અગ્રસ્થાન ધરાવે તેવા, સમર્થ ને પ્રતિભાશાળી કવિ છે તેમણે નાનીમોટી ત્રીસેક કૃતિઓ રચી છે તેમાની કેટલીક પ્રસિદ્ધ થઈ છે, જ્યારે મોટા ભાગની અપ્રસિદ્ધ છે

તેમની કૃતિઓમા તેમનુ પાડિત્ય ને સામાજિક જીવનનુ ઊંડુ જ્ઞાન વારવાર પ્રગટ થાય છે કોઈ પણ પ્રસગ, પાત્ર કે ભાવના વર્ણનને રસમય બનાવવાની કળા તેમને સહજ છે અલકાર, દૃષ્ટાન્તો અને સામાન્ય વિધાનોથી કોઈ પણ વિષયને તેઓ દીપ્તિવંત બનાવી મૂકે છે

આ બધી કૃતિઓમા 'ચતુર્વિંશતિ જિનસ્તુતિ' આપણા મધ્યકાલીન સાહિત્યમા ભાત પાડે એવી છે પ્રાચીન મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા અક્ષરમેળ વૃત્તોમા રચાયેલી સળગ કૃતિઓ તો ગણીગાઠી છે, જ્યારે 'ચતુર્વિંશતિ જિનસ્તુતિ'મા પ્રથમ ૨૭ કડીઓ માલિની છદની અને છેલ્લી કડી હરિગીત છદની છે દરેક કડીમા ક્રમસર એક એક તીર્થંકરના વ્યક્તિત્વને ઉપસાવવામા આવ્યુ છે કવિનુ છદપ્રભુત્વ ઉત્તમ કોટિનુ છે દરેક કડીમા વર્ણસગાઈ, યમક અને પ્રાસની યોજના પણ આકર્ષક છે

ઘણા વર્ષો પહેલા સ્વ૦ શ્રી મોહનલાલ દલીચદ દેશાઈએ તેમને પ્રાપ્ત થયેલી હસ્તપ્રત પરથી આ કૃતિનુ સપાદન કરેલુ અને 'જૈનયુગ'(પુ૦ ૧)મા તે પ્રસિદ્ધ થયેલુ પરતુ તેથી વધુ શુદ્ધ અને જૂની હસ્તપ્રતો અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ મદિરના ગ્રથભડારમાથી પ્રાપ્ત થઈ છે તે ઉપરથી ફરીથી સપાદન કરી આ કૃતિ અહીં આપી છે બને પ્રતમા લખ્યા સવત નથી, પણ પ્રતની સ્થિતિ ને લિપિ પરથી વિ૦ સ૦ ૧૬૦૦ લગભગ તે લખાયાનો સભવ છે એમાની ન૦ ૫૨૫૩ની પ્રતને A અને ન૦ ૪૧૪૩ને પ્રતને B સજ્ઞા આપી અહીં પાઠભેદ નોંધ્યા છે બને પ્રતમા A પ્રત વધારે જૂની છે

કનકતિલક ભાલે, હાર હીઇ નિહાલે,
રિષભપય પપાલે, પાપના પંક ટાલે
અરચિ નવ-રસાલે, ફૂટડી ફૂલમાલે,
નર ભવ અજૂઆલે, રાગ નઇ રોગ ટાલે ૧

અજિત કિણિ ન જીતુ, જેહનઇ માન વીતુ,
અવનિવર વહીતુ માનીઇ માનવી તુ
લહસિ સુખ નિચીતુ, પૂજિ રે માનવી તુ
જુ જિન મનિ ચીંતઉ, સુકીઇ માન-વીતુ ૨

સમવસરણિ બઇઠા, ચીત મોરઇ પઇઠા
અસુખ અતિ અરીઠા, ઉપન્ના તે ઉબીઠા
સુપરિ કરિ ગરીઠા સૌખ્ય પામ્યા અનીઠા
ભવ દૂઅ મઝ મીઠા, સંભવસ્વામિ દીઠા ૩

લહક સિરિ ધજાતુ, ગ્નાન કેરુ ખજાનુ,
જિનવર નહીં નાહ્નઉ, સામિ સાચઉ પ્રજાનઉ,
જસ જગિ વર-વાનઉ, છઇલ માહિં ન છાનુ,
સુત સમરથ માનઉ, માત સિદ્ધાર-થાનઉ. ૪

વિષમ વિષયગામી, કેવલગ્નાન પામી
દુરગતિ દુખ દામી, જે હુઆ સિદ્ધિગામી,
હૃદય ધરિ ન ધામી, પૂરવઇ પુણ્યકામી,
સકલ સુમતિ સામી, સેવીઇ સીસ નામી ૫

મ કરિ અરથ માહ્રુ, લોભના લોઢ વારુ,
ભવિક! ભવ મ હારુ, પિંડ પાપિંઇ મ ભારુ
નરયગતિ નિવારુ, ચીંતિ ચેતેસ વારુ
પદ્મપ્રભ જુહારુ, સાંભલઉ બોલ સારુ ૬

કિય શિવપુર વાસો, સામિ લીલાવિલાસો,
જય જગતિ સુપાસો, જેહનઇ દેવ દાસો
દલિઅ કરમપાસો, રાગ નાઠઉ નિરાસો,
ગુરુઅ-ગુણ નિવાસો, દોષ દોષિંઇ ન જાસો ૭

---

કડી ૧ B ઋષભ AB પાય પષાલે
કડી ૨ A કણિ B લહેસિ A મતિ B ચીંતિઉ
કડી ૩ B ચીંતિ A સોખ્ય B હૂઆ
કડી ૪ B લહિક A ધજા તુ B સાચુ, પ્રજાનુ B વરવાનુ A માહે B માનુ, સિધારથાનુ
કડી ૫ B હૂઉ, સિધિ
કડી ૬ A મ્હારુ B ચીતિ, વહારુ A નરયગતિ વારુ B સાભલુ
કડી ૭ A ગુરૂઅ

મદન-મદ નમાયા, ક્રોધ યોધા નમાયા,
ભવભમર ભમાયા, રોગ સોગા ગમાયા,
અકલ ગુણ સમાયા, લક્ષ્મણા જાસ માયા,
પ્રણમિસુ જિન-પાયા, ચગ **ચંદ્રપ્રભાયા**. ૮

સુવિધિ સુવિધિ માડી, પાપના પૂર છાડી,
મયણ-મદ નમાડી, ચીત ચોખૂ લગાડી,
કુગતિ મતિ શમાડી, મુક્તિકન્યા ગ્માડી,
સુણિ-ન-સુણિ નમાડી, દેવના તે રુહાડી ૯

કનકવરણિ પીલા, જેણિ જીતી પ્રમીલા,
સિરિ ધરિઅ સુશીલા, દૂરિ કીધી કુશીલા,
પ્રગટિત તપશીલા, **શીતલ સ્વામિ** શીલા,
મ કરસિ અવહીલા, જેહની લીલ લીલા ૧૦

ભવિક નર ! ભણીજઇ, સિઉં ભમુ માગ બીજઇ ?
અહનિશિ સમરીજઇ, સેવ **શ્રેયાંસ** કીજઇ,
વિવિધ સુખ વરીજઇ, પુણ્યપીયૂસ પીજઇ,
અનુદિન પ્રણમીજઇ, લાછિતુ લાહ લીજઇ ૧૧

જસ મુખ-અરવિંદો, ઊગીઉ કઇ દિણુંદો,
કિરિ અભિનવ ચદો, પુન્નિમાનઉ અમદો,
નયણ અમિઅબિંદો, જાસુ સેવઇ સુરિંદો,
પય નમિઅ નરિંદો, **વાસુપુજ્જો** જિણુંદો ૧૨

અસુખ-સુખ હણેવા, સૌખ્યના લક્ષ લેવા,
ભવજલધિ તરેવા, પુણ્ય પોતૂ ભરેવા,
મુગતિ વહૂ વરેવા, દુર્ગતિઇ દાહ દેવા,
**વિમલ** વિમલ સેવા, ચિત્ત ચીતિઇ કરેવા ૧૩

અકલ નવિ કલાયુ, પાર કેણુઇ ન પાયુ,
ત્રિભુવનિ ન સમાયુ, જેહનઇ જ્ઞાન માયુ,
જસ જગિ વર જાયુ, રોગનઉ અત આયુ,
હૃદયકમલિ ધ્યાયુ, તે **અનંતુ** સુહાયુ ૧૪

---

કડી ૮ A મદનમદ નડાયા, ભવભરમ
કડી ૯ A ચીંત ચોખૂ
કડી ૧૦ A સિરિ ધરિ સુશીલા A કરિસિ
કડી ૧૧ ચોથી લીટી—B તિમ તિમ ચમ પીજઇ A લાહુ
કડી ૧૨ A અરવંદો A કરિ B પુન્નિમાનુ, વાસુપુજ્જે
કડી ૧૩ A અસુખ ગતિ હણેવા A સોખ્યના લખ્ય A ચીંતઇ કરેવા
કડી ૧૪ A કલાવ્યુ ત્રીજી લીટી—A જવ જિનવર જયુ B ગેગઉ

**ધરમ ધરમ** ભાષઇ, મુક્તિનઉ માર્ગ દાપઇ,
જગિ જિનવર પાષઇ, પાપ જાઇ ન પાષઇ
વરસ દિવસ પાષઇ, જે પ્રભો ચિત્તિ ગપઇ,
પુરુષ અણિઅ આપઈ, સૌખ્ય તે ચગ ચાષઇ — ૧૫

મયગલ ધર બારી, નારિ સિંગારિ ભારી,
રયણુ કનક સારી, કોડિ કેતી વિચારી,
પ્રભુ તસુ પરિહારી, જ્ઞાનચારિત્રધારી,
ત્રિભુવનિ જયકારી, **સાતિ** સેવુ સધારી — ૧૬

વર કનકિ ઘડાયા, હાર હીરે જડાયા,
મુગટ સિરિ અડાયા, સૂર તેજિઇ નડાયા,
તિવલ તડતડાયા, પાપ પ્રડિઇ પડાયા,
કુસુમચય ચડાયા, **કુંથુ** પૂજતિ રાયા — ૧૭

કરમ મરમ જાલી, પુણ્યની નીક વાલી,
રતિ-અવિરતિ રાલી, કેવલજાન પાલી,
અખય સુખ-રસાલી, સિધિ પામી સુહાલી,
**અર** અરચિ સુમાલી, આપિ રે ફૂલ ટાલી — ૧૮

સુણિ-ન સુણિ ન હલ્લી, પુણ્યનિઇ પૂરિ ઘલ્લી,
ઘર તરુઅર-વલ્લી, પુત્તપુત્તેહિં ભલ્લી,
નિતુ નવલ-નવલ્લી, ભૂરિ ભોગેહિં ફુલ્લી,
પ્રણમઇ જિણુ **મલ્લી**, તાસુ કલ્લાણવલ્લી — ૧૯

વિગત-કલિ-કુરગા, પામીઆ પુણ્ય તુગા,
નવિલિ ગવિલ જગા, દૂષ દોષા દુરગા,
જવ હૂઅ જિન સગા, **સુવ્રતસ્વામિ** ચગા,
કિરિ તરલ તરગા, આલસૂ માહિં ગગા — ૨૦

**નમિ** નરય નિવારઇ, માન-માયા વિડારઇ,
ભવજલધિ અપારઇ, હેલિ હેલા ઊતારઇ,
ભગત-જન સધારઇ, લોભ નાણઇ લગારઇ,
જિન જુગતિ જુહારઈ, તે સવે કાજ સારઇ — ૨૧

---

કડી ૧૫ B મુક્તિનુ A સાખ્ય
કડી ૧૬ A અગારિ B સતિ A સેવુ જુહારી
કડી ૧૭ B કનક A મુકુટ, તેજેઇ, તિવિલ
કડી ૧૮ A કરમરમ
કડી ૧૯ B સુણિ ન થ-લી A જિન
કડી ૨૦ A વિગતિ કલિ કુરગા B નવલ ગિવલ જગા A દોખ્યા B હૂઆ A માહિ

કુગતિ કુમતિ છોડી, પાપની પાલિ ફોડી,
ટલિઅ સયલ ષોડી, મોહની વેલિ મોડી,
જિણિ શિવવહુ લોડી, કો નહી નેમિ જોડી,
પ્રણમઇ લક્ષ કોડી, નાથ મિ હાથ જોડી ૨૨

જલ જલણુ વિયોગા, નાગ સગ્રામ સોગા,
હરિ મયગલ મોગા, વાત ચોરારિ રોગા,
સવિ ભયહર લોગા, પામીઆ પાસ જોગા,
નર નહી કહિ જોગા, પૂજતા ભૂરિ ભોગા ૨૩

કઠિન કરમ મેલ્હી, કાઢીઆ તેર ઠેલી,
વિમલ વિનયવેલી, ભાવિ ભોલઇ ગહેલી,
નિસુણિ હરષિ હેલી, ભેટિ પામી દુહેલી,
સવિસવિહૂ પહેલી, વીર વદૂ વહેલી ૨૪

દુરિત દલ દુકાલા, પુણ્ય પામી સુગાલા,
જસુ ગુણવર બાલા, રગિ ગાઇ રસાલા,
ભવિક નર ત્રિકાલા, ભાવિ વદુ મયાલા
જય જિનવર માલા, નામિ લછ્છી વિશાલા ૨૫

અમિઅરસ સમાણી, દેવદેવે વખાણી,
વયણરયણખાણી, પાપવલ્લી-કૃપાણી,
સુણિ-ન સુણિ-ન આણી ! પુણ્યચી પટ્ટરાણી
જગિ જિનવર-વાણી, સેવીઇ સાર જાણી ૨૬

ઝિમિઝિમિ ઝમકારા, નેઉરીચા ઉદારા,
કટિ તટિ ષલકારા, મેખલીચા અપારા,
કમલિ-રમલિ-સારા, દેહ લાવણ્યધારા,
સરસતિ જયકારા, હોઉ મે નાણધારા ૨૭

તપગચ્છિ દિણયર લબ્ધિસાયર સોમદેવ સૂરીસર,
શ્રી સોમજય ગણધાર સેવીય સમયરત્ન મુણીસરા,
માલિનીછન્દિઇ ઝમકબધિઇ સ્તવ્યા જિન ઊલટિ ઘણઇ,
મિઇ લહિઉ લાલ અનત સુખમય, મુનિ લાવણ્યસમય ભણઇ ૨૮

---

કડી ૨૨ A પ્રણમઇ સુર કોડી, બે
કડી ૨૪ B મેહલી A ભોરઇ ગહેલી
કડી ૨૫ A જસ ગુણવર, લછી
કડી ૨૭ B રમઝમ
કડી ૨૮ A લચ્છિસાયર A સેવિઅ, મુનીસરા A મલિની, B માલિનીય A યમકબધિઇ, B તવ્યા
A મઇ A લાવણ્યસમય સદા ભણઇ

# ગુજરાતી સાહિત્યમાં જૈન ભક્તિકાવ્યો

પન્નાલાલ રસિકલાલ શાહ

ઊર્મિ અને વિચારની પ્રધાનતાને અનુલક્ષીને કાવ્યના બે પ્રકાર પાડવામા આવ્યા ઊર્મિપ્રધાન અને બુદ્ધિપ્રધાન તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય માટે કાવ્યનો પ્રકાર ચિંતનપ્રધાન ગણાય પરતુ એથી વાચક કાવ્યનો રસાસ્વાદ ન કરી શકે એ હકીકતને લક્ષમા લઈ, આપણા પ્રાચીન કવિઓએ તત્ત્વને લગતી બાબતો ઊર્મિકાવ્યો દ્વારા પીરસી છે કારણ, ઊર્મિપ્રધાન કાવ્યો હૃદયગમ હોય છે પોતાની અનુભૂતિ માત્ર પ્રગટ કરે એટલે કવિ સફળ થતો નથી, પરતુ તેની સફળતાનો આધાર એની અનુભૂતિ વાચકમા કેટલે અશે પ્રગટે છે એના પર રહેલો છે શ્રી રામપ્રસાદ બક્ષી કહે છે તેમ, "કવિ પોતાની અનુભૂતિને માત્ર વ્યક્ત કરતો નથી, વાચકના હૃદયમા એવી જ અનુભૂતિ જગાડવાનો એનો પ્રયત્ન હોય છે વાચકમા સમભાવ જગાડે એ જ એની કવિશક્તિની અને કલાની સફળતા છે "[1]

મહાકવિઓથી માડીને સામાન્ય કવિઓના કવન માટે બે વિષયો સનાતન છે એક તો ઈશ્વર અને બીજુ, સમસ્ત સૃષ્ટિ પ્રત્યેનો સ્નેહ જગતમા કોઈપણ કવિ એવો નહિ હોય જેણે આ બન્ને વિષયો પર પોતાની કલમ અજમાવી નહિ હોય આ સનાતન વિષયો ઉપર આટલુ રચાયા છતા, દરેકની અનુભૂતિમા કાઈક નવીન તત્ત્વ, કાઈક રસાસ્વાદ કરવા જેવુ આપણને મળી રહે છે ઈશ્વરભક્તિના કાવ્યોમા પણ સૂફીવાદીઓની 'પ્રિયા' તરીકેની કલ્પના સ્વાભાવિક થઈ પડી ભક્તિરસનો પ્રવાહ ભારતભરમા અવિરત વહ્યો છે, જેમા મીરાબાઈ, નરસિંહ મહેતા, કબીર વગેરે મુખ્ય છે

જૈનોના ભક્તિકાવ્યો અને અન્ય દર્શનોના ભક્તિકાવ્યોમા મૂળભૂત ફરક છે એનુ કારણ જૈન દર્શનની ઈશ્વર પ્રત્યેની દૃષ્ટિ છે જૈન દર્શન ઈશ્વરને ઇહલૌકિક વસ્તુથી પર, રાગદ્વેષાદિ બધનોથી રહિત, પુણ્ય કે પાપ—સોનાની કે લોખડની બેડી—થી મુક્ત કલ્પે છે, છતા એ સામાન્ય માનવમાથી પ્રગટતુ સપૂર્ણ દેવત્વ છે જ્યારે અન્ય દર્શનોમા ઈશ્વરને જગતકર્તા માનવામા આવ્યો છે, તેમ જ આ બધી પ્રકૃતિની લીલા એમની હોઇ, ઈશ્વરલીલાના કાવ્યો રચાયા છે વૈષ્ણવ સપ્રદાય અને સૂફીમતમા આ ભક્તિરસ,

[1] જુઓ વાઙ્મય વિમર્શ, પૃષ્ઠ ૪૦

શૃંગારરસ મિશ્રિત પણ બન્યો છે જૈનો ઈશ્વરને સ્વામી તરીકે સ્વીકારે છે, પરંતુ સાંસારિક દૃષ્ટિથી નહિ, હૃદયની સાચી ઊર્મિથી, આદર્શની ઉચ્ચ ભૂમિકા સાથે મીરાંબાઈ વગેરેના ભજનોમાં આવી ભૂમિકા છે ખરી એટલે એવા કવિઓની કૃતિઓ જૈન કવિઓની કૃતિ સાથે સરખાવીશું તો વધુ રસદાયક નીવડશે સૌપ્રથમ આપણે આનંદઘનજીના પ્રીતમ જોઈએ

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો, ઔર ન ચાહું રે કંત,
રિઝયો સાહિબ સંગ ન પરિહરે, ભાંગે સાદિ અનંત,
ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો

—આનંદઘનજી ચોવીશી

સરખાવો—

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ રે પ્રભુ

—મીરાંબાઈ

જૈન કવિઓની ખૂબી એ છે કે ભક્તિકાવ્યોમાં પ્રિય તરીકેના સંબોધનમાં ઈશ્વર વાચ્યાર્થ નથી હોતો ખાસ કરીને ચિદાનંદજીના પદોમાં આવતા સંબોધનો વિચારવા જેવા છે સાંસારિક સંબંધોનો એમાં ઉપયોગ થયો છે તે આ રીતે આપણો આત્મા રાગદ્વેષાદિથી ઘેરાયેલો છે, એટલે કુમતિના બાહુપાશમાં જકડાયેલો છે કુમતિને સુમતિની શોક્ય ગણી ચિદાનંદજીએ પોતાની કાવ્યસરિતા વહાવી છે જુઓ, સુમતિ પોતાના સ્વામીને કેવી વિનંતિ કરે છે

પિયા ! પરઘર મત જાવો રે, કરુણા કરી મહારાજ,
કુળ મરજાદા લોપકે રે, જે જન પરઘર જાય

—ચિદાનંદજીના પદો પદ પહેલું

પણ પ્રલોભન વસ્તુ એવી છે કે એમાં પડ્યા પછી હાથ ઘસવાના હોય એ જાણવા છતાં પણ સુમતિના પિયા—આપણે—પરઘર જઈએ છીએ, કુમતિનો સંગ કરીએ છીએ પણ ધીરજ અને ક્ષમાશીલતાની મૂર્તિ, આર્યસન્નારી કઈ પોતાની સજ્જનતા છોડે ખરી કે ? પરગૃહે જવા છતાં પણ હજુ કાંઈ થયું ન હોય એમ સુમતિ યાચના કરે છે

પિયા ! નિજ મહેલ પધારો રે, કરી કરુણા મહારાજ,
તુમ બિન સુંદર સાહિબા રે, મો મન અતિ દુ ખ થાય

— ચિદાનંદજીના પદો પદ બીજું

આપણે તો વિહંગાવલોકન કરવા બેઠા છીએ, માત્ર દૃષ્ટિપાત કરીએ છીએ, એટલે વચ્ચેની અનુભૂતિનો આપણને આછો ખ્યાલ આવી ગયો હશે એમ માની, જ્યારે આત્મા સ્વગૃહે પધારે છે, ત્યારે સુમતિ કેવો આહ્લાદ અનુભવે છે તે જોઈએ

આજ સખી મેરે વાલમા નિજ મંદિર આયે,
અતિ આનંદ હૈયે ધરી, હસી કંઠ લગાયે

—ચિદાનંદજીના પદો પદ બારમું

તો આથી તદ્દન વિરુદ્ધ વિરહિણીની દશા, વિરહવેદના જોવી હોય તો આપણે શ્રી દેવચંદ્રજી વિરચિત ચોવીશીના એકાદ સ્તવનનું અવલોકન કરીએ ઈશ્વરથી અળગાપણું બતાવતા તેઓ કહે છે

ઋષભ જિણંદશું પ્રીતડી
કિમ કિજે હો કહો ચતુર વિચાર,

પ્રભુજી જઈ અળગા વસ્યા
તિહા કિણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર,
ઋષભ જિણંદશુ પ્રીતડી

ઈશ્વર સાથે પ્રીતડી બાધવી છે, પણ કેમ બધાય? પ્રભુજી તો શિવનગરમા જઈ વસ્યા કોઈ કહેશે, પત્ર દ્વારા અગર મુક્તિ પામતા જીવો સાથે સદેશો મોકલાવીને પ્રીતિ થઈ શકે, તો તેનો પ્રત્યુત્તર પણ શ્રી દેવચદ્રજી પાસે હાજર જ છે

કાગળ પણ પહોંચે નહિ
નવિ પહોંચે હો તિહા કો પરધાન,
જે પહોંચે તે તુમ સમો
નવિ ભાખે હો કોઈનુ વ્યવધાન,
ઋષભ જિણંદશુ પ્રીતડી

ઉપરની વેદનામાં આપણે પ્રેમની અધૂરપ જોઈ એકમા આત્મા પર-રમણીમા રમમાણ છે, તો બીજીમા વિરહ-વેદનાને ઉત્કટ દર્શાવી છે પરતુ જે પ્રેમાનુભવ કરે છે એનુ શુ? એ માટે તો શ્રી મોહન-વિજયજીની પક્તિઓ જુઓ

પ્રીતલડી બધાણી રે, અજિત જિણંદશુ

શ્રમજીવી મનુષ્યનો વિચાર કરો ગ્રામીણ ચિત્ર મન સમક્ષ ખડુ કરો આખા દિવસના પરિશ્રમ પછી ઘેર આવતા ખેડૂત કેટલો પ્રફુલ્લિત થાય છે! આનદઘનજી, વીરવિજયજી, તેમ જ મહોપાધ્યાય યશોવિજયજી સામાજિક વાતાવરણ, ધર્મની બાબતો, તત્ત્વની નિરર્થક ચર્ચા અને સાસારિક પાપમય જીવન—એ બધુ છોડી ઈશ્વરને નિહાળે છે, સ્વગૃહે આવે છે, ત્યારે કેવા હૃદયગમ ઉદ્‌ગારો નીકળે છે!

દુ ખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સપદ શુ રે ભેટ,
ધિંગ ધણી માથે કિયો રે, કુણ નર ગજે ખેટ,
વિમલજિન! દીઠા લોયણ આજ

—આનદઘનજી

એ જ રીતે મહોપાધ્યાય યશોવિજયજી મહારાજ પોતાની આગવી કાવ્યશક્તિ દ્વારા ભૂખ્યાને ભોજન નહિ, પરતુ ઘેવર જેવા પકવાન મળે અને જે આનદ થાય એવો જ આનદ ભગવાનના દર્શનથી ભક્તને થાય છે એ વાતનુ યથાર્થ નિરૂપણ કરે છે

ભૂખ્યા હો પ્રભુ, ભૂખ્યા મળ્યા ઘૃતપૂર
તરસ્યા હો પ્રભુ, તરસ્યા દિવ્ય ઉદક મિલ્યા જી દીઠી હો પ્રભુ૦

આ સાથે મીરાબાઈના ઉદ્‌ગારો પણ સરખાવીએ

પાયોજી મૈંને રામ રતન ધન પાયો

આજના યુગમા લખાતી પ્રણયત્રિકોણની વાર્તાઓના વાચકને કદાચ થશે કે આ પણ પ્રણય-ત્રિકોણને અતે સર્જાતો સુખાત છે, પણ એવુ નથી વાર્તામા બનતી વાતો કાલ્પનિક પાત્રો માટે બને છે, જ્યારે ઉપરના રસદર્શનમા જણાવેલી હકીકત આપણા સર્વેના જીવનમા અનુભવાતી ખરી સવેદના છે જ્યારે સાધક નિજ પિયાની (સુમતિની) વિનતિ અવગણે છે, અને આખરે પસ્તાય છે ત્યારે શુ થાય છે?

વિરથા જન્મ ગુમાયો,
રે મૂરખ ! વિરથા જન્મ ગુમાયો

—ચિદાનદજીના પદો પદ સોળમુ

આપણી રોજની રામકહાની કોઈને આજે તાત્કાલિક સમજાય છે તો સુમતિને મિલાપનો આનદ અર્પી શકે છે અને પોતે પણ નિજાનદ માણી શકે છે જેને પાછળથી સમજાય છે એને પશ્ચાત્તાપરૂપી ઝરણુમા સ્નાન કરવાનુ સદ્‌ભાગ્ય સાપડે છે અને તે પવિત્ર થવાનો યોગ પ્રાપ્ત કરે છે, ત્યારે ગત જીવનના સસ્મરણો દિવાસ્વપ્નો જેવા લાગતા આત્મા પુકારે છે

રે નર ! જગ સપનેકી માયા

—ચિદાનદજીના પદો પદ સત્તરમુ

સૌથી વિશેષ કારુણ્ય તો ત્યારે પ્રગટે છે જ્યારે સુમતિની વિનતિ આપણે અતરાત્માથી અવગણી શકીએ તેમ ન હોઈએ અને કુમતિના સકજામા સપડાયેલા હોઈએ, એટલુ જ નહિ પરતુ તેમાથી છૂટવાનો અવકાશ જણાતો ન હોય, અને એવી ત્રિશકુ જેવી દશા હોય ત્યારે ?

પ્રભુ મેરો મનડો હટક્યો ન માને
બહુત ભાત[૨] સમજાયો, યાકુ ચોડે[૩] હુ અરુ[૪] છાને,
પણ ઈંણ શિખામણ કછુ રચક, ધારત નવિ નિજ કાને,
પ્રભુ ! મેરો મનડો હટકયો ન માને

—ચિદાનદજીના પદો પદ એકવનમુ

આવી દશા કાંઈ ચિદાનદજી એકલા જ અનુભવે છે એવુ થોડુ છે ? આનદઘનજી પણ વર્તમાન ચોવીશીના સત્તરમા તીર્થંકર શ્રીકુથુનાથ ભગવાનના સ્તવનમા કવે છે

સુર નર જન પડિત સમજાવે, સમજે ના માહરો સાળો,[૫]
હો કુથુજિન ! મનડુ કિમ હી ન બાજે

મન કેવુ છે તેની વ્યાખ્યા આપી શકાય ખરી ? આ પ્રશ્ન આનદઘનજી જેવા સિદ્ધહસ્ત કવિ માટે પણ વિકટ છે છતા તેઓ લખે છે

જો ઠગ કહુ તો ઠગ તો ના દેખુ
શાહુકાર પણ નાહીં,
સર્વ માહે ને સહુથી અળગુ
એ અચરિજ મન માહી,
હો કુથુજિન ! મનડુ કિમ હી ન બાજે

મન કાબૂમા નથી મન વિષે બયાન પણ કર્યું એનો ઉપાય બતાવતા ખરેખરો સાધક કોણ છે એ દર્શાવે છે ત્યારે 'मन एव मनुष्याणाम् कारण बन्ध मोक्षयो ।' સૂત્ર યાદ આવ્યા વિના રહેતુ નથી

'મન સાધ્યુ તિણે સઘળુ સાધ્યુ,
એહ વાત નહીં ખોટી '

—આનદઘનજી

---

૨ રીત ૩ પ્રગટ ૪ અને
૫ આત્માની પારણતિ—ભિન્ન ભિન્ન પરિસ્થિતિ તે આત્માની પત્ની તેનો ભાઈ તે આપણુ મન એટલે અહીં 'સાળો' કહ્યો છે

જૈનેતર ભક્ત કવિઓએ ભક્તિરસ વહાવવા ઉપરાત સામાજિક ટીકાઓ કરી છે અને એમા અખો મોખરે છે જૈન કવિઓમા કોઈએ સામાજિક પ્રહાગે કર્યા છે કે કેમ, એવો પ્રશ્ન સ્વાભાવિક થાય આનદઘનજીએ સમાજ પર પ્રહારો કર્યા છે, જે તુલનાદૃષ્ટિએ અખાની જેમ આકરા નથી, પરતુ હળવા છે અખો અને આનદઘનજી એવા સમયમા થયા કે જ્યારે સમાજ અધાધૂધીમા, ધર્માંધતાના ગર્તાધકારમા સબડતો હતો લોકોને ભક્તિ તો સદા રુચિ છે, પરતુ તેની ભાવનાને વિસારે પાડી એટલે માત્ર બાહ્યાચરણ રહ્યુ સમસ્ત ભારતના કવિઓની કૃતિઓમા ભક્તિરસ ઝર્યો છે તેનુ કારણ કદાચ ઉપર બયાન કર્યા મુજબની સામાજિક સ્થિતિ હોય મીરાબાઈ, ધીરો, ભોજો ભગત, પીપા ભગત, દયાગમ, નગસિંહ મહેતા, કબીર વગેરેનુ ઉદ્બોધન આપણે જોઈએ તો ભક્તિભાવનો વિચાર કેન્દ્રસ્થાને છે અખાએ તો પોતાની તીક્ષ્ણ કલમ વડે સમાજને ચાબખા ફટકાર્યા છે શ્રી આનદઘનજીને સમાજ પિછાની શકયો નહિ એથી તેઓ આત્મલક્ષી બન્યા, અને વનવાસ સેવ્યો સ્તવનો જગલમા રચ્યા, પરતુ સમાજની—સાધુસમાજની અસરથી મુક્ત રહ્યા નહિ એમનાથી કહેવાઈ ગયુ

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા
તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદર ભરણાદિ નિજ કાજ કરતા થકા
મોહ નડિયા કલિકાલ રાજે

ભક્તિકાવ્યોની ચર્ચા કરતી વખતે આવા ઉદ્‌ગારોને એટલા માટે સ્થાન આપ્યુ છે કે આપણા પ્રાચીન કવિઓની એક વિશિષ્ટતા છે કે તેઓ પોતાની સામાજિક સ્થિતિને કાવ્યમા વણી લેતા આ દૃષ્ટિએ તે સમયના સમાજ દર્શન માટે આવા કાવ્યો નજર બહાર ન રહેવા જોઈએ જૈન સમાજ અનેક ફિરકાઓમા વહેંચાયેલો છે એનુ સમર્થન યથાર્થ રીતે થયુ છે જોકે આવુ કથન કવચિત જ થયુ છે બાકી એમના કાવ્યો ભક્તિરસથી ભરપૂર છે ઈશ્વરઘેલાને લોકો શુ કહે ? પાગલ જ ને ? ભક્તિ-ધૂનીને લોકો પાગલ કહે એવો વિચાર તેઓ વ્યક્ત કરે છે પણ ખરા

દરિશણ દરિશણ રટતો જો ફિરુ,
તો રણ રોઝ સમાન

પણ સમાજના ડરથી બીધા નહિ તેમને તરત જ ખ્યાલ આવે છે કે ઈશ્વર-રાગીને દુનિયા સાથે શો સબધ ? સાચા ભક્તને આવો વિચાર ન હોય તરત જ ઉમેરી દે છે

જેહને પિપાસા હો અમૃતપાનની,
કિંમ ભાજે વિષપાન ?
અભિનદન જિન દરિશણ તરસીએ

જૈન દર્શનમા દરેક વિષયનું સૂક્ષ્માતિસૂક્ષ્મ અવલોકન થયુ છે એમા જેટલુ બુદ્ધિગ્રાહ્ય છે એટલુ જ એ ઊર્મિ-પ્રધાન છે સ્યાદ્વાદ મતથી સામા પક્ષની લાગણીનો વિચાર કરવાનો અવકાશ મળે છે એટલે એમના પ્રતિ ઉદ્વેગ થવાને બદલે પ્રેમ, મૈત્રી કે કારુણ્ય પ્રગટશે જેમ જૈન તત્ત્વજ્ઞાન દરેક વિષયને ઊંડાણથી સ્પર્શે છે, તેમ જૈન કવિઓએ કાવ્યમા ઊર્મિને સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકી છે આ સૂક્ષ્મદૃષ્ટિમા જૈનેતર કવિઓ અને જૈન કવિઓમા થોડોક ફરક છે અન્ય કવિઓએ શ્રીકૃષ્ણની લીલાના બયાન ઊર્મિ-સભર કર્યા છે, એમના ગુણગાન ગાયા છે, જ્યારે જૈન કવિઓએ ગુણગાન કીર્તન કરવા ઉપરાત, અપ્રતિમ ભક્તિ છતા, જ્યારે ઈશ્વર ઉપકારક ન થતો હોય ત્યારે મીઠો ઉપાલભ આપતા કાવ્યો આપ્યા છે, અગર તો આપણી ભક્તિમા ક્યાક ન્યૂનતા છે, એટલે આત્મનિરીક્ષણ કરે છે મીઠો ઉપાલભ આપવામા મોહનવિજયજી, યશોવિજયજી, ચિદાનદજી વગેરે મોખરે છે, જ્યારે આત્મનિંદાના બીજા

પ્રકારમા દેવચદજી, કુમારપાળવિરચિત આત્મનિંદા વગેરે આગળ છે આપણે મોહનવિજયજીથી શરૂઆત કરીએ .

નિજ પદ દેવા જો સમરથ છો,
તો યશ લેતા શુ જાય ?
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

એટલુ ખરુ કે જૈન સ્તવનો, સજ્ઝાયાદિ પ્રાચીન છદો કે અખાની માફક છપામા આવ્યા નથી એટલે હાલ લોકભોગ્ય નથી પરતુ એવી રીતના રાગ રાગિણીમા રચાયેલા છે કે જે સામાન્ય માણસ પણ ગાઈ શકે—એની પ્રનાલિતાનો આનદ માણી શકે હાલ માત્ર જરૂર છે તેવા રાગોને પ્રચલિત કરવાની આપણા સગીતકારો પાસેથી આટલી આશા રાખવી અસ્થાને નહિ ગણાય જોકે ચિત્રપટ સગીતમા રચ્યાપચ્યા રહેતા જૈન યુવકો જ આ વસ્તુને પિછાનતા નથી ક્ષણિક કર્ણપ્રિયતાને વર્જ્ય ગણી, આમ અધારામા રહેલી કૃતિઓને ઓપ આપવાની જરૂર છે નીચેના સ્તવનનો ઢાળ જુઓ

બાલપણે આપણ સસનેહી
રમતા નવ નવ વેશે,
આજ તુમે પામ્યા પ્રભુતાઈ
અમે તો સસારની વેશે,
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

—મોહનવિજયજી

સતયુગમા, જૈન પરિભાષામા કહુ તો ચતુર્થ આરામા, લોકો ઘણા ભદ્રિક હતા અને અલૌકિક પુરુષો વિદ્યમાન હોવાથી લોકોદ્ધાર તાત્કાલિક થતો જ્યારે આજે કળિયુગ—પાચમો આરો, અને લોકો મનના મેલા, એટલે ઇશ્વરની અમીદૃષ્ટિ થાય નહિ આ સામે કવિનુ હૃદય બળવો પુકારે છે, અને મીઠાશથી કહે છે

શ્રી શુભવીર પ્રભુજી મોંઘે કાળે રે,
દીયતા દાન રે શાબાશી ઘણી

—બાર વ્રતની પૂજા પ૦ વીરવિજયજીકૃત

તો કોઈ જગ્યાએ હૃદય ભક્તિથી છલકતુ હોય પણ આપણી લાગણી આપણા વાલમના ખ્યાલ બહાર રહેતી હોય એવી આપણને આશકા થાય ત્યારે વિનતિરૂપે વીરવિજયજીની પક્તિઓ જુઓ

ભક્તિ હૃદયમા ધારજો રે,
અતર વૈરીને વારજો રે,
તારજો દીનદયાળ

—નવાણુ પ્રકારની પૂજા પ૦ વીરવિજયજીકૃત

જેમ શ્રી વીરવિજયજી મોંઘા કાળમા વરસ્યાની ખરી કિંમત આકે છે તેમ ચિદાનદજી પણ આ જ વાતને જરા જુદા સ્વરૂપે રજૂ કરે છે

મોહ ગયે જો તારશો,
ઇણુ વેળા હો કહા તુમ ઉપગાર ?
સુખ વેળા સજ્જન અતિ
દુ ખ વેળા હો વિરલા સસાર,
પરમાતમ પૂરણ કળા

ઉપાલભ આપતાં જ આપણને સનાતન સત્ય આપ્યુ 'દુખ વેળા હો વિરલા સસાર !' તો યશોવિજયજી (સામાન્ય રીતે 'વાચકજશ'ના નામે ઓળખાતા) જ્યારે ભક્તિમા લીન બને છે ત્યારે પરિણામ સારુ કેવી અધિરાઈ દાખવે છે તે જુઓ

કરજોડી ઊભો રહુ
રાત–દિવસ તુમ ધ્યાને રે,
જો મનમા આણો નહિ
તો શુ કહીએ છાનો રે ?
સભવ જિનવર વિનતિ

ચિદાનદજીનો નીચેનો ઉપાલભ જુઓ તેમા તેઓ પોતાની આજસુધીની પરિસ્થિતિ માટે ઈશ્વરને જ જવાબદાર ઠરાવે છે—પોતાની ન્યૂનતાના સ્વીકાર સાથે !

મોહ મહામદ છાકથી
હુ છકિયો હો નાહીં સૂધ લગાર,
ઉચિત સહી ઇણ અવસરે
સેવકની હો કરવી સભાળ,
પરમાતમ પૂરણ કળા

પણ જ્યારે ભક્તને એમ લાગે છે કે અન્યની ભક્તિથી ઈશ્વર રીઝે છે અને કદાચ પોતાની ભક્તિમા ખામી જેવુ જણાતુ હોય ત્યારે ઈશ્વરને કેવી ચેતવણી અપાય છે તે જુઓ

સેવા ગુણ રજ્યો ભવિજનને
જો તુમે કરો બડભાગી,
તો તમે સ્વામી કેમ કહેવાશો
નિર્મમ ને નિરાગી ?
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

તો આપણો પ્રિયતમ કેવો સ્વાર્થી છે એ જોવા આપણે ફરીથી ચિદાનદજીનો સમ્પર્ક સાધીએ

સર્વ દેશ-ઘાતી સહુ
અઘાતી હો કરી ઘાત દયાળ,
વાસ કિયો શિવમદિરે
મોહે[૬] વિસરી હો ભમતો જગજાળ,
પરમાતમ પૂરણ કળા

પણ મનુષ્યની શક્તિને મર્યાદા છે, એ વાત કવિઓ પણ વિસરી ના શકે આપણાથી ઈશ્વરની સપૂર્ણ કક્ષાએ પહોંચી ન શકાય તો એનો એકાદ અશ પણ માગી લેવાનો લોભ જતો કેમ કરાય ? (આપણા સ્વભાવની વિરુદ્ધ)

નાણ રયણ પામી એકાતે
થઈ બેઠા મેવાસી,
તેહ માહેલો એક અશ જો આપો
તે વાતે શાબાશી,
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

---

૬ મુજને

પ્રકારમા દેવચંદ્રજી, કુમારપાળવિરચિત આત્મનિંદા વગેરે આગળ છે આપણે મોહનવિજયજીથી શરૂઆત કરીએ

શિવ પદ દેવાં જો સમરથ છો,
તો યશ લેતા શુ જાય ?
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

એટલુ ખરુ કે જૈન સ્તવનો, સજ્ઝાયાદિ પ્રાચીન છદો કે અખાની માફક છપાયામા ગયા નથી એટલે હાલ લોકભોગ્ય નથી પરતુ એવી રીતના રાગ રાગિણીમા રચાયેલા છે કે જે સામાન્ય માણસ પણ ગાઈ શકે—એની પ્રવાહિતાનો આનદ માણી શકે હાલ માત્ર જરૂર છે તેવા રાગોને પ્રચલિત કરવાની આપણા સગીતકારો પાસેથી આટલી આશા રાખવી અસ્થાને નહિ ગણાય જોકે ચિત્રપટ સગીતમા રચ્યાપચ્યા રહેતા જૈન યુવકો જ આ વસ્તુને પિછાનતા નથી ક્ષણિક કર્ણપ્રિયતાને વર્જ્ય ગણી, આમ અધારામા રહેલી કૃતિઓને ઓપ આપવાની જરૂર છે નીચેના સ્તવનનો ઢાળ જુઓ

બાલપણે આપણ સસનેહી
રમતા નવ નવ વેશે,
આજ તુમે પામ્યા પ્રભુતાઈ
અમે તો સસારની વેશે,
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

—મોહનવિજયજી

સતયુગમા, જૈન પરિભાષામા કહુ તો ચતુર્થ આરામા, લોકો ઘણા ભદ્રિક હતા અને અલૌકિક પુરુષો વિદ્યમાન હોવાથી લોકોદ્ધાર તાત્કાલિક થતો જ્યારે આજે કળિયુગ—પાચમો આરો, અને લોકો મનના મેલા, એટલે ઈશ્વરની અમીદૃષ્ટિ થાય નહિ આ સામે કવિનુ હૃદય બળવો પુકારે છે, અને નીડરતાથી કહે છે

શ્રી શુભવીર પ્રભુજી મોંઘે કાળે રે,
દીયતા દાન રે શાબાશી ઘણી

—બાર વ્રતની પૂજા પ૦ વીરવિજયજીકૃત

તો કોઈ જગ્યાએ હૃદય ભક્તિથી છલકતુ હોય પણ આપણી લાગણી આપણા વાલમના ખ્યાલ બહાર રહેતી હોય એવી આપણને આશકા થાય ત્યારે વિનતિરૂપે વીરવિજયજીની પક્તિઓ જુઓ

ભક્તિ હૃદયમા ધારજો રે,
અતર વૈરીને વારજો રે,
તારજો દીનદયાળ

—નવાણુ પ્રકારની પૂજા પ૦ વીરવિજયજીકૃત

જેમ શ્રી વીરવિજયજી મોંઘા કાળમા વરસ્યાની ખરી કિંમત આકે છે તેમ ચિદાનદજી પણ આ જ વાતને જરા જુદા સ્વરૂપે રજૂ કરે છે

મોહ ગયે જો તારશો,
ઇણ વેળા હો કહા તુમ ઉપગાર ?
સુખ વેળા સજ્જન અતિ
દુ ખ વેળા હો વિરલા સસાર,
પરમાતમ પૂરણ કળા

ઉપાલભ આપતાં જ આપણને સનાતન સત્ય આપ્યુ 'દુઃખ વેળા હો વિરલા સસાર !' તો યશોવિજયજી (સામાન્ય રીતે 'વાચકજશ'ના નામે ઓળખાતા) જ્યારે ભક્તિમા લીન બને છે ત્યારે પરિણામ સારુ કેવી અધિરાઈ દાખવે છે તે જુઓ

કરજોડી ઊભો રહુ
રાત–દિવસ તુમ ધ્યાને રે,
જો મનમા આણો નહિ
તો શુ કહીએ છાનો રે ?
સભવ જિનવર વિનતિ

ચિદાનદજીનો નીચેનો ઉપાલભ જુઓ તેમા તેઓ પોતાની આજસુધીની પરિસ્થિતિ માટે ઈશ્વરને જ જવાબદાર ઠરાવે છે—પોતાની ન્યૂનતાના સ્વીકાર સાથે !

મોહ મહામદ છાકથી
હુ છકિયો હો નાહીં સુધ લગાર,
ઉચિત સહી ઇણ અવસરે
સેવકની હો કરવી સભાળ,
પરમાતમ પૂરણ કળા

પણ જયારે ભક્તને એમ લાગે છે કે અન્યની ભક્તિથી ઈશ્વર રીઝે છે અને કદાચ પોતાની ભક્તિમા ખામી જેવુ જણાતુ હોય ત્યારે ઈશ્વરને કેવી ચેતવણી અપાય છે તે જુઓ

સેવા ગુણ રજ્યો ભવિજનને
જો તુમે કરો બડભાગી,
તો તમે સ્વામી કેમ કહેવાશો
નિર્મમ ને નિરાગી ?
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

તો આપણો પ્રિયતમ કેવો સ્વાર્થી છે એ જોવા આપણે ફરીથી ચિદાનદજીનો સમ્પર્ક સાધીએ

સર્વ દેશઘાતી સહુ
અઘાતી હો કરી ઘાત દયાળ,
વાસ કિયો શિવમદિરે
મોહે[૬] વિસરી હો ભમતો જગજાળ,
પરમાતમ પૂરણ કળા

પણ મનુષ્યની શક્તિને મર્યાદા છે, એ વાત કવિઓ પણ વિસરી ના શકે આપણાથી ઈશ્વરની સપૂર્ણ કક્ષાએ પહોંચી ન શકાય તો એનો એકાદ અશ પણ માગી લેવાનો લોભ જતો કેમ કરાય ? (આપણા સ્વભાવની વિરુદ્ધ)

નાણ રયણ પામી એકાતે
થઈ બેઠા મેવાસી,
તેહ માહેલો એક અશ જો આપો
તે વાતે શાબાશી,
હો પ્રભુજી ! ઓળભડે મત ખીજો

૬ મુજને

તો એથી ઊલટું, મુક્તિની—એના એકાદ અંશની પણ પરવા કર્યા વિના ભક્તિ-રંગમા જ રચ્યાપચ્યા રહેવાનુ મહોપાધ્યાયજીને સૂઝે છે, જેથી ચમકપાષાણની માફક મુક્તિ આપોઆપ ખેંચાઈને મળે જુઓ :

મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી
જેહશુ સબલ પ્રતિબંધ લાગ્યો,
ચમક પાષાણ જિમ લોહને ખીંચશે
મુક્તિને સહજ મુજ ભક્તિ રાગો
ઋષભ જિનરાજ મુજ૦

આ તો વાત થઈ જેને અપૂર્ણતા સાથે પ્રતીતિ પ્રગટી નથી, પણ જેને અપૂર્ણતા સાથે સપૂર્ણ શ્રદ્ધા હોય તેની શી દશા છે તેની પણ જેણે ઈશ્વરને નાથ કર્યો છે, જે સનાથ છે, એમનુ હૃદય કેવુ પુલકિત છે એ આપણે મોહનવિજયજીની પક્તિમા જોઈએ

તારકતા તુજ માહે રે શ્રવણે સાંભળી
તે ભણી હુ આવ્યો છુ દીનદયાળ જો,
તુજ કરુણાની લહેરે રે મુજ કારજ સરે
શુ ઘણુ કહીએ જાણ આગળ કૃપાળ જો ?
પ્રીતલડી બધાણી રે અજિત જિણદશુ

આવી જ ભાવનાને ઉપાલભ સ્વરૂપે ચિદાનદજીએ નીચેના શબ્દોમા આલેખી છે

જગતારક પદવી લહી
તાર્યા સહી હો અપરાધી અપાર,
તાત કહો મોહે તારતા
કિમ કીની હો ઈણ અવસર વાર ?
પરમાતમ પૂરણ કળા

પ૦ વીરવિજયજી પણ આમ જ કહે છે કદાચ ઈશ્વર પાસે માગણી તો કરીએ અને ન આપે તો ? તો લાજ–મર્યાદા ગુમાવવી પડે એટલે ઉપાલભ સ્વરૂપે કહે છે

દાયક નામ ધરાવો તો સુખ આપો રે
શિવતરુની આગે રે શી બહુ માગણી ?

જ્યારે મહોપાધ્યાય યશોવિજયજી તો ઘડીક પણ સગ ન તજવાનુ કહે છે ગુણીજનને ગુણ ધરાવતી વ્યક્તિ સાથે જ પ્યાર હોય ને ? સગનો રગ કેવો લાગ્યો છે તે જુઓ

કોકિલ કલ કૂજિત કરે
પામી મજરી હો પજરી સહકાર,
ઓછા તરુવર નવિ ગમે
ગિરૂઆ શુ હો હોવે ગુણનો પ્યાર,
અજિત જિણદશુ પ્રીતડી

વર્ણાનુપ્રાસ અને ઉપમા અલકાર કાવ્યની ગુજાશમા ઓર વધારો કરે છે

આવા મીઠા ઉપાલભ તો જેણે સિદ્ધિ સાધી હોય એવા મહાપુરુષો આપી શકે પરતુ આપણી જેવા સામાન્ય માણસો ગમે તેવા ભક્તિમા લીન હોઈએ છતા નિષ્ફળ જઈએ તો ? તો આત્મનિરીક્ષણ જ સભવે ને ? દેવચદ્રજી કહે છે

સ્વામી દર્શન સમો નિમિત્ત લહી નિર્મળો
જો ઉપાદાન એ શુચિ ન થાશે,
દોષ કો વસ્તુનો અથવા ઉદ્યમ તણો
સ્વામી સેવા સહી નિકટ લાશે

ઉદ્યમની ખામી જોઈ, પણ હજુ આપણે ડગ પણ માડયુ નથી એટલે વિશેષ આત્માવલોકન કરવુ જ જોઈએ ને? આત્મલક્ષી—આત્મનિંદાના કાવ્ય અનુકૂળ બને જુઓ

રાગ દ્વેષે ભર્યો, મોહ વૈરી નડયો
લોકની રીતમા ઘણુ એ રાતો,
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રચ્યો
ભમ્યો ભવમાહી હુ વિષયમાતો,
તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી

આત્મનિંદા માટે તો જૈનોમા પ્રચલિત 'રત્નાકર પચ્ચીશી' જેવી જોઈએ આખી રચના આપણા હીણપતભર્યા કર્તવ્યની નિંદા કરતી છે. એકાદ કડી તપાસીએ રચના હરિગીત છદમા છે

હુ ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હુ કેમ કરી ધ્યાવુ તને?
મન મારુ માયાજાળમા મોહન! મહા મૂઝાય છે,
ચડી ચાર ચોરો હાથમા ચેતન ઘણુ ચગદાય છે

ક્રોધ, લોભ અને માનને માટે યોજેલા અનુક્રમે અગ્નિ, સર્પ અને અજગરના રૂપકો તેમ જ વર્ણાનુપ્રાસ અલકારથી રચના વધુ આકર્ષક બની છે

કદાચ સવાલ થશે કે ઈશ્વર તો સર્વજ્ઞ છે એટલે આપણા દરેક કર્તવ્યોનો હિસાબ તો એની પાસે હોય જ, તો પછી આપણે બયાન કરવાની શી જરૂર? બયાન કરવાની જરૂર છે કારણ આપણા આવા ખોટા કર્તવ્યોથી આપણુ મન ભરાઈ ગયુ હોય છે આપણુ દિલ હળવુ બને એટલા માટે અગર તો આપણુ મન ભરાઈ આવે ત્યારે આપણા દિલની વાત આપણા નિકટના સ્નેહીને કહીએ ત્યારે જ નિરાત થાય એવા માનવસહજ સ્વભાવને 'રત્નાકર પચ્ચીશી'ની શરૂઆતમા જ કવિએ આલેખ્યો છે

'જાણો છતા પણ કહી અને હુ હૃદય આ ખાલી કરુ'

તદુપરાત ઈશ્વરને પ્રીતમ તરીકે સ્વીકાર્યો છે એટલે પ્રેમી તો પોતાના પ્રિયતમને અથથી ઈતિ સુધીનુ બધુ વર્ણન કરે જ ને? મોહનવિજયજી પણ કહે છે .

અતર્ગતની પ્રભુ આગળ કહું ગુજ જો,
પ્રીતલડી બધાણી રે અજિત જિણદશુ

ઉપરની આત્મનિંદામા તો ભૂલનો એકરાર છે પણ કુમારપાળવિરચિત (અનુ૦ અમૃતસૂરીશ્વરજી મહારાજ) આત્મનિંદામા દુર્લભ માનવદેહ મળ્યા પછી સચેતન ન થયા, હાથ ધોઈ નાખ્યા, તેનુ આલેખન છે .

બહુ કાળ આ સસારસાગરમા પ્રભુ હુ સચર્યો,
થઈ પુણ્યરાશિ એકઠી ત્યારે જિનેશ્વર તુ મળ્યો
પણ પાપકર્મ ભરેલ મેં સેવા સરસ નવ આદરી,
શુભ યોગને પામ્યા છતા મેં મૂર્ખતા બહુએ કરી

જૈનોમા મનુષ્ય મરણપથારીએ હોય ત્યારે ખાસ કરીને ધાર્મિક રિવાજોમાં 'પુણ્ય-પ્રકાશ'નુ સ્તવન સભળાવાય છે આ સ્તવનમા દુર્લભ માનવદેહની સફળતા ક્યારે થાય, આપણે શુ કર્યું, વગેરેની સરવાળા બાદબાકી છે જિંદગીના ધન્ય દિવસો ક્યા ? એના જવાબ માટે નીચેના ભાવવાહી સ્વરો ગુજાવો

ધન ધન તે દિન માહરો
જિહા કીધો ધર્મ

તો શ્રીમદ્ રાજચદ્ર આપણા જેવા માટે એવો ધન્ય દિવસ ક્યારે આવે એની તીવ્ર ઇચ્છા વ્યક્ત કરે છે

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઈશુ બાહ્યાતર નિર્ગ્રંથ જો ?
સર્વ સબધનુ બધન તિક્ષ્ણ છેદીને,
વિચરશુ કવ મહત્પુરુષને પથ જો ?

ઊર્મિ વસ્તુ જ એવી છે કે જે અનુભવ વિના સમજાતી નથી જે લોકો ઊર્મિ વિહીન હોય છે, જેમણે પ્રેમાનુભાવ કર્યો નથી હોતો તેઓ સામી વ્યક્તિની લાગણી સમજી શકતા નથી એટલે લાગણી-વેડા કહી તિરસ્કારે છે, પણ ખરી વસ્તુ તો અનુભવે જ સમજાય છે જુઓ

રહસ્યોનો જ્ઞાતા અનુભવથી ક્યારે થઈશ હું ?

એટલે જ્ઞાતા પણ અનુભવથી થવાની ઇચ્છા વ્યક્ત કરી

અનુભવથી જ્ઞાતા થવાની વાત રુચિ, પરતુ અનુભવ કોણ કરી શકે ? ચિદાનદજી આપણને પ્રત્યુત્તર આપે છે

પણ તુમ દરિશણ યોગથી
થયો હૃદયે હો અનુભવ પરકાશ,
અનુભવ અભ્યાસી કરે
દુ ખદાયી હો સવિ કર્મ વિનાશ,
પરમાતમ પૂરણ કળા

જૈન કવિઓની વિશિષ્ટતા જોયા પછી જૈન અને અન્ય કવિઓ વચ્ચે સમાનતા જોઈએ જૈન તેમ જ જૈનેતર કવિઓએ અમુક વિષયનુ નિરૂપણ બહુ સ્પષ્ટતાથી કર્યું છે, છતા એક જ હકીકતને જુદી જુદી ઢબથી સહુએ પોતપોતાની આગવી કવિતા-શક્તિથી આલેખી છે મુસાફિર ઘોર નિદ્રામા છે એ માટે જુઓ

ઉઠ જાગ મુસાફિર ભોર ભઈ, અબ રૈન કહાઁ જો સોવત હૈ ?
જો સોવત હૈ વહ ખોવત હૈ, જો જાગત હૈ વહ પાવત હૈ

ચિદાનદજીનુ પદ એની સાથે હવે સરખાવો

રૈન રહી અબ થોરી [7]
જાગ જાગ તુ નિંદ ત્યાગ દે
હોત વસ્તુકી ચોરી,
મજિલ દૂર ભર્યો ભવસાગર,
માન ઉ, મતિ મોરી [8]

---

૭ થોડી ૮ મારી

અનતકાળથી આ જીવડો સસારસાગરમા રઝળ્યો છે છતા 'મારુ' 'મારુ' કરતા થાક્યો નથી આ વાતને લગભગ બધા જ ભક્તકવિઓએ કાવ્યના વિષય તરીકે અપનાવી છે

નથી જીવ તારી રે સુદર કાયા,
છોડીને ચાલ્યો વણઝારા રે હોજી

—કબીર

*

મેલી દે મનથી મારુ-તારુ રે મનવા
પ્રભુ વિના કોઈ નથી તારુ,
સ્મશાન સુધી તારા સગા સબધી વાલા
આવીને બાળે તન પ્યારુ,
રે માનવી! પ્રભુ વિના કોઈ નથી તારુ

—પીપા ભગત

વાલા તે વાલા શુ કરો, વાલા વોળાવી[૯] વળશે
વાલા તે વનના લાકડા તે તો સાથે જ બળશે
એક રે દિવસ એવો આવશે

—વૈરાગ્યની સજ્ઝાય ઉદયરત્નકૃત

અભિમાન એક ભયાનક રોગ છે વ્યક્તિત્વવાદના આ જમાનામા એ રોગ જ્યાસા નજરે પડે છે એને મહામદ કહ્યો છે મદનુ સ્વરૂપ સમજવા માટે તો જૈનોની ભરત-બાહુબલીની કથા જ તપાસવી રહી બાહુબલીએ રાજપાટનો ત્યાગ કરી દીક્ષા અગીકાર કરી, પણ અહમ્ ભાવના ત્યાગી નહિ ઘોર તપસ્યા કરવા છતા મહામદને કારણે સર્વજ્ઞ થઈ શકતા નથી આ વસ્તુ સમજાવવા માટે જો કોઈ શક્તિમાન હોય તો ભાઈને માટે એમની અતુલ સ્નેહલ બહેનો જ આ વસ્તુનો આશરો લઈ કવિ એમની બહેનોના મુખમા આ શબ્દો મૂકે છે

વીરા! ગજ થકી હેઠા ઊતરો

અભિમાનરૂપી હાથી પરથી નીચે ઊતરવાનુ કહે છે 'માન-અભિમાન ન કરો' એનુ કારણ આપણને યથાર્થ રીતે, માર્ગદર્શનરૂપે માનની સજ્ઝાયમા ઉદયરત્ન સમજાવે છે

રે જીવ! માન ન કીજિયે
માને વિનય ન આવે,
વિનય વિના વિદ્યા નહિ
તો કિમ સમકિત પાવે રે જીવ! માન ન કીજિયે.

આ પ્રસગે ગીતાનો ઉપદેશ જરા જોઈએ તો ઠીક પડશે સાધકને માટે ગીતાજીમા ત્રણ વસ્તુ પર ખાસ ભાર મૂકયો છે પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા આ યુગમા પ્રણિપાત એટલે નમ્રતા, વિવેક ખાસ ખ્યાલમા રાખવા યોગ્ય છે પરિપ્રશ્ન એટલે ફરી પૂછવુ જિજ્ઞાસાવૃત્તિ એ આવશ્યક અગ છે જૈનોમા ભગવાન મહાવીરના મુખ્ય ગણધર ગૌતમસ્વામી જ્ઞાતા હોવા છતા ય કોઈપણ બાબત સશય થતા ભગવાન મહાવીરને પ્રશ્નો પૂછતા એ રીતે નમ્રતા દાખવવી સેવા વિનાની નમ્રતા ખુશામતમા ખપે છે એટલે સેવા આવશ્યક છે આ બધા માટે માન-અભિમાન છોડવાની જરૂર છે

૯ વળાવી

માનનો ભાઈ છે દભ આચાર અને વિચારમા એથી સવાદિતા નથી રહેતી ચિદાનદજીની અનુભૂતિ આપણને ઉપકારક થઈ પડશે

કથણી કથે સહુ કોઈ, રહણી અતિ દુર્લભ હોઈ
શુક રામકો નામ વખાણે, નવિ પરમારથ તસ જાણે
યા વિધ ભણી વેદ સુણાવે, પણ અકળ કળા નહિ પાવે

—ચિદાનદજીના પદો પદ અઠ્યાવીશમુ

અખો પણ કહે છે

તિલક કરતા ત્રેપન ગયા, જપમાળાના નાકા ગયા

અખાની શૈલી વ્યગમય-કટાક્ષમય છે, જ્યારે આનદઘનજી પ્રત્યક્ષ કહે છે તે જુઓ

શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વે કિરિયા કરી
છાર પર લીપણુ તેહ જાણો

જૈન સસ્કૃત સાહિત્યની જેમ જૈન ગુજરાતી સાહિત્ય પણ વિશાળ છે આ અવલોકન તો બે ચાર ખ્યાતનામ કવિઓ પૂરતુ મર્યાદિત રહ્યુ છે, એટલે વિશેષ જિજ્ઞાસુઓએ તો પરિશ્રમ લેવો પડશે એક યા બીજા કારણોથી આ સાહિત્ય અજ્ઞાત રહ્યુ છે અગર જૈન સમાજ પૂરતુ મર્યાદિત રહ્યુ છે તેને આપણા સાહિત્યકારો-સશોધકો વિશેષ પ્રકાશમા લાવશે એવી શ્રદ્ધા સાથે વિરમુ છુ



# સ્થૂલિભદ્રવિષયક ત્રણ ફાગુકાવ્યો

જયંત કોઠારી

પ્રાચીન ગુજરાતીના વિપુલ જૈન સાહિત્યનો, એ સાંપ્રદાયિક છે એમ કહીને, કાંકરો કાઢી નાખી શકાશે નહિ મધ્યકાળમાં નિરુદ્દેશ નિર્ભેળ કવિતા ક્યાં હતી ? જૈનોનો વર્ગ સામાન્ય હિંદુ વર્ગને મુકાબલે નાનો અને એની પરંપરામાં દીક્ષાના મહિમાનું તત્ત્વ જરા પ્રબળ (જૈન કવિઓ—જે મોટે ભાગે મુનિઓ જ હતા—તેમણે બહુધા દીક્ષાનો મહિમા ગાઈ શકાય એવું જ વસ્તુ પસંદ કર્યું છે, અથવા વાર્તાનાયકને દીક્ષા આપ્યા વિના એમને ચેન પડ્યું નથી), તેથી એમનું સાહિત્ય વધારે સાંપ્રદાયિક લાગે છે જૈનેતર હિંદુ પરંપરા વધારે પરિચિત, તેથી એમાં સાંપ્રદાયિકતા દેખાતી નથી પણ એ પરંપરાનું સાહિત્ય પણ ધાર્મિક પ્રયોજનવાળું તો છે જ જૈન કવિઓ જૈનેતર કવિઓને મુકાબલે બહુ વિત્ત નથી દેખાડતા એ સાચું છે છતાં જૈન કવિઓ જૂની ભાષા વાપરતા હોવાને કારણે, કે પેલા સાંપ્રદાયિકતાના પૂર્વગ્રહને લીધે એમનું યોગ્ય મૂલ્યાંકન થવામાં અંતરાય આવતો હોય એવું તો થતું નથી ને, એ તપાસવા જેવું છે ધાર્મિકતા અને સાંપ્રદાયિકતાને ઉલ્લંઘીને પણ કવિત્વ પ્રગટ થઈ શકે—જેમ મધ્યકાળના ઘણા કવિઓની બાબતમાં બન્યું છે નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, દયારામ જેવી પ્રતિભાવાળો કોઈ જૈન કવિ નજરે ચડતો નથી (જૈનેતર સાહિત્યમાં પણ છઠ્ઠો કોઈ ક્યાં છે ?) પણ નાકર, ધીરો, ભોજો, પ્રીતમ કે સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ જેટલું વિત્ત બતાવનાર જૈન કવિઓ નહિ હોય એ માનવા જેવું જણાતું નથી છતાં આપણા સાહિત્યના અધ્યયનમાં જૈન કવિઓ અને સાહિત્ય ઉપેક્ષિત રહ્યાં છે એ હકીકત છે પ્રથમ પંક્તિના વિદ્વાનોના વિવેચનનો જે લાભ અખો, પ્રેમાનંદ, દયારામ જેવાને મળ્યો છે તે કોઈ જૈન કવિને મળ્યો જણાતો નથી ભાલણ, નાકર, નરપતિ, શામળ વગેરેને આપણા અભ્યાસમાં જે સ્થાન મળતું રહ્યું છે તેવું કોઈ જૈન કવિને ભાગ્યે જ મળ્યું છે વિપુલ પ્રમાણમાં સાહિત્યસર્જન કરનાર લાવણ્યસમય તથા સમયસુન્દર જેવા કવિઓનો સાંગોપાંગ અભ્યાસ થવો હજુ બાકી છે સાહિત્યના ઇતિહાસોમાં પણ વિશિષ્ટ જૈન કૃતિઓ અને કવિઓનો પૂરતો પરિચય કરાવવામાં આવતો નથી હા, નરસિંહ પૂર્વેના જૈન સાહિત્યનો કંઈક વિગતે પરિચય કરાવવામાં આવે છે, કેમકે એ વખતનું જૈનેતર સાહિત્ય અલ્પ પ્રમાણમાં છે ! ઘણું જૈન સાહિત્ય હજી સુધી અપ્રકાશિત છે દયારામે પણ સાંપ્રદાયિક સાહિત્ય ઘણું

લખ્યુ હતુ, પરન્તુ એની સાચી કવિતા લોકોએ ઝીલી લીધી અને અભ્યાસીઓએ એને લક્ષમા રાખી દયારામનુ મૂલ્યાકન કર્યું જૈન કવિતા સપ્રદાય બહાર ઝિલાય નહિ એ સમજાય એવુ છે, પણ અખૂટ જૈન સાહિત્ય ભડારમાથી સાચી કવિતાની વીણણી કરી, એનુ યોગ્ય મૂલ્યાકન કરવાનુ કામ આપણે કર્યું નથી જૈન સાહિત્યનુ આ રીતે સશોધન–સપાદન થશે ત્યારે, સભવ છે કે, બીજી હરોળના કેટલાક સારા કવિઓ અને તેમના કાવ્યો આપણને મળશે

જૈન કવિઓનો હેતુ ધર્મપ્રચારનો હોવા છતા એમણે એ પ્રચારના સાધનની પસદગી વિશાળ ક્ષેત્રમાથી કરી છે એમણે માત્ર જૈન પૌરાણિક કથાઓનો જ આશ્રય લીધો છે એવુ નથી, લોકવાર્તાના અખૂટ ખજાનાને એમણે ઉપયોગમા લીધો છે વળી, જૈનેતર પૌરાણિક આખ્યાન–વસ્તુનો ઉપયોગ કરવાનુ પણ એ ચૂકયા નથી, જ્યારે જૈનેતર કવિઓએ જૈન કથાવસ્તુને હાથે ય અડાડ્યો નથી જૈન સપ્રદાય તો નવીન હતો એણે લોકસમુદાયને આકર્ષવા માટે લોકસમુદાયમા પ્રચલિત કથાવાર્તાસાહિત્યનો ઉપયોગ કરવો રહ્યો જૈનેતર કવિઓને આવી જરૂર ન પડે તે સમજાય એવુ છે

અર્વાચીન યુગમા આપણા કવિઓએ પ્રાચીન કથાવસ્તુનો આશ્રય લઈને એમાના રહસ્યબીજને સ્વતત્ર દૃષ્ટિથી જોઈ વિકસાવ્યુ હોય એવુ ઘણીવાર બન્યુ છે, પણ અહી પણ એમનુ લક્ષ મોટે ભાગે હિંદુ કથાસાહિત્ય તરફ જ ગયુ છે કયારેક એમની દૃષ્ટિ બૌદ્ધ કથા-સાહિત્ય તરફ ગયેલી પણ જોવા મળે છે પરતુ વિશિષ્ટ જૈન કથાઓને સાગ કવિનો પ્રતિભાસ્પર્શ મળ્યો હોય એવુ જાણ્યામા નથી[1] કેટલીક જૈન કથાઓની ક્ષમતા આ દૃષ્ટિએ તપાસવા જેવી ગણાય

## ૨

આવી ક્ષમતાવાળી એક કથા સ્થૂલિભદ્રની છે સ્નેહના બધનમા બધાઈ જ્યા બાર વર્ષ ગાળ્યા હતા એ કોશા વેશ્યાના આવાસમા સ્થૂલિભદ્ર, મુનિવેશે, ચાતુર્માસ ગાળવા આવે છે સ્થૂલિભદ્રને માટે આ કેવો નાજુક અને કટોકટીભર્યો કાળ હશે! પ્રિયતમનુ સ્વાગત કરવા થનગની ઊઠેલી કોશાએ કેવા અણધાર્યા સવેદનો અનુભવ્યા હશે! રાગ–વિરાગના સઘર્ષે કેવા કેવા રહસ્યમય રૂપ ધારણ કર્યાં હશે! આવી બીજી બે કથાઓ–અલબત્ત જૈનેતર—જાણીતી છે એક રાજા ભર્તૃહરિની, જેમણે હૃદયરાણી પિંગલાનો, 'મયિ સા વિરક્તા' એવુ કરુણ ભાન થતા, ત્યાગ કર્યો અને એક દિવસ એને જ બારણે ભિક્ષુક બનીને આવી ઊભા બીજી ભગવાન બુદ્ધની, જેમણે જગતના દુ ખની જડીબુટ્ટી શોધવા પ્રિય યશોધરાને સૂતી મૂકી મહાભિનિષ્ક્રમણ આદર્યું અને એક દિવસ જગતના બનીને એની સામે આવી ઊભા આ કથાઓમા ત્યાગ કરતા પુનર્મિલનની ક્ષણ વધારે રોમાચક, માર્મિક અને રહસ્યમય છે, કેમકે ત્યારે નૂતન જીવનદિશા, નૂતન અભિજ્ઞાન અને નૂતન સબધના દ્વાર ખૂલે છે આ ક્ષણ ભારે શકયતાવાળી હોય છે પણ એની શકયતાને મૌલિક રીતે જોવી–ખીલવવી એ ઘણુ જ દુષ્કર કાર્ય છે

કોશાની જ સામે, કોશાના જ આવાસમા, ષડ્રસાહાર કરીને કામવિજય સિદ્ધ કરનાર સ્થૂલિભદ્ર જૈનોના એક અત્યત આદરણીય આચાર્ય છે એમના વિષે પ્રાચીન ગુજરાતીમા ઘણા કાવ્યો લખાયા છે કદાચ નેમરાજુલવિષયક કાવ્યો પછી સખ્યાની દૃષ્ટિએ સ્થૂલિભદ્રવિષયક કાવ્યો આવતા હશે પણ દેખીતી રીતે જ નેમિનાથના કરતા સ્થૂલિભદ્રના જીવનની ઘટનાઓ વધારે ભાવક્ષમ છે સ્થૂલિભદ્ર

---

૧ શ્રી જયભિખ્ખુએ જૈન પૌરાણિક સાહિત્યમાથી વસ્તુ લઈ નવલકથાઓ લખી છે શ્રી મડિયાની એકબે વાર્તાઓમા જૈન કથા-પ્રસગોનો ઉપયોગ થયો છે પણ આ બન્ને લેખકો જૈનધર્મી છે આ સિવાય પણ થોડુ લખાયુ હશે કદાચ, પણ વિશિષ્ટ સર્જકતાવાળી કોઈ કૃતિ ખરી ?

રાગીમાથી વિરાગી બને છે, નેમિનાથને રાગયુક્ત જીવન જીવવાનો અવસર આવતો નથી સ્થૂલિભદ્રને રાગભરી કોશાનો સામનો કરવો પડે છે, આવો સામનો નેમિનાથને કરવો પડતો નથી રાજુલને નેમિનાથ પ્રત્યે એકનિષ્ઠ—કદાચ ભક્તિભાવની હદે પહોંચતો—સ્નેહ છે પણ એનામા કોશાના જેવી પ્રગલ્ભતા, વિદગ્ધતા, તરવરાટ કે આવેગ નથી ઉપરાત, સ્થૂલિભદ્રવૃત્તાતને એના પિતાના જીવનની અદ્ભુત, રસિક અને રોમાચક પ્રસગોની ભૂમિકા પણ મળી રહે છે આમ વૃત્તાન્તના જુદા જુદા અશને ઉઠાવ આપીને રચનાવૈવિધ્ય દર્શાવી શકાય એવી સામગ્રી સ્થૂલિભદ્રવૃત્તાતમા રહેલી છે થયુ છે પણ એવુ જ મધ્યકાલીન ગુજરાતીના સ્થૂલિભદ્રવિષયક કાવ્યોમા કેટલુ બધુ સ્વરૂપવૈવિધ્ય દેખાય છે! એમા કોશાના ઉદ્ગારો રૂપે નાનકડા ઊર્મિગીતો છે, સ્થૂલિભદ્રની પ્રશસ્તિરૂપ, કે વૈરાગ્યબોધની સજ્ઝાય છે, કોશાના વિપ્રલભશૃગારના વર્ણનના બારમાસી કાવ્ય અને નવરસ કાવ્યો છે, ઇષિત્ કથાતતુનો ઉપયોગ કરતા ફાગુઓ અને શીયળવેલીઓ છે તથા વિસ્તૃત કથાપ્રપચવાળા રાસ પણ છે[2] એક જ વસ્તુને અનેક કવિઓ હાથમાં લે ત્યારે દરેક કવિની નજર એ વસ્તુના ક્યા બિંદુઓ પર ઠરે છે અને એને એ કેવી રીતે વિકસાવે છે એનુ સમાતર અવલોકન કરવુ રસપ્રદ થઈ પડે પણ પ્રતિનિધિરૂપ કૃતિઓ પ્રગટ ન થઈ હોય ત્યાસુધી આવુ અવલોકન અધૂરુ જ રહે તેથી આપણે અહીં નામે એક જ કાવ્ય-પ્રકારની, પણ રચનાનુ વિલક્ષણ વૈવિધ્ય દર્શાવતી ત્રણ જ કૃતિઓનુ તુલનાત્મક નિરીક્ષણ કરીશુ એ ત્રણ કૃતિઓ છે (૧) જિનપદ્મસૂરિકૃત સ્થૂલિભદ્ર ફાગુ (સ૦ ૧૩૯૦–૧૪૦૦), (૨) જયવતસૂરિકૃત સ્થૂલિ-ભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ (સ૦ ૧૬૧૪ આસપાસ), (૩) માલદેવકૃત સ્થૂલિભદ્ર ફાગ (વિક્રમના ૧૭મા શતકનો પૂર્વાર્ધ)[3]

## ૩

ફાગુને આપણે વૃત્તાન્તનો સ્વલ્પ આધાર લઈ પ્રકૃતિની—ખાસ કરીને વસતઋતુની—ભૂમિકામા માનવપ્રણયનુ આલેખન કરનાર કાવ્યપ્રકાર કહી શકીએ આ વ્યાખ્યામા ન આવી શકે એવી 'ફાગુ' નામની સખ્યાબધ કૃતિઓ મળતી હોવા છતા, શિષ્ટ નમૂનારૂપ ફાગુકાવ્યોનુ આતરસ્વરૂપ આ વ્યાખ્યાની નિકટનુ હોય છે એમ જરૂર કહી શકાય જૈન ફાગુઓ, આ વ્યાખ્યાની અદર રહીને કે બહાર જઈને પણ, કેટલીક આગવી લાક્ષણિકતાઓ ઉપજાવે છે એ નોંધવા જેવી છે એક તો, જૈન ફાગુઓનો અતિમ ઉદ્દેશ, એમા રતિનુ આલેખન કેટલીકવાર તો ઘેરા રગે થતુ હોવા છતા, આપણને વિરતિ તરફ લઇ જવાનો હોય છે આથી જૈન ફાગુઓ શુદ્ધ શૃગારકાવ્યો બની શકતા નથી કાવ્યનો વિષય કે એમાની ઘટના જ સયમધર્મની બોધક હોય છે, જેમ અહીં સ્થૂલિભદ્રનુ ચરિત્ર સયમધર્મનુ બોધક છે છતા જિનપદ્મસૂરિ જેવા સ્થૂલિભદ્રના કામવિજયની સક્ષેપમા પ્રશસ્તિ કરી, કે એને મુખે સયમધર્મનો મહિમા પ્રગટ કરી અટકી જાય છે, ત્યારે માલદેવ જેવા 'નારીસગતિ ટાળો' એવો સીધો ઉપદેશ આપવા સુધી પણ પહોંચી જાય છે તો વળી જયવતસૂરિ જેવા આ બાબતમાં અત્યંત નોંધપાત્ર રીતે જુદા તરી આવે છે એમનુ કાવ્ય સ્થૂલિભદ્ર–કોશાના મિલન આગળ અટકી જાય છે એટલે કામવિજય દર્શાવવા સુધી તો એ

---

જુઓ, "જૈન ગૂર્જર કવિઓ" ભા૦ ૧, ૨, ૩મા પાછળ કૃતિઓની સૂચિમા એ માહિતી જોકે અપૂરતી અને અશુદ્ધ પણ છે

૩ ત્રણે કાવ્યો 'પ્રાચીન ફાગુ સંગ્રહ'(સપા૦ ડૉ૦ ભોગીલાલ સાંડેસરા અને સોમાભાઈ પારેખ)મા ક્રમાક (૧), (૨૬), (૨૮)થી છપાયેલા છે. અહીં એ સપાદનનો જ, પાઠાતરો સાથે, ઉપયોગ કર્યો છે અનુવાદ ક્યાંક મુક્ત પણ કર્યો છે

લખ્યુ હતુ, પરતુ એની સાચી કવિતા લોકોએ ઝીલી લીધી અને અભ્યાસીઓએ એને લક્ષમા રાખી દયારામનુ મૂલ્યાકન કર્યું જૈન કવિતા સપ્રદાય બહાર ઝિલાય નહિ એ સમજાય એવુ છે, પણ અખૂટ જૈન સાહિત્ય ભડારમાથી સાચી કવિતાની વીણણી કરી, એનુ યોગ્ય મૂલ્યાકન કરવાનુ કામ આપણે કર્યું નથી જૈન સાહિત્યનુ આ રીતે સશોધન–સપાદન થશે ત્યારે, સભવ છે કે, બીજી હરોળના કેટલાક સારા કવિઓ અને તેમનાં કાવ્યો આપણને મળશે

જૈન કવિઓનો હેતુ ધર્મપ્રચારનો હોવા છતા એમણે એ પ્રચારના સાધનની પસદગી વિશાળ ક્ષેત્રમાથી કરી છે એમણે માત્ર જૈન પૌરાણિક કથાઓનો જ આશ્રય લીધો છે એવુ નથી, લોકવાર્તાના અખૂટ ખજાનાને એમણે ઉપયોગમા લીધો છે વળી, જૈનેતર પૌરાણિક આખ્યાન–વસ્તુનો ઉપયોગ કરવાનુ પણ એ ચૂક્યા નથી, જ્યારે જૈનેતર કવિઓએ જૈન કથાવસ્તુને હાથે ય અડાડ્યો નથી જૈન સપ્રદાય તો નવીન હતો એણે લોકસમુદાયને આકર્ષવા માટે લોકસમુદાયમા પ્રચલિત કથાવાર્તાસાહિત્યનો ઉપયોગ કરવો રહ્યો જૈનેતર કવિઓને આવી જરૂર ન પડે તે સમજાય એવુ છે

અર્વાચીન યુગમા આપણા કવિઓએ પ્રાચીન કથાવસ્તુનો આશ્રય લઈને એમાના રહસ્યબીજને સ્વતત્ર દૃષ્ટિથી જોઈ વિકસાવ્યુ હોય એવુ ઘણીવાર બન્યુ છે, પણ અહી પણ એમનુ લક્ષ મોટે ભાગે હિંદુ કથાસાહિત્ય તરફ જ ગયુ છે ક્યારેક એમની દૃષ્ટિ બૌદ્ધ કથા-સાહિત્ય તરફ ગયેલી પણ જોવા મળે છે પરતુ વિશિષ્ટ જૈન કથાઓને સારા કવિનો પ્રતિભાસ્પર્શ મળ્યો હોય એવુ જાણ્યામા નથી [1] કેટલીક જૈન કથાઓની ક્ષમતા આ દૃષ્ટિએ તપાસવા જેવી ગણાય

## ૨

આવી ક્ષમતાવાળી એક કથા સ્થૂલિભદ્રની છે સ્નેહના બધનમા બધાઈ જ્યા બાર વર્ષ ગાળ્યા હતા એ કોશા વેશ્યાના આવાસમા સ્થૂલિભદ્ર, મુનિવેશે, ચાતુર્માસ ગાળવા આવે છે સ્થૂલિભદ્રને માટે આ કેવો નાજુક અને કટોકટીભર્યો કાળ હશે! પ્રિયતમનુ સ્વાગત કરવા થનગની ઊઠેલી કોશાએ કેવા અણધાર્યા સવેદનો અનુભવ્યા હશે! રાગ–વિરાગના સઘર્ષે કેવા કેવા રહસ્યમય રૂપ ધારણ કર્યાં હશે! આવી બીજી બે કથાઓ–અલબત્ત જૈનેતર—જાણીતી છે એક રાજા ભર્તૃહરિની, જેમણે હૃદયરાણી પિંગલાનો, 'મયિ સા વિરક્તા' એવુ કરુણ ભાન થતા, ત્યાગ કર્યો અને એક દિવસ એને જ બારણે ભિક્ષુક બનીને આવી ઊભા બીજી ભગવાન બુદ્ધની, જેમણે જગતના દુ ખની જડીબુટ્ટી શોધવા પ્રિય યશોધરાને સૂતી મૂકી મહાભિનિષ્ક્રમણ આદર્યું અને એક દિવસ જગતના બનીને એની સામે આવી ઊભા આ કથાઓમા ત્યાગ કરતા પુનર્મિલનની ક્ષણ વધારે રોમાચક, માર્મિક અને રહસ્યમય છે, કેમકે ત્યારે નૂતન જીવનદિશા, નૂતન અભિજ્ઞાન અને નૂતન સબધના દ્વાર ખૂલે છે આ ક્ષણ ભારે શક્યતાવાળી હોય છે પણ એની શક્યતાને મૌલિક રીતે જોવી–ખીલવવી એ ઘણુ જ દુષ્કર કાર્ય છે

કોશાની જ સામે, કોશાના જ આવાસમા, ષડ્રસાહાર કરીને કામવિજય સિદ્ધ કરનાર સ્થૂલિભદ્ર જૈનોના એક અત્યત આદરણીય આચાર્ય છે એમના વિષે પ્રાચીન ગુજરાતીમા ઘણા કાવ્યો લખાયા છે કદાચ નેમરાજુલવિષયક કાવ્યો પછી સખ્યાની દૃષ્ટિએ સ્થૂલિભદ્રવિષયક કાવ્યો આવતા હશે પણ દેખીતી રીતે જ નેમિનાથના કરતા સ્થૂલિભદ્રના જીવનની ઘટનાઓ વધારે ભાવક્ષમ છે સ્થૂલિભદ્ર

---

૧ શ્રી જયભિખ્ખુએ જૈન પૌરાણિક સાહિત્યમાથી વસ્તુ લઈ નવલકથાઓ લખી છે શ્રી મડિયાની એકબે વાર્તાઓમા જૈન કથા-પ્રસગોનો ઉપયોગ થયો છે પણ આ બન્ને લેખકો જૈનધર્મી છે આ સિવાય પણ થોડુ લખાયુ હશે કદાચ, પણ વિશિષ્ટ સર્જકતાવાળી કોઈ કૃતિ ખરી?

રાગીમાથી વિરાગી બને છે, નેમિનાથને રાગયુક્ત જીવન જીવવાનો અવસર આવતો નથી સ્થૂલિભદ્રને રાગભરી કોશાનો સામનો કરવો પડે છે, આવો સામનો નેમિનાથને કરવો પડતો નથી રાજુલને નેમિનાથ પ્રત્યે એકનિષ્ઠ—કદાચ ભક્તિભાવની હદે પહોંચતો—સ્નેહ છે પણ એનામા કોશાના જેવી પ્રગલ્ભતા, વિદગ્ધતા, તરવરાટ કે આવેગ નથી ઉપરાત, સ્થૂલિભદ્રવૃત્તાતને એના પિતાના જીવનની અદ્ભુત, રસિક અને રોમાચક પ્રસગોની ભૂમિકા પણ મળી રહે છે આમ વૃત્તાન્તના જુદા જુદા અશને ઉઠાવ આપીને રચનાવૈવિધ્ય દર્શાવી શકાય એવી સામગ્રી સ્થૂલિભદ્રવૃત્તાતમા રહેલી છે થયુ છે પણ એવુ જ મધ્યકાલીન ગુજરાતીના સ્થૂલિભદ્રવિષયક કાવ્યોમા કેટલુ બધુ સ્વરૂપવૈવિધ્ય દેખાય છે। એમા કોશાના ઉદ્ગારો રૂપે નાનકડા ઊર્મિગીતો છે, સ્થૂલિભદ્રની પ્રશસ્તિરૂપ, કે વૈરાગ્યબોધની સજ્ઝાય છે, કોશાના વિપ્રલભશૃગારના વર્ણનના બારમાસી કાવ્ય અને નવરસ કાવ્યો છે, ઇષિત્ કથાતતુનો ઉપયોગ કરતા ફાગુઓ અને શીયળવેલીઓ છે તથા વિસ્તૃત કથાપ્રપચવાળા રાસ પણ છે[૨] એક જ વસ્તુને અનેક કવિઓ હાથમા લે ત્યારે દરેક કવિની નજર એ વસ્તુના કયા બિંદુઓ પર ઠરે છે અને એને એ કેવી રીતે વિકસાવે છે એનુ સમાતર અવલોકન કરવુ રસપ્રદ થઈ પડે પણ પ્રતિનિધિરૂપ કૃતિઓ પ્રગટ ન થઈ હોય ત્યાસુધી આવુ અવલોકન અધૂરુ જ રહે તેથી આપણે અહી નામે એક જ કાવ્ય-પ્રકારની, પણ રચનાનુ વિલક્ષણ વૈવિધ્ય દર્શાવતી ત્રણ જ કૃતિઓનુ તુલનાત્મક નિરીક્ષણ કરીશુ એ ત્રણ કૃતિઓ છે (૧) જિનપદ્મસૂરિકૃત સ્થૂલિભદ્ર ફાગુ (સ૦ ૧૩૫૦–૧૪૦૦), (૨) જયવતસૂરિકૃત સ્થૂલિ-ભદ્ર કોશા પ્રેમવિલાસ ફાગ (સ૦ ૧૬૧૪ આસપાસ), (૩) માલદેવકૃત સ્થૂલિભદ્ર ફાગ (વિક્રમના ૧૭મા શતકનો પૂર્વાર્ધ)[૩]

## ૩

ફાગુને આપણે વૃત્તાન્તનો સ્વલ્પ આધાર લઈ પ્રકૃતિની—ખાસ કરીને વસતઋતુની—ભૂમિકામાં માનવપ્રણયનુ આલેખન કરનાર કાવ્યપ્રકાર કહી શકીએ આ વ્યાખ્યામા ન આવી શકે એવી 'ફાગુ' નામની સખ્યાબધ કૃતિઓ મળતી હોવા છતા, શિષ્ટ નમૂનારૂપ ફાગુકાવ્યોનુ આતરસ્વરૂપ આ વ્યાખ્યાની નિકટનુ હોય છે એમ જરૂર કહી શકાય જૈન ફાગુઓ, આ વ્યાખ્યાની અદર રહીને કે બહાર જઈને પણ, કેટલીક આગવી લાક્ષણિકતાઓ ઉપજાવે છે એ નોંધવા જેવી છે એક તો, જૈન ફાગુઓનો અતિમ ઉદ્દેશ, એમા રતિનુ આલેખન કેટલીકવાર તો ઘેરા રગે થતુ હોવા છતા, આપણને વિરતિ તરફ લઈ જવાનો હોય છે આથી જૈન ફાગુઓ શુદ્ધ શૃગારકાવ્યો બની શકતા નથી કાવ્યનો વિષય કે એમાની ઘટના જ સયમધર્મની બોધક હોય છે, જેમ અહીં સ્થૂલિભદ્રનુ ચરિત્ર સયમધર્મનુ બોધક છે છતા જિનપદ્મસૂરિ જેવા સ્થૂલિભદ્રના કામવિજયની સક્ષેપમા પ્રશસ્તિ કરી, કે એને મુખે સયમધર્મનો મહિમા પ્રગટ કરી અટકી જાય છે, ત્યારે માલદેવ જેવા 'નારીસગતિ ટાળો' એવો સીધો ઉપદેશ આપવા સુધી પણ પહોંચી જાય છે તો વળી જયવતસૂરિ જેવા આ બાબતમાં અત્યંત નોંધપાત્ર રીતે જુદા તરી આવે છે એમનુ કાવ્ય સ્થૂલિભદ્ર–કોશાના મિલન આગળ અટકી જાય છે એટલે કામવિજય દર્શાવવા સુધી તો એ

---

જુઓ, "જૈન ગૂર્જર કવિઓ" ભા૦ ૧, ૨, ૩મા પાછળ કૃતિઓની સૂચિમા એ માહિતી જોકે અપૂરતી અને અશુદ્ધ પણ છે

૩ ત્રણે કાવ્યો 'પ્રાચીન ફાગુ સંગ્રહ'(સપા૦ ડૉ૦ ભોગીલાલ સાડેસરા અને સોમાભાઈ પારેખ)મા ક્રમાક (૧), (૨૬), (૨૮)થી છપાયેલા છે. અહીં એ સપાદનનો જ, પાઠાતરો સાથે, ઉપયોગ કર્યો છે અનુવાદ ક્યાક મુક્ત પણ કર્યો છે

પહોંચ્યા જ નથી આખુ કાવ્ય કોશાના વિરહોદ્ગાર રૂપે હોઈ ત્યા પણ વૈરાગ્યબોધને અવકાશ નથી અહીં સુધી તો ઠીક, પણ આશ્ચર્યકારક વાત એ છે કે આ જૈન મુનિ કાવ્યને અંતે ફલશ્રુતિ દર્શાવતા 'આ કાવ્ય ગાતા પ્રતિદિન સ્વજનમિલનનુ સુખ મળશે' એવો આશીર્વાદ પણ આપે છે! 'વસતવિલાસ'ને જૈનેતર કૃતિ ગણવા માટે એમાના વિરતિભાવના અભાવને આપણે મહત્ત્વ આપીએ છીએ પણ કોઈક જૈન કવિ, ક્યારેક તો, વિરતિભાવની વળગણમાથી મુક્ત થઈ શકે છે એનુ આ કેવુ જ્વલત દૃષ્ટાત છે! આ કવિ આરભમા માત્ર સરસ્વતીની જ સ્તુતિ કરે છે (બીજા બન્ને કાવ્યોમા સરસ્વતીની સાથેસાથે પાર્શ્વજિનેન્દ્રની પણ સ્તુતિ થયેલી છે) એ પણ જૈન કવિ સાપ્રદાયિકતામાથી કેટલી હદે મુક્ત થઈ શકે છે એનુ એક સરસ દૃષ્ટાત છે સ્થૂલિભદ્ર-કોશા નામની વ્યક્તિઓને એમણે વિપ્રલભશૃગારના આલેખન માટે આધાર રૂપે લીધી એટલી એમની સાપ્રદાયિકતા ગણવી હોય તો ગણી શકાય

વૈરાગ્યભાવ દર્શાવવા માટે ફાગુકાવ્યના નાયક તરીકે કોઈ જૈન મુનિની જ પસદગી કરવી જૈન કવિઓને વધારે અનુકૂળ પડે છે આમાથી જ જૈન ફાગુઓની એક બીજી લાક્ષણિકતા જન્મે છે જૈન મુનિઓ તો રહ્યા વિરક્તભાવવાળા એમનો વસતવિહાર કેમ આલેખી શકાય? આથી જૈન ફાગુઓમા વસતવર્ણન આવે ત્યારે એ કાવ્યની મુખ્ય ઘટનાની બહાર હોય છે, જેમકે નેમ-રાજુલના ફાગુકાવ્યોમા વસતવિહાર નેમ-રાજુલનો નહિ પણ કૃષ્ણ અને એની પટરાણીઓનો આલેખાય છે! કેટલીકવાર તો વસતઋતુને બદલે વર્ષાઋતુની ભૂમિકા સ્વીકારવામા આવે છે, કેમકે જૈન મુનિઓ ચાતુર્માસ એક જ સ્થળે ગાળતા હોય છે અહીં જિનપદ્મસૂરિ અને માલદેવની કૃતિઓમા પ્રસગ વર્ષાઋતુમા જ મુકાયેલો છે જયવતસૂરિએ વસતઋતુની પીઠિકા લીધી છે, પણ એ એમ કરી શકયા એનું કારણ એ છે કે એમણે સ્થૂલિભદ્રના આગમન પહેલાની કોશાની વિરહાવસ્થાનુ જ વર્ણન કરવા ધાર્યું છે

જૈન ફાગુઓની ત્રીજી લાક્ષણિકતા કાવ્યમા શૃગારના સ્થાન અને સ્વરૂપમા રહેલી છે જૈન ફાગુકાવ્યોનો શૃગાર બહુધા વિપ્રલભશૃગારના સ્વરૂપનો હોય છે નાયિકા પ્રેમઘેલી હોય પણ નાયક જો સસ્કારવિરક્ત હોય તો સયોગશૃગાર કેમ સભવે? પરિણામે એકપક્ષી પ્રેમ અને એમાથી સ્ફુરતો અભિલાષનિમિત્તક વિપ્રલભશૃગાર જૈન ફાગુકાવ્યોમા જોવા મળે છે ઘણીવાર તો આવા પ્રેમભાવનીયે અભિવ્યક્તિ દ્વારા શૃગારરસ સ્ફુટ કરવાને બદલે અગસૌન્દર્યના અને વસ્ત્રાભૂષણોના વર્ણનોમા જ જૈન કવિઓએ શૃગારરસની પર્યાપ્તિ માની લીધી છે સયોગશૃગાર ક્યારેક જૈન ફાગુઓમાં આવે છે, પણ ત્યારે એ પણ વસતવર્ણનની પેઠે કાવ્યના મુખ્ય પ્રસગની બહાર હોય છે નેમરાજુલના ફાગુઓમા, આગળ કહ્યુ તેમ, કૃષ્ણ અને એની પટરાણીઓના સયોગશૃગારના ચિત્રો આવતા હોય છે, પણ રાજુલનુ તો માત્ર સૌન્દર્યવર્ણન જ! સ્થૂલિભદ્ર તો કોશાને ત્યા બાર વર્ષ રહ્યા હતા છતા, એ વેળાના સયોગશૃગારને કેન્દ્રમા રાખી ફાગુકાવ્ય લખવાની કોઈ જૈન કવિએ હિંમત કરી નથી! એટલે સ્થૂલિભદ્ર વિષેના ફાગુઓમા તો નિરપવાદ રીતે વિપ્રલભશૃગાર જ આવે છે પ્રસ્તુત ત્રણે ફાગુઓમા પણ એવુ જ થયુ છે. ફેર એટલો છે કે જયવતસૂરિ કોશાના હૃદયભાવોને જ વ્યક્ત કરે છે, જ્યારે બાકીના બને કવિઓના કાવ્યોમા ભાવનિરૂપણ કરતા સૌન્દર્યવર્ણન ઘણુ વધારે સ્થાન રોકે છે

## ૪

મધ્યકાળમા કાવ્યનો પ્રકાર ઘણીવાર એના આતરસ્વરૂપ ઉપરથી નહિ, પણ એકાદ બાહ્ય લક્ષણ ઉપરથી નિશ્ચિત થતો ફાગુકાવ્યને નામે બોધાત્મક, માહિતીદર્શક કે સ્તોત્રરૂપ રચનાઓ પણ આપણને મળે છે, કેમકે એમા ફાગુની દેશીને નામે ઓળખાતો દુહાબધ પ્રયોજાયેલો હોય છે આતર સ્વરૂપની દૃષ્ટિએ ફાગુ કથનાત્મક કરતા વિશેષ તો વર્ણનાત્મક અને ભાવનિરૂપણાત્મક હોવુ જોઈએ છતા

કથન, વર્ણન અને ભાવનિરૂપણનુ આ તારતમ્ય બધા ફાગુઓમા એકસરખુ રહેલુ જોવા મળતુ નથી નાનકડા ઊર્મિકાવ્યથી માડીને વિસ્તૃત લોકવાર્તા કે રાસાના વસ્તુને વ્યાપતી રચનાઓ સુધીનુ વૈવિધ્ય ફાગુકાવ્યો ધરાવે છે આપણા અવલોકનવિષય ત્રણ ફાગુઓ આ પ્રકારના વૈવિધ્યના લાક્ષણિક નમૂનારૂપ છે ટૂકમા કહેવુ હોય તો એમ કહેવાય કે માલદેવનુ કાવ્ય મુખ્યત્વે કથનાત્મક છે, જિનપદ્મસૂરિનુ મુખ્યત્વે વર્ણનાત્મક છે અને જયવતસૂરિનુ મુખ્યત્વે ભાવનિરૂપણાત્મક છે આ ત્રણે કાવ્યોની વસ્તુપસદગીને અને એથી કાવ્યની સઘટના પર પડેલી અસરને આપણે જરા વિગતે જોઈએ

સ્થૂલિભદ્રના જીવનની મુખ્ય ઘટનાની આસપાસનો કથાસદર્ભ ઘણો વિસ્તૃત છે એ વાત આગળ થઈ ગઈ છે સ્થૂલિભદ્રના પિતા મહામાત્ય શકટાલ અને પડિત વરરુચિ વચ્ચે ખટપટ થાય છે; એને પરિણામે કુટુબને બચાવવા શકટાલ જાતે પોતાના પુત્ર શ્રીયકને હાથે હત્યા વહોરી લે છે, કોશાને ત્યા બાર વર્ષથી રહેતા સ્થૂલિભદ્ર પિતાને સ્થાને મત્રીપદ સ્વીકારવાને બદલે આ બનાવોને કારણે સંસારથી વિરક્ત થઈ દીક્ષા લે છે, એક ચાતુર્માસ કોશાને ત્યા ગાળી, સયમધર્મ પાળી, કોશાને ઉપદેશી પાછા વળે છે, સિંહગૂહામુનિ સ્થૂલિભદ્ર પ્રત્યેની ઇર્ષ્યાથી કોશાને ત્યા ચાતુર્માસ ગાળવા જાય છે અને કોશાને લીધે જ સયમધર્મથી પડતા બચી જાય છે, કોશાને રાજા એક રથિકને સોંપે છે અને કોશા એને સ્થૂલિભદ્રના અપ્રતિમ કામવિજયનુ ભાન કરાવે છે, દુષ્કાળ પડતા સઘની આજ્ઞાથી સ્થૂલિભદ્ર ભદ્રબાહુ પાસેથી વાચનાઓ મેળવે છે અને બહેનોને સિંહરૂપ દેખાડવાનો દોષયુક્ત આચાર એ કરી બેસે છે—કેટલો બધો અવાતર કથારસ સ્થૂલિભદ્રના સમગ્ર વૃત્તાન્તમા રહેલો છે ! પરતુ આ તો રાસને યોગ્ય વસ્તુ છે, એને ફાગુના મર્યાદિત પાત્રમા કેવી રીતે સમાવી શકાય ? છતા માલદેવે પોતાના ફાગુમા આ પ્રયત્ન કર્યો છે આવો પ્રયત્ન નિષ્ફળતાને વરે તો એમા કઈ નવાઈ નથી માલદેવે ૧૦૭ કડી સુધી કાવ્ય વિસ્તાર્યું હોવા છતા એમા ક્યાય કથારસ જામતો નથી, પ્રસગોનો કેવળ ઉલ્લેખ કરીને એમને ચાલવુ પડે છે, અધૂરી વિગતોને કારણે પ્રસગો ઊભડક અને અસ્પષ્ટ લાગે છે અને સ્થૂલિભદ્રની કથાથી જે પરિચિત હોય તેઓ જ આમાથી કથાનો બધો તતુ પકડી શકે એવુ બન્યુ છે. એક દૃષ્ટાતથી કવિની પ્રસગનિરૂપણની શૈલીનો ખ્યાલ આવી જશે રાજાના અવિશ્વાસથી કુટુબનો વિનાશ થશે એવી આશકાથી શકટાલ પોતાના પુત્ર શ્રીયકને (શ્રીયક રાજાનો અગરક્ષક હતો) રાજાની સામે જ પોતાની હત્યા કરી, રાજાની પ્રીતિ મેળવવા અને કુટુબને બચાવી લેવા સમજાવે છે શ્રીયકને પિતૃહત્યાનુ પાતક ન લાગે માટે શકટાલ ઝેર લઈને ગજદરબારમા જાય છે ત્યા શ્રીયક એની હત્યા કરે છે માલદેવ આ પ્રસગને શકટાલની 'યુક્તિ'નો મોઘમ ઉલ્લેખ કરી શ્રીયકના કાર્ય વિષે ગેરસમજ થાય એવી રીતે સક્ષેપથી પતાવી દે છે

> પોતાના કુલને બચાવવા મત્રીએ એક યુક્તિ કરી,
> એ રાજસભામા આવ્યા ત્યારે શ્રીયકે એમની હત્યા કરી [૪]

પ્રસગોને કાવ્યમા લેવા, અને એમને યોગ્ય ન્યાય આપવો નહિ એનુ પરિણામ શુ આવે ? કાવ્ય નિરર્થકતામા અને નિ સારતામા અટવાઈ જાય

છતા માલદેવનુ કાવ્ય સાવ નિ સાર છે એવુ નથી કોશાને ઘરે સ્થૂલિભદ્રનુ આગમન થાય છે એ ભાગમા આ કૃતિ કાવ્યસૌન્દર્ય ધારણ કરતી દેખાય છે વર્ષાનુ અને કોશાના સૌન્દર્યનુ વર્ણન કવિ જરા નિરાતથી કરે છે અને કોશાના ઉત્કટ અનુરાગને વ્યક્ત કરવાની થોડી તક પણ લે છે પણ આથી તો કાવ્યના બાકીના કથનાત્મક ભાગોથી આ ભાગ જુદો પડી જાય છે અને કાવ્યનુ સયોજન વિસવાદી બની

---

૪ કુલ રાખણકુ આપણુ, મત્રી મત્ર ઉપાયો રે,
શરીઇ મંત્રી મારીઉ, રાજસભા જવ આયો રે ૧૮

જાય છે સ્થૂલિભદ્રના કામવિજયનો મહિમા પણ કવિ પાચસાત કડીમા વિસ્તારીને ગાય છે આમ, કાવ્ય એકસરખી કે સપ્રમાણ ગતિએ ચાલતુ નથી અને કાવ્યના રસાત્મક ભાગને છાઈ દેનાર નીરસ કથનનુ પ્રાચુર્ય કાવ્યના પોતને ઢીલુ બનાવી દે છે

પણ આ પરથી એક વાત સમજાય છે, અને તે એ કે, આવડી મોટી કથાને આખી ને આખી ફાગુકાવ્યમા ઉતારવાનો કોઈપણ પ્રયત્ન બેહૂદો બની જાય એને બદલે સ્થૂલિભદ્ર-કોશાના મિલનપ્રસગ ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈતુ હતુ જિનપદ્મસૂરિએ આ સાદી સમજ બતાવી છે કોશાને ત્ય સ્થૂલિભદ્ર આવે છે ત્યાથી જ એમણે કાવ્યનો આરભ કર્યો છે અને સ્થૂલિભદ્ર ચાતુર્માસ ગાળી, સયમ ધર્મમા અડગ રહી, પાછા ફરે છે ત્યા કાવ્યને પૂરુ કર્યું છે પૂર્વવૃત્તાન્તને ગમે તેમ વાચકને માથે મારવાની નહિ પણ એનો કલાપૂર્ણ ઉપયોગ કરી લેવાની આવડત પણ કવિ પાસે છે કોશા-સ્થૂલિભદ્રના બાર વર્ષના સ્નેહની વાત કવિ છેક સ્થૂલિભદ્ર સાથેના સવાદમાં કોશાને મુખે મૂકે છે। કથાતત્ત્વનો આવો સકોચ કરી નાખ્યા પછી વર્ણન અને ભાવનિરૂપણ માટે આ ૨૭ કડીના કાવ્યમા પણ કવિને પૂરતી મોકળાશ રહી છે આખુ કાવ્ય સરસતાની એક જ કક્ષાએ—ભલે મધ્યમ કક્ષાએ—ચાલે છે કાવ્યના બધા જ અગો—પ્રારભિક ભૂમિકા, વર્ષાવર્ણન, કોશાના સૌંદર્યનુ અને અગપ્રસાધનનુ વર્ણન, સ્થૂલિભદ્ર સાથેનો એનો વાર્તાલાપ, સ્થૂલિભદ્રની અડગતા અને એનો મહિમા—સપ્રમાણ છે રસ પાખો પડી જાય એવો વિસ્તાર નહિ કે રસ પેદા જ ન થાય એવો સક્ષેપ પણ નહિ કોશાનુ સૌન્દર્યવર્ણન જરા લબાયેલુ લાગે પણ એથી કાવ્ય પાખુ પડતુ નથી કોશા-સ્થૂલિભદ્રનો સવાદ ટૂકો લાગે, પણ જેવો છે તેવોયે એ વ્યક્તિત્વદ્યોતક છે એકદરે કવિની વિવેકદષ્ટિનો આ કાવ્ય એક સુદર નમૂનો બની રહે છે ધીમી, પણ દઢ ગતિએ આખુ કાવ્ય ચાલે છે અને આપણા ચિત્ત પર એક સુશ્લિષ્ટ છાપ મૂકી જાય છે મધ્યકાળમા માત્ર ફાગુઓમા જ નહિ પણ સર્વ કાવ્યપ્રકારોમા કાવ્યના અગોની પરસ્પર સમુચિત સઘટના પ્રત્યે જવલ્લે જ ધ્યાન અપાયુ છે, ત્યારે આપણા પહેલા ફાગુકાવ્યના કવિએ બતાવેલી આ સહજ સૂઝ આદરપાત્ર બની રહે છે

જિનપદ્મસૂરિએ વૃત્તાન્તને સકોચ્યુ, તો જયવતસૂરિએ વૃત્તાન્તનો લોપ જ કર્યો એમ કહી શકાય વિરહિણી કોશાને સ્થૂલિભદ્ર મળ્યા એટલુ જ વૃત્તાન્ત આ કાવ્યમા—અને તે પણ છેવટના ભાગમા—આવે છે કોશાની વિરહાવસ્થાના એક જ બિંદુ ઉપર કવિની કલ્પના ઠરી છે મોટા વિસ્તારને બદલે એક જ બિંદુ ઉપર પ્રવર્તવાનુ આવ્યુ હોવાથી એ એના ઊડાણનો તાગ પણ લઈ શકી છે પરિણામે આ કાવ્યની આકૃતિ આગળના બન્ને કાવ્યો કરતા બદલાઈ ગઈ છે કાઠે વનરાજિનો વૈભવ અને માહે રૂપાળા રાજ-હસો અને મનોહર કમળો—એવા સુદર સરોવરના જેવી રચના આગળના બન્ને કાવ્યોની હતી આ કાવ્યની રચના પાતાળકૂવા જેવી છે— એકલક્ષી છે પણ એનો અર્થ એમા એકવિધતા છે એવો નથી પાતાળકૂવામાયે અનેક સરવાણીઓ ફૂટતી હોય છે કવિ કોશાના હૃદયની અનેક ભાવ સરવાણીઓનુ આપણને દર્શન કરાવે છે બધી સરવાણીઓ જેમ પાતાળકૂવાના પાણીભડારને પોષે છે તેમ આ બધા સચારિભાવો પણ કોશાના સ્થાયી વિરહભાવને સમૃદ્ધ કરે છે

આખુ કાવ્ય કોશાના ઉદ્‌ગારરૂપે લખાયેલુ છે તેથી એમા કશુયે 'બહારનુ' પણ રહેતુ નથી ઋતુચિત્રો આવે છે, પણ કોશાના વિપ્રલભશૃગારની સાથે વણાઈ ગયેલા છે કોશાના દેહસૌન્દર્યનાં કે શૃગારપ્રસાધનના 'બાહ્ય' વર્ણનોને તો અહીં અવકાશ જ ક્યા રહ્યો? કાવ્ય કેવળ આત્મસવેદનાત્મક હોઈ, કથન, વર્ણન અને ભાવનિરૂપણનુ સતુલન જાળવવાની ચિંતા પણ કવિને રહી નથી પણ એથી આ કવિને કઈ રચનાશક્તિ બતાવવાની નથી એવુ નથી ભાવને ઘૂટી ઘૂટીને કવિ ઉગ્ર બનાવે છે અને બધા ભાવોને વિરહશૃગારને સમુપકારક રીતે સયોજી સરસ પરિપાક તૈયાર કરે છે

૫

કવિત્વ કવિના સપ્રજ્ઞાત પ્રયોજનથી સ્વતત્ર વસ્તુ છે કવિતાસર્જન સિવાયનો હેતુ હોય ત્યા કવિતા ન જ સર્જાય, કે કવિતાસર્જનનો હેતુ હોય તેથી કવિતા સર્જાય જ એવુ કઈ નથી ખરી વસ્તુ તો અદર પડેલી સર્જકતા છે મધ્યકાળમા કયો કવિ કાવ્ય સર્જવાના પ્રયોજનથી પ્રવૃત્ત થયો હતો ? છતા એ અદર પડેલી સર્જકતાએ જ એમની રચનાઓમા કવિતા આણી છે આ ત્રણે જૈન મુનિઓએ સ્થૂલિભદ્રના વૃત્તાતને ધાર્મિક હેતુથી જ હાથમા લીધુ હશે એમા બહુ શકા કરવા જેવુ નથી, છતા એથી એમની કૃતિઓમા કવિતાની શોધ કરવી વૃથા છે એવા ભ્રમમા પડવાની પણ જરૂર નથી

વૃત્તાતની પસદગી અને એના સયોજનમા આ કવિઓ જે કઈ સર્જકતા બતાવે છે એ આપણે જોયુ, એટલે હવે કાવ્યમા અભિવ્યક્તિની કલા એ કેવીક બતાવે છે તે જોઈએ.

મધ્યકાળના કવિઓ વસ્તુપસદગીમાં, પ્રસગવર્ણનમા, અલકારોમા અને ભાવનિરૂપણની લઢણમા પરપરાનો ઘણો લાભ ઉઠાવે છે—એટલો બધો કે કેટલીકવાર એમની મૌલિકતા વિવાદાસ્પદ બની જાય છે પણ પરપરાનો ઉપયોગ કરવામાયે વિવેકની અને રસદૃષ્ટિની જરૂર પડે છે અને પરપરાનો ઉપયોગ કરવા છતાયે સાચા કવિની કલ્પનાશક્તિ અછતી રહેતી નથી આ કવિઓને પણ પરપરાનો લાભ મળ્યો હોય એ પૂરતુ સભવિત છે માલદેવના અને જિનપદ્મસૂરિના વર્ણનોમા સસ્કૃત કાવ્યની આલકારિક છટા દેખાય છે અને જયવતસૂરિના કાવ્યમા ક્યાક ‘વસતવિલાસ’ના તો ક્યાક મીરાની કવિતાના ભણકારા સભળાય છે છતા આ ત્રણે કવિઓ પરપરાને સ્વકીય બનાવીને પ્રગટ કરે છે; કેટલાક મૌલિક ઉન્મેષો પણ બતાવે છે રસદૃષ્ટિએ એમની કૃતિઓને તપાસવાનો શ્રમ એળે જાય તેમ નથી

માલદેવની પાસે કથનકલા નથી, પણ કવિત્વ છે વર્ષાઋતુનું ટૂકુ પણ સુરેખ અને સ્વચ્છ વર્ણન, કોશાના સૌન્દર્યવર્ણનમા ઝમકતી કેટલીક રમણીય તાજગીભરી કલ્પનાઓ અને કોશાની પ્રીતિઝખનાની કાવ્યમય અભિવ્યક્તિ આની સાક્ષી પૂરે છે કોશાના સૌન્દર્યવર્ણનમા રૂઢ ઉપમા-ઉત્પ્રેક્ષાઓ ઠીકઠીક છે; છતા કલ્પનાનુ અને ઉક્તિનુ જે વૈવિધ્ય કવિ લાવી શકયા છે તે નોંધપાત્ર છે કવિની ચિત્રશક્તિ અને વાગ્વિદગ્ધતાની પ્રતીતિ કેટલીક પક્તિઓ કરાવે છે જ

> એના શ્યામ કેશ શોભી રહ્યા છે અને માહી અપાર
> ફૂલો એણે ગૂથ્યા છે જાણે કે શ્યામ રજનીમા નાના
> તેજસ્વી તારકો ચમકી ન રહ્યા હોય ! [૫]
>
> એનો ચોટલો તો જાણે એના યૌવનધનની રખેવાળી
> કરતી કાળી નાગણ ![૬]
>
> આખમા એણે કાજળ સાર્યું અને ઉજ્જ્વળતાને
> અધારઘેરી કરી નાખી જે પારકાના ચિત્તને દુ ખ
> આપે તેનુ મોઢુ કાળુ જ કરવુ જોઈએ [૭]

પોતાનુ હૃદય પ્રેમથી છલકી રહ્યુ છે પણ સ્થૂલિભદ્ર તો પર્વત જેવા અચલ છે— આવા એકપક્ષી

---

૫ સ્યામ કેશ અતિ સોહતા, ગૂથે ફૂલ અપારા રે,
સ્યામ રયણમાહિ ચમકતા, ચોતિ સહિત તનુ તારિ રે ૩૬

૬ સ્યામ ભુયગી યૂ વેણી, યૌવનધન રખવાલી રે ૪૦

૭ નયનિહિ કજ્જલ સારીઉ, યાને અધિરુ ઉજયાલો રે,
ચિત્ત પરાઈ જો દુખ દેવઈ, તિન્હ મુખ કીજિ કાલો રે ૪૮

પ્રેમની વ્યર્થતાનુ દુ ખ કેવુ અસાધારણ હોય ! કોશાના ઉદ્ગારોમા દૃષ્ટાતપરપરા યોજીને કવિએ એના અનુરાગને અને એ અનુરાગની વ્યર્થતાના દુ ખને કેવી સચોટ અભિવ્યક્તિ આપી છે !—

> એકાગી સ્નેહથી કઈ રગ જામે નહિ, દીવાના ચિત્તમા
> સ્નેહ નહિ અને પતગ બળી બળીને મરે ૮
>
> મૂર્ખ મધુકરે એકપક્ષી સ્નેહ કર્યો, કેતકીના મનમા
> સ્નેહ નહિ ને ભ્રમર રસલીન થઈ ને મર્યો ૯
>
> ચાતક અને ઘનનીરના જેવી એકાગી પ્રીતિ કોઈ
> ન કરશો સારગ મુખથી પિયુ પિયુ બોલ્યા કરે છે
> પણ મેઘ કઈ એની પીડા જાણતો નથી ૧૦

કોશાની અવસ્થામા ઘણી ભાવક્ષમતા છે પણ કથા કરવાની અને સયમધર્મનો મહિમા ગાવાની ઉતાવળમા કવિએ આથી વધારે લક્ષ એના તરફ આપ્યુ નહિ કોશા રાજવારાગના હતી એનામા વારાગનાને સહજ એવુ વાણીનુ અને વ્યવહારનુ ચાતુર્ય હોય આ કવિ જ, સિંહગૂહામુનિ કોશાના સૌન્દર્યથી લુબ્ધ બને છે એ વખતે, કોશાના વ્યક્તિત્વના એ અશને ઉઠાવ આપે છે કામાસક્ત મુનિની એ કેવી મશ્કરી ઉડાવે છે—'ધર્મલાભથી અહીં કઈ કામ થતુ નથી, અહીં તો અર્થલાભ જોઈએ' પોતાની પ્રીતિને છેહ દેનાર સ્થૂલિભદ્ર પ્રત્યે આ કોશાએ કઈ વ્યગબાણ ફેંક્યા નહિ હોય ? એને ફોસલાવવા-પટાવવાનો પ્રયત્ન નહિ કર્યો હોય ? પરતુ આ કવિ તો કોશાના હૃદયના એક જ ભાવને વ્યક્ત કરીને અટકી ગયા છે

માનવસહજ સવેદનો કે કોઈ આતરસઘર્ષ વદનીય જૈન સાધુમા જૈન મુનિ-કવિઓ ન આલેખે એ સમજી શકાય એવી વાત છે પણ સ્થૂલિભદ્ર તો કેવુ સાહસ કરવા નીકળ્યા હતા ! એમની સાહસવૃત્તિને, એમની ખુમારીને, એમની નિશ્ચલતાને મૂર્ત રૂપ આપી શકાય કોશા પ્રત્યે એમનુ હૃદય સહેજ ભીનુ હોય અને એમનામા સાધુસહજ દયા અને કોમળતા પણ હોય સ્થૂલિભદ્રનુ ચરિત્રાલેખન આ રીતે જીવત બનાવી શકાય પણ આ કવિની કલ્પના ત્યાસુધી ગતિ કરી શકતી નથી કોશાની મોહિનીમા અડોલ અજેય રહેનાર સ્થૂલિભદ્રની મૂર્તિ જ એમના ચિત્તમા વસી છે, અને કોઈપણ પ્રકારના નાટ્યાત્મક રૂપને અભાવે (કવિએ સ્થૂલિભદ્રને જીભ પણ નથી આપી !) સ્થૂલિભદ્ર સાચે જ અહીં એક મૂર્તિ જેવા—પૂતળા જેવા લાગે છે

અવાતર પ્રયોજનો કાવ્યને પ્રગટ થવામા કેવા વિઘ્નરૂપ થતા હોય છે એનુ આ કાવ્ય એક ઉદાહરણ છે

૪

યથાર્થતા, ઔચિત્ય અને પ્રમાણભાન કે સયમ એ કવિ જિનપદ્મસૂરિના મુખ્ય ગુણો છે પદાર્થને ચિત્રરૂપે અને પ્રસગને નાટ્યાત્મક રૂપે કલ્પવાની એમનામા દૃષ્ટિ છે અને શબ્દની સૂક્ષ્મ શક્તિ તરફ

---

૮ એક અગકઈ નેહરઈ, કહૂ ન હોવઈ રગો રે,
દીવા કે ચિત્તિમાહે નહીં, જલિ જલિ મરિ પતગો રે, ૫૫

૯ એક અગકુ નેહરુ, સુરખિ મધુકરિ કીતુ રે,
કેતકી કે મનહીં નહીં, ભમર મરિ રસ લીણુ રે ૫૭

૧૦ નેહ એકગ ન કીજીઈ, જિઉં ચાતક ઘન નીરો રે,
સારગ પીઉ પીઉ મુખિ બોલિ, મેહ ન જાનઈ પીરો રે ૬૦

એમનુ લક્ષ છે સાદા અકૃત્રિમ રવાનુકરણથી પણ આપણા આખકાનને વર્ષાનુ વાતાવરણ કવિ કેવુ પ્રત્યક્ષ કરાવી દે છે !—

ઝરમર ઝરમર ઝરમર મેઘ વરસે છે,
ખળખળ ખળખળ ખળખળ પ્રવાહો વહે છે,
ઝબઝબ ઝબઝબ ઝબઝબ વીજળી ઝબકે છે,
થરથર થરથર થરથર વિરહિણીનુ મન કપે છે [૧૧]

રવાનુકારી શબ્દપ્રયોગ અલ્પ માત્રામા હોય તો જ મધુર લાગે, કવિએ એ મર્યાદા જાળવી છે ઉપરાંત, કવિના પ્રકૃતિચિત્રની એક બીજી લાક્ષણિકતા અહીં ધ્યાન ખેંચે છે ત્રણ પક્તિમા વર્ષાનુ વાતાવરણ આલેખી ચોથી પક્તિમા કવિ એ વાતાવરણમા વિરહિણીના ચિત્તની જે અવસ્થા થાય છે એને આલેખે છે એટલે કે પ્રકૃતિચિત્રની અહી કશી સ્વતત્ર સાર્થકતા નથી, માનવભાવને અર્થે જ કવિ પ્રકૃતિ-ચિત્રને યોજે છે આખુયે વર્ષાવર્ણન વિપ્રલભશૃગારની સરસ પીઠિકા બની રહે છે

જેમ જેમ મેઘ મધુર ગભીર સ્વરે ગાજે છે તેમ તેમ
કામદેવ જાણે કે પોતાનુ કુસુમબાણ સજ્જ કરી રહ્યા
હોય તેમ લાગે છે , જેમ જેમ કેતકી મઘમઘતો પરિમલ
પ્રસરાવે છે તેમ તેમ કામી પુરુષ પોતાની પ્રિયતમાને
પગે પડીને મનાવે છે [૧૨]

જેમ જેમ શીતલ કોમલ સુરભિયુકત વાયુ વાય છે
તેમ તેમ ગર્વમડિતા માનિની નાચી ઊઠે છે , જેમ જેમ
જલભર્યાં વાદળ આકાશમા એકઠા મળે છે તેમતેમ
કામીજનના નયનમા નીર ઝળહળી ઊઠે છે[૧૩]

કેવુ સક્ષિપ્ત છતા સર્વગ્રાહી નિરાભરણ અને સહજસુદર આ પ્રકૃતિચિત્ર છે અને કવિએ માનવ-હૃદય સાથે એનો કેવો કાવ્યમય સબધ પ્રસ્થાપિત કરી આપ્યો છે !

કોશાના અગસૌંદર્યના અને વસ્ત્રાભૂષણોના વર્ણનમા કવિએ આવી જ યથાર્થ શૈલીમા આરભ કર્યો છે કોશાના હૃદયહારના લડસડાટનો, પાયલના રણકારનો, કુડલના ઝગમગાટનો અને આભૂષણોન ઝળહળાટનો કવિ એક કડીમા રવાનુકારી શબ્દપ્રયોગથી આપણા આખ–કાનને અનુભવ કરાવી દે છે,

---

૧૧ ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરિસતિ,
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહતિ,
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબકઈ,
થરહર થરહર થરહર એ વિરહિણિમણુ કપઈ ૬

૧૨ મહુરગભીરસરેણ મેહ જિમજિમ ગાજતે,
પચબાણ નિય કુસુમબાણ તિમતિમ સાજતે,
જિમજિમ કેતકી મહમહત પરિમલ વિહસાવઈ,
તિમતિમ કામિ ય ચરણ લગિ નિયરમણિ મનાવઈ ૭

૧૩ સીયલકોમલસુરહિ વાય જિમ જિમ વાયતે,
માણમડપ્ફર માણણિ ય તિમ તિમ નાચતે,
જિમ જિમ જલભરભરિય મેહ ગયણગણિ મિલિયા
તિમ તિમ કામી તણા નયણ નીરિહિ ઝલહલિયા ૮

પણ પછી તેઓ હળવેથી અલંકારમંડિત વાણીમાં સરી જાય છે. કવિએ યોજેલા અલંકારોમાં અનુરૂપતા છે પણ અવનવીનતા નથી કેટલાક અલંકારો સામાન્ય પણ લાગે છતાં કવિનુ સતત ધ્યાન કોશાને મદનરસની મૂર્તિ તરીકે નિરૂપવા તરફ રહ્યુ છે એ એક નોંધપાત્ર હકીકત છે કોશાના વર્ણનમાં અવારનવાર ફરકી જતી ઉપમા-ઉત્પ્રેક્ષાઓ જુઓ એનો વેણીદંડ તે જાણે મદનખડ્ગ, એના પયોધર તે જાણે કુસુમબાણે મૂકેલા અમૃતકુભ, એના કર્ણયુગલ તે જાણે મદનના હિંડોળા, એના ઊરુ તે જાણે મદનરાજના વિજયસ્તંભ, એના નખપલ્લવ તે જાણે કામદેવના અંકુશ! આ અલંકારોનો એક ઠેકાણે ખડકલો નહિ કરતા આખા વર્ણનમા વેરી દઈ ને કવિએ એકવિધતાનો કે કૃત્રિમતાનો ભાસ થવા દીધો નથી

સ્થૂલિભદ્ર-કોશાના મિલનનો પ્રસંગ નાટ્યોચિત છે આ કવિની નજરે એ નાટ્યોચિતતાને કંઈક પારખી છે કોશા-સ્થૂલિભદ્રના ટૂંકા પણ અત્યંત માર્મિક સવાદ દ્વારા એમણે રાગ-વિરાગની આછી અથડામણ રજૂ કરી છે એક બાજુ પ્રેમઘેલી વિદગ્ધ નારી છે, બીજી બાજુ છે સયમધર્મી, પણ કોશાની સાથે વિવાદમા ઊતરવા તત્પર મુનિવર આ નાટ્યાત્મક રજૂઆતને કારણે કોશાનું ચરિત્ર આપણી કલ્પનામા મૂર્ત આકાર લે એવુ બની જાય છે, તો સ્થૂલિભદ્રમા પણ કંઈક સજીવતા લાગે છે પહેલા કોશા પોતાની કામાર્તિને પ્રગટ કરે છે 'હે નાથ! સૂર્ય સમાન તમારો દેહ મારા દેહને સતાવે છે' અને પૂર્વસ્નેહની યાદ આપી સ્થૂલિભદ્રને ઉપાલભ આપે છે : 'બાર વર્ષનો સ્નેહ તમે શા કારણે છોડી દીધો? આવુ નિષ્ઠુરપણુ મારી સાથે કેમ આચર્યું?' સ્થૂલિભદ્ર જ્યારે કહે છે કે, લોઢે ઘડ્યુ મારુ હૈયુ તારા વચનોથી ભીંજાશે નહિ (લોઢે ઘડેલુ પણ હૈયુ તો છે!), ત્યારે કોશા પોતાની દુખિત દશા આગળ કરીને દીનભાવે અનુરાગની યાચના કરે છે પણ સ્થૂલિભદ્ર તો નિશ્ચલ રહે છે એમનુ ચિત્ત તો, એ પોતે કહે છે તેમ સયમશ્રી સાથે ભોગ રમવામા લાગેલું છે આ છેલ્લી વાત સાભળી કોશા પ્રત્યુત્પન્ન મતિથી એક તીક્ષ્ણ વ્યગ કરે છે 'અહો, લોકો નવી નવી વસ્તુમા રાચે છે એમ કહેવાય છે તે સાચુ ઠર્યું જુઓને, તમારા જેવા મુનિવર પણ મને મૂકીને સયમશ્રીમા આસક્ત થઈ ગયા!' મુનિવરના જ રૂપકને કોશાએ મુનિવર પ્રત્યે જ કેવી ચતુરાઈથી ફેંક્યુ! પછી પણ કોશા જે પ્રલોભન આપે છે એમા પણ એની ચતુરાઈ દેખાઈ આવે છે એ કહે છે 'પહેલા યૌવનના ફળ રૂપ ઉપભોગનો આનદ ભોગવી લો, પછી સુખેથી સંયમશ્રી સાથેનુ સુખ માણજો એનો અવસર તો યૌવન ગયા પછી પણ રહેશે ને!' કોશાનુ વ્યક્તિત્વ કેવુ પ્રાણવાન છે!

કવિ વાણીની સૂક્ષ્મ શક્તિના જ્ઞાતા છે એમ આપણે આરભમા કહ્યુ હતું નિરાભરણ કે આલંકારિક વર્ણનોમા, નાદવ્યજનામા કે ભાવવ્યજનામા કવિની વાણી કેવી સરળતાથી અને સમર્થતાથી પ્રવર્તે છે તે હવે પ્રતીત થયુ હશે અતમા સ્થૂલિભદ્રના કામવિજયને યુદ્ધના રૂપકથી કવિ આલેખે છે ત્યા એમની વાણીનુ ઓજસ્ પણ પ્રગટ થાય છે

કવિનુ ધાર્મિક પ્રયોજન અહીં સ્પષ્ટ અને પ્રગટ છે જ છતા એની સાથે કાવ્ય કેવુ નિર્વિઘ્ને પ્રગટ થઈ શકે છે એ આ કૃતિ આપણને બતાવે છે

*

જયવતસૂરિનુ એકમાત્ર લક્ષ્ય કોશાનો હૃદયભાવ છે જયવતસૂરિની કોશા પ્રિયતમને માટે ઝૂરતી એક સામાન્ય વિરહિણી સ્ત્રી છે એની વિશિષ્ટ વ્યક્તિતાનો કવિએ લોપ કરી નાખ્યો છે પણ એ વિરહિણી સ્ત્રીના ઉત્કટ પ્રેમાનુબધને કવિએ વિશિષ્ટ વ્યક્તિતા અર્પી છે ખરી—એ ઉત્કટ પ્રેમાનુબધરૂપી હીરદોરમા ઔત્સુક્ય, ઉન્મત્તતા, આશાભગ, આત્મનિર્વેદ, રોષ, વ્યાકુળતા આદિ ભાવોનાં મોતી ગૂંથીને આ સર્વે ભાવોને વળી ભિન્ન ભિન્ન સદર્ભો, નિમિત્તો, વિભાવો, પ્રતીકો અને ઉક્તિલઢણોથી વ્યક્ત કરી એમણે પોતાના કવિકર્મનો પણ પરિચય આપ્યો છે એ પરિચય જ અહીં કરવા જેવો છે

વસત આવે છે અને વિરહિણી સ્ત્રીનુ ઔત્સુક્ય જાગી ઊઠે છે આ ઉત્સુકતાને કવિ કેવી વાણીભગીથી વ્યક્ત કરે છે અને એને કેવા કેવા અનુરૂપ પ્રકૃતિસદર્ભમા મૂકી આપે છે તે જુઓ

> વનમા વસતઋતુ ગહગહતી આવી, કુસુમાવલિ પરિમલથી મહેકી ઊઠી,
> મનોહર મલયપવન વહેવા લાગ્યો અને પ્રિયને જાણે ઊડીને
> મળુ એમ થવા લાગ્યુ[૧૪]

ઊડીને પ્રિયને મળવાની આકાક્ષાને માટે પ્રસરતા પરિમલ અને વહેતા મલયપવનનો સદર્ભ કેવો કાવ્યમય અને પ્રતીકાત્મક બની રહે છે !

ઔત્સુક્યનો ભાવ કવિ બેત્રણવાર હાથમા લે છે પણ એને ઘૂટીને ઘેરો બનાવતા જાય છે એક વખત એ વિરહિણીને લોકલજ્જાનો ત્યાગ કરીને પ્રિયની પાછળ પાછળ ભમવાનુ મન થાય છે, તો બીજી વખતે એની કલ્પના ઉન્મત્ત બનીને પેલા પોપટને પુકારી રહે છે

> પોપટ, રસ્તે જતા હું તને લાખલાખ કેસૂડા આપીશ,
> જો એકવાર તુ મને તારી પાખ પ્રસારીને
> મારા સજનની પાસે પહોંચાડી દે ![૧૫]

ધૃષ્ટતા અને ઘેલછાના ભાવો ઔત્સુક્યની સાથે કેવા ગૂથાતા આવે છે !

આ તો નવયૌવના છે એ જાણે છે કે

> વેલ ઉપર કુપળ ફરીને આવે છે, ફરીફરીને ચદ્ર પણ
> ઊગે છે, પણ પ્રેમલતાના કન્દ સમાન યૌવન ફરીને
> આવતુ નથી [૧૬]

યૌવનકાળે એને વિરહ કેટલો વસમો લાગતો હશે ! કવિ પ્રકૃતિની સયોગાવસ્થાના વિરોધમા એના આ વિરહને મૂકીને એની વિષમ વેદના પ્રગટ કરે છે

> તરુવર અને વેલીને આલિંગન દેતા જોઈને ચિત્ત
> ક્ષુભિત થઈ જાય છે ભરયૌવને પ્રિયતમ વેગળો છે
> અને એને ક્ષણ પણ વીસરી શકાતો નથી [૧૭]

બીજી વખતે જાગ્રત અવસ્થાના આ વિયોગને કવિ સ્વપ્નાવસ્થાના સયોગને પડછે મૂકે છે જાગ્રત સત્ય છે, અને સ્વપ્ન તો છે મિથ્યા આ મિથ્યાની જાળમા ફસાતી સ્ત્રીનુ વિરહદર્દ ઊલટાનુ ઘેરુ બની જાય છે મિથ્યા મિલન રચાવી આપતા સ્વપ્નોને એ રોષપૂર્વક કહે છે

---

૧૪ વસત ઋતુ વનિ આવ્યુ ગહગહી,
પરિમલઇ કુસુમાવલિ મહમહી,
મલયા વાય મનોહર વાઈ,
પ્રિઉનઇ ઊડી મલઉં ઇમ થાઇ, ૩

૧૫ કેસૂડા પથિ પાલવે, સૂડા દિઉં તુઝ લાખ,
એક વાર મુઝ મેલિ ન સજન પસારી પાખ ૩૬

૧૬ વલી રે કુપલડીય વેલડી, વલી વલી ઊગઈ ચદ,
પણિ ન વલે ગયુ યોવન, પ્રેમલતાનુ કદ ૭

૧૭ તરુઅરવેલિ આલિંગન દેખિય સીલ સલાય,
ભરયોવન પ્રિય વેગલુ, ખિણ ન વિસારિઓ જાઈ ૫

પણ પછી તેઓ હળવેથી અલંકારમંડિત વાણીમાં સરી જાય છે કવિએ યોજેલા અલકારોમા અનુરૂપતા છે પણ અવનવીનતા નથી કેટલાક અલકારો સામાન્ય પણ લાગે છતાં કવિનુ સતત ધ્યાન કોશાને મદનરસની મૂર્તિ તરીકે નિરૂપવા તરફ રહ્યુ છે એ એક નોંધપાત્ર હકીકત છે કોશાના વર્ણનમા અવાર-નવાર ફરકી જતી ઉપમા–ઉત્પ્રેક્ષાઓ જુઓ એનો વેણીદડ તે જાણે મદનખડ્ગ, એના પયોધર તે જાણે કુસુમબાણે મૂકેલા અમૃતકુભ, એના કર્ણયુગલ તે જાણે મદનના હિંડોળા, એના ઊરુ તે જાણે મદનરાજના વિજયસ્તભ, એના નખપલ્લવ તે જાણે કામદેવના અકુશ! આ અલંકારોનો એક ઠેકાણે ખડકલો નહિ કરતા આખા વર્ણનમા વેરી દઈને કવિએ એકવિધતાનો કે કૃત્રિમતાનો ભાસ થવા દીધો નથી

સ્થૂલિભદ્ર–કોશાના મિલનનો પ્રસગ નાટ્યોચિત છે આ કવિની નજરે એ નાટ્યોચિતતાને કંઈક પારખી છે કોશા-સ્થૂલિભદ્રના ટૂકા પણ અત્યત માર્મિક સવાદ દ્વારા એમણે રાગ વિરાગની આછી અથડામણ રજૂ કરી છે એક બાજુ પ્રેમઘેલી વિદગ્ધ નારી છે, બીજી બાજુ છે સયમધર્મી, પણ કોશાની સાથે વિવાદમા ઊતરવા તત્પર મુનિવર આ નાટ્યાત્મક રજૂઆતને કારણે કોશાનું ચરિત્ર આપણી કલ્પનામા મૂર્ત આકાર લે એવુ બની જાય છે, તો સ્થૂલિભદ્રમા પણ કઈક સજીવતા લાગે છે પહેલા કોશા પોતાની કામાર્તિને પ્રગટ કરે છે 'હે નાથ! સૂર્ય સમાન તમારો દેહ મારા દેહને સતાવે છે' અને પૂર્વસ્નેહની યાદ આપી સ્થૂલિભદ્રને ઉપાલભ આપે છે 'બાર વર્ષનો સ્નેહ તમે શા કારણે છોડી દીધો? આવુ નિષ્ઠુરપણુ મારી સાથે કેમ આચર્યું?' સ્થૂલિભદ્ર જ્યારે કહે છે કે, લોઢે ઘડયુ મારુ હૈયુ તારા વચનોથી ભીંજાશે નહિ (લોઢે ઘડેલુ પણ હૈયુ તો છે!), ત્યારે કોશા પોતાની દુ ખિત દશા આગળ કરીને દીનભાવે અનુરાગની યાચના કરે છે પણ સ્થૂલિભદ્ર તો નિશ્ચલ રહે છે એમનુ ચિત્ત તો, એ પોતે કહે છે તેમ સયમશ્રી સાથે ભોગ રમવામા લાગેલુ છે આ છેલ્લી વાત સાભળી કોશા પ્રત્યુત્પન્ન મતિથી એક તીક્ષ્ણ વ્યગ કરે છે 'અહો, લોકો નવી નવી વસ્તુમા રાચે છે એમ કહેવાય છે તે સાચુ ઠર્યું જુઓને, તમારા જેવા મુનિવર પણ મને મૂકીને સયમશ્રીમા આસક્ત થઈ ગયા!' મુનિવરના જ રૂપકને કોશાએ મુનિવર પ્રત્યે જ કેવી ચતુરાઈથી ફેંકયુ! પછી પણ કોશા જે પ્રલોભન આપે છે એમા પણ એની ચતુરાઈ દેખાઈ આવે છે એ કહે છે 'પહેલા યૌવનના ફળ રૂપ ઉપભોગનો આનદ ભોગવી લો, પછી સુખેથી સયમશ્રી સાથેનુ સુખ માણજો એનો અવસર તો યૌવન ગયા પછી પણ રહેશે ને!' કોશાનુ વ્યક્તિત્વ કેવુ પ્રાણવાન છે!

કવિ વાણીની સૂક્ષ્મ શક્તિના જ્ઞાતા છે એમ આપણે આરભમા કહ્યુ હતું નિરાભરણ કે આલકારિક વર્ણનોમા, નાદવ્યજનામા કે ભાવવ્યજનામા કવિની વાણી કેવી સરળતાથી અને સમર્થતાથી પ્રવર્તે છે તે હવે પ્રતીત થયુ હશે અતમા સ્થૂલિભદ્રના કામવિજયને યુદ્ધના રૂપકથી કવિ આલેખે છે ત્યા એમની વાણીનુ ઓજસ્ પણ પ્રગટ થાય છે

કવિનુ ધાર્મિક પ્રયોજન અહીં સ્પષ્ટ અને પ્રગટ છે જ છતા એની સાથે કાવ્ય કેવુ નિર્વિઘ્ને પ્રગટ થઈ શકે છે એ આ કૃતિ આપણને બતાવે છે

*

જયવતસૂરિનુ એકમાત્ર લક્ષ્ય કોશાનો હૃદયભાવ છે જયવતસૂરિની કોશા પ્રિયતમને માટે ઝૂરતી એક સામાન્ય વિરહિણી સ્ત્રી છે એની વિશિષ્ટ વ્યક્તિતાનો કવિએ લોપ કરી નાખ્યો છે પણ એ વિરહિણી સ્ત્રીના ઉત્કટ પ્રેમાનુબધને કવિએ વિશિષ્ટ વ્યક્તિતા અર્પી છે ખરી—એ ઉત્કટ પ્રેમાનુબધરૂપી હીરદોરમા ઔત્સુક્ય, ઉન્મત્તતા, આશાભગ, આત્મનિર્વેદ, રોષ, વ્યાકુળતા આદિ ભાવોના મોતી ગૂથીને આ સર્વ ભાવોને વળી ભિન્ન ભિન્ન સદર્ભો, નિમિત્તો, વિભાવો, પ્રતીકો અને ઉક્તિલઢણોથી વ્યક્ત કરી એમણે પોતાના કવિકર્મનો પણ પરિચય આપ્યો છે એ પરિચય જ અહીં કરવા જેવો છે

વસત આવે છે અને વિરહિણી સ્ત્રીનુ ઔત્સુક્ય જાગી ઊઠે છે આ ઉત્સુકતાને કવિ કેવી વાણીભગીથી વ્યક્ત કરે છે અને એને કેવા કેવા અનુરૂપ પ્રકૃતિસદર્ભમા મૂકી આપે છે તે જુઓ

> વનમા વસતઋતુ ગહગહતી આવી, કુસુમાવલિ પરિમલથી મહેકી ઊઠી,
> મનોહર મલયપવન વહેવા લાગ્યો અને પ્રિયને જાણે ઊડીને
> મળુ એમ થવા લાગ્યુ[૧૪]

ઊડીને પ્રિયને મળવાની આકાક્ષાને માટે પ્રસરતા પરિમલ અને વહેતા મલયપવનનો સદર્ભ કેવો કાવ્યમય અને પ્રતીકાત્મક બની રહે છે !

ઔત્સુક્યનો ભાવ કવિ બેત્રણવાર હાથમા લે છે પણ એને ઘૂટીને ઘેરો બનાવતા જાય છે એક વખત એ વિરહિણીને લોકલજ્જાનો ત્યાગ કરીને પ્રિયની પાછળ પાછળ ભમવાનુ મન થાય છે, તો બીજી વખતે એની કલ્પના ઉન્મત્ત બનીને પેલા પોપટને પુકારી રહે છે

> પોપટ, રસ્તે જતા હુ તને લાખલાખ કેસૂડા આપીશ,
> જો એકવાર તુ મને તારી પાખ પ્રસારીને
> મારા સજનની પાસે પહોંચાડી દે ।[૧૫]

ધૃષ્ટતા અને ઘેલછાના ભાવો ઔત્સુક્યની સાથે કેવા ગૂથાતા આવે છે ।

આ તો નવયૌવના છે એ જાણે છે કે

> વેલ ઉપર કુપળ ફરીને આવે છે, ફરીફરીને ચદ્ર પણ
> ઊગે છે, પણ પ્રેમલતાના કન્દ સમાન યૌવન ફરીને
> આવતુ નથી [૧૬]

યૌવનકાળે એને વિરહ કેટલો વસમો લાગતો હશે ! કવિ પ્રકૃતિની સયોગાવસ્થાના વિરોધમા એના આ વિરહને મૂકીને એની વિષમ વેદના પ્રગટ કરે છે

> તરુવર અને વેલીને આલિંગન દેતા જોઈને ચિત્ત
> ક્ષુભિત થઈ જાય છે ભરયૌવને પ્રિયતમ વેગળો છે
> અને એને ક્ષણ પણ વીસરી શકાતો નથી [૧૭]

બીજી વખતે જાગ્રત અવસ્થાના આ વિયોગને કવિ સ્વપ્નાવસ્થાના સયોગને પડછે મૂકે છે જાગ્રત સત્ય છે, અને સ્વપ્ન તો છે મિથ્યા આ મિથ્યાની જાળમા ફસાતી સ્ત્રીનુ વિરહદર્દ ઊલટાનુ ઘેરુ બની જાય છે મિથ્યા મિલન રચાવી આપતા સ્વપ્નોને એ રોષપૂર્વક કહે છે

---

૧૪ વસત ઋતુ વનિ આવ્યુ ગહગહી,
પરિમલઇ કુસુમાવલિ મહમહી,
મલયા વાય મનોહર વાઈ,
પ્રિઉનઇ ઊડી મલઉં ઇમ થાઇ, ૩

૧૫ કેસૂડાં પથિ પાલવે, સૂડા દિઉં તુઝ લાખ,
એક વાર મુઝ મેલિ ન સજન પસારી પાખ ૩૬

૧૬ વલી રે કુપલડીય વેલડી, વલી વલી ઊગઈ ચદ,
પણિ ન વલે ગયુ યોવન, પ્રેમલતાનુ કદ ૭

૧૭ તરુઅરવેલિ આલિંગન દેખિય ભીલ સલાય,
ભરયૌવન પ્રિય વેગલ, ખિણુ ન વિસારિઓ જાઈ ૫

રે પાપી ધુતારા સ્વપ્નો, મારી મશ્કરી ન કરો
સૂતા તમે મને સયોગ કરાવો છો પણ જાગુ છુ ત્યારે તો
વિયોગનો વિયોગ જ ! ૧૮

સ્વપ્નનો વિભાવ આ કવિની કલ્પનાનો કેવો મૌલિક ઉન્મેષ છે !

કોશાએ તો સ્નેહજીવન માણેલુ છે એના ચિત્તમા આજે એના સ્મરણો ઊભરાય છે એ દિવસો કેવી રીતે જતા હતા ? પ્રિયતમની સાથે રૂસણા અને મનામણાં, લાડ અને રીસ, અને સદાનો સયોગ એ ભર્યાભર્યા સ્નેહજીવનને સ્થાને આજે નરી શૂન્યતા આતરને કોરી રહી છે સ્ત્રીસહજ ઉપમાનથી આ કરુણ સ્થિતિવિપર્યયને એ નારી વાચા આપે છે

વિવાહ વીત્યે જેવો માડવો તેવી કથ વિના
હું સૂની થઈ ગઈ છુ ૧૯

ફેરવી પલટાવીને, ભિન્નભિન્ન સદર્ભો અને વિભાવોથી વિરહાવસ્થાને કવિ કેવી ચિત્રમય વિચિત્રમય અભિવ્યક્તિ આપે છે !

કોશાને એક વાત સમજાતી નથી

પાણી વિના સરોવર સુકાઈ જાય ત્યારે
હસો બિચારા શુ કરે ? પણ જેના ઘરે મનગમતી
ગોરી છે એને વિદેશમા કેમ ગમતુ હશે ? ૨૦

પ્રિયતમની આ ઉદાસીનતા એનાથી સહન થતી નથી, અને તેથી તે ક્રોધની મારી ક્રૂર લાગે એવુ અભિશાપવચન ઉચ્ચારી બેસે છે કે, ' જે સ્નેહ કરીને એનો ત્યાગ કરે એના પર વીજળી પડજો ' પણ અતે એને આ પરિણામને માટે પ્રેમ અને પ્રેમ કરનાર હૃદય જ ગુનેગાર લાગે છે ' હૃદય, પરદેશી સાથે પ્રીતિ તેં શુ જોઈને માડી ? ' છતા પ્રીતિ કઈ એના હૃદયમાથી ખસતી નથી આ અવતાર તો એળે ગયો એવી હતાશા એને ઘેરી વળે છે, અને સદા સયોગસુખ આપે એવા અવતારનુ એનુ ચિત્ત કલ્પના કરી રહે છે

હુ પખિણી કેમ ન સરજાઈ કે પ્રિયતમની પાસે પાસે
ભમતી તો રહેત, હુ ચદન કેમ ન સરજાઈ કે પ્રિયતમના
શરીરને સુવાસિત તો કરત, હુ ફૂલ કેમ ન સરજાઈ કે
એને આલિંગન તો કરી રહેત, હુ પાન કેમ ન સરજાઈ
કે એના મુખમા સુરગે શોભી તો રહેત ૨૧

---

૧૮ પાપી રે ધૂતારા સુહણડા મુઝ સ્યુ હાસુ છોડિ,
કરઈ વિછોહ જગાવીનઈ સૂતાં મૂકઈ જોડિ ૧૬

૧૯ વીવાહ વીતઓ માડવે તિમ હૂ સૂની કત ૨૦

૨૦ સૂકઈ સરોવર જલ વિના, હસા કિસ્યુ રે કરેસિ,
જસ ઘર ગમતીય ગોરડી, તસ કિમ ગમઈ રે વિદેશ ૮

૨૧ હુ સિઇ ન સરજી પખિણિ, જિમ ભમતી પ્રીઉ પાસિ,
હુ સિઇ ન સરજી ચદન, કરતી પ્રિયતનુ વાસ ૩૧
હુ સિં ન સરજી ફૂલડા, લેતી આલિંગન જાણ,
મુહિ સુરગ જ શોભતા, હુ સિઇ ન સરજી પાન ૩૨

વિરહિણીના હૃદયના અટપટા આંતરપ્રવાહોને કવિ કેવી ઝીણવટથી ઝીલી શક્યા છે!

અવસ્થા માત્ર વિરહની, છતા ભાવસૃષ્ટિ કેવી સમૃદ્ધ અને વૈવિધ્યસભર છે! આ ભાવસૃષ્ટિના બોધક અનુભાવો પણ કવિએ ઝીણી નજરથી જોયા છે અને આપણી સમક્ષ મૂક્યા છે એમા વિરહની મૂક વેદનાથી માડીને એની કાળઝાળ પીડા સુધીની સ્થિતિને વ્યક્ત કરે એવા અનુભાવો છે એ ગોરી ક્ષણમા આગણે તો ક્ષણમા ઓરડે ઊભી રહે છે, ક્યારેક રડ્યા કરે છે, એની આખ ઉજાગરે રાતી છે, ચદન, ચદ્ર કે વીંઝણો એના તાપને બુઝાવી શકતા નથી, શય્યા તો જાણે અગ્નિ, કાટા, કૌચાં કે લોઢાની બનેલી હોય, ચીર જાણે શરીરને ચીરી રહ્યા હોય, સાકળા જાણે જજીર સમાન હોય એવુ લાગે છે, રાત્રે યૌવનમજરી મહેકી ઊઠે છે, પણ એ તો નિસાસાઓથી પોતાની કાયાને બાળી રહી છે (યૌવનમજરીનુ મહેકવુ અને નિસાસાથી કાયાને બાળવી—કેવી ક્રૂર વિધિવક્રતા!); શરીર પાડુર અને પિંજર જેવુ બની ગયુ છે, ભૂખ, તરસ, નિદ્રા, દેહની સાનભાન બધુ પ્રિયતમને અર્પી દીધુ છે!

પ્રિયતમ મળવાનો ન જ હોય તો આ બધા સહનતપનનો શો અર્થ? પણ ના, કોશા કહે છે

ડિલ ઉપર દુ ખ વહોરી લઈને, વહાલા, હુ તને મળીશ[૨૨]

આ નિશ્ચય અને એની પાછળ રહેલી આતરપ્રતીતિ અતે ફળે છે અને ભલે મુનિવેશે પણ, સ્થૂલિભદ્ર કોશાને આવાસે આવે છે એને જોઈને કોશાના હૃદયકમલનો વિકાસ થાય છે અને વનરાજિ જેમ મધુમાસને, તેમ કોશા પોતાના કથને પામીને અધિક ઉલ્લાસવત બને છે

સાચુ શુદ્ધ કવિત્વ અન્ય પ્રયોજનોને પોતાની પાસેથી કેવા હડસેલી મૂકે છે એનુ આ કાવ્ય એક સુદર ઉદાહરણ છે

જયવતસૂરિ જેવા સાચા કવિને શોધીને બહાર લાવવાનો સમય હવે પાકી ગયો છે એમના સ્થૂલિભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ અને જિનપદ્મસૂરિના સ્થૂલિભદ્ર ફાગુ જેવા આપણી કલ્પનાજીભમા સ્વાદ મૂકી જાય એવા પાચપચીસ કાવ્યો મળે તો યે વિપુલ જૈનસાહિત્ય ફફોસ્યાનો શ્રમ સાર્થક થઈ જાય

૨૨ ડિલ ઉપરિ દુખ આગમી વાહલા તુજ્ઝ મિલેસિ ૩૫



# યશોવિજયની કવિતા

હસિત હ૦ બૂચ

જન્મ ઉત્તર ગુજરાતના કન્હોડુ ગામમા (ઈ૦ સ૦ ૧૬૨૩), અને અનશન દ્વારા પ્રાણત્યાગ મધ્ય ગુજરાતમા ડભોઈ ગામે (ઈ૦ સ૦ ૧૬૮૭) મહોપાધ્યાય ન્યાયાચાર્ય કવિશ્રી યશોવિજયજીના એ સમય વિશે મતભેદ તો છે ઉક્ત સમય એમના જ સમકાલીન કાન્તિવિજયજીએ રચેલા ‘ સુજસવેલી રાસ ’ને આધારે સ્વીકારાય છે પરતુ કવિના ગુરુ શ્રી નયવિજયજીએ આલેખેલા એક ચિત્રપટની પુષ્પિકાના આધારે કવિસમય ઈ૦ સ૦ ૧૫૮૯થી ૧૬૮૭નો અદાજાય છે કવિની છેલ્લી રચના ‘ જમ્બૂસ્વામી રાસ’ની પ્રત કવિહાથે જ લખેલી મળે છે એમા રચનાસાલ ઈ૦ સ૦ ૧૬૮૩ની અપાઈ છે કવિએ પોતે લખેલી સ્વરચનાઓની પોથીઓ સારી સખ્યામા મળે છે, તેમ એમના ગુરુએ ઉતારેલી કવિની કૃતિઓની પ્રતો ય પ્રાપ્ય છે, છતા કવિની જન્મસાલ સ્પષ્ટ થઈ ન કહેવાય હાલ તો એ સાલ કવિચરિત્રની વિગત આપતા ‘ સુજસવેલી રાસ ’ને આધારે સ્વીકારવી ઉચિત છે

સસ્કૃત, પ્રાકૃત, હિંદી, મારવાડી અને ગુજરાતીમા ‘ શ્રી નયવિજય વિબુધ પયસેવક ’ કવિ ‘ જસોવિજય ’ની કૃતિઓ સવાસોથી ય વધુ છે એમા એમની વિદ્વાન, વિચારક, ધર્મજ્ઞ તથા કવિ લેખેની શક્તિ પ્રગટ થાય છે શાસ્ત્ર અને તત્ત્વસૂઝ પરત્વે યશોવિજયજીની કલમની સિદ્ધિ એવી મુગ્ધકર નીવડી છે કે એમને ‘ બીજા હેમચદ્ર ’, ‘ લઘુ હરિભદ્ર ’ કે જૈન સપ્રદાયમા ‘ શકરાચાર્ય ’ જેવુ સ્થાન ધરાવનાર તરીકે બિરદાવાયા છે એમની સમન્વયશક્તિ, જૈન–જૈનેતર મૌલિક ગ્રથોનુ એમનુ દોહન, પ્રત્યેક વિષયના મૂળ લગી જઈને એ વિષે પોતાનો મત સમભાવપૂર્વક અને સ્પષ્ટ રીતે રજૂ કરવાની એમની રીત, સહુ જિજ્ઞાસુઓને પોતાના કઠિન અને સરલ વિચારો પહોંચતા કરવામા એમની સફલતા, સપ્રદાયના છતા એના બધનોની તમા તજી નિર્ભયપણે અભિપ્રાય આપવાની એમની શક્તિને યાદ કરી પ૦ સુખલાલજી કહે છે કે, જૈન યા જૈનેતર સમાજમા યશોવિજયજી જેવો વિશિષ્ટ વિદ્વાન હજી સુધી એમના ધ્યાનમા આવેલ નથી તેઓ એ પણ ઉમેરે છે કે આ કથનમા કોઈ અતિશયતા નથી. ‘ જૈન દર્શનને નવ્ય ન્યાયની શૈલીમા મૂકીને અપૂર્વ કાર્ય ’ કરનાર યશોવિજયજીને શ્રી દલસુખભાઈ માલવણિયાએ ‘ જૈન દર્શન વિશે અતિમ પ્રમાણરૂપ ’ વર્ણવ્યા છે એમની ગુજરાતી ભાષામા લભ્ય થતી કૃતિઓ વિચારતા

કહી શકાય કે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા બોધ, કલ્પના, ભાવ અને ચિંતનથી શોભતી એમની રચનાઓ અવશ્ય આકર્ષક અને આદરપાત્ર છે સ્તવન સજ્ઝાયના ટૂકા ગેય પદો કે સવાદ–રાસ રૂપની દીર્ઘ રચનાઓમા આ 'તાર્કિક શિરોમણી'–'ન્યાયાચાર્ય'ની કવિત્વશકિત સતત ઝળકયા કરતી જણાશે એવી કેટલીય પકિતઓ મળે, જેમા જણાઈ આવે કે આ કલમ કવિની, કે પછી કહેવુ જ રહે, કે આ મિજાજ જ કવિનો

ઈ૦ સ૦ ૧૬૫૨મા રચાયેલો એમનો 'દ્રવ્યગુણપર્યાય રાસ' અધ્યાત્મતત્ત્વની જૈનવિચારણાને નિરૂપે છે સસ્કૃતમા એનો અનુવાદ થયો છે 'જમ્બૂસ્વામી રાસ'નુ વ્યવસ્થિત સપાદન તો પ્રા૦ રમણલાલ ચી૦ શાહે હવે સુપ્રાપ્ય કરી આપ્યુ છે અન્ય કવિનો 'શ્રીપાલ રાસ' પણ એમણે—કવિ યશો-વિજયજીએ—પૂરો રચી આપ્યો છે 'ગૂર્જર સાહિત્ય સગ્રહ'ના બે ગ્રથોમા (સ૦ ભદ્રકરવિજય) યશોવિજયજીના સ્તવનો–સજ્ઝાયો–સવાદાદિ કૃતિઓ પણ સુલભ છે આ લેખમા એમાના સ્તવનો, સજ્ઝાયો, સવાદની રચનાઓ વિશે વિચારણાનો આશય છે

'સમુદ્ર–વહાણ સવાદ' આ ગુચ્છની મનોરમ અને બોધક કૃતિ છે ઈ૦ સ૦ ૧૬૬૧મા ધોઘા મુકામે રચાયેલી આ સવાદરચનામા 'વાચક જશવિજય'ની ઉપદેશક શક્તિ કવિતાની કલા સાથે આકર્ષક મેળ રચે છે 'મત કરો કોઈ ગુમાન'ની શીખ આપવા ગર્વિષ્ઠ સમુદ્ર અને એના ગર્વને ગાળતા વહાણ વચ્ચે કવિએ આકર્ષક સવાદ રચ્યો છે 'ઉપદેશ રચ્યો ભલો' કહીએ તેવી ચિત્રણા, એવુ વિવાદચાતુર્ય, એવી અનુપ્રાસાદિની યોજના અને એવી પરોક્ષ જીવનવિચારણા યશોવિજયજી આ કૃતિમા પ્રગટ કરે છે ક્યાક સુરુચિ ન જળવાય એવી વિવાદોકિત ખરી, પણ સમગ્રપણે રચના સફળ જ કહેવાય સમુદ્રને મુખે કવિએ સ્વગૌરવની દલીલો કુશળતાથી મૂકી છે, પણ વહાણ એનો તોડ કરી સ્વત્વની પ્રતિષ્ઠા વધુ અસરકારક રીતે કરે છે સમુદ્ર રાવણની સમૃદ્ધિ અને લક્ષ્મીનારાયણની શય્યા સાથેનો નિજનો સબધ દાખવી 'તાહરુ તો કુલ કાષ્ઠનુ' પણ સભળાવે છે, પોતાની મોટાઈ વર્ણવીને પોતા પાસે રત્નો છે, ગગાદિને કારણે પોતે 'તીરથસાર' છે, ઘનઘટા પોતાનુ જલ લઈ વરસે છે તેથી જ સહુનુ હિત છે અને વહાણનો જન્મ પણ એ કારણે જ સભવિત થાય છે, ચન્દ્ર જેવો પોતાને પુત્ર છે, અને પોતે સતુષ્ટ છે પરતુ 'ભમ્યા કરતુ વહાણ લોભી છે' એવુય કહી દે છે સામે દરેક સમુદ્રઉદ્ગારનો તે તે ક્ષણે જ વહાણ પણ રોકડો જવાબ આપે છે એ કહે છે 'હલુઆ' તો ય અમે જ બહુજનને તારીએ છીએ—પાર ઉતારીએ છીએ મોટો તો ઊકરડોય છે, પણ કામનો તો નાનો તો ય હીરો જ રત્નો તો છે પણ આપતા 'બેસે છે મુખડામા' વળી તૃણ ઉપર ને રત્નો હોય તળિયે એવુ તો છે સમુદ્રનુ અજ્ઞાન!, તરસ્યા ય દૂર ભાગે એવુ છે એનુ જળ, ગગાદિ ય એમા મળતા નામમાધુર્ય ખોઈ દે છે, અને કુલની વાતે તો 'જો નિજગુણે જગ ઉજ્જ્વલ કરિયો, તો કુલમદનુ સ્યૂ કાજ રે' હજાર નદીઓએ ય સમુદ્રની ભૂખ ક્યા ભાગી? ચન્દ્ર પુત્ર તો યે દૂર જ રહ્યો—તે ય કુલકલક સાથે વહાણની આવી સ્પષ્ટ વાતોએ પછી તો—

"એહવે વયણે રે, હવે કોપેઈ ચઢ્યો, સાયગ પામ્યો રે ક્ષોભ,
પવન ઝકોલે રે જલ ભર ઊછલી, લાગે અમર મોભ

ભમરી દેતા રે પવન ફિરી ફિરી રે, વાસે અગ તરગ,
અબર વેદી રે ભેદી આવતા, ભાજે તે ગિરિશૃગ

* * *

"નાગર ત્રોડી રે દૂરિ નાખીએ, ફૂલતણા જિમ બીંટ,
ગગનિ ઉલાળી રે હરિઈ પાજરી, મોડિ મડપ મીટિ"

'શ્રી નવખડ જિણુદ'ની કૃપાકરુણાથી નાવ પાછુ સાજુનરવુ થઈ સાગરપટ પર આવે છે ત્યારે—,

"ખેડ્ડા સોહે પાજરી હો, કૂઆ થભ અગ્રભાગ,
માનુ કે પોપટ ખેલતા હો, અબર તરૂઅર લાગિ

* * *

"એક વેલિ સાયર તણી હો, દૂજી જનરગ રેલી,
ત્રીજી પવનની પ્રેરણા હો, વાહણ ચલે નિજ ગેલિ "

કવિ સમુદ્રના પ્રકોપનુ અને વહાણના નવા પ્રસ્થાને પ્રસન્ન–સમૃદ્ધ થતી વસતિનુ ઉમળકા–ઉત્સાહથી જીવત ચિત્રણ કરે છે; પરતુ પ્રભુપ્રીત્યર્થ સમૃદ્ધિ—પુરુષાર્થ જ મોટાઈ પામ્યાની વાત પણ એમણે અતે યાદ આપી છે જ વર્ણન, વિવાદ, વાર્તાલાપ કે પ્રેરક આશયની રજૂઆતમા 'સમુદ્ર-વહાણ સવાદ' કવિએ ગુજરાતી કવિતામા ઉમેરેલી એ ક્વિશિષ્ટ કૃતિ છે કવિમા જે તર્કશક્તિ અને હળવા વ્યગની ગગ છે તે અહીં સારી પ્રતિબિમ્બિત થાય છે પણ મુખ્ય વાત તો એ છે કે, કવિએ આમ કર્યું છે તે કવિની રીતે મધ્ય કાલીન ગુજરાતી સવાદકાવ્યોમા આવા કલાગુણે જ આ કૃતિ ઉચ્ચ દરજ્જે આવે છે 'ઘોઘા' સાથે યાદ કરાય છે 'હીરો', પરતુ આ કૃતિની પ્રાપ્તિથી આપણે આપણી એ 'ટેવ' છોડીએ, તો તે કરવા જેવુ ખરુ

બીજે ય કવિએ આવા દ્વદ્વ વચ્ચે વિવાદ-સઘર્ષ બતાવી સાચો રાહ દાખવ્યો છે પણ એમા વિચારક ઉપદેશકનુ એમનુ રૂપ વધુ જણાશે ત્યા એમની જે સમન્વયદષ્ટિ છે અને જે અર્થાન્તરન્યાસી કથન રીતિ છે તે લક્ષપાત્ર થાય છે આ પ્રકારની કૃતિઓમા, ચાર ઢાળમા ગૂથાયેલી 'શ્રી શાન્તિ જિન સ્તવન' રચનામા નિશ્ચય અને વ્યવહાર વચ્ચે, તો 'શ્રી સીમધર સ્વામી સ્તવન'મા ય એ જ બે વચ્ચે, અને 'શ્રી સીમધર સ્વામીની વિનતિરૂપ સ્તવન'મા નય રહસ્ય વચ્ચે, ઉપરાત 'સીમધર જિન સ્તવન'મા સિદ્ધાન્ત અને રહસ્ય વચ્ચે કવિએ વડાઈ વિવાદની યોજના કરી છે માત્ર ભાવને જ સેવનાર ગળિયા બળદ જેવા છે, ભોજન દીઠે કઈ ભૂખ ન ભાગે; તેથી—

"જિમ જિમ ભાવ ક્રિયામા ભલશે,
સાકર જિમ પય માહિં;
તિમ તિમ સ્વાદ હોશે અધિકેરો "

જેવો બોધ ધ્યાન દોરે છે કષ્ટ થવાથી મુનિ થવાય, તો બળદ મુનિપદ પામે જ એવો વ્યગ કરીને કવિ, એકાન્તવાસી અહિંસક બાળતપસ્વી 'ન લહે મર્મ અગાધ' કહીને જ્ઞાન-તપનો જીવન સાથે સબધ સૂચવે છે વચ્ચે ક્યાક આવા મજાના અર્થાન્તરન્યાસી સુભાષિતો ય કવિ ટાકી લે છે

"આધા આગલ દરપણ દાખવો, બહિરા આગલ ગીત,
મૂરખ આગલ પરમારથ કથા, ત્રિણું એક જ રીત "

'શ્રી શાતિનાથ સ્તવન'મા છે, તેમ કવિ આવા વિરોધાભાસી વલણોનો વિવેકયુક્ત મેળ જ ઇષ્ટ ગણે છે એ આત્મતત્ત્વવિચાર પર ભાર દઈને કવિએ જ્ઞાન વિનાની તો દયાને ય ખોટી કહી છે એ મિષે કવિકલમ આવુ અવલોકન પણ ટપકાવી લેવુ ચૂકતી નથી

'વિષયરસમા ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂર રે,
ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાનમારગ રહ્યા દૂર રે "

કવિ યશોવિજયજીની સ્તવનકૃતિઓમા ચોવીસ તીર્થંકરોની સ્તુતિના પદો નોંધપાત્ર છે એમાની બે ચોવીસીમા ઊર્મિ–ભાવની છટા અને તીવ્રતા આકર્ષક અભિવ્યક્તિ પામી છે બીજી એક ચોવીસીમા કથન અને ચરિત્રવીગત સગ્રહ વિશેષ છે કવિના વ્યક્તિસભર સ્તવનમા, માત્ર મહિમાસ્મૃતિ નથી ત્યા,

ઉલ્લાસ, શ્રદ્ધા, લાડ, મસ્તી, ટીખળ, મર્મ, નમ્રતા, ધન્યતાદિ ભાવોની દૃષ્ટાન્તસુભગ અને સુઘડ કલ્પનાશીલ રજૂઆત સભારવી ગમે એવી થઈ છે વિવિધ દેશીઓ—દુહા—ઝૂલણામા વહેતી આવી સ્તવનવાણી કવિએ ઊર્મિ–સવેદના–કલ્પનાશિલ્પથી જીવતી બનાવી છે 'મુહ માગ્યા પાસા ઢાળ્યાજી'નો હર્ષ ગાતા યશોવિજયજી—

"અજલિમાં જિમ ગગ ન માયે,
મુજ મન તિમ પ્રભુહેજ"

ગાઈ પ્રભુસ્નેહનુ અવર્ણનીય ઋણુ માથે ચડાવે છે એનો રગ લાગે ત્યા બીજુ શુ ગમે ?—

"માલતી ફૂલે મોહિયો,
કિમ બેસે હો બાવળ તરુ ભૃગ ?"

ભકતની આવી દશા જાણુતા પ્રભુ કૃપા ન કરે, એ તો કેમ ચાલે ? કવિ કહે છે 'જાણુ છો તો શીદ તાણો છો ?' પ્રભુને લાડથી માર્મિક યાદ પણ આપાઈ છે, કે—

"જળ દિયે ચાતક ખીજવી, તે
મેઘ હુઓ તેણે શ્યામ"

કવિ કહે છે કે, બાંય ગ્રહ્યાની લાજ તને જ છે હળવેકથી કવિ કહી પણુ દે છે, કે—

"માગ્યુ દેતા તે કિશુ વિમાસો જી,
મુજ મનમા એહ તમાસો જી;
સાહિબ, સાભળો !"

આવુ નિર્વ્યાજ નૈકટ્ય–લાડ આ સ્તવનોનુ છટાળુ પાસુ છે તત્ત્વવિચારની સન્માન્ય કૃતિઓની હારમાળા આપી ગયેલ આ કવિ આવા ઉદ્ગારોમા કેવી રસિક અદા દાખવી શકયા છે ? કવિની ધન્યતાની વાણી ય ભરી ભરી છે

"અમે પણુ તુમ શુ કામણુ કરશુ"

પ્રભુને કચનકોડી કહેતા કવિ એના સાક્ષાત્કારને જ 'મણુઅ જનમનો લાહો' માને છે 'હિયડે જૂહડી, મુખ અતિ મીઠડી' માયાથી મુકત કરાવવા તેથી જ કવિ પ્રભુને વીનવે છે કવિ પ્રભુમિલનના ધન્યત્વને વર્ણવતા કહે છે '(તમે મળ્યા) તે કળિયુગ અમે ગિરુઓ લેખવુ' કવિને કલિયુગ પણુ ગરવો લાગે છે, કારણુ પ્રભુ તેમા મળ્યા આવી એક કાવ્યત્વથી અકિત ચોવીશીમા નેમિ–રાજુલની કથની ગૂથતા રાજુલને મોંએ—

"ઉતારી હુ ચિત્તથી રે હા, મુગતિ ધૂતારી હેત—મેરે વાલમા,
સિદ્ધ અનતે ભોગવી રે હા, તેહસ્યુ કવણુ સકેત—મેરે વાલમા"

એવા માર્મિક ઉદ્ગારો પણુ કઢાવે છે આ ત્રણુ ચોવીસીઓમા જે એક ચોવીસી ચરિત્રપ્રધાન છે તેમા કથન, વીગત, ટીપ અને અત્યુકિતની માત્રા ઠીક ઠીક વધુ પ્રમાણુમા છે

'વિહરમાન જિનવીશી'ના ૨૦ પદોમા સ્તવન કરતા કરતા કદી, "મોટા–નાહના અતરો રે, ગિરુઆ નવિ દાખત" એવી માર્મિક ટકોર પણુ જિનેશ્વર સીમધરને કરે છે "વનમા મોર હોય, પછી ભુજગનો ભય શેનો ?" એવુ દૃષ્ટાત કવિ, એ વિશ્વાસને દૃઢ કરવા રજૂ કરે છે કે, જ્યા પ્રભુ છે, ત્યા કર્મનુ બળ શેનુ નભે ? પોતાના 'સાહિબ સુજાણુ' પ્રભુને કવિ આ વિશ્વાસે જ કહે છે, કે મુખ દેખી ટીલુ કરે તે પ્રમાણુ નથી, સહુનો મુજરો માને એ જ સુજાણુ સાહિબ કહેવાય કવિની આવી હકકભરી ચીમકી આકર્ષક બની રહી છે

વાચક યશોવિજયજીના 'જશ-વિલાસ' પદસગ્રહમા 'વિશિષ્ટ જિનસ્તવનો', સામાન્ય જિન સ્તવનનો', 'નેમ-રાજુલના ગીતો', 'આધ્યાત્મિક પદો', 'હરિયાલી' વગેરે સગૃહીત થયા છે જાતે તારક કહેવાય, પણ તરે તો માત્ર પોતે જ, કહેવાય દીનદયાળ, કિન્તુ શિવમા ભળે એકલપડ પોતે જ, એવો પ્રભુને ઉપાલભ વિશિષ્ટ સ્તવનોમા આપી કવિ પ્રમત્તતાની ઊલ, એકાગ્રતાનો ઓરસીઓ, શ્રદ્ધાનુ ચદનાદિની રૂપકયોજના પણ કરે છે આવા ૮૯ પદો ઉપરાંત ૯ 'સામાન્ય સ્તવનો'મા પણ કર્મરૂપી ભુજગથી છૂટવા વિન્તિમયૂરીની પ્રાર્થના છે, દૂરના સુરતરુ કરતા છાય આપતો લીમડો વધુ કામનો એવી વાસ્તવિક દૃષ્ટિ છે, અને 'જેહ માહિ તુજ દર્શન મિ પામિઉ, તે સુદર કલિકાલ' એવી શ્રદ્ધા દુહરાવાઈ છે પાત્રીસ 'આધ્યાત્મિક પદો'મા જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિનો મર્મ કથાયો છે એમાના પચમહાવ્રત જહાજના પદમા શીલ સુકાન, ક્ષમા લગર, સતોષનો 'સહડ' જેવી રૂપકરચના છે સાચો જૈન, સજ્જન, સાચો ધર્મ વગેરેના બોધક પદો ય છે જાતે જ ભૂલ કરવી ને દેવો દોષ કર્મને! મનની સ્થિરતા ન હોય ત્યા યોગ શેનો? ખાલી ભસ્મ-મુડન-જટાથી શુ મળે?—આવી સ્વતત્ર તત્ત્વદૃષ્ટિ પણ તેમા છે આ આધ્યાત્મિક પદોનુ વિશિષ્ટ અગ છે 'હરિયાલી' નામક પદરચના

આ 'હરિયાળી'મા આરભથી જ ગૂઢ અવળવાણીની રગત ઊછળે છે—

"કહિયો પડિત! કોણ એ નારી? વીસ વરસની અવધ વિચારી
દોય પિતાએ એહ નિપાઈ, સઘ ચતુર્વિધ મનમેં આઈ
કીડીએ એક હાથી જાયો, હાથી સાહમો સસલો ધાયો
વિણુ દીવેં અજવાળુ થાયે, કીડીના દર માહિ કુજર જાયે"

માત્ર અઠ્ઠાવીસ પક્તિઓની આ પદકૃતિમા અવળવાણીમઢ્યા પ્રતીકોની ઓથે સતાયેલ અર્થબોધ-વિચાર, ભાવાર્થ સ્પષ્ટ પણ કરાયો છે ચેતના સ્ત્રી, જ્ઞાનઉપયોગ અને દર્શનઉપયોગ બે પિતા, હાથી તે આત્મા, સસલો તે કર્મચેતન, મોહગ્રસ્ત ન થાય ત્યા વિના દીવે અજવાળુ, કીડી તે નિગોદ, જેવી સ્પષ્ટતા અપાઈ છે રચનાદૃષ્ટિથી ય આ 'હરિયાલી' સુઘડ રૂપની છે

આવી વિશિષ્ટ તો નહિ, પણ 'જસવિલાસ પદસગ્રહ'ની એક ઊર્મિરગી સારી કૃતિ તે નેમિ-રાજુલના સાત ગીતોની કલગી નેમ પ્રભુને વિવાહ માટે મનાવતી હોરી રમતી નારીઓ સમજાવે છે 'પરના બિન પુરુષ ઉલઠ' રાજુલની પ્રેમપીડા તો લાગણીના ઘેરા રગે વ્યક્ત કરાઈ છે

"નિ:સ્નેહીસ્યુ નેહ જે કીધો રે,
ઊંઘ વેચી ઊજાગર લીધો રે"

અથવા—

"કોકિલ બોલઈ ટાઢુ મીઠુ રે, મુઝ મનિ તો તે લાગઈ અગીઠુ રે,
વિરહ જગાવી વિરહિણી બાલી રે, તે પાપઈ તે થઈ છઈ કાલી રે"

કવિના પદોનો બીજો સમૂહ તે સજ્ઝાયોનો, અર્થાત્ સ્વાધ્યાયોનો એમા આનદઘનસ્તુતિની અષ્ટપદી કે 'સાધુવદના' સમી કૃતિ ય મુકાઈ છે આ વિભાગમા 'પાચ ગણધરના પાચ ભાસ'મા 'થોડુ પણ ચદન ભલુ, સ્યૂ કીજઈ બીજા કાષ્ઠનો ભાર કે?' જેવુ અનુભવકથન છે જૈન દૃષ્ટિએ અટાર પાપો વર્ણવતી સઝાય બોધક કૃતિ છે ૧૯ ઢાલની 'શ્રી પ્રતિક્રમણ હેતુ ગર્ભિત' સજ્ઝાયમા કવિ કહે છે

"વચન કાયા તે તો બાધીએ, મન નવિ બાધ્યો જાય, હે મિત્ત!
મન બાધ્યા વિણ પ્રભુ ના મિલે, કિરિયા નિફલ જાય, હે મિત્ત!"

સૂરતમાં રચાયેલી આ સજ્ઝાયમા રૂપકગર્ભ ટૂકા દષ્ટાન્તકથાનકો ય છે 'બીજો પણ દૃષ્ટાન્ત છે રે' જેવી ગદ્યાળવી લખાવટ, કઈક વધુ પ્રમાણમા પથરાયેલ કથનાત્મકતા અને વ્યાખ્યા–વિવરણ અહીં ખૂચે છે ૪૧ કડીની 'ચઉા-પઉાની સજ્ઝાય'મા બોધ છે—

"થોડો પણ જિહા ગુણ દેખીજે, તિહા અતિહિં ગહગહીઈ રે"

૧૯ કડીની નાની 'અમૃતવેલી સજ્ઝાય'મા ય એ જ વાત છે—

"થોડલો પણ ગુણ પરતણો, સાભલી હર્ષ મન આણ રે"

'સુગુરુ સજ્ઝાય'ની ચાર ઢાલમા સુગુરુના લક્ષણો અને 'કુગુરુ સજ્ઝાય'ની છ ઢાલમા એ જ રીતે કુગુરુને વર્ણવેલ છે 'સમકીત સુખલડી'ની સજ્ઝાય વાનગીમા 'દુ ખ ભૂખડલી' ભાગવાની છે 'તુબડાની સજ્ઝાય'મા સાધુને તુબડુ વહોરાવતા 'વિપરીત આહાર વહોરાવીઓ' ને 'વધાર્યો અનત સસાર' એવી રજૂઆત છે પ્રસગાત્મક છે આ સજ્ઝાય જ્ઞાન દ્વારા જ મુક્તિપ્રાપ્તિનો સાર કવિ અતે કથે છે

સ્તવનો–સજ્ઝાયો–સવાદ–પદોના આ બહોળા પ્રવાહમા કવિ દૃષ્ટાન્તો–ઉપમાનો–પક્તિઓ–ભાવ-વિચારાદિની પુનરુક્તિથી સર્વથા દૂર રહી શક્યા નથી, તેમ ક્વચિત્ આજે અરુચિકર લાગે એવી દષ્ટાન્ત–પ્રતીકની રજૂઆત કે મધ્યકાલીન સખ્યાતિશયનો મોહ પણ કવિ ટાળી શકતા નથી કથનાત્મક પ્રસ્તાર કે વીગત–વિશેષણની યાદી જેવુય ઠીક ઠીક જડે છે પરતુ આ વિશાળ અને વૈવિધ્યભર્યા ગુચ્છમા કવિની દૃષ્ટિની નિજી ચમક તેમ એમની અભિવ્યક્તિની કુશલ હથોટી એવી ક્ષતિઓને હિસાબે ઘણી વધારે છે પ્રભુ પ્રત્યેના ગાઢ અનુરાગે પ્રેરાતી એમની ભાવાર્દ્ર તેમ જ મર્માળી ઉક્તિઓ, એમા વરતાતી ખુમારી ઉપરાત સ્વાભાવિક નમ્રતા, આસપાસની પામરતા–ક્ષુદ્રતાની નિર્ભીક ચટકીલી ચિત્રણા, અને દષ્ટાન્તાદિમા ઉપસી આવતી એમની સગીન સૂઝ અને ગ્રાહકદૃષ્ટિ વાચક યશોવિજયજીની વિશિષ્ટ મુદ્રા દર્શાવે તેમ છે લયમેળ પદબધની વિવિધતા અને વાણીની ચિત્રાત્મકતા અને ભાવાર્થસૂચકતા પણ લક્ષ દોરનારી નીવડે છે ઈસુના સત્તરમા સૈકાની આપણી કવિતા આ ઉત્સાહભર્યા કવિની કલમે સમૃદ્ધ થઇ જરૂર કહેવાય એનુ સ્વરૂપવૈવિધ્ય, એની રમતિયાળ અને ગહનગભીર અભિવ્યક્તિ, એમાનુ અનુભવ અને જ્ઞાનથી ઓપતુ વસ્તુ, અને સૌથી વધુ તો એમાની સમતોલ અને સાત્ત્વિક દૃષ્ટિ એવા છે, કે આપણી મધ્યકાલીન કવિતામા યશોવિજયજીની ગુજરાતી કાવ્યરચનાઓ હમેશા આદરથી સભારી શકાય



શ્રી રત્નસિંહસૂરિ-શિષ્ય શ્રીવિનયચન્દ્રકૃત

# આણંદસંધિ

(વિક્રમના ચૌદમા સૈકાનું એક અપભ્રંશ કાવ્ય)

સપાદક પૂ૦ પં૦ શ્રી રમણીકવિજયજી મહારાજ

[શ્રી રત્નસિંહસૂરિ-શિષ્ય શ્રીવિનયચન્દ્રકૃત એક અપ્રગટ અપભ્રશ કાવ્ય 'આણુદસધિ'નુ સપાદન અહીં રજૂ કર્યું છે ઉત્તરકાલીન અપભ્રશ—જૂની ગુજરાતીમા રચાયેલી શ્રીવિનયચન્દ્રની આ બે કૃતિઓ 'નેમિનાથ ચતુષ્પદિકા' અને 'ઉવએસમાલાકહાણયછપ્પય' સ્વ૦ શ્રી ચીમનલાલ દલાલ સપાદિત 'પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહ'મા (ગાયકવાડ્સ ઓરિયેન્ટલ સિરીઝ ન૦ ૧૩, વડોદરા, સને ૧૯૨૦) પ્રસિદ્ધ થયેલી હોઈ, એ વિષયના અભ્યાસીઓને સુજ્ઞાત છે શ્રીવિનયચદ્રજીએ 'મુનિસુવ્રતસ્વામિચરિત' રચ્યુ છે એમની બીજી બે કૃતિઓ 'કલ્પનિરુક્ત' (સ૦ ૧૩૩૫) અને 'દિપાલિકાકલ્પ'(સ૦ ૧૩૪૫)મા રચના-વર્ષ આપેલુ હોઈ તેઓ વિક્રમના ચૌદમા શતકના પૂર્વાર્ધમા વિદ્યમાન હતા એ નિશ્ચિત છે

'કાવ્યશિક્ષા', 'મલ્લિસ્વામિચરિત' આદિના કર્તા શ્રીવિનયચન્દ્ર ચદ્રગચ્છના રવિપ્રભમુનિના શિષ્ય હોઈ, 'આણુદસધિ'કાર આપણા વિનયચદ્રથી ભિન્ન છે 'કાવ્યશિક્ષા'કાર વિનયચન્દ્ર 'આણુદસધિ'કાર વિનયચન્દ્રના સમકાલિન હતા બને જૈન વિદ્વાનો ગુજરાતના હતા

'આણુદસધિ' એ ટૂંકુ કાવ્ય છે એનુ નામ સૂચવે છે તેમ, એમા ભગવાન મહાવીરના શ્રાવક આનદનો સબધ વર્ણવાયો છે

આ કાવ્યના સપાદનમા નીચેની ત્રણ હસ્તપ્રતોનો ઉપયોગ કરવામા આવ્યો છે

૧ વડોદરા શ્રી આત્મારામજી જ્ઞાનમદિરમા શાન્તમૂર્તિ શ્રી હસવિજયજી મહારાજના સગ્રહની પ્રત (સજ્ઞા હ૦)

૨ પાટણના હેમચદ્રાચાર્ય જ્ઞાનમદિરમાના શ્રી સઘના ભડારની પ્રત (સજ્ઞા સ૦), અને-

૩ એ જ જ્ઞાનમદિરમા રખાયેલ સાગરગચ્છના ભડારની પ્રત (સજ્ઞા સા૦)

અપભ્રશ અને નવ્ય ભારતીય ભાષાઓના પ્રાચીનતર સ્વરૂપના અભ્યાસીઓને આ સપાદન ઉપયોગી થશે એવી આશા છે સંપાદક]

१

सिरि **वीर** जिणदह, पणयसुरिंदह, पणमवि **गोयम** [1]गुणनिहिहि ।
आणदु सुसावय, धम्मपभावय, [2]भणिसु सधि आगमविहिहि ।
[3]सत्तमह उवासिगदसह अंगि, सिरिवीरि भणिय [4]कायव्वअगि ।
इय [5]पुच्छइ पणमवि जंबुसामि, इम [6]अक्खइ गणहरु **सुहम**सामि ।
इय [7]**मगहदेसि वाणिज्ज**गामि, नरनाहु [8]अत्थि **जियसत्तु** नामि ।
गाहावइ निवसइ तिहिं सतंतु, **आणंदु** नामि **सिवनंद**कंतु ।
[9]**कुल्लागु** नामि तसु तडि निवासु, चेइय अत्थि तिहिं दुइपलासु ।
सिरिइंदभूइपभिइहि समाणु, [10]तिहिं समवसरिउ सिरिवद्धमाणु ।
वदणह जाइ **जियसत्तु** राउ, **आणंदु** वि सावउ सुद्धभाउ ।
जिणदेसण निसुणिवि [11]एकताणु, **आणंदु** लेइ परिगहपमाणु ।
[12]वज्जेमि थूल जीवाण हिंस, अलिय पि थूल चोरिय निसस ।
**सिवनंदा** विणु [13]मुझ नियम नारि, दस दस य सहस [14]गोउल चियारि ।
तह निधिहिं कल्तरि वव्वहारि, मझ कणयकोडि हउ [15]चारि चारि ।
हल सगड याण पण पण सयाइ, चत्तारि [16]वहती पवहणाइ ।
[17]जिट्ठीमहदतणु मह सुसाउ, [18]अभ्यगि तिल सयसहसपाउ ।
तह सुरहिगधि उव्वट्टण च, जलकुभिहि अट्ठहिं भिज्जण च ।
लूहणह गधकासाइयाइ, [19]आभरणिहिं मुद्दिय-कण्णियाइ ।
[20]तोरुक्क-अगरु धूवेहि धूव, मालइय-पउमकुसुमह सरूव ।
कप्पूर-अगरु-कुकुम-विलेउ, वरखोमजुयलपहिरणसमेउ ।
खीरामल च फल कलमसालि, मुग-मास-कलायह तिन्नि दालि ।
[21]घेउरय खज्ज पिय कट्ठपेय, [22]घिउ सरयसमय [23]गाविं समेय ।
पलकि [24]मडु किय विंजणाइ, नेहब्रदालि वलि तिम्मणाइ ।
तबोल पचसोगधियाणु, आगासनीरु इय मोगमाणु ।
अवझाणु पमाउ विहिंसदाणु, वज्जेमि पावबुद्धिहि पयाणु ।
इय नियमइ लेविणु, वीरु नमेविणु, **सिवनंदह** जाइवि कहए ।
**सिवनंद** वि रम्मू, जिणवरधम्मू, सामि [25]पासि जाइवि लियए ॥ १ ॥

---

१ गुणनिहिहिं स० ॥ २ भणिसु सा० ॥ ३ सत्तमय ह० ॥ ४ कायव्व भगि ह० ॥ ५ पुच्छिउ ह० ॥ ६ अखइ ह० सा० ॥ ७ मगहदेस वाणिजयगामि ह० ॥ ८ आसि स० सा० ॥ ९ कुलागु ह० ॥ १० तहि ह० ॥ ११ इकझाणु स० सा० ॥ १२ वज्जेवि ह० ॥ १३ मुझु ह० ॥ १४ गोकुल ह० ॥ १५ च्यारि च्यारि सा० ॥ १६ वहति सा० ॥ १७ जिट्ठीमहु सा० ॥ १८ अभिंगि ह० ॥ १९ आभरणहि मुद्दिहिं ह० ॥ २० तोरुक्ख ह० ॥ २१ घेउरह खज्जि स० सा० ॥ २२ घीउ ह० ॥ २३ गावहि ह० ॥ २४ मुडुविन ह० ॥ २५ पासि पणमवि लिं० ह० ॥

२

अह गोयमु पूछइ पहु [26]नमेउ, कि [27]लेसइँ व्रतु आणंदु एउ।
तउ अक्खइ सामि वि जावजीवु, इहु [28]करिसइ सावइधम्मदीवु।
[29]इहं होसइ सुर वेमाणि रम्मि, सोहम्मि कप्पि अरुणप्पभम्मि
तिहिं चारि पलिय पालेवि आउ, एगावयारु तउ सिद्धिठाउ।
आणंदु वि चउदस वच्छराइ, [30]पालेवि दुवालस गिहिवयाइ।
चिंतेइ पुव्वरत्तावरत्ति, आयत्ति मज्झ बहुजणह तत्ति।
ता जिणपणीय धम्मे सयाइ, मा खलणु होइ कहवि हु पमाइ।
इय चिंतिय सिरि कुल्लागगामि, पोसाल करावइ सुद्ध ठामि।
असणाइ [31]चउव्विहु उवक्खडेउ, जीमावइ सयलु वि नयरलोउ।
तउ जिट्ठपुत्ति आरोवि भारु, आणंदु जाइ पोसहअगारु।
तत्थ ट्ठिउ माणवि, देवहि दाणवि, अक्खोहियम[32]णु न वि चलए।
सलेहिणजुत्तउ, छ वरिसउ तउ, सावयपडिमा सो वहइए ॥ २ ॥

३

इकु मास देवपूया तिसझ, सम्मत्तदपडिम अइयारवज्झ।
वे मास सुद्धबारसवएहिं, वयपडिमा पालइ निययगेहिं।
सामाइउ गिन्हइ वार दुन्नि, पुव्वुत्त किरिय सउ मास तिन्नि।
चउपव्वतिहिहि करि उप्पवासु, सो पोसह पालइ [33]चारि मास।
चउपव्वि चहुट्टइ निरुवसग्गु, सो पचमास लिइ काउसग्गु।
छम्मास बभचेर धरेइ, सच्चित्तु सत्त मासा न लेइ।
आरभु विवज्जइ अट्ठ मास, अन्न वि न करावइ [34]नव इ मास।
ज उद्दिसीउ तसु रेसि रद्धु, दस मास न जीमइ तमवि सुद्धु।
एगारस मासा समणभूउ, [35]लेइँ ओघउ मुहपत्ती करइ लोउ।
मह समणोवासग भिक्ख देउ, [36]नियगोअलि विहरइ सो अखेउ।
एगारस पडिमा इम वहेउ, सलेहण करिविणु दुविहभेउ।
तवचरणि अट्ठिचम्मावसेसु, निसि सुत्तु तणह सथारएसु।
चिंतेइ धम्मजागरिय रत्ति, जा अज्ज वि अच्छइ देहसत्ति।
जयवतु धम्मआयरिउ जाम, अणसणु करेसु हउ इत्थु ताम।
सिद्धतह जुत्तिहिं, सत्तहिं खित्तहिं, वित्तबीउ वावेवि घणु।
अट्ठाहिय कारिय, सघ हकारिया, देवपूयवदणकरणु ॥ ३ ॥

---

२६ नमेवि स० ॥ २७ लेस्यिइ सा० ॥ २८ करिस्सइ सा०, करिसिइ स० ॥ २९ अह होस्यइ ह० ॥
३० पाल्येवि सा० ॥ ३१ चउव्विह ह० ॥ ३२ °णु जिणपहह ॥ ३३ च्यारि सा० ॥ ३४ नव वि ह० ॥
३५ लिइ ओघ मुहपति सा० ॥ ३६ गोउलि सा० गोवलि ह० ॥

४

सुगुरूण वास [37]सीसहि गहेउ, [38]सुमरेवि पचपरमिट्ठि देवु।
उस्सगपुव्व सो सोहि लेइ, सम्मत्तमाइ [39]वंय उच्चरेइ।
ता उत्तिमट्ठि सो ठाइ ठाणु, वोसरेइ अठारस पावठाणु।
चत्तारि मरणु मगलु [41]उतिम्म, अरिहत सिद्ध साहू सुधम्म।
हिंसा अलिउ अणदिन्नु दाणु, मेहुन्न परिग्गहु कोह माणु।
माया इ लोहु पिज्ज च दोसु, कालहो वि अभक्खाण सरोसु।
अरईरई य पेसुन्नजुत्तु, परिवाय मायमोस मिछत्तु।
तिविह तिविह मण वयण काय, [42]कय-कारणाणुमइ पच्चखाय।
अरहत सिद्ध साहू य स[illegible]खि, देवाणुसक्खि अप्पाणुसक्खि।
ज रयणकरडगभूउ एहु, वोसिरिसु चरमऊसासि देहु।
उवसग्ग देव[43]-माणुस-पसूण, जे हुति सहिसु ते सवि अणूण।
आहार उवहि दुच्चिन्नकासु, ते वोसिरामि सवि जावजम्मु।
आहार चउव्विहु, चइविणु [44]सो वि हु, गुरुमुहेण गहियाणसणु।
छज्जीव खमावइ, भावण भावइ, तणसथारि निसन्नतणु ॥ ४ ॥

५

सिल मही लवणइ [45]पुढविकाउ, महि ओस [46]करय हिम आउकाउ।
विज्जुक्क अगणि मुह तेउकाउ, तल्यिट फुक्क धम वाउकाउ।
पत्तेय सहारण वणसईउ, एगिंदिउ खामिउ सव्वि खमीउ।
किमि [47]पुयर अलस वेइदियाइ, जू मक्कुण कीड तेइदियाइ।
चउरिंदिय डस मसाइ मच्छि, खज्जूरय भमरय तिड्डु विंछि।
पंचिदिय जलयर णेगभेय, चिड लावय तित्तिर खयर जे य।
सस सप्प हरिण सूयर अरन्नि, पसु महिस पमुह थल्यर जि अन्नि।
नारइय सत्तनरएसु सति, ज मणुयखित्ति माणुस [48]वसति।
वेमाणिय जोइस वितराइ, दसभेय भवणवासियसुराइ।
भवमज्झि भमतइ मइ अभव्वि, जे दुम्मिउ [49]खामउ [50]हउ ति सव्वि।
आसाइउ कहवि हु तित्थनाहु, केवलिय सिद्ध आयरिय साहु।
साहुणि य सावय सावियाउ, चारित्त-नाण-दसणगुणा उ।
तह पाण भूय जिय सत्त काल, आसाइय जे मइ गुणविसाल।
ते तिविह तिविह खामेमि पुज्ज !, ते वि हु खमतु अवराहु मज्झ।
आउट्टिहिं दप्पिहिं, तह सकप्पिहिं, मइ जि विराहिय कहवि जिय।
ते सवि हउ खामउ, हउ वि खमावउ, निंदउ हिव जे दुकय किय ॥ ५ ॥

---

३७ सीस ग° स० सा० ॥ ३८ सुमरइ ह० ॥ ३९ वइ ह० ॥ ४० वोसिरइ सा० ॥ ४१ सुरम्म स० सा० ॥ ४२ कार ह० ॥ ४३ दिव्वमा° सा० स० ॥ ४४ सोविणु ह० ॥ ४५ पुढमकाय सा० ॥ ४६ करइ ह० ॥ ४७ पुयर ह० ॥ ४८ वसत सा० स० ॥ ४९ खमाउ स० ह० ॥ ५० हु ति स० ॥

६

कालइ अठ्ठ नाणइयार, सकाइय अठ्ठ दसणइयार।
अइयार अठ्ठ चारित्तचारि, तव बार तिन्नि वीरियइयारि।
पचाइयार सलेहणाइ, जि विहिय कहवि मइ इह पमाइ।
वह बध पमुह ज विहिय हिंस, ज जपिय वयण अलियमिस्स।
ज थोव वि चोरिय कसु वि वत्थु, ज सेविउ मेहुण अप्पसत्थु।
ज मेलिउँ[51] परिगहु पावमूलु, ज हिंडिउ दिसि जिम तत्त गोलु।
ज पनरसकम्मादाण वत्त, बावीस अभक्खइ ज च भुत्त।
ज अट्ट रुद्द झाइयउ झाणु, ज किद्धु पावउवएसदाणु।
ज अप्पिउ ऊखलँ[52] मूसलाइ, ज मज्झ जूयँ[53]वइयर कयाइ।
सामाइउ ज किउ साइयारु, ज [54]खंडिउ देसवगास चारु।
ज पव्वदिवसि पोसह न किद्धु, ज सविभागु अतिथिहि न दिद्धु।
त निंदउ गरिहउ तिविह तिविहु, मिछक्कडु पुणु पुणु होइ सव्वहु[55]।
हिंडतह भवि भवि, आससार वि, ज खडिउ ज च विराहियउ।
तसु हउ [56]सँमुब्भडु, मिछादुक्कडु, गुरुसमक्खु त गरहियउ ॥ ६ ॥

७

ज गीय-नट्ट पिक्खणयसारु, कय देवपूय अट्ठप्पयारु।
ज सेविउ गुरुजण भत्तिपुव्व, किउ वदण-पडिक्कमणाइ सव्व।
विहिपुव्व विहिय ज तित्थजत्त, आराहिय सत्तिहिं सत्त खित्त।
ज भत्तिहि दिन्नउ मुणिहि दाणु, ज पालिउ सीलु वि गुणनिहाणु।
जं बारभेउ तवचरणु चरिउ, ज भाविय भावण झाणु धरिउ।
ज पढिउ गुणिउ सिद्धततत्तु, आराहिउ दसण अनु चरित्तु।
ज धम्मकज्जि उवयरिउ एहु, मम सतिउँ[57] मणु धणु वयणु देहु।
इहजम्मि अन्नजम्मह पवचि, [58]अँणुमोउ ज किय सुकिउ किंचि।
नियकुलनहचदु, इय आणंदु, अणुमोएविणु सुकिय किउ।
सुहझाणह कारणि, भवह निवारणि, भावण भावइ बारसु वि ॥ ७ ॥

८

भावण भावतह सुद्धभावि, खणि खणि मुच्चतह पुव्वपावि।
सथारि निसन्नह महपमाणु, उप्पन्नु तासु अह ओहिनाणु।
इत्थंतरि विहँ[59]रंतु नयरि गामि, तहिं समवसरिउ सिरिवीरसामी।

---

५१ मेलिवि स० ॥ ५२ ऊखलाइ सा० स० ॥ ५३ जुवइ वइर सा० स० ॥ ५४ छड्डिउ ह० ॥
५५ सुवहु ह० ॥ ५६ ममुब्भडु ह० ॥ ५७ सतिय तणु मणु वयण सा० म० ॥ ५८ अणुमोयउ ह० ॥
५९ विहरितु ह० ॥

गोयरचरि **गोयमु** तहिं फिरतु, कोइ पुच्छइ पिक्खवि जणु मिल्तु ।
सो कहइ इत्थ अणसणि पवन्नु, [६०]आंणंदु उवासउ अत्थि धन्नु ।
त सुणवि जाइ तिहिं इंदभूइ, तसु सुक्खतवह पुच्छइ सरूइ ।
त नमवि सो वि विहसतदिट्ठि, इय भणइ नाह ! इहऽणब्भवुट्ठि ।
अवधारिउ अप्पणि तुम्हि पाउ, महु उवरि किद्धु गुरुयउ पसाउ ।
ता भजउ ससउ अपरिमाणु, गेहीण होइ किं अवहिनाणु ? ।
होइ त्ति भणिउ सिरिगोयमेण, आणंदु पयपइ [६१]सुणह तेण ।
हउ पिक्खउ जोयण पणसयाइं, पुव्वावरदाहिणजलहिमाइ ।
हिमवंतु जाव उत्तरदिसम्मि, [६२]अहि पढम नरय उवरिं सुहम्मि ।
अह जपइ **गोयम** गुणनिहाणु, आलोइ पडिकमि एह ठाणु ।
जं अवहिनाणु गेहीण होइ, एदूरिहिं [६३]पिक्खिइ न उण कोइ ।
जपइ सुस्सावउ सच्चि अट्ठि, मिच्छुक्कडु दिज्जइ कि व जुट्ठि ।
जइ जुट्ठइ ता पडिकमणु तुम्ह, अह सचि तु आइ देहु अम्ह ।
इय निसुणवि **गोयमु** निरभिमाणु, त जाइवि पुच्छइ **वद्धमाणु** ।
कहि नाह ! अम्ह बिहु जणह माहि, को सच्चवाइ ? को मिच्छवाइ ? ।
**आणंदु** सच्चवाई सुसाहु !, तुह मिच्छवाइ इम भणइ नाहु ।
त सुणवि झत्ति जाएवि तेण, **आणंदु** खमाविउ **गोयमेण** ।
अह चइउ देहु अणसणिण खीणु, सिरिवद्धमाणपयसरणि लीणु ।
[६४]सुमरतउ पचपरमिट्ठिमंतु, **सोहम्मि** पत्तु **सिवनंदकंतु** ।
**अरुणप्पभम्मि** उववायसिज्ज, अतोमुहुत्ति चउउत्तरिज्ज ।
बत्तीसवरिस जारिस जुवाणु, उप्पन्नु सत्तकरदेहमाणु ।
तह जय जय नदय, जय जय भद्दय, अजिय जिणसु जिय पालसु य ।
अम्ह अज्ज अणाहह, तुम्ह हुय नाहह, इय देवगणवयण सुय ॥ ८ ॥

९

उप्पन्नु पिक्खि वेमाणिदेउ, पडिहारि विनत्तउ पढमु एउ ।
अम्ह पुन्नि जाय तुम्हि इत्थ ठाइ, ता वदहु सासयचेइयाइं ।
सुरु उट्ठिउ तउ तिणि दिन्न बाहु, पूएइ नमसइ तित्थनाहु ।
तिहिं [६५]वंचइ पुत्थइ [६६]सग्गनीइ, स[६७]धरइ देववहारु जीइ ।
नदणवणि तिणि सउ देउ जाइ, तिहिं विलसइ फुल्लिय वणह राइ ।
सताण कप्पदुम [६८]पारियाइ, मदार पवर हरिचंदणाइ ।
तिहिं वावि रयणसोवाणपति, [६९]कीलीहर पिक्खइ विउलकति ।

६० आणदु वि सावउ सा० स० ॥ ६१ सुणउ स० ॥ ६२ अह सा० ॥ ६३ पिक्खिहि ह० ॥
६४ सुमरत पचपरमिट्ठिसम्मु ह० ॥ ६५ वाचइ ह० ॥ ६६ सत्थनीइ सा० स० ॥ ६७ सचरइ सा० ॥
६८ पारिजायाइ सा० स० ॥ ६९ केलीहर सा० ॥

इत्थतरि आवहि अच्छराउ, पंइ रणझणतमणिनेउराउ ।
तिहि साहिलासदेवगणाहिं, कद्प्पिदप्पि थिरजुव्वणाहिं ।
उवगूहिय विविहनेहेण गाढु, सो विलसइ रइसागरवगाढु ।
अँणमिसनयणु मणकज्जसिद्धि, अमिलायमल्लु अक्खुडियरिद्धि ।
नितु नट्ट-गीय-पिक्खँ[१]णविणोइ, काल गमेइ सो सग्गि लोइ ।
सिरिरयणसिंह सुगरूवएसि, सिरिविणयचंद तसु सीसँ[२]लेसि ।
अज्झयणु पढमु इह सत्तमगि, उद्धरिउ सधिबंधेण रगि ।
ज इह हीणाहिउ, किंचि वि साहिउ, त सुयदेवी मह खँ[३]मउ ।
इँहँ[७४] पढइ जु गुणइ, वाचइ निसुणइ, मुत्तिनियबिणु सो रमउ ॥ ९ ॥

॥ इति श्रीवर्धमानप्रथमोपासकस्य श्री आणदमहाश्रावकस्य सन्धि समाप्त ॥

~~~~~~~~~~~~~~~~~~~~

७० अणमिस्यनयणु सा० ॥ ७१ °पेखणविणोइ सा० ॥ ७२ सीसिलेसि ह० ॥ ७३ मज्झ खमउ ह० ॥
७४ ज पढत गुणतह, श्रवणि सुणतह, मुत्तिरमणि त वरउ वर सा० स० ॥


~~~~~~~~~~~~~~~~~~~~

# વાચક મેઘરાજકૃત નલ-દવદંતી ચરિત

**રમણલાલ ચી૦ શાહ**

વિક્રમના સત્તરમા શતકમા નલદવદતી વિશે રચાયેલી રાસકૃતિઓમા વાચક મેઘરાજે સ૦ ૧૬૬૪માં રચેલી રાસકૃતિ 'નલદવદતીચરિત્ર'નો પણ સમાવેશ થાય છે* રાસને અતે કવિએ શ્રવણ ઋષિનો પોતાના ગુરુ તરીકે ઉલ્લેખ કર્યો છે કવિએ પોતાના ગચ્છનો સ્પષ્ટ ઉલ્લેખ આ કૃતિમા ક્યાય કર્યો નથી, પરતુ તેઓ પાર્શ્વચન્દ્રસૂરિથી પોતાની ગુરુપરપરા ગણાવે છે એ પરથી અનુમાન થાય છે કે તેઓ પાર્શ્વચન્દ્ર ગચ્છના હશે રાસની અતિમ પક્તિઓમા કવિ જણાવે છે

> પાર્શ્વચન્દ્ર સૂરિસર રાજીઆજી, મહિમા જાસ અપાર,
> ઉપદેશે જેણે ભવિ તારિયાજી, જિનશાસન શિણગાર
> શ્રી સમરચન્દ્ર તિણ પાટેં શોભતાજી, તેણે પાટે સૂરિંદ;
> રાયચન્દ્ર સૂરિસર દીપતા, ગિરુઆ મેરુ–ગિરિંદ
> સરવણ ઋષિ જગેં પ્રગટિયો મહામુનિજી, કીધુ ઉત્તમ કાજ,
> તે સહી ગુરુના ચરણ નમી કહેજી, વાચક શ્રી મેઘરાજ
> સવત સોળ ચઉસઠ સવચ્છરે, થુનીઓ નળ ઋષિરાજ,
> ભણજો–ગણજો ધર્મ વિશેષજોજી, સારતા વછિત કાજ

---

* 'આનદકાવ્યમહોદધિ'ના ઈ૦ સ૦ ૧૯૧૪માં પ્રગટ થયેલા ત્રીજા ભાગમાં વાચક મેઘરાજનો આ રાસ છાપવામા આવ્યો છે (પૃ૦ ૩૧૦થી ૩૭૩) આ રાસ છાપવામા તે સમયે અમદાવાદના ડહેલાના ઉપાશ્રયની પ્રતનો અને અમદાવાદમા શામળાપોળમા આવેલી શ્રી હઠીસિંઘ જૈન સરસ્વતી સભાની બે પ્રતનો ઉપયોગ કરવામા આવ્યો છે 'આનદકાવ્યમહોદધિ'ના મુદ્રિત પાઠને આધારે અહીં અવતરણો આપવામા આવ્યા છે
રા૦ મનસુખલાલ કિરતચદ મહેતાએ 'જૈન રાસમાળા'મા પ્રસ્તુત રાસ વિશે ઉલ્લેખ કર્યો છે કે, "નળદમયતી વિ૦ સ૦ ૧૫૨૦ લેખક મેઘરાજ" પરતુ આ સ૦ ૧૫૨૦ લખવામાં સરતચૂક થયેલી જણાય છે કારણકે મેઘરાજે પોતાના રાસમાં સ૦ ૧૬૬૪નો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે

આ રાસ ૭ ખડની બધી મળીને લગભગ સાડા છસો કડીમા લખાયેલો છે રાસની શરૂઆત કવિએ શ્રી શાતિનાથ તીર્થંકરને પ્રણામ કરીને કરી છે આરભની બારેક પક્તિમા શ્રી શાતિનાથ ભગવાનની પ્રશસ્તિ છે એમા પણ બીજી કડીમા તો શ્રી શાતિનાથ ભગવાનના જીવનની મહત્ત્વની ઘટનાઓની તિથિઓ આપવામા આવી છે આથી રાસની શરૂઆતમા જ કવિતાની નહિ, પણ શુષ્ક હકીકતોની છાપ આપણા મન ઉપર પડે છે આ પ્રશસ્તિ કવિએ વિગતે ગાઈ હોવાથી રાસ વાચવાની શરૂઆતમા જ મનમા પ્રશ્ન થશે કે કવિ નલદવદતીનુ ચરિત્ર કહેવા માગે છે કે શ્રી શાતિનાથ ભગવાનનુ ? પ્રથમ પડેલી આ છાપ, પરતુ કવિ આપણા મન પરથી તરત જ ભૂસી નાખે છે આગળ વાચતા, જે રીતે કવિએ એક પછી એક ખડની રચના કરી છે તે જોતા લાગે છે કે કવિ માત્ર કથાકાર જ નથી, એમની પાસે અસાધારણ કવિત્વશક્તિ પણ છે કવિ ઋષિવર્ધનની જેમ વાચક મેઘરાજે પણ ‘ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ’ની નલકથાને અનુસરીને નળદવદતીના પૂર્વજન્મની કથાથી રાસની શરૂઆત કરી છે રાસના પહેલા ખડમા નળદવદતીના પૂર્વભવની ઘટનાઓનુ તથા નળદવદતીના જન્મ અને ઉછેર, દવદતીનો સ્વયવર અને તેમા નળને વરવુ ઇત્યાદિ પ્રસગોનુ કવિએ નિરૂપણ કર્યું છે કવિ દરેક ખડને અતે ચોપાઈની બે પક્તિમા તે તે ખડની મુખ્ય ઘટનાઓનો નિર્દેશ કરે છે એ પ્રમાણે પહેલા ખડને અતે કવિએ લખ્યુ છે

પૂરવ પાચ ભવાતર ચરી, નળરાજે દવદતી વરી
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે પહેલો ખડ વખાણી

નળ અને દવદતી પૂર્વના એક ભવમા મમ્મણ રાજા અને વીરમતી રાણી હતા મમ્મણ અને વીરમતી શિકાર કરવા જતા હતા ત્યા માર્ગમા એક મુનિને જોતા પોતાને અપશુકન થયા છે એમ માની તેઓએ મુનિને બાર ઘડી સુધી કષ્ટ આપ્યુ તેનુ વર્ણન કરતા કવિ લખે છે

મારગે મુનિવર જો મિલે, વાદીજે કર જોડિ;
ધર્મલાભ વળતો દિયે, સીઝે કારજ કોડિ
તિણે રાયે મૂરખપણે, અશુકન ચિત્ત વિચાર,
સાથ વિછોહી સતાપિયો, મુનિવર ઘટિકા બાર

પરતુ પછીથી એ મુનિને જોતા તેમને પશ્ચાત્તાપ થાય છે, તેમના હૃદયનુ પરિવર્તન થાય છે અને તેઓ મુનિને પોતાના ઘેર તેડી જઈ તેમનો ઉપદેશ ગ્રહણ કરે છે આ પ્રસગનુ કવિએ કરેલુ પ્રાસાનુપ્રાસયુક્ત વર્ણન જુઓ

સૌમ્યનદન ઋષિ નિરખિયો, હિયડે નરવર હરખિયો,
પરખિયો સાચો મુનિવર એ સહી એ
પૂછે નૃપ ઋષિ ભાખોને, આવ્યા કિહાથી દાખોને,
આખોને જાસો ઈહાથી કિહા વહી એ ?
અનિયત વાસિ ઋષિ વદે, જાઉં યાત્રા અષ્ટાપદે,
ઉનમદે સાથ વિછોહો તેં કર્યો એ
ધર્મ કાજે બાહુ અતરાય, સાભળ હો મોટા રાય,
ઉપાય ધર્મ તણો મેં આદર્યો એ
ગયગણી એ પ્રતિબુદ્ધ, પાય લાગે થઈ શુદ્ધ,
વિશુદ્ધ મનશુ ઘેર તેડી ગયા એ

અશનાદિક મુનિને દિયે, ધર્મવચન મુનિથી લિયે,
શુદ્ધ હીએ શ્રાવક શુદ્ધ બિહુ થયા એ

નળના જન્મદિવસ વિશે નિશ્ચિતપણે કોઈ કવિએ ઉલ્લેખ કર્યો નથી પરંતુ કવિ મેઘરાજે લખ્યું છે કે નળનો જન્મ બારસને દિવસે થયો હતો અલબત્ત, કયા માસમા અને કયા પક્ષમા જન્મ થયો હતો તે કવિએ બતાવ્યું નથી જન્મસમયનું વર્ણન કરતા કવિ લખે છે

શુભ મહૂરતે સુત જનમિયો વાગ્યા ઢોલ નિસાણ,
ઘર ઘર ઉચ્છવ હુએ ઘણા, દિયે યાચક દાણ
અનોપમ નદન અવતર્યો એ, કીજે રગ રસાલ;
દેશ અમાર વરતાવિયો, છૂટે બધિ અનેક,
મહોત વધારે રાજિયો, ખરચે દ્રવ્ય અનેક
બારસમે દિને આવિયો, મિળી સાવ પરિવાર,
સાર શૃગાર પહિરાવિયા, ભોજન વિવિધ પ્રકાર

સ્વયવર મડપનું અને સજ્જ થઈને તેમા આવેલી દવદતીનું વર્ણન મેઘરાજે પોતાના પુરોગામી કવિઓ ઋષિવર્ધન કે મહીરાજ જેટલું સુદર કર્યું નથી સ્વયવર વખતે દવદતીની ઉંમર આ કવિએ દસ વર્ષની બતાવી છે અને તેટલી વયે એને લક્ષ્મીના અવતાર જેવી ગણાવી છે તેમા થોડી અત્યુક્તિ જણાય છે અન્ય કોઈ કવિએ દવદતીની એટલી નાની ઉંમર બતાવી નથી કવિ લખે છે

સકળ કળા ગુણી મણિ ભરી, વિદ્યા વિનય વિચાર;
અનુક્રમે વર્ષ દશની થઈ, લાછિ તણો અવતાર
તવ રાજા મન ચિંતવે, એ પુત્રી મુજ સાર,
રૂપ અનોપમ વય ચડી, કુણ કીજે ભરતાર ?

સ્વયવરમા દવદતી નળને વરી એથી ઈર્ષ્યા કરનાર અને યુદ્ધ માટે તૈયાર થનાર કૃષ્ણરાજ નામના રાજવીને નળે યુદ્ધમા હરાવવો, દવદતીને પરણીને નળનું પોતાના નગરમા પાછા ફરવું, પોતાની આજ્ઞા ન માનનાર કદબ રાજાને નળે હરાવવો, અને પોતાના ભાઈ કૂબર સાથે દ્યૂતમા પોતાનું રાજ્ય હારી દવદતી સાથે વનમા જવા માટે નળનું નીકળવું—આટલી ઘટનાઓનું આલેખન રાસના બીજા ખડમા કવિએ કર્યું છે એ ખડને અતે કવિ લખે છે

ઘર આવ્યો પરણી નળરાજ, જૂવટે રમીને હાર્યું રાજ,
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે બીજો ખડ વખાણિ

કૃષ્ણરાજ સાથેના યુદ્ધનો પ્રસગ વર્ણવ્યા પછી, પુરોગામી કવિ ઋષિવર્ધને નલદવદતીના વિવાહનો પ્રસગ એક આખી ઢાલમા વર્ણવ્યો છે, ત્યારે મેઘરાજે એનો ઉલ્લેખ માત્ર બે જ પક્તિમા કરી, એ પ્રસગ પતાવી દીધો છે

નળદવદતી પરણિયા, મગળ ધવળ સુગાન,
સાજન સવિ સતોષિયા, દીધા બહુલા દાન

એવી જ રીતે, સ્વયવરમાથી પાછા ફરતા નળદવદતીને માર્ગમા ભમરાથી વીંટળાયેલા, કાઉસગ્ગ ધ્યાનમા રહેલા મુનિ મળે છે એ પ્રસગ પણ મેઘરાજે ફક્ત બે પક્તિમા જ વર્ણવ્યો છે

ગજમદગધે ભમરે વીંટ્યો, કાઉસગ્ગિ છે મુનિ એક,
નિષધ નરેસર સવિ પરિવારે, વાદે ધરી વિવેક

આ રાસ ૭ ખડની બધી મળીને લગભગ સાડા છસો કડીમા લખાયેલો છે રાસની શરૂઆત કવિએ શ્રી શાતિનાથ તીર્થંકરને પ્રણામ કરીને કરી છે આરભની બારેક પક્તિમા શ્રી શાતિનાથ ભગવાનની પ્રશસ્તિ છે એમાં પણ બીજી કડીમા તો શ્રી શાતિનાથ ભગવાનના જીવનની મહત્ત્વની ઘટનાઓની તિથિઓ આપવામા આવી છે આથી રાસની શરૂઆતમા જ કવિતાની નહિ, પણ શુષ્ક હકીકતોની છાપ આપણા મન ઉપર પડે છે આ પ્રશસ્તિ કવિએ વિગતે ગાઈ હોવાથી રાસ વાચવાની શરૂઆતમા જ મનમા પ્રશ્ન થશે કે કવિ નલદવદતીનુ ચરિત્ર કહેવા માગે છે કે શ્રી શાતિનાથ ભગવાનનુ ? પ્રથમ પડેલી આ છાપ, પરતુ કવિ આપણા મન પરથી તરત જ ભૂસી નાખે છે આગળ વાચતા, જે રીતે કવિએ એક પછી એક ખડની રચના કરી છે તે જોતા લાગે છે કે કવિ માત્ર કથાકાર જ નથી, એમની પાસે અસાધારણ કવિત્વશક્તિ પણ છે કવિ ઋષિવર્ધનની જેમ વાચક મેઘરાજે પણ ‘ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર’ની નલકથાને અનુસરીને નળદવદતીના પૂર્વજન્મની કથાથી રાસની શરૂઆત કરી છે રાસના પહેલા ખડમા નળદવદતીના પૂર્વભવની ઘટનાઓનુ તથા નળદવદતીના જન્મ અને ઉછેર, દવદતીનો સ્વયવર અને તેમા નળને વરવુ ઇત્યાદિ પ્રસગોનુ કવિએ નિરૂપણ કર્યું છે કવિ દરેક ખડને અતે ચોપાઈની બે પક્તિમા તે તે ખડની મુખ્ય ઘટનાઓનો નિર્દેશ કરે છે એ પ્રમાણે પહેલા ખડને અતે કવિએ લખ્યુ છે

પૂરવ પાચ ભવાતર ચરી, નળગજે દવદતી વરી
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે પહેલો ખડ વખાણી

નળ અને દવદતી પૂર્વના એક ભવમા મમ્મણ રાજા અને વીરમતી રાણી હતા મમ્મણ અને વીરમતી શિકાર કરવા જતા હતા ત્યા માર્ગમા એક મુનિને જોતા પોતાને અપશુકન થયા છે એમ માની તેઓએ મુનિને બાર ઘડી સુધી કષ્ટ આપ્યુ તેનુ વર્ણન કરતા કવિ લખે છે

મારગે મુનિવર જો મિલે, વાદીજે કર જોડિ;
ધર્મલાભ વળતો દિયે, સીઝે કારજ કોડિ
તિણે રાયે મૂરખપણે, અશુકન ચિત્ત વિચાર,
સાથ વિછોહી સતાપિયો, મુનિવર ઘટિકા બાર

પરતુ પછીથી એ મુનિને જોતા તેમને પશ્ચાત્તાપ થાય છે, તેમના હૃદયનુ પરિવર્તન થાય છે અને તેઓ મુનિને પોતાના ઘેર તેડી જઈ તેમનો ઉપદેશ ગ્રહણ કરે છે આ પ્રસગનુ કવિએ કરેલુ પ્રાસાનુ-પ્રાસયુક્ત વર્ણન જુઓ

સૌમ્યવદન ઋષિ નિરખિયો, હિયડે નરવર હરખિયો,
પરખિયો સાચો મુનિવર એ સહી એ
પૂછે નૃપ ઋષિ ભાખોને, આવ્યા કિહાથી દાખોને,
આખોને જાસો ઇંહાથી કિહા વહી એ ?
અનિયત વાસિ ઋષિ વદે, જાઉં યાત્રા અષ્ટાપદે,
ઉનમદે સાથ વિછોહો તેં કર્યો એ
ધર્મ કાજે બહુ અતરાય, સાભળ હો મોટા રાય,
ઉપાય ધર્મ તણો મેં અણુસર્યો એ
રાયરાણી બે પ્રતિબુદ્ધ, પાય લાગે થઈ શુદ્ધ,
વિશુદ્ધ મનશુ ઘેર તેડી ગયા એ

અશનાદિક મુનિને દિયે, ધર્મવચન મુનિથી લિયે,
શુદ્ધ હીએ શ્રાવક શુદ્ધ બિહુ થયા એ

નળના જન્મદિવસ વિશે નિશ્ચિતપણે કોઈ કવિએ ઉલ્લેખ કર્યો નથી પરતુ કવિ મેઘરાજે લખ્યુ છે કે નળનો જન્મ બારસને દિવસે થયો હતો અલબત્ત, કયા માસમા અને કયા પક્ષમા જન્મ થયો હતો તે કવિએ બતાવ્યુ નથી જન્મસમયનુ વર્ણન કરતા કવિ લખે છે

શુભ મહૂરતે સુત જનમિયો વાગ્યા ઢોલ નિસાણુ,
ઘર ઘર ઉચ્છવ હુએ ઘણા, દિયે યાચક દાણુ
અનોપમ નન્દન અવતર્યો એ, કીજે રગ રસાલ;
દેશ અમાર વરતાવિયો, છૂટે બધિ અનેક,
મહોત વધારે રાજિયો, ખરચે દ્રવ્ય અનેક
બારસમે દિને આવિયો, મિળી સાવ પરિવાર,
સાર શૃગાર પહિરાવિયા, ભોજન વિવિધ પ્રકાર

સ્વયવર મડપનુ અને સજ્જ થઈને તેમા આવેલી દવદતીનુ વર્ણન મેઘરાજે પોતાના પુરોગામી કવિઓ ઋષિવર્ધન કે મહીરાજ જેટલુ સુદર કર્યું નથી સ્વયવર વખતે દવદતીની ઉંમર આ કવિએ દસ વર્ષની બતાવી છે અને તેટલી વયે એને લક્ષ્મીના અવતાર જેવી ગણાવી છે તેમા થોડી અત્યુક્તિ જણાય છે અન્ય કોઈ કવિએ દવદતીની એટલી નાની ઉંમર બતાવી નથી કવિ લખે છે

સકળ કળા ગુણી મણિ ભરી, વિદ્યા વિનય વિચાર;
અનુક્રમે વર્ષ દશની થઈ, લાછિ તણો અવતાર
તવ રાજા મન ચિંતવે, એ પુત્રી મુજ સાર,
રૂપ અનોપમ વય ચડી, કુણ કીજે ભરતાર ?

સ્વયવરમા દવદતી નળને વરી એથી ઇર્ષ્યા કરનાર અને યુદ્ધ માટે તૈયાર થનાર કૃષ્ણરાજ નામના રાજવીને નળે યુદ્ધમા હરાવવો, દવદતીને પરણીને નળનુ પોતાના નગરમા પાછા ફરવુ, પોતાની આજ્ઞા ન માનતાર કદબ રાજાને નળે હરાવવો, અને પોતાના ભાઈ કૂબર સાથે દ્યૂતમા પોતાનુ રાજ્ય હારી દવદતી સાથે વનમા જવા માટે નળનુ નીકળવુ—આટલી ઘટનાઓનુ આલેખન રાસના બીજા ખડમા કવિએ કર્યું છે એ ખડને અતે કવિ લખે છે

ઘર આવ્યો પરણી નળરાજ, જૂવટે રમીને હાર્યું રાજ,
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે બીજો ખડ વખાણિ

કૃષ્ણરાજ સાથેના યુદ્ધનો પ્રસગ વર્ણવ્યા પછી, પુરોગામી કવિ ઋષિવર્ધને નલદવદતીના વિવાહનો પ્રસગ એક આખી ઢાલમા વર્ણવ્યો છે, ત્યારે મેઘરાજે એનો ઉલ્લેખ માત્ર બે જ પક્તિમા કરી, એ પ્રસગ પતાવી દીધો છે

નળદવદતી પરણિયા, મગળ ધવળ સુગાન,
સાજન સવિ સતોષિયા, દીધા બહુલા દાન

એવી જ રીતે, સ્વયવરમાથી પાછા ફરતા નળદવદતીને માર્ગમા ભમરાથી વીંટળાયેલા, કાઉસગ્ગ ધ્યાનમા રહેલા મુનિ મળે છે એ પ્રસગ પણ મેઘરાજે ફક્ત બે પક્તિમા જ વર્ણવ્યો છે

ગન્ધગધે ભમરે વીંટ્યો, કાઉસગિં છે મુનિ એક,
નિષધ નરેસર સવિ પરિવારે, વાદે ધરી વિવેક

એવી જ રીતે કદંબ રાજા સાથેના યુદ્ધનો પ્રસગ પણ કવિએ થોડી પક્તિઓમા માત્ર વિગતનિર્દેશ કરીને જ રજૂ કર્યો છે

કટક સજાઈ લેઈ ચઢ્યો, માડે ઝૂઝ અલંભ,
નળ જીત્યો પુણ્યે કરી, ભાગો રાય કદબો રે
ખરુ વિમાસી તિણ નૃપે, લીધો સયમ ભાર;
તસુ પાયે લાગે નળ તિહા, સહુ કહે જયજયકારો રે

નળ પોતાના ભાઈ કૂબર સાથે જુગાર રમે છે તે કર્મને વશ થઈને એમ બતાવતા કવિ કહે છે

ચદન કડૂઓ ચન્દ્રને, લછણ જલનિધિ ખાર,
તિમ નળને જુવટાતણો અવગુણ એક અપાર
દોષ મ દેજો જાતિને, માતપિતા નવિ દોષ
દોષ જ દેજો કર્મને, ફોક મ કરજો શોષ
મત જાણો ઉત્તમતણો, એહથી વક ન હોય
ચદનથી ઊઠે અગનિ, વન બાળતી જોય
સમુદ્ર પિતા ભાઈ ચન્દ્રમા, બહિની લાછિ સરીખ,
શખ સરીખો ફૂટડો, ઘર ઘર માગે ભીખ

નળ જ્યારે જુગાર રમે છે ત્યારે દવદતી એને એમ ન કરવા માટે સમજાવે છે એ પ્રસગે કવિએ દવદતી પાસે માત્ર જુગાર જ નહિ, સાતે વ્યસન ન સેવવા વિશે નળને ઉપદેશ અપાવ્યો છે એ માટે કવિએ આ બીજા ખડની આખી એક ઢાળ લખી છે

નળ જુગારમાં હારે છે અને વનમા જતી વખતે પાચસો હાથ ઊંચો સ્તભ ઉખેળીને ઉપાડે છે, જેથી એને ખાતરી થાય છે કે ભવિષ્યમા પોતે પાછો રાજ્યનો ધણી થશે મહાન પુરુષોના જીવનમા આવતી આવી ચડતીપડતી વિશે આ પ્રસગે કવિ કેવી સદૃષ્ટાન્ત સુભાષિતાત્મક પક્તિઓ પ્રયોજે છે તે જુઓ

લોક કહે છે વાણી ઘણી, નળ હોસ્યે કોશળનો ધણી,
મોટા માણસ આપદ જોય, સપદ પુણ મોટાને હોય
ચદ્ર વધે ને ચદ્ર જ ઘટે, તારા શુ વાધે શુ ઘટે ?
નળ હુતે લોક સહુ સુખી, પણ કોઈને નવ કીધા દુ ખી
નળ થાજો પુહવીનો ધણી, વહેલો આવો કોશળ ભણી
ઈશા લોક વચન ઊચરે, સાભળી નળ મનમાહે ઠરે,
રાજ કમાયુ તેહ પ્રમાણ, સહુ યે જેહના કરે વખાણ
જળપૂરે નદી કરે સુસુઆડિ, ઝાડ ઉપાડે નહીં કહીં પાડિ,
વર્ષા ગઈ ઊડે તિહા ધૂળ, પાપ કર્યું રહ્યુ તે મૂળ
વેળા વહેતે ડાહ્યો થાય, સઘળા દિન સરખા નવિ જાય
અરહટ-ઘટિકા આવે ફરી, એક ગળી બીજી જળ ભરી

રાસના ત્રીજા ખડમા ભીલ લોકો નળનો રથ લઈ જાય છે, નળ દવદતીનો વનમા ત્યાગ કરે છે દવદતીને એ વખતે સ્વપ્ન આવે છે, જાગ્યા પછી નળને ન જોતા તે રુદન કરે છે, વનમાં આમતેમ ભમે છે, માર્ગમા એને એક રાક્ષસ મળે છે, ત્યાર પછી દવદતી ગુફામા જઈને રહે છે અને વર્ષામાથી તાપસોને

બચાવી લે છે, સિંહકેસરીને કેવળજ્ઞાન થાય છે, દવદતી ધનદેવ સાર્થવાહના સાર્થ સાથે અચલપુર આવી પહોંચે છે ઇત્યાદિ પ્રસગો કવિએ વર્ણવ્યા છે ખડની અતિમ પક્તિઓમા કવિ જણાવે છે .

નળ ગયો પરદેશે વહી, ભીમી અચળપુરે તે ગઈ;
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે ત્રીજો ખડ વખાણિ

કાબે અર્જુનને લૂટ્યો હતો તેમ વનમા ભીલો નળનો રથ ઉપાડી જાય છે એ પ્રસગે ઉપદેશ આપતા કવિ લખે છે

ઋદ્ધિ તણો શુ ગારવો, રખે કરો નર કોય
આવત જાતા વાર નહિ, છાહ ફિરતી જોય

કાજ ન આવે પાધરુ, મિત્રાઈ વિહડતી;
જવ પુણ્યાઈ પાતળી, વયરી દાવ પડત

વનમા નળ દવદતીનો ત્યાગ કરે છે, પરતુ દવદતી પ્રત્યેનો એનો પ્રેમ જરાયે ઓછો થયો નથી ત્યાગ કરતી વખતની નળની મનોદશા જુઓ

શીલ સતીને રાખશે, એહને વિઘન ન હોય,
શીલ સનાહ તજે નહુ, ગજે તાસ ન કોય

એમ વિમાસી રુધિરથી, લખિયા અક્ષર વીર,
અસિયેં કાપી ઓઢણુ, લેઈ અધિલો નરવીર

મન પોતાનુ મેહલિયુ, દવદતીને પાસ,
નળ પરદેશે નીસર્યો, મૂકી બહુ નિસાસ

આઘો જઈ પાછો વળે, છૂપી રહ્યો તરુ પાસ,
જાણ્યુ જો જાગે પ્રિયા, તો હુ જાઉ નાસિ

દવદતીના વસ્ત્ર ઉપર નળે જે શબ્દો લખ્યા તે પણ નળના દવદતી પ્રત્યેના અપ્રતિમ પ્રેમની પ્રતીતિ કરાવે છે

વડ હેઠળ જે વાટડી, તે કુડિનપુર જાય,
ડાવી વાટે કોશલા, જિહા તુજ ચિત્ત સુહાય

તિહા તુ જાજે કામિની, રહેજે મન ઉલ્લાસ,
મન માહરુ સેવક સમુ, મેહલુ છુ તુમ પાસ

વાહલા કિમે ન વીસરે, વસતા ઉવસે રાન,
સાસ સમા નિત સાભરે, ખટકે સાલ સમાન

તુ મત જાણે નેહ ગયો, દૂર વસતે વાસ;
એહુ નયણા અતર પડયુ, જીવ તુ મારે પાસ

વનમા એકલી પડેલી દવદતી પોતાના દુ ખભર્યા દિવસો હવે કયા અને કેવી રીતે પસાર કરવા તે વિશે ગભીર વિચાર કરે છે અને અતે નિશ્ચય કરે છે કે પોતાનુ જીવન શીલ અને સયમમા પસાર કરવુ અને એ માટે પોતાને પિયર જવુ

ચિત્ત ચિંતે દવદતી સતી, હિવ થાશે શી માહરી ગતિ,
એકલડી એ વનહ મઝાર રહેતા પામીજે સહી હાર

એકલડી વનમા ગોરડી, સબળ ફળી બીજી બીજોરડી,
વાડ નહીં ને નહિ કો નાથ, વાટે કોણ ન વાહે હાથ
નવયૌવન નહીં કહેની વાડ, શીળેં તો નહીં કુણ પાડ
જિમ તિમ કરી આપુ રાખવુ, બીજુ સહુ દૂરે નાખવુ
શીળે સઘળા સકટ ટળે, શીળેં મનવાછિત સવિ ફળે,
શીળે સુર નર કરે વખાણ, ગણવુ જીવ્યુ તાસ પ્રમાણ

× × ×

મણિ માણિક પણ સોને તોય, કનકતણો જે આશ્રય જોય,
વટલી નિતા પડિત જાણ, આસિરે કરી શોભે નિરવાણ
નારીને એહ જ બળ જોય, કે સાસરુ કે પીહર હોય,
તો પીહર જાઉં દુ ખ કટે, કોશલા ભણી જાવુ નવિ ઘટે
સાસુ સસરા દેવર જેઠ, કત હોય તો માને નેટ,
પતિ વિણ હોએ બહુ અતરુ, એ સઘળુ જોડયુ નાતરુ,
હાલ હુકમ તોહ જ સ્ત્રી કરે, પિઉડો જો બેઠો હોય ઘરે,
કત વિના કેહવી કામિની, ચદા વિના જેહવી યામિની
સ્ત્રી પીહર ને નર સાસરે, સયમીઆ વસવુ થિર કરે,
જો રહેતા આમણ દૂમણા, છેહડે જાતા અળખામણા
તો પણ પીહરે માને કાર, નારીને પીહર આધાર,
કાઈ અવગુણ હોએ નેટ, તોહે ઢાકે તે મા–પેટ.

ત્યાર પછી સિંહકેસરીને કેવળજ્ઞાન પ્રાપ્ત થવાનો પ્રસગ કવિએ વર્ણવ્યો છે કૂડકપટથી ભરેલો કૂબરનો પુત્ર સિંહકેસરી કેવળજ્ઞાન પામે છે એમા પિતાપુત્ર વચ્ચે કેટલુ બધુ અતર જણાય છે? પરતુ સસારમા કર્મની ગતિને કારણે આમ બને છે કૂબર અને સિંહકેસરી વિશેની આવી વિચારણા આ કવિ સિવાય બીજા કોઈ કવિએ કરેલી જોવા મળતી નથી કવિ લખે છે

કૂબર તો કૂડે ભર્યો રે, પુત્ર થયો ઋષિરાજ,
પિતાપુત્ર કહો સ્યુ ઠરે રે, સરજ્યુ કરમે કાજ
અહી મસ્તકે જ્યુ મણિ, સોવન રેત વિકાર,
પક થકી પકજ હોયે, સ્યુ જાતે અધિકાર
શ્રેણિક પહેલી ભોગવે, કોણિક છઠ્ઠી હોય,
અભય મેઘકુમાર ઋષિ, અનુત્તરે સુર હોય

દવદતી ઋતુપર્ણ રાજાને ત્યા આવે છે, દાનશાળામા દાન આપે છે, પિંગળ ચોરને બચાવી, ઉપદેશ આપી સયમ લેવડાવે છે, હરિમિત્ર બ્રાહ્મણ દવદતીની ભાળ કાઢી એને કુડિનપુર લઈ જાય છે, દવદતીના માતાપિતા એને આશ્વાસન આપે છે, નળ અગ્નિમા બળતા સાપને બચાવવા જાય છે ત્યા સાપ એને કરડે છે, એ નળના પિતા નિષધ-દેવ છે અને તે નળને દિવ્ય વસ્ત્રાવરણ આપે છે, નળ સુસમારપુર આવે છે અને ત્યા ગાડા હાથીને વશ કરી દધિપર્ણ રાજાની કૃપા મેળવે છે—આ બધા પ્રસગો કવિએ ચોથા ખડમા આલેખ્યા છે

જૈન પરંપરાની નલ-કથા પ્રમાણે દવદતી અચલપુરની પાદરે એક વાવને કાઠે બેઠી હતી એવુ વર્ણન છે પણ કવિ મેઘરાજે દવદતી સરોવરની પાળે બેઠી હતી એવુ વર્ણન કર્યુ છે જૈન પરંપરાની નલકથા પ્રમાણે ઋતુપર્ણ રાજાને ત્યા દવદતી પહોંચી ત્યારે દાનશાળા ચાલતી જ હતી પરતુ કવિ મેઘરાજે વર્ણન કર્યા પ્રમાણે ઋતુપર્ણ રાજા મોટી દાનશાળા ચાલુ કરવાનુ દવદતીને કહે છે આ વર્ણન પ્રમાણે પણ, ત્યા દવદતીને કોઈ ઓળખી શકતુ નથી અને કવિએ પણ એ જ પ્રમાણે બતાવ્યુ છે, છતા ઋતુપર્ણ રાજા દવદતીને 'ભીમી' કે 'દવદતી' એવુ સબોધન કરીને વાત કરે છે એવુ કવિથી બતાવાઈ ગયુ છે, જેથી ત્યા ગભીર ક્ષતિ જણાય છે

અન્યદા તે રાજા ઋતુપન્ન,
બોલ્યો નરપતિ અતિ સુવચન
પુત્રી **ભીમી** સાભળ વાત,
વચન એક બોલુ છુ સાચ
લખમી માહરે ઘરે છે ઘણી,
આરતિ ચિંતા સવે અવગુણી
માડો મોટી એક દાનશાળા,
દીજે પુત્રી દાન રસાળા

× × ×

એહ વચન સાભળ **દવદંતી,**
દાન દિયો અતિ મનની ખતિ
નગર તણે બાહર એક કરી,
દાનશાળા માડી ધન ભરી

બીજા ગૌણ પ્રસગોને ટૂકાવનાર આ કવિએ પિંગળ ચોરનો પ્રસગ વિસ્તારથી આલેખ્યો છે, અને સુસગતિ અને કુસગતિ તથા સુગતિ અને દુર્ગતિ વિશે સદૃષ્ટાન્ત ઉપદેશ દવદતી પાસે પિંગળ ચોરને અપાવ્યો છે કુસગતિ અને સુસગતિ વિશેની કવિની સોદાહરણ માર્મિક પક્તિઓ જુઓ

કુસગતિના સુણો અવદાત્ત, ઉત્તમને કોઈ પૂછે વાત,
લીંબ સમીપે ઊગ્યો અબ, ફળ કડવા થાયે અવિલબ
ઉદધિ બધાણો રાવણ સગે, પોપટ વહયો ભીલ પ્રસગે,
ઘટિકા ચોરે પાણી જાત, રીજે ઝાલર દિનરાત
મીઠો દાસી ખેં ખેં કરે, તિમ તિમ વાનર ચિત્તેં ડરે;
કિંબહુના દીસે પર-લોય, કહિયેં કુસગતિ ભલી ન હોય
કહિયેં કુસગતિ રૂડિ નહિ, ગાયે લક્કડ ઘટા વહી,
માકણ સગે જ નિરવશ, કાગ પ્રસગે મરાણો હસ
ઇત્યાદિક દૃષ્ટાત અનેક, કુસગતિ વારો ધરિ વિવેક,
સાધુ સગતિ કરો નિરમળી, જેહથી પહુચે મનની રૂળી

સુસગતિ વિશે દવદતી કહે છે

મેરુ ઉપર જ ઊગ્યા તૃણા, ઉપમા પામે કચન તણા;
મલયાચળની સગતિ જોય, વૃક્ષ ઘણા ચદનમય હોય

ઉત્તમ સગતિ કરવા જાય, નીચ થકો પણ તે પૂજાય,
ગગા કર્દમ આદર વડે, ગોપીચદન મસ્તકે ચડે.
ચાર હત્યા જેણે નર કીધ, સ્ત્રીમસ્તક છેદી કર લીધ,
એહવા પણ પુહતા સદગતિ, જાણો સાધુ તણી સગતિ
કાઢીવાહ મુનીસર તિમે, ચોથુ વ્રત પાળે પૂનમે,
તેહથી મનવછિત તસ થાય, ગજ તણો પામ્યો સુપસાય
ઉત્તમ સરસી સગતિ કરે, પડિત ગોષ્ઠિ હિયડે ધરે,
નિરલોભીશુ મૈત્રિ યદા, તે નર નહુ સીદાએ કદા

દવદતી પોતાના પિતાને ત્યા જાય છે, એના દુ ખની વાત સાભાળીને માતાપિતાને ઘણુ દુ ખ થાય છે પરતુ તેઓ સીતા, અજના, ઋષિદત્તા વગેરેના દૃષ્ટાન્ત આપી દવદતીને આશ્વાસન આપે છે, અને આ બધુ કર્મને કારણે છે એમ સમજાવે છે

આ ખડની ચોથી ઢાલથી કવિ દવદતીનો ત્યાગ કરીને ગયેલા નળના પ્રસગો વર્ણવે છે નળે અગ્નિમાથી સાપ બચાવ્યો એ પ્રસગનુ વર્ણન કવિએ ઋષિવર્ધનને અનુસરીને કર્યું હોય એમ લાગે છે સુસમાગપુર નગરમા નળ ગાડા હાથીને વશ કરે છે તે પ્રસગે કવિ લખે છે

તતક્ષણ ગજ શિખ્યા કરી, ચડી જઈ ગજકુભ,
અકુશ શિરે પ્રહારીને, લેઈ બાધ્યો ગજથભ

નળ દધિપર્ણ રાજાને ત્યા રહે છે, રાજા એની પાસે સૂર્યપાક રસોઈ કરાવે છે, દવદતીની વિનતિથી ભીમ રાજા નળની ભાળ કઢાવે છે અને પછી બનાવટી સ્વયવરની યોજના કરે છે, દધિપર્ણ રાજા હુડિક (નળ) સાથે કુડિનપુર આવે છે ઇત્યાદિ ઘટનાઓનુ નિરૂપણ કવિએ પાચમા ખડમા કર્યું છે ખડને અતે કવિ કહે છે

હુડક આવ્યો કુડનપરે, દાધપન સાથે પુહતો ઘરે,
મુનિ મેઘરાજ એણી પરિ કહે, પચમ ખડ સમાપ્તિ લહે

દધિપર્ણ રાજાને ત્યા નળ કૂબડા તરીકે આવે છે તે દવદતી સાથે વનમા નીકળેલા નળનું અવસાન થયુ છે એવી કલ્પિત વાત દધિપર્ણને કહે છે

નૃપ રાજ ગમાયુ તે નળ ગયેં, નીકળ્યો સજી આવાસો રે,
દવદતીને સાથે લેઈ, એકલડો વનવાસો રે
લીલા લહરી પુર પ્રતાપી, ઇન્દ્ર સમો નળ હુઓ રે,
દુ ખ દીઠુ તિણે એકે વારે, તેણે કારણે વન મૂઓ રે
કોમળ પ્રાણી ટાઢે તડકે, થોડે ઘણુ કમલાય રે,
જિમ હિમ પડતે માત્ર શિયાળે, કમલિની કરમાય રે

× × ×

કૂબડ વયણે નળના જાણ્યા, મરણ તણા સમાચારો રે,
દુ ખ ધરે તે દધિપર્ણ રાજા, કરતો હાહાકારો રે
પ્રેતકાજ કરે સવિ નળના, મન વૈરાગે રહિયે રે,
પ્રેમી અથવા વેરી હોજો, ગુણવતના ગુણ ગ્રહિયે રે

દવદતીના સ્વયવરના સમાચાર સાભળી દધિપર્ણ રાજા મૂઝાય છે ત્યારે એને પોતાનુ દુ ખ જણાવવા કૂબડો કહે છે

કા નરવર તુમે ઇમિ કરો, કેહું છે તુમ દુ ખ,
રાય કહે તુજને કહ્યા, શુ ઉપજસ્યે સુખ
મન-દુ ખ, સ્ત્રી વ્યભિચારિણી, ધનવચ્યો, અપમાન,
વચાણુ સહુ આગળે, જે દુ ખ ફેડણહાર
જે તે આગળ ભાખતા, લઘુતા લહે અપાર

દધિપર્ણ રાજા હુડિક પાસેથી વિદ્યા લે છે તે પ્રસગે કવિ બોધના વચનો કહે છે

વિનય કરી વિદ્યા ગ્રહે કે ધન તણે પસાય,
વિદ્યાર્થી વિદ્યા લિયે, ચોથો નથી ઉપાય
નીચ થકી વિદ્યા ભણી, લેતા મ કરે લાજ,
કર્દમથી મણિ સગ્રહી, ડાહ્યો સાધે કાજ
ભણવે ગાવે નાચવે, સાસરઘર, રણ કાજ,
આહાર વ્યવહારે નવિ હુયે, આઠે ઠામે લાજ

દવદતીને સ્વપ્નું આવે છે અને તેમા પોતે એક આબાના વૃક્ષ ઉપર ચડે છે આ સ્વપ્નની વાત દવદતી પોતાના પિતાને કહે છે અને જૈન પરપરાની નળકથામા, અને એને અનુસરીને લખાયેલી કૃતિઓમા ભીમ રાજા દવદતીને માત્ર એટલુ જ જણાવે છે કે એ સ્વપ્ન તેના ઉદયનુ સૂચક છે પરતુ કવિ મેઘરાજે સ્વપ્ન વિશે થોડો વધુ ખુલાસો કર્યો છે, જે બતાવે છે કે કવિ પરપરાની નલકથાને ચુસ્તપણે વળગી ન રહેતા પ્રસગોપાત્ત પોતાની કલ્પના પ્રમાણે તેની વિગતોમા સુધારાવધારા કરે છે આ પ્રસગે કવિ લખે છે

ગો, વૃક્ષ, કુજર તરુ ચઢ્યો, ગૃહ વર પરવત શૃગ
દેખી જાગે માનવી, લહે લખમી મનરગ
ઇણ કારણ પુત્રી સુણો, દેવી તે પુણ્ય રાસિ,
રાજ—લાભ આરામ તે, પામિશ તુ ઉલ્લાસ

છઠ્ઠા ખડમા કૂબડા હુડિકની કસોટી થવી અને એ જ નળ છે એની દવદતીને પ્રતીતિ થવી, નળે મૂળ સ્વરૂપ ધારણ કરવુ, ભીમ રાજાને ત્યા કેટલોક સમય રહી નળે કૂબરને યુદ્ધમા હરાવી એની પાસેથી રાજ્ય પાછુ મેળવી લેવુ, નિષધ દેવતાના ઉપદેશથી નળે ધર્મઘોષસૂરિ પાસે દીક્ષા લેવી, સયમ ન પાળતા અનશનવ્રત લઈ દેહનો અત આણવો, દેવલોકમા ધનદ તરીકે જન્મવુ, દવદતીનુ પણ દીક્ષા લઈ, અનશન કરી, મૃત્યુ પામી દેવલોકમા ધનદની પત્ની તરીકે જન્મવુ, ત્યાથી દવદતીએ કનકવતી તરીકે જન્મવુ, કનકવતીના સ્વયવરમા ધનદ અને વસુદેવનુ આવવુ અને કનકવતીએ વસુદેવને સ્વયવરમા વરવો અને અતે કનકવતીએ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવુ—આટલા પ્રસગોનુ કવિએ નિરૂપણ કર્યું છે ખડને અતે કવિ લખે છે

નળ પ્રગટ્યો ભાવઠ ઉદ્ધરી, પામ્યો રાજ પૂર્વભવ ચરી,
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે છઠ્ઠો ખડ વખાણી

આ ખડમા કવિ વાચક મેઘરાજે એવુ વર્ણન કર્યું છે કે નળે કૂબડની સાથે યુદ્ધ કરીને પોતાનુ રાજ્ય પાછુ મેળવી લીધુ જૈન પરપરાની નળકથામા વાચક મેઘરાજે કરેલો આ ફેરફાર ફક્ત જૈન પરપરાની

ઉત્તમ સગતિ કરવા જાય, નીચ મટી પણ તે પૂજાય,
ગગા કર્દમ આદર વડે, ગોપીચદન મસ્તકે ચડે.

ચાર હત્યા જેણે નર કીધ, શ્રીમસ્તક છેદી કર લીધ,
એહવા પણ મુનિના સદ્ગતિ, જાણો સાચુ તણી સગતિ

દાઢીવાદ મુનીસર તિમે, ચોથુ વ્રત પાળે પૂનમે,
તેહથી મન રજિત તસ થાય, ગજ તણો પામ્યો સુપસાય

ઉત્તમ સરખી સગતિ કરે, પડિત ગોષ્ઠિ હિયડે ધરે,
નિર્લોભીશુ મૈત્રિ યદા, તે નર નહુ ગીદાએ કદા

દવદતી પોતાના પિતાને ત્યા જાય છે, એના દુ ખની વાત સાભાળીને માતાપિતાને ઘણુ દુ ખ થાય છે પરતુ તેઓ સીતા, અજના, ઋષિદત્તા વગેરેના દષ્ટાન્ત આપી દવદતીને આશ્વાસન આપે છે, અને આ બધુ કર્મને કારણે છે એમ સમજાવે છે

આ ખડની ચોથી ઢાલથી કવિ દવદતીનો ત્યાગ કરીને ગયેલા નળના પ્રસગો વર્ણવે છે નળે અગ્નિમાથી સાપ બચાવ્યો એ પ્રસગનું વર્ણન કવિએ ઋષિવર્ધનને અનુસરીને કર્યું હોય એમ લાગે છે સુસમારપુર નગરમા નળ ગાડા હાથીને વશ કરે છે તે પ્રસગે કવિ લખે છે

તતક્ષણ ગજ શિખ્યા કરી, ચડી જઈ ગજકુભ,
અકુશ શિરે પ્રહારીને, લેઈ બાધ્યો ગજથભ

નળ દધિપર્ણ રાજાને ત્યા રહે છે, રાજા એની પાસે સૂર્યપાક રસોઈ કરાવે છે, દવદતીની વિનતિથી ભીમ રાજા નળની ભાળ કઢાવે છે અને પછી બનાવટી સ્વયંવરની યોજના કરે છે, દધિપર્ણ રાજા હુડિક (નળ) સાથે કુડિનપુર આવે છે ઇત્યાદિ ઘટનાઓનુ નિરૂપણ કવિએ પાચમા ખડમા કર્યું છે ખડને અતે કવિ કહે છે ·

હુડક આવ્યો કુડનપરે, દધિપન સાથે પુહતો ઘરે,
મુનિ મેઘરાજ એણી પરિ કહે, પચમ ખડ સમાપ્તિ લહે

દધિપર્ણ રાજાને ત્યાં નળ કૂબડા તરીકે આવે છે તે દવદતી સાથે વનમા નીકળેલા નળનુ અવસાન થયુ છે એવી કલ્પિત વાત દધિપર્ણને કહે છે

નૃપ રાજ ગમાયુ તે નળ રાયેં, નીકળ્યો સજી આવાસો રે,
દવદતીને સાથે લેઈ, એકલડો વનવાસો રે

લીલા લહરી પુર પ્રતાપી, ઇન્દ્ર સમો નળ હુઓ રે,
દુ ખ દીઠુ તિણે એકે વારે, તેણે કારણે વન મૂઓ રે

કોમળ પ્રાણી ટાઢે તડકે, થોડે ઘણુ કમલાય રે,
જિમ હિમ પડતે માસ શિયાળે, કમલિની કરમાય રે

× × ×

કૂબડ વયણે નળના જાણ્યા, મરણ તણા સમાચારો રે,
દુ ખ ધરે તે દધિપર્ણ રાજા, કરતો હાહાકારો રે

પ્રેતકાજ કરે સવિ નળના, મન વૈરાગે રહિયે રે,
પ્રેમી અથવા વેરી હોજો, ગુણવતના ગુણ ગ્રહિયે રે

દવદતીના સ્વયવરના સમાચાર સાભળી દધિપર્ણ રાજા મૂઝાય છે ત્યારે એને પોતાનુ દુ ખ જણાવવા કૂબડો કહે છે

કા નરવર તુમે ઇમિ કરો, કેહુ છે તુમ દુ ખ,
રાય કહે તુજને કહ્યા, શુ ઉપજસ્યે સુખ
મન-દુ ખ, સ્ત્રી વ્યભિચારિણી, ધનવચ્યો, અપમાન,
વચાણુ સહુ આગળે, જે દુ ખ ફેડણહાર
જે તે આગળ ભાખતા, લઘુતા લહે અપાર

દધિપર્ણ રાજા હુડિક પાસેથી વિદ્યા લે છે તે પ્રસગે કવિ બોધના વચનો કહે છે

વિનય કરી વિદ્યા ગ્રહે કે ધન તણે પસાય,
વિદ્યાર્થી વિદ્યા લિયે, ચોથો નથી ઉપાય
નીચ થકી વિદ્યા ભણી, લેતા મ કરે લાજ,
કર્દમથી મણિ સગ્રહી, ડાહ્યો સાધે કાજ
ભણુવે ગાવે નાચવે, સાસરઘર, રણ કાજ,
આહાર વ્યવહારે નવિ હુયે, આઠે ઠામે લાજ

દવદતીને સ્વપ્નુ આવે છે અને તેમા પોતે એક આબાના વૃક્ષ ઉપર ચડે છે આ સ્વપ્નની વાત દવદતી પોતાના પિતાને કહે છે અને જૈન પરપરાની નળકથામા, અને એને અનુસરીને લખાયેલી કૃતિઓમા ભીમ રાજા દવદતીને માત્ર એટલુ જ જણાવે છે કે એ સ્વપ્ન તેના ઉદયનુ સૂચક છે પરતુ કવિ મેઘરાજે સ્વપ્ન વિશે થોડો વધુ ખુલાસો કર્યો છે, જે બતાવે છે કે કવિ પરપરાની નલકથાને ચુસ્તપણે વળગી ન રહેતા પ્રસગોપાત્ત પોતાની કલ્પના પ્રમાણે તેની વિગતોમા સુધારાવધારા કરે છે આ પ્રસગે કવિ લખે છે

ગો, વૃક્ષ, કુજર તરુ ચડ્યો, ગૃહ વર પરવત શૃગ
દેખી જાગે માનવી, લહે લખમી મનરગ
ઇણ કારણ પુત્રી સુણો, દેવી તે પુણ્ય રાસિ,
રાજ—લાભ આરામ તે, પામિશ તુ ઉલ્લાસ

છઠ્ઠા ખડમા કૂબડા હુડિકની કસોટી થવી અને એ જ નળ છે એની દવદતીને પ્રતીતિ થવી, નળે મૂળ સ્વરૂપ ધારણ કરવુ, ભીમ રાજાને ત્યા કેટલોક સમય રહી નળે કૂબરને યુદ્ધમા હરાવી એની પાસેથી રાજ્ય પાછુ મેળવી લેવુ, નિષધ દેવતાના ઉપદેશથી નળે ધર્મઘોષસૂરિ પાસે દીક્ષા લેવી, સયમ ન પાળતા અનશનવ્રત લઈ દેહનો અત આણવો, દેવલોકમા ધનદ તરીકે જન્મવુ, દવદતીનુ પણ દીક્ષા લઈ, અનશન કરી, મૃત્યુ પામી દેવલોકમા ધનદની પત્ની તરીકે જન્મવુ, ત્યાથી દવદતીએ કનકવતી તરીકે જન્મવુ, કનકવતીના સ્વયવરમા ધનદ અને વસુદેવનુ આવવુ અને કનકવતીએ વસુદેવને સ્વયવરમા વરવો અને અતે કનકવતીએ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવુ—આટલા પ્રસગોનુ કવિએ નિરૂપણ કર્યું છે ખડને અતે કવિ લખે છે

નળ પ્રગટયો ભાવઠ ઉદ્ધરી, પામ્યો રાજ પૂર્વભવ ચરી,
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે છઠ્ઠો ખડ વખાણી

આ ખડમા કવિ વાચક મેઘરાજે એવુ વર્ણન કર્યું છે કે નળે કૂબડની સાથે યુદ્ધ કરીને પોતાનુ રાજ્ય પાછુ મેળવી લીધુ જૈન પરપરાની નળકથામા વાચક મેઘરાજે કરેલો આ ફેરફાર ફક્ત જૈન પરપરાની

કથામા જ નહિ, મહાભારતની પરંપરાની કથામા પણ કોઈ કવિએ કર્યો નથી મહાભારતની અને જૈન પરંપરાની નળકથામા નળ જ્યારે અક્ષવિદ્યા મેળવી પાછો ફરે છે ત્યારે તે પોતાના ભાઈ પાસેથી પોતાનુ રાજ્ય જુગાર રમીને પાછુ જીતી લે છે આમ નળને પોતાના ભાઈ સાથે બીજી વાર જુગાર રમતો બતાવાયો છે પરંતુ હવે એની પાસે અક્ષવિદ્યા હોવાથી એ હારવાનો નથી એની ખાતરી છે એટલે નળ દ્યૂતના વ્યસનથી હાર્યો હોવા છતા બીજી વાર એ જુગાર રમે છે એમા ઔચિત્યભગ કે વિચારદોષ રહેલો હોય એમ લાગતુ નથી પરતુ વાચક મેઘરાજે નળને બીજી વાર દ્યૂત વડે નહિ, પણ યુદ્ધ વડે જીતતો બતાવ્યો છે કૂબર સાથેના નળના યુદ્ધનો પ્રસગ કવિએ આ પ્રમાણે વર્ણાવ્યો છે

ચતુરગ સેના પરવર્યો, નળ નૃપ કરે પ્રયાણ,
જોર ઘણુ સેના તણુ, જિમ સાયર ઉધાણો રે

અનુક્રમે કોશળ આવીઆ રે, કૂબર સાભળી વત્ત,
અતિશય ઈર્ષ્યા ઉપની, રાજલોભ સયુત્ત રે

કૂબર સાહમો આવીઓ, કટક જોઈને તામ,
રાજ તણો તરસ્યો ઘણો, માડે સબળ સગ્રામો રે

× × ×

યુદ્ધની ભયકરતાનુ વિગતપૂર્ણ ચિત્ર કવિએ કેવુ સરસ દોર્યું છે તે જુઓ

બિહુ દળે સુભટ સવિસાર શૂરે ચડ્યા,
સબળ સગ્રામ રણતૂર વાગે,
શબ્દ શ્રવણે પડ્યો સાભળે કો નહિ,
ઘોષ નિર્ઘોષ બ્રહ્માડ ગાજે

નળ નૃપ શૂર રણરગ રગે ભર્યો,
સુભટ શૂરિમ ચડ્યા બિહુ બિરાજે,
જેમ નર સયમી કરમ સાથે ભિડે,
તેમ નળ શૂર સગ્રામ છાજે

રથ રજ સબળ અધારુ ઊઠ્યુ ઘણુ,
અશ્વ ગજ પૂર પડવા ઉછાયુ,
આપણુ પારકુ ઓળખે કો નહિ,
દિનકર સહિત શુ ગગન છાયુ,

પાયકેં પાયક, રથપતિયેં રથપતિ,
અશ્વપતિ ઝૂઝ અસવાર સાથે,
ગજપતિયેં ગજપતિ રોસભર ઝૂઝતા,
શસ્ત્ર ખૂટાં પછે બાથોબાથે

પ્રબળ હથિયાર તન તેજ દેખી કરી,
કાતર કેટલા દૂર નાસે;
સુભટ શૂર ઘરે હોય વધામણા,
બદી બોલે યશ વા ઉલ્હાસે,

સુભટ સાચા ભજ્યા કેટલા રણ પડ્યા,
કોઈ કાતર વળી કીહ નાઠો,
પુન્ય પ્રસાદ વળી નળનૃપ જીતિયો,
કૂબર બાધિયો કરીય કાઢો

ઘોષ નિર્ઘોષ વાજા ઘણા વાજતે,
નળનૃપ કોશલા માહિ આવે,
નગર શૃગારી ગયણ ધજ લહલહે,
કામિની મોતિયે કરી વધાવે

નળને આમ યુદ્ધથી જીતતો બતાવવા પાછળ કવિનો આશય કદાચ એને બીજી વાર દ્યૂત રમતો ન બતાવવાનો હોઈ શકે અલબત, જો આવા આશયથી કવિએ તેમ કર્યું હોય તો નળને અક્ષવિદ્યા મળે છે તેનુ કઈ પ્રયોજન કે ઔચિત્ય રહેતુ નથી, કારણકે એનો ઉપયોગ બીજા કોઈ પ્રસગે બતાવાયો નથી કવિએ વ્યસનથી મુક્ત રહેવા વિશે જે ઉપદેશ આપ્યો છે તેને સહજ ભાવથી અનુસરીને આ ફેરફાર કર્યો હોય એમ પણ બનવા સભવ છે નળના બીજી વારના જુગાર રમવામા જે સૂક્ષ્મ વિચાર રહેલો છે તે 'જુગાર રમવાથી રાજ્ય ગુમાવ્યુ છતા, અને જુગાર એ મોટુ વ્યસન છે છતા, નળ શા માટે બીજી વાર જુગાર રમવા ગયો ?' આવો પ્રશ્ન કરનાર સામાન્ય જનસમુદાય માટે આ સૂક્ષ્મ વિચાર સહેલાઈથી સમજવો કે ગળે ઉતારવો અઘરો છે આવા જનસમુદાયને લક્ષમા રાખીને કવિએ આ ફેરફાર કર્યો હોય એ પણ બનવા સભવ છે

નિષધ દેવતાના કહેવાથી નળ વૈરાગ્ય ધારણ કરે છે અને પોતાના નગર પાસેના વનમા આવેલા સાધુ પાસે ધર્મોપદેશ સાંભળે છે આ સાધુનુ નામ જુદા જુદા કવિઓએ જુદુ જુદુ આપ્યુ છે મૂળ પરપરાની કથામા એમનુ નામ 'જિનસેનસૂરિ' છે સોમપ્રભાચાર્યે 'કુમારપાળ પ્રતિબોધ'મા એમનુ નામ 'જિનભદ્રસૂરિ' આપ્યુ છે કવિ સમયસુદરે પોતાના 'નલ–દવદતી રાસ'મા 'જિતસેનસૂરિ' આપ્યુ છે વાચક મેઘરાજે એમનુ નામ 'ધર્મઘોષસૂરિ' આપ્યુ છે ધર્મઘોષસૂરિ નળને સમજાવે છે કે એને માથે જે દુ ખ પડ્યા છે તેનુ કારણ પૂર્વભવના કર્મો છે

દીક્ષા લીધા પછી નળનુ મન ફરી વિષયવાસના તરફ જાય છે તે સમયે એના પિતા નિષધ દેવતા આવીને એને સમજાવે છે એ પછી પણ નળ સયમ પાળી શકતો નથી અને એથી અનશન દ્વારા પોતાના દેહનો અત આણે છે નિષધ દેવતા નળને સમજાવવા આવે છે એ પ્રસગનો ઉલ્લેખ ઋષિવર્ધને નથી કર્યો અને એને અનુસરીને મેઘરાજે પણ નથી કર્યો મેઘરાજ લખે છે

અન્યદા નળ ઋષિને મન થયુ, વિષયરાગ મનસુ ઉમહ્યુ,
તવ તિણે મુનિવર ધરી વિવેક, અણસણ પાળી નિર્મળ એક
અણસણ પાળી નિરતિચાર, પામ્યો સોહમેં સુર અવતાર
ધનદ નામે ભડારી થાય, લોકપાલ ઉત્તર દિશિ રાય

કવિ મેઘરાજનો આ રાસ પુરોગામી કવિ ઋષિવર્ધનના રાસની સાથે બરાબર વિગતે સરખાવી જોતા લાગે છે કે ઋષિવર્ધનના રાસની અસર મેઘરાજના આ રાસ પર ઘણી પડેલી છે વસ્તુત આ રાસ લખતી વખતે મેઘરાજે ઋષિવર્ધનનો રાસ પોતાની નજર સમક્ષ રાખ્યો હોય એવી સ્પષ્ટ પ્રતીતિ સ્થળે સ્થળે થાય છે, એ રીતે ઋષિવર્ધન પ્રત્યેનુ મેઘરાજનુ ઋણ ઘણુ છે એમ નિ.સકોચ કહી શકાશે,

ઋષિવર્ધનની જેમ મેઘરાજે પણ શ્રી શાંતિનાથ પ્રભુની સ્તુતિ સાથે રાસની શરૂઆત કરી છે. દ્યૂત રમવાની નળની ટેવ માટે ઋષિવર્ધન લખે છે *

ચંદન કડૂઓ ચંદ્રિ કલંક, રયણાયર ખારૂ, જલિ પંક,
ગુણમય નલનઈ જૂઅ રહાડિ, સતનિ દીપ ઢિવિહ કુણ પાડિ

મેઘરાજ લખે છે

ચંદન કડૂઓ, ચંદ્રને લંછન, જલનિધિ ખાર,
તિમ નળને જુવટા તણો અવગુણ એક અપાર

નળના પાત્રનું વર્ણન કરતાં ઋષિવર્ધન લખે છે

દિન દિન વાધઈ નલકુમાર, શુદ્ધહ પખિ ચંદો;
રૂપ સોભાગિં આગલુ એ, જણ નયનાનંદો
કલા બહુત્તરિ ભણઈ, ગુણઈ સવિગ્રંથ વખાણઈ

મેઘરાજ લખે છે

શુકલ પખે જિમ ચંદલો વાધે તેમ કુમાર,
કળા બહુત્તર શીખિયો, જાણે ગ્રંથ વિચાર

નળ દવદંતીનો ત્યાગ કર્યા પછી, આગળ જતાં અગ્નિમાં બળતા સાપને બચાવે છે એ પ્રસંગ પણ મેઘરાજે બરાબર ઋષિવર્ધનને અનુસરીને આલેખ્યો છે દવદંતીને છોડીને ગયા પછી આઠમે દિવસે આ બનાવ બને છે એમ ઋષિવર્ધને લખ્યું છે જૈન પરંપરાની મૂળ કથામાં આ બનાવ કેટલે વખતે બન્યો તેનો સ્પષ્ટ નિર્દેશ નથી, પરંતુ એ પ્રસંગે નળ પોતાના પિતાને 'દવદંતીનું શું થયું?' એમ પૂછે છે ત્યારે 'દવદંતી અત્યારે એના પિતાને ઘરે પહોંચી ગઈ છે' એમ અવધિજ્ઞાની નિષધ દેવતા કહે છે હવે આગળના વૃત્તાંત પ્રમાણે નળ–દવદંતી વનમાં જવા નીકળ્યાં અને નળે દવદંતીનો ત્યાગ કર્યો એ પછી દવદંતી સાત વર્ષ એકલી પર્વત પર ગુફામાં રહી એ પછી એ પોતાની માસીને ત્યાં ગઈ માસીને ત્યાં એ કેટલો વખત રહી એનો સ્પષ્ટ નિર્દેશ ક્યાંય થયો નથી એટલે એનો ચોક્કસ અંદાજ કાઢી શકાય નહિ પરંતુ દવદંતી પોતાના પિતાને ત્યાં પહોંચી ગઈ એવા સમાચાર નિષધ દેવતા નળને આપતા હોય તો એનો અર્થ એ થયો કે દવદંતીના ત્યાગ પછી, સાત વર્ષ કરતાં યે વધારે સમય પસાર થયા પછી, આ પ્રસંગ બન્યો હોવો જોઈએ એને બદલે ઋષિવર્ધને આ પ્રસંગ દવદંતીના ત્યાગ પછી આઠમે દિવસે બનતો વર્ણવ્યો છે

નલિ જવ ભીમી પરિહરી, ચાલિઉ મનિ ઝૂરંત,
તવ દવ દેખઈ આઠમઇ દિનિ વનિ પસરંત

અને આથી 'દવદંતી પોતાના પિતાને ત્યાં પહોંચી ગઈ છે' એવું વચન ઋષિવર્ધને નિષધ દેવતા પાસે કહેવડાવ્યું નથી જુઓ

નલિ પૂછિઉં દવદંતીનું કહુ દેવ ચરિત્ત,
સીલ પ્રશંસા તસ તણી, કરતુ સુપવિત્ત

આમ, ઋષિવર્ધને કરેલા આ ફેરફારને અનુસરીને મેઘરાજે પણ આઠમા દિવસે આ ઘટના બનતી બતાવી છે

* ઋષિવર્ધનના રાસની પંક્તિઓ હસ્તપ્રતો તથા ડૉ૰ બેન્ડરના સંપાદનના આધારે ટાંકી છે

વાટે જાતા રે તવ દિન આઠમે, દવ દીઠો વનમાહિ,
સાદ કરે છે કો એક તિહા રહ્યો, રાખો પસારી બાહિ

અને આવી જ રીતે, નળના પ્રશ્નના જવાબમા નિષધ દેવતા કહે છે

નળ રાયે રાખ્યો તેહ કરડીઓ, પૂછી બીજી વાત,
શીળ પ્રશસા સુર સુવિશેષે, સઘળી કરે રે વિખ્યાત

આ જ પ્રસગના નિરૂપણમા ઋષિવર્ધને બતાવ્યુ છે કે સાપ નળના ડાબા હાથે કરડ્યો જૈન પરપરાની કથામા વર્ણવ્યા પ્રમાણે સાપ નળને હાથે કરડે છે, પણ તે કયા હાથે તેનો નિર્દેશ કરવામા આવ્યો નથી પરતુ ઋષિવર્ધને પોતાના રાસમા ડાબા હાથનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે

અહિ વલગાડી ઓઢણઇ, જઈ ઉસિરી ઠામિ,
મૂકતા નલરાજા તિસિં, ડગીઉ કરિ વામિ

ઋષિવર્ધનને અનુસરી વાચક મેઘરાજે પણ એમ જ લખ્યુ છે

એહવુ ચિંતવિ ઓઢણુ નાખીઓ, વળગ્યો અહિ તણે બાથ,
આવો જઈ ને નળ મૂકે જિસે, ડસીઓ ડાવે હાથ

કવિ રામચન્દ્રસૂરિના 'નલવિલાસ નાટક'ને અનુસરીને ઋષિવર્ધને પોતાના રાસમા જે ફેરફાર કર્યો છે તે વાચક મેઘરાજે પણ ચાલુ રાખ્યો છે નળ દધિપર્ણ રાજાને ત્યા કદરૂપા હુડિક તરીકે રહે છે ત્યારે ભીમરાજા તરફથી મોકલવામા આવેલો દૂત 'કુશલો' પ્રથમ નળની માહિતી મેળવી લાવે છે અને પછી દધિપર્ણ રાજાને ત્યા જઈ નલ-દવદંતીનું નાટક ભજવી બતાવી હુડિક એ નળ છે એની વિશેષ ખાતરી લાવે છે —આ પ્રમાણે એક નવો પ્રસગ, જે રામચન્દ્રસૂરિએ પોતાના નાટકમા પ્રયોજ્યો છે તે ઋષિ-વર્ધને પોતાના રાસમા લીધો છે અને તેને અનુસરીને વાચક મેઘરાજે પણ તે પ્રસગ લીધો છે જૈન પરપરાની નલકથામા આવો કોઈ પ્રસગ નથી એ પ્રસગનુ મેઘરાજે કરેલુ વર્ણન જુઓ

તવ દધિપર્ણ નૃપ પૂછીને, નળ નાટક મનરગે રે,
માડે કુશલો આદર કરી, લેઈ સયલ ઉપાગ રે

(દૂહા)

જિમ નળ ઘરથી નીસર્યો, આવ્યો વનહ મઝાર,
એકલડો નાશી ગયો, મૂકી સતી નિરાધાર

જિમ જિમ વીતક વાદીએ, તિમ ખૂહચે સકેત,
તિમ તિમ જૂરે મન ઘણુ, હુડિક દુ ખ સમેત

વળી કુશલો બોલે તિહા, રે નિષ્ઠુર નિર્લજ્જ,
એકલડી પ્રિયા તજી, તે શુ કીધો કજ્જ

જગમેં પાપી છે ઘણા, દ્રોહી પણ લખ હોય;
રે નિર્ગુણ નળ તુ સમો, અવર ન દીઠો કોય

સૂતી વિશ્વાસે સતી, પ્રિય ઉપર બહુ રાગ,
તે મૂકીને જાયતા, કિમ વૂઠા તુહ પાગ

સ્વામીદ્રોહી ને ગુરુદ્રોહી, મિત્રદ્રોહી અતિ ધીઠ,
વળી વિશ્વાસે ઘાતકી તેહનુ મોહ મ દીઠ

એણે વચને તે ગહિવર્યો, ભરિયો દુઃખ અપાર,
નિસાસા બહુ નાખતો, ગાઢો રડે સૂઆર
રૂપ કર્યું ભીમી તણું, તે લેઈ ગળપાશ,
તબ કૂબડ નેહે ભર્યો ઊઠી વારે તાસ
હે દેવી તું મા મરે, હું છું તાહરે પાસ,
નેહવિલૂધી નારીને, હિવ નહિ જાઉં નાસી
ઇમ આપણપું પ્રગટિયું, નેહ ગહેલો સોય,
પ્રેમસુરામદ ધારિયો, પ્રાણી પરવશ હોય

મેઘરાજની આ પંક્તિઓ સાથે ઋષિવર્ધનની નીચેની કેટલીક પંક્તિઓ સરખાવો

નલ તોલઈ નર અવર ન કોઈ, છડી સતી પ્રિયા જિણિ જોઈ;
સૂતી સતી એકલી રાનિ, મુગધિ વીસરી સોવિન વાનિ
અગલા મૂકી થતા પાગ, કિમ ચૂકા તુજ નલ નિભાગ,
તિણિ વચનિ ગહિબરિઉ અપાર, મૂકી કંઠ રડઈ સૂઆર,
દેખી દવદંતી ગલ પાસ, ઊઠી કાપઈ વારઈ તાસ
મ મરિ દેવી હું છઉ તુઝ પાસિ, આવિઉ હિવ જાઉ નહિ નાસિ,
ઇમ પ્રગટિઉ તવ નેહઈ આપ, જવ નહિ મનિ માંડિઉ વ્યાપ

આ પ્રસંગની બીજી કેટલીક પંક્તિઓ સરખાવો

ઋષિવર્ધન

મદિરા પાહિ દ્રોહ કર, નિખરૂ મોહ અપાર,
જિણિ ધારિઉ જાણઈ નહિ, જીવ વિવેક વિચાર

મેઘરાજ

મદિરા પાહે દ્રોહ કર, નેહ નિખરો અપાર,
જેણે વાર્યો જાણે નહિ, જીવ વિવેક વિચાર

ઋષિવર્ધન

હૂ નલના ઘરનુ સૂઆર, તિણિ મઝ મનિ છઈ નેહ અપાર,
સામિ ભગત તે સેવક સહી, ઇમ જંપઈ હુંડિક ગહિગહિ

મેઘરાજ

હું નળના ઘરનો સૂઆર, તેણે ઉપજે મુજ દુઃખ અપાર,
સામિભગત જે સેવક હોય, સામી દુઃખ દેખીને રોય

ઋષિવર્ધન

કુશલુ કુશલઈ પાછઉ વલિઉ, આવી ભીમ રાજાનઈ મિલિઉં
બહૂઉ બોલઈ સુણિ ભૂપાલ, તે છઈ કુબ્જ રૂપ વિકરાલ

મેઘરાજ

તવ હિવ કુશલો પાછો વળ્યો, જઈ કુંડિનપુર ભીમરથ મળ્યો,
કુશલો કહે સુણો ભૂપાળ, કૂબડો રૂપે અતિ વિકરાળ,

ઋષિવર્ધન

કૂબડ કાજલ સામલ દેહ, અતિ કરૂપ કિંહિં હુંડિક એહ;
હુંડિક ઉપરિ નલની ભ્રાંતિ, કોકઈ હઈ છઈ મનિ દવદન્તી

મેઘરાજ

કિહા હુડિક એ કૂબડો, કાજળ વરણ કુરૂપી રે,
હુડિક ઉપરે ભીમીની નળની કોકટ ભ્રાંતિ રે

જૈન પરંપરાની નલકથા પ્રમાણે, દવદતીને પૂછીને ભીમરાજા એના બીજા બનાવટી સ્વયવરનો વિચાર કરે છે પરતુ ઋષિવર્ધને એવુ આલેખન કર્યું છે કે દવદતીના બીજા સ્વયવરનો વિચાર પોતાનો મત્રી ભીમરાજાને કહે છે મત્રી તરફથી આવુ સૂચન થાય છે એ કલ્પના ઋષિવર્ધનની પોતાની છે ઋષિવર્ધન લખે છે

આહા અણાવુ જિમ તિમ તેય, તુ મત્રી ગનઈ નિ ભેય,
ભીમી સયવર કૂડઈ અન્ન, કહી હકારૂ રા દધિપુન્ન

રા સાથિ તેહ આવિસિં, સ્વયવર નામિં જઈ નલ હુસિઈ
નારિ રેસ પસુઈ નવિ સહઈ, નવ જીવતુ તિહા કિમ રહઈ

ઋષિવર્ધનને અનુસરીને વાચક મેઘરાજે પોતાના રાસમા આ પ્રમાણે આલેખન કર્યું છે

જિમ તિમ કરી અણાવો ઈહા, હુ જાણુ છુ નળ છે તિહા,
નવ રાજા પૂછ્યુ પરધાન, મત્રી મતિસાગર જે નામ

તવ મત્રી બોલ્યો નૃપ સુણો, સ્વયવર માડો ભીમી તણો,
કૂડો એ માડો પરપચ, તેડો દધિપન સખળે સચ

દધિપન્ન સાથે નળ આવશે, જો નળ તિહા જીવતો હુશે,
સ્વયવર નામે તે કેમ રહે, નિજ નારી જાતી કીમ સહે ?

નારી રોસ પશુ નવિ ખમે, રોસે ભરિયા આતમ દમે,
એક વસ્તુના અરથી હોય, વયર સુણો એ કારણ હોય

અહીં મેઘરાજે ભીમ રાજાના મત્રીનુ 'મતિસાગર' એવુ નામ પોતાની કલ્પનાથી આપ્યુ છે

જૈન પરપરાની નલકથા પ્રમાણે, દધિપર્ણ રાજા અને કૂબડો જ્યારે ભીમ રાજાને ત્યા આવે છે ત્યારે કૂબડાને સૂર્યપાક રસોઈ બનાવવાનુ કહેવામા આવે છે અને કઈ પણ આનાકાની વગર તે બનાવે છે પરતુ કવિ ઋષિવર્ધને એવુ આલેખન કર્યું છે કે કૂબડાને જ્યારે સૂર્યપાક રસોઈ બનાવવાનુ કહેવામા આવે છે ત્યારે તે ભીમ રાજાને એમ કહે છે કે 'તમે પહેલા સ્વયવર કરો, પછી હુ રસોઈ કરીશ' જુઓ

એ હુડિક અમ્હ ઘરિ સૂઆર, તિણિ આણિયા અમ્હે તુરિત અપાર,
ભીમ કહઈ હુડક નઈ ભાણુ, પાક રસોવઈ કરુ સુજાણ

તે બોલઈ અમ્હે આવિયા રલી, ભીમી સયવર જોવા વલી,
પહિલૂ સયવર ઉચ્છવ કરુ, પછઈ રસવતી આદર ધરુ

ઋષિવર્ધનને અનુસરીને વાચક મેઘરાજે પણ પોતાના રાસમા એ પ્રમાણે નિરૂપણ કર્યું છે

દધિપન કહે એમ નર છે સૂઆર, સકળ કળા ગુણ રયણ ભડાર,
તિણે આણ્યા અમે રાય તુરત, ભીમી ભણે દધિપન સુણો સત
સૂરજપાક રસોઈ કરાવો, વછિત કાજ સવે તુમ પાવો
કહે હુડક દોહિલા અમે આવ્યા, ભીમી સ્વયવર જોવા આવ્યા
પહેલો સ્વયવર ઉત્સવ કીજે, રસવતિ સ્વાદ પછે નૃપ લીજે

એ જ પ્રસગના આલેખનમા તે પછી ઋષિવર્ધને પોતાની કલ્પનાથી હુડિક પાસે ભીમ રાજાને એમ કહેવડાવ્યુ છે, "નળ થવામા મારુ શુ જાય છે? જો તમને એમ લાગતુ હોય તો લ્યો, આ હુ નળ થયો લાવો મને દવદતી આપો." આવા શબ્દો જૈન પરપરાની નલકથામા નથી ઋષિવર્ધને હુડિકના મુખમા એ શબ્દો મૂકયા છે જુઓ

મઝનઇ નલ થાવા તણી, ગહડિ જઉ તમ્હ ચિત્તિ,
તુ હૂ નલગ આ હૂઉ, મઝનઈ દિઉ દવદતિ

ઋષિવર્ધનને અનુસરીને વાચક મેઘરાજે (અને મહીરાજે પણ) નળના મુખમા એવા શબ્દો મૂકયા છે

નળ થાતા માહરુ શુ જાય, જો તુમરો મન એમ સોહાય,
તો હુ નળ થયો છુ આજ, દ્યો ભીમી સારો નૃપ કાજ

આ પ્રસગના આલેખનમા ઋષિવર્ધનની અને મેઘરાજની બીજી થોડીક પક્તિઓ સરખાવો

ઋષિવર્ધન

યૌવન ભરિ પ્રીઉ તણુ વિયોગ, દુસ્સહ સનિપાત સયોગ,
તિણિ વિહ્વલ દવદતી હુઈ, તાસ વચનિ તમ્હ મતિ કા ગઈ
વિદ્યા કલા તણા અહિનાણ, તે પણિ સઘલા અપ્રમાણ,
એક એકમા અધિકા અછઈ, કલા જાણ જગિ ગુણવંત પછઈ

મેઘરાજ

યૌવન ભર પ્રિયતણો વિયોગ, વિરહાનળ પીડે મહારોગ,
ભીમી મદ વિહ્વળ મતિ માહી, તસુ વચને તુમ મતિ કા નાહી?
કલા સુલક્ષણ વિદ્યા માહરી, સૂરજપાક રસોઈ સારી,
દેખી કા મન ભૂલા તેરા, જગમેં કળાવત બહુતેરા

ઋષિવર્ધન

ઈણિ વચનિ સહૂ ઢીલઉં હૂઉ, ઊઠી જાવા લગ જૂજૂઉ,
ભીમ સુતા તવ મૂકી લજ્જ, જપઈ તાત નિસુણિ નિરવજ્જ

મેઘરાજ

ઈણે વચને સહુ ઊઠી જાય, ભીમીનું મન વ્યાકુળ થાય,
ભીમરથ નૃપ આગળ દિલ ખોલે, લાજ મૂકીને ભીમી બોલે

હુડિક નળ તરીકે પ્રગટ થતો નથી એ વખતે દવદતી એને એકાતમા ઉપાલભ આપે છે એ પ્રસગે ઋષિવર્ધને દવદતીના મુખમા મૂકેલી કેટલીક પક્તિઓ સાથે સરખાવતા જરૂર લાગશે કે મેઘરાજનુ પોતાના પુરોગામી કવિ ઋષિવર્ધન પ્રત્યેનુ ઋણ ઘણુ મોટુ છે ઋષિવર્ધન લખે છે.

ભીમાદિક બાહિર મોકલી, કરિ ઝાલી હુડિક અકેલી,
સા બાલા બોલઈ સુણિ વાત, કહૂ કેતલા તુઝ અવદાત

× × ×

કીડી ઉપરિ સી કટકઈ, કીહા દયા તમ્હ કેરી ગઈ,
મયા કરૂ મઝ ઉપરિ ધણી, પગિ લાગૂ કિંકરિ તમ્હ તણી

મેઘરાજ

મોકલિયા બાહેર માય તાય, હુડક કર તવ ભીમી સાહ્ય,
વળવળતી ભીમી ઈમિ ભાખેં, પ્રાણનાથ છેહ ઈમિ કા દાખે

× × ×

કીડી ઉપર કટકી કહેવી ? અબળા ઉપર મહેર કરેવી,
હુ કિંકર છુ રાજન તેરી, પિઉડા ચિંત કરો અમ મેરી

રાસના છેલ્લા, કનકવતી અને વસુદેવના પ્રસગનુ નિરૂપણ પણ મેઘરાજે ઋષિવર્ધનના રાસને અનુસરીને કર્યું હોય એવુ સ્પષ્ટ લાગે છે સરખાવો બનેની થોડીક પક્તિઓ

ઋષિવર્ધન

દેવી ચ્યવી હુઈ પેઢાલહ, પુરપતિ હરિચદ ભૂમિપાલહ,
બેટી કનકવતી કૂઅરિ,
રાઈ તસ સવર મડાવિઉ, ધનદ લોકપતિ પણિ તિહા આવિઉ,
પરિવરિઉ અમરી અમરિ
તિહિં પરણી વસુદેવ મનોહરિ, યાદવિ ભોગવિઉં સુખ સુરવરિ,
બારવઈ નગરી જઈઅ

મેઘરાજ

તે દેવી તિહાથી ચવી, પુર પેઢાલ નિવાસ,
હરિચદ રાજા રાજીઓ, પૂરે પ્રજાની આશ
તે નૃપ ઘર બેટી હુઈ, કનકવતી તસ નામ,
અન્યદા તિણ રાયે રચ્યો, સ્વયવર અતિ અભિરામ
ધનદ લોકપતિ આવીઓ, ધરતો પ્રીતિ અપાર,
કનકવતીને પરણિયો, યદુ વસુદેવ કુમાર,
બારવતી નગરી જઈ, વિલસે સુખ્ખ અશેષ

આમ, આરભથી તે અત સુધી, એક નળ અને કૂબરના અતિમ યુદ્ધના પ્રસગ સિવાય, દરેક પ્રસગનુ આલેખન કવિ મેઘરાજે, કવિ ઋષિવર્ધનને અનુસરીને જ કર્યું છે મેઘરાજે ઋષિવર્ધનના રાસમાથી કેટલીક પક્તિઓ અથવા પક્તિખડો સીધેસીધા લઈ લીધા છે, કેટલીક પક્તિઓ થોડાક શાબ્દિક ફેરફાર સાથે લીધી છે, અને કેટલીક વાર મેઘરાજે ઘણુખરુ પોતાના જ શબ્દોમા, પણ ઋષિવર્ધનની પક્તિઓ લક્ષમા રાખીને જ પોતાની પક્તિઓ લખી હોય એમ જણાય છે જ્યા જ્યા ઋષિવર્ધનને કઈક નવુ ઉમેર્યું કે કઈક છોડી દીધુ છે ત્યા ત્યા એને અનુસરીને વાચક મેઘરાજે પણ તેમ કર્યું છે આમ, રાસના આરભથી તે અત સુધી મેઘરાજે આ પ્રમાણે કર્યું છે, તો પછી એક યુદ્ધનો પ્રસગ કવિએ પોતાની કલ્પના વડે કેમ ઉમેર્યો હશે એવો પ્રશ્ન આપણને થશે એની ચર્ચા આગળ આપણે કરી છે પરતુ

ઋષિવર્ધનની પકિતઓ સાથે સરખાવતા એક તર્ક કરી શકાય એમ છે આ પ્રસગનુ નિરૂપણ કરતા ઋષિવર્ધનને લખ્યુ છે

> તિહા માસ એક રહી સયલ રાય, સેના સિઉં કોસલિં નયરિં જાઈ;
> નલ આવિઉ રજ્જ સિરિ નિમિત્ત, કૂબર ભયિ કપી કૂડ ચિત્ત
> જૂઈ જીવીય લીધૂ સયલ રજ્જ, કૂબરનઈ દીધૂ યૌવરજ્જ

અહીં વર્ણવ્યા પ્રમાણે નળ સેના સાથે કોશલા નગરી જાય છે અને ત્યા 'જૂઈ'(દ્યૂત)મા રાજ્ય જીતી લીધુ એમ કવિએ વર્ણવ્યુ છે અહીં 'જૂઈ'ને બદલે 'ઝૂઝઇ' અથવા 'ઝૂઝી' શબ્દ મૂકવાથી 'નળ સેના સાથે આવ્યો અને યુદ્ધમા એણે રાજ્ય જીતી લીધુ' એવો અર્થ થાય તો પછી 'જૂઈ' ને બદલે 'ઝૂઝિં' સમજવાને લીધે તો મેઘરાજે યુદ્ધનુ વર્ણન નહિ કર્યું હોય, એવો તર્ક કરવાનુ મન થાય છે અલબત્ત, આ તો માત્ર એક તર્ક જ છે અને તેમ કરવાનુ કારણ મેઘરાજે પોતાના રાસના કથાવસ્તુ માટે ઋષિવર્ધનના રાસ પર સપૂર્ણ આધાર રાખ્યો છે અને આ પ્રસગના આલેખનમા ઋષિવર્ધનને, બીજા કવિઓની જેમ દ્યૂતનુ વિગતે વર્ણન ન કરતા, તેનો માત્ર થોડા શબ્દમા નિર્દેશ કર્યો છે એ છે વળી, આગળની પકિતમા એમણે 'સેના'નો ઉલ્લેખ કર્યો છે એટલે ચાવી રૂપ 'જૂઈ' શબ્દના અર્થમા સમજફેર થતા આખો પ્રસગ બદલાઈ જાય છે આવી સમજફેર જો કદાચ થઈ હોય તો તેમ થવામા કોઈ હસ્તપ્રતે પણ ભાગ ભજવ્યો હોય એમ પણ બની શકે અલબત્ત, આ તો માત્ર એક તર્ક જ છે સભવ છે કે મેઘરાજે આવી કોઈ સમજફેરથી નહિ પણ પોતાની કલ્પનાથી આ પ્રસગનુ આલેખન કર્યું હોય

ઋષિવર્ધનના રાસ પર કથાવસ્તુ માટે આધાર રાખ્યો હોવા છતા સ્થળે સ્થળે મેઘરાજે વિચાર, વર્ણન, અલકાર, બોધ, ઇત્યાદિમા પોતાની કલ્પના સારી રીતે ચલાવી છે અને એમા આપણને સ્થળે સ્થળે કવિની મૌલિક સર્જનશકિતનુ દર્શન થાય છે એટલે ઋષિવર્ધનને અનુસરવાને લીધે કવિ મેઘરાજમા સર્જનશકિત કે કલ્પનાશકિત જ નથી એમ નહિ કહી શકાય આ રાસમા વર્ષાઋતુનુ વર્ણન, દવદતીનુ સ્વરૂપવર્ણન, વનમા દવદતીને માથે પડેલા દુ ખનુ વર્ણન, ભીમરાજના દૂત કુશલાએ ભજવેલા નાટકનુ વર્ણન, કૂબર અને નળના યુદ્ધનુ વર્ણન ઇત્યાદિ વર્ણનોમા કવિની મૌલિક નિરૂપણશક્તિનો આપણને સારો પરિચય મળી રહે છે

આ રાસમા રહેલી કવિની એવી જ બીજી એક મૌલિક શક્તિ તે વિચારદર્શનની છે જૈન રાસાઓ સામાન્ય રીતે દૂહા, ચોપાઈ અને જુદી જુદી દેશીઓની ઢાલોમા લખાયા છે આ રાસ પણ એ રીતે જ લખાયો છે એમા આ રાસની એક નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે ઘણાખરા રાસ કવિઓ જ્યારે દૂહાની પક્તિઓમા માત્ર કથાપ્રસગ વર્ણવે છે ત્યારે મેઘરાજ ઘણુખરુ એમા સદૃષ્ટાન્ત સુભાષિત કે મુક્તક જેવી રચનાઓ આપે છે આ દૂહાઓ કથામા બરાબર બધબેસતા મુકાયા છે, પરતુ તે જુદા તારવીને સ્વતત્ર રીતે વાચી શકાય એવા પણ છે અને આવા કેટલાક બોધદાયક દૂહાઓ સુભાષિત તરીકે પણ ઉપયોગમા લઈ શકાય એવા છે કવિની ભાષા સરળ છે અને વ્યવહારુ જ્ઞાન અને ઉપદેશ આપવાની એમા રહેલી કવિની વૃત્તિ જોઈ શકાય એમ છે એકદરે દરેક ખડમા છૂટાછવાયા લખાયેલા આવા સુભાષિતાત્મક દૂહાઓ તથા ચોપાઈ અને ઢાલોમા લખાયેલી એવી ઉપદેશાત્મક પક્તિઓ ખૂબ રોચક અને રાસ માટે ઉપકારક બન્યાં છે કેટલાક દૂહાઓમા, અલબત્ત, કથાપ્રસગો પણ વર્ણવાયા છે પરતુ આ રાસ વાચતા એકદરે એવી છાપ પડે છે કે આવી ઉપદેશાત્મક પક્તિઓ દ્વારા પોતાના વિચારો દર્શાવવાની કવિએ એક પણ તક જતી કરી નથી જોકે એમ કરવામા કેટલીકવાર પ્રમાણભાન બરાબર જળવાયુ નથી કોઈક

સ્થળે પ્રસગ માત્ર એ જ પક્તિમા વર્ણવાયો હોય છે અને એને અનુલક્ષીને લખાયેલી આવી ઉપદેશાત્મક કડીઓ આઠદસ કરતાયે વધારે હોય છે આથી જ લગભગ સાડા છસો કડીના આ રાસમા આવી કડીઓની સખ્યા સવાબસો કરતાયે વધારે છે આવી કડીઓમા કવિની શૈલી અને દૃષ્ટિ કેવી છે તે ઉદાહરણ તરીકે નીચેની થોડીક કડીઓ જોવાથી જણાશે .

નિષધરાજા નળને સારી રીતે ઉછેરી કલાવિદ્યામા નિપુણ કરે છે એ પ્રસગે કવિ બાળકને ઉછેરવા વિશે લખે છે ·

બાળપણાથી લાલિયો, શીખવિયો નહુ જાત,
રાગી તે મત જાણજો, વૈરી ગણજો તાત
હસમાહિ જિમ બાપડુ, બગ પામે અપમાન
તિમ પડિત માહિ મિળ્યા, મૂરખ ન લહે માન
સ્વ દેશે બહુ માનિયે, પરદેશે પૂજાય
પડિત જિહા જિહા સચરે, તિહા રાને વેલાઉલ થાય
લાલે પાચ વરસ લગે, તાડે જા દશ માંન,
સોળ વર્ષનો સુત થયો, તવ તે મિત્ર સમાન
બાળપણે ન કળા ભણી, ન કર્યો ધન ઉપાય,
પાછે ચારે કેરડા, કેઈ પેરે ધોવે પાય

કવિ મેઘરાજની આ પક્તિઓ કવિ મહીરાજની આવી પક્તિઓની આપણને યાદ અપાવે છે *

પાચ વરસ લગઈ લાલીઈ, ભણાવીઈ પછઈ તેહ,
દસ વરસ લગઈ આદર કરુ, નીંપજઈ સુત ભલુ તેહ
સોળ વરસ હઉઆ પછી, મિત્ર તણી પરિ જાણિ,
રીસ ન કરવી તેહનઈ, એહવી છઈ શાસ્ત્રવાણિ
પડિતનઇ સહૂ કો માનઈ, પામઈ અતિહિ મહત્ત્વ;
ઠામિ ઠામિ શોભા હુઈ, મોટઉં જ્ઞાન તત્ત્વ
જ્ઞાનવતની સભામાહિ, મૂરષ આવી બઇસેઈ,
રાજહસમા બગ જિમ, સહૂ કો તેહનઈ હસેઈ

દવદતીના સ્વયવરનુ નિરૂપણ કરતા, દીકરીને કેવો વર પરણાવવો જોઈએ અને એ માટે મોટાઓની કેવી સલાહ લેવી જોઈએ તે વિશે સમજાવતા કવિ મેઘરાજ કહે છે

જો પુણ મનમા ઊપજે, ભલિ ભલેરી બુદ્ધિ;
તો પણ ડાહા પૂછિયે, જિમ હોય કારજ સિદ્ધિ
લહુડ વડા પૂછે નહિ, ન ગણે સયણ સનેહ;
આપણ છદે ચાલતા, ખરો વિગૂયે તેહ
મૂરખ, નિરધન, વેગળો, શૂરો અતિહિ સરોસ,
કન્યા વરસ ત્રિગુણા હોયે, તે વર ગણે સદોષ

* જુઓ મહીરાજકૃત 'નલદવદતી રાસ' પૃ૦ ૧૪, કડી ૧૨૯–૧૩૨

ધણી અનુકૂળ શીલસ્યુ, વિદ્યા વય ધન દેહ,
ગુણ સાતે જોઈ કરી, વર લીજે નિસદેહ

એવો વર જોઈ કરી, માત પિતા દિયે ધૂય,
પાછે ધોગણ કર્મનુ, ઈમ જપે જગ સહુય

જો સુખણી થઈ બેટડી, તો કહે કર્મ પ્રમાણ,
ઊણી તો માવિત્રને, ગાળ દિયે નિર્વાણ

સ્વયવરમા આવેલા રાજા કૃષ્ણરાજનુ અભિમાન નળ ઉતારે છે એ પ્રસગે કવિ લખે છે

પર સપત્તિ જિકો સહે, પરગુણ બોલે મીઠ,
વિણ સ્વારથે ઉપગારીઆ, તે મેં વિરલા દીઠ

થોડે પણ નિજ મહાજને, મનમા વહે ગુમાન,
ટીટોડીના પાઉ જિમ, ફોકટિયુ અભિમાન

બળ અવિચારી આપણુ, માડે અધિક પરાણ,
મોટા સાથે માડતા, નિશ્ચે મૂકે પ્રાણ

રાજા દુર્જન દરસણી, ધારાળુ મર્મ જાણ,
વૈદ્ય, ધની, અહિ યાચકો, મત કોપવરયો જાણ

નિબળ થિકુ મડે જિકે, અતિ મોટાશુ આળ,
ગર્દભ સિંહ શિયાળ જિમ, પામે મરણ અકાળ

નિષધ રાજા પોતાની ગાદી નળને સોંપી સયમ લેવાની ઇચ્છા કરે તે પ્રસગે તેઓ જે વિચારે છે તે વિશે કવિ લખે છે

છતે સયોગે ધર્મને, આળસ કરે ગમાર,
કાણી કોડી કારણે, હારે સહસ દિનાર

વ્યાધિ ન પીડે જ્યા લગે, જરા ન આવે અગ,
ઈન્દ્રીશક્તિ ફુરતડા, કરવો ધર્મ સુયગ

લાલચી લોભ ને લીલરી, લાલ વિશેષે થાય,
ગરઢપણે આવેષડે, લક્ષણ દૂર પલાય

વચન ન માને છોકરા નારી ન ધરે પ્રેમ,
ખૂણે નાખી મેહલિયે, જો નહિ ગાંઠે હેમ

તપ, સયમ, દાને કરી, વિદ્યા વિનય વિચાર,
પ્રગટો ન થયો જેહ તે, શુ આવ્યો સસાર ?

કદબ રાજા નળની આજ્ઞા માનતો નથી તે પ્રસગે કવિ લખે છે

તેજ હોય તો સહુ નમે, એહવો જગત સુભાવ,
પાવક ઉપર કર ધરે, ભસમી ઉપર પાય

તેજે કરી સહુએ બિહે, નામે ન બિહે કોય,
સિંહ સર્પ ભીંતિ લખ્યા, હાથ વાહીને જોય

નળનો ભાઈ કૂબર નળને દ્યૂતમા હરાવે છે અને દવદતીને પણ જીતી લે છે એ વખતે જ્યારે તે *
દવદતીને પોતાના અત પુરમાં રહેવા કહે છે ત્યારે મત્રીઓ એને સમજાવે છે

છાડે પોતાની પ્રિયા, નીચ રસે પરદાર,
સરોવર મૂકી સિર થકી, ખોટે કાગ ગમાર
નિરવાહક છે આપણો, પર નહીં આવે કાળ,
કાજળ ઊહી જાયશ્યે, લોચન રહેશે ઠામ
રાત, સગેવર, રાજવર, પરદાગનો સગ,
વસિંભ વેગે પરિહરે, રહી ન કીજે રગ

દ્યૂત રમતા રાજ્ય ધર્યા પછી નળ–દવદતી વનમા ગયા છે એ વખતે દવદતી પોતાના પિતા
ભીમ રાજાને ત્યા જઈને રહેવા માટે નળને કહે છે પરતુ નળનુ મન માનતુ નથી દવદતી સૂતી છે તે
વખતે નળ વિચાર કરે છે

જેહ જમાઈ સાસરે, માડે ચિર વિશ્રામ,
નામ ગમાડે બાપનુ, તિમ પોતાની મામ
જો થોડો તિહા વાહલો, પ્રાહુણડો રગરેલ,
ઘણુ રહેતા પ્રીસિયે, ઘીને ઠામે તેલ,
નિજ થાનક નર પૂજીએ, પરઘર નહુ પોસાય
સૂરજને ઘર આવીઓ, શશિહર ઝાખો થાય

વનમા અગ્નિમાથી બચાવેલો સાપ કરડવાથી નળનો દેહ કદરૂપો બની જાય છે એ વખતે નળ
એ સાપને દુર્જન ધારીને બોલે છે

વેશ, કુનારી, ચોરટો, રાજા નીર અથાહ,
જોગી પાવક પાળીઓ, દુર્જન છેહ દે દાહ
દુર્જનનો વિશ્વાસડો, કરતા હોયે હાણુ,
વાયસ જો ઘર રાખિયો ઘુઅડ બળ્યા નિરવાણુ
દુર્જન જતને પાળિયો, એ તુ મ કરે ધાખ,
હસે રાખ્યો બૂડતા ઉંદરે કરડી પાખ
મિત્ર અને કુમિત્રનો રખે કરે વિશ્વાસ,
બાળે એહુ કોપ્યા થકી, જિમ દવ બાળે ઘાસ
દુર્જન તે દુર્જન સહી, સીંચી જે અમિયેણુ,
અબ ન હોયે લિંબડો, જાતિ તણે ગુણેણુ

નળ કૂબડો બની દધિપર્ણ રાજાને ત્યા આવે છે એ વખતે તે પોતાનો પરિચય નળના સેવક તરીકે
આપે છે એ પ્રસગે કવિ લખે છે

સેવક કામે જાણવો, બધવ કષ્ટે જાણ,
ભાર્યા પણ નિરધનપણે, પરખીજે નિર્વાણ
સાહેલામા સહુયે મળે, દોહિલે ન મળે કોય,
વૃક્ષ ફળ્યા દેખી કરી, પખ આવ્યા જોય

× × ×

કુગામ વાસ, કુભારજા, સામિ નહિ સુવિવેક,
પરવશ રોગે પીડિયો, મરણથકી અતિરેક
વૈરીને માને પ્રભુ, જે જાણે ગુણવત,
પોતાનુ પણ પરિહરે, નિરગુણ જાણી સત
ભૂડો પણ પ્રભુ સેવિયે, ભલી સભા જે હોય,
ભલો પણ ભૂડી સભા, તો છાડે નર જોય

હુડિક કદરૂપો છે છતા તેનામા જે ગુણ રહ્યા છે તે જોઈ દધિપર્ણ રાજા વિચારે છે

રૂપ, કુરૂપ કશુ કરે, માનીજે ગુણ જોય,
આઉલિ કેરા ફૂલડા, શિરે ન ચાઢે કોય
આડબરે નહુ પૂજિયે, ગુણે કરી પૂજાય,
દૂધે વિના અલકરી, નવિ વેચાય ગાય
કસ્તુરી કાળી હોયે, શિરે વહે નરરાય,
રૂપ કુરૂપેં શુ હુએ, ગુણ સઘળે પૂજાય

બાર વર્ષના વિયોગ પછી ભીમ રાજાને ત્યા દવદતી અને નળ પાછા મળે છે એ પ્રસગે કવિ લખે છે

ઉત્તમ સાથે પ્રીતડી, પહેલી થોડી જોય,
નદી તણે પટતરે, છેહડે વધતી હોય
નીચ સરીસી પ્રીતડી, પહેલી અધિકી થાય,
રાસભના ભુકાર જિમ, છેહડે ત્રૂટી જાય

કવિ મેઘરાજને આવી બોધક કડીઓમા પ્રસગોચિત પ્રાચીન કથાપાત્રો કે ઘટનાઓના દૃષ્ટાન્ત આપવાનો—અર્થાન્તરન્યાસ અલકાર પ્રયોજવાનો પણ શોખ જણાય છે જુઓ

જુઆરી ચોરી કરેજી, કોઈ ન ગણે લાજ,
પરઘરણી ધન હારવેજી, પાડવ ગમીઉં રાજ

× × ×

માસ જીવનો પિંડ છેજી, નરગ તણો ઉપાય,
બગ રાક્ષસ નરગે ગયોજી, માસ તણે સુપસાય.

× × ×

પરદારા દુખદાયનીજી, અપજસનો ભડાર,
જાત ગમાડે દ્રવ્યનુજી, રાવણ ચરિત સભાર

× × ×

ચોરી દુખનુ મૂળ છેજી, નરગતણી એ દૂતી,
વધ બધાદિ બહુ પરેજી, મરણ લહે શિવભૂતિ
ઘેવર ક્ષપક તપસ્વી થયો, ક્રોધ પ્રભાવે નરકે ગયો,
ચારિત્ર્ય પાળ્યાનો એ સાર, ઉપશમ કીજે સુખદાતાર

× × ×

પવનજય નૃપગેહિની, હનુમતની જે માય,
સતી શિરોમણી અજના, દુખણી વનમા થાય

× × ×

જીવતા પામે જગેં, સુખ સમળા સસાર,
યથા ભાનુ મત્રીસરે, પામી સરસતી નાર

આમ, આ રાસમા કવિએ સ્થળે સ્થળે સરળ ભાષામા, સદૃષ્ટાન્ત, સાલકાર આવા દૂહાઓ મૂક્યા છે એમ કરવાથી અલબત્ત, રાસ વધુ રસિક બન્યો છે અને રાસના સ્વરૂપની એક વિશિષ્ટ છાપ આપણા મન ઉપર પડે છે તેમ છતા, અગાઉ બતાવ્યુ તેમ, કેટલીક વાર આવા દૂહાઓમા પ્રમાણભાન જળવાયુ નથી કેટલીક વાર એક વિચારમાથી બીજા વિચારમા વિષયાતર પણ થતુ ગયુ છે અને વિયોગ પછી નળ-દવદતીના મિલનપ્રસગે સ્ત્રી વિશે કવિએ નીચેની જે પકિતઓ લખી છે તેમા ઔચિત્યભગ પણ થતો હોય એમ જણાય છે

નારી વયણે કોણુ ન ચૂકે, સુભટ શિરોમણી ધીરજ મૂકે,
સ્ત્રી ફરસે વિહસે તરૂ ધાત, તો માણુસની કેણી વાત
શસ્ત્ર શાસ્ત્ર પૂરા જિકે, કેહજો ન નામે શીશ,
તે પણુ નારી બોલડે, ચૂકે વિસવાવીસ
માતપિતાને વચિયે, સગા સણેજા ભાય,
નારી નેહે વશ કર્યા, માહા તે ગહિલા થાય
તા લગે મતિ બુધિ સાભરે, જા લગે શાસ્ત્ર વિચાર
નારી સાથે ગોઠડી, જા નહુ કરે અપાર

આમ, વસ્તુ, પાત્રાલેખન, પ્રકૃતિવર્ણન ઇત્યાદિની દૃષ્ટિએ એકદરે જોતા નયસુદર, સમયસુદર કે મહીરાજના નલદવદતી વિશેના રાસની કક્ષા સુધી આ રાસ પહોંચી શકે એવો નથી, અને ઋષિવર્ધનના રાસ પ્રત્યેનુ એનુ ઋણ ઘણુ મોટુ છે તેમ છતા કવિએ બતાવેલી પોતાની મૌલિક શક્તિની દૃષ્ટિએ જોતા આપણા મધ્યકાલીન રાસસાહિત્યમા આ રાસ નોંધપાત્ર સ્થાન ધરાવે છે એમ અવશ્ય કહી શકાશે



# અશક્યને શક્ય કરી બતાવવાનો પડકાર ઝીલતી પત્ની : એક મધ્યકાલીન કથારૂઢિ

જનક દવે

સ્ત્રીનુ માની લીધેલુ, કે વાસ્તવિક અભિમાન તોડવા માટે પતિ તરફથી સ્ત્રીને, પોતાનુ સામર્થ્ય પુરવાર કરી આપવાનો પડકાર ફેંકાય છે, અને એ પડકાર ઝીલીને સ્ત્રી, માગણી પ્રમાણે, અસાધારણ વસ્તુને પોતાની ચતુરાઈ ને દક્ષતાથી સિદ્ધ કરી આપે છે, એવી કથારૂઢિ લોકવર્તાઓમા ઠીકઠીક પ્રયોજાઈ છે

આવી કથારૂઢિ પ્રથમ આપણને બારમી શતાબ્દીની એક જૈન પ્રાકૃતરચનામા મળે છે ઈ૦ સ૦ ૧૧૪૩(વિ૦ સ૦ ૧૧૯૯)મા લક્ષ્મણગણિએ રચેલી 'સુપાસનાહચરિઅ'મા 'પરદારાગમનવિરમણવ્રત્ત વિષયે અનઙ્ગક્રીડા-અતિચારે ધનકથા'ની વાર્તામા એ કથારૂઢિ પ્રયોજાઈ છે એની વાર્તા નીચે પ્રમાણે છે

વિક્રમપુર નગરમા વિક્રમ નામે રાજા રાજ કરતો હતો તે નગરમા સિદ્ધિતિલક શેઠ પોતાની પત્ની લક્ષ્મી સાથે રહેતા હતા શેઠને બે દીકરા હતા એકનુ નામ ધન અને બીજાનુ નામ ધનદેવ ધન સ્વભાવે કામી હતો ધનદેવ ધાર્મિક વૃત્તિનો હતો એક પર્વને પ્રસગે એ બન્નેને કોઈ ખેડૂત નગરની પાસેના ગામના ખેતરમા લઈ ગયો ત્યા આબાના વનમા એક મુનિ હતા ખેડૂતના કહેવા પ્રમાણે તે એક માસથી ખાધાપીધા વિના કે નિદ્રા વિના ધ્યાનસ્થ બેઠા હતા પેલા બન્ને ભાઈઓએ મુનિને યુવાવસ્થામા સન્યસ્ત લેવાનુ કારણ પૂછતા તેમણે કહ્યુ કે ખાસ કારણ તો તેમની સ્ત્રી હતી પેલા બન્નેના આગ્રહથી તેમણે પોતાની વાત કહેવા માડી

શુભાવાસ નગરમા રિપુમર્દન રાજા રાજ કરતો હતો વિશાળબુદ્ધિ તેનો મત્રી હતો મત્રીની પત્નીનુ નામ હતુ રતિસુદરી તે નગરના પૂર્વ ભાગમા એક ઉદ્યાન હતુ ઉદ્યાનના દ્વાર પર એક આમ્રવૃક્ષ હતુ તે વૃક્ષ પર પારસિક દેશના પોપટની જોડી હતી તે જોડુ સુખથી રહેતુ હતુ તેમને એક પુત્ર થયો પોપટીને એકવાર ખબર પડી કે પોપટ પરસ્ત્રિયાસક્ત છે તેણે પોપટને પોતાની સગ કરવા દેવાની ના પાડી, અને પેલી પોપટીના માળામા જવાનુ કહ્યુ પોપટે પોતાનો ગુનો કબૂલ કર્યો અને ક્ષમા પણ

માગી, પરતુ પોપટી હવે તે પોપટનુ મોઢુ પણ જોવા માગતી ન હતી  પોપટે જતા જતા પોતાના પુત્રની માગણી કરી  પોપટી પુત્ર આપવા તૈયાર ન હતી  બન્ને રાજા પાસે ન્યાય કરાવવા ગયા અને બન્નેએ પોતપોતાનુ વૃત્તાત કહ્યુ  રાજાએ શાસ્ત્રવાક્ય કહ્યુ કે પુત્ર પિતાનો અને પુત્રી માતાની, અથવા તો પુત્રી પણ પિતાની  વાવનારનુ જ બીજ હોય  ખેડૂત ખેતરમા વાવે તેનુ જ સર્વ ઉત્પાદન હોય છે  પોપટીએ ન્યાય સ્વીકાર્યો, પણ રાજાની વહીમા એ નિયમ લખાવ્યો  પોપટીએ પોપટને પુત્ર સોંપી દીધો  વૃક્ષ નીચે એક મુનિ હતા  પોપટીએ તેને પોતાનુ આયુષ્ય પૂછ્યુ  મુનિએ કહ્યુ કે ત્રીજે દિવસે તુ મૃત્યુ પામીશ, અને પ્રધાનને ઘેર પુત્રી તરીકે જન્મીશ, કારણકે તેં મનુષ્યદેહ માટે કર્મો બાધ્યા છે  આ વાત સાભળી પોપટી જિનમદિરમા ગઈ અને જિનને નમસ્કાર કરીને કોઈની પાસે મદિરના ઉપરના ભાગમા પૂર્વોક્ત અક્ષરો (મુનિના શબ્દો) લખાવ્યા—એવા વિચારથી કે કદાચ આવતા ભવમા ફરતા ફરતા અહીં આવુ અને આ અક્ષરો મારી દૃષ્ટિએ પડે તો મને મારા પૂર્વજન્મનુ સ્મરણ થાય  પછી તેણે વિશાળબુદ્ધિની સ્ત્રી રતિસુદરીને પેટે બહુ સુદર કન્યા તરીકે જન્મ લીધો  ભુવનાનન્દા નામ ધારણ કર્યું  થોડા સમયમા ભણીગણી હોશિયાર થઈ  એક દિવસ ઉદ્યાનના જિનમદિરે આવી ત્યા પેલા અક્ષરો જોઈને તેને પૂર્વવૃત્તાત યાદ આવ્યો, અને જિનભક્તિને પ્રભાવે પોતાને મનુષ્યદેહ મળ્યો તેથી જિન પ્રત્યે વિશેષ ભક્તિશાળી થઈ

પ્રધાન પાસે એક ઉત્તમ ઘોડો હતો  રાજાની ઘોડીને તેનાથી ઘણા વછેરા થયા  રાજાએ તે પોતાને ત્યા મગાવ્યા  ભુવનાનન્દાએ તે આપવા ન દીધા  તેણે કહ્યુ  "મારા પિતાના ઘોડા દ્વારા એ ઉત્પન્ન થયા છે માટે તેની માલિકી મારા પિતાની ગણાય, રાજાની નહિ  પોપટ-પોપટીના વિવાદ વખતે આપેલો ન્યાય રાજાએ લખ્યો છે " વહી વાચી રાજા વિસ્મય પામ્યો  રાજાને થયુ  આ કોઈ બાલપડિતા છે  રાજાએ પ્રધાન પાસે તેનુ માગુ કર્યું અને પોતે લગ્ન કર્યાં  લગ્ન પછી રાજાએ કહ્યુ  "હે બાલા, તુ તો મોટી પડિતા છો, તો જ્યા સુધી સર્વોત્તમ ગુણવાળો પુત્ર તુ ઉત્પન્ન નહિ કરે ત્યા સુધી તારે મારા ઘરમાં પગ મૂકવાનો નથી " ભુવનાનન્દાએ જવાબ આપ્યો  "પ્રિયતમ, જરૂર એવો પુત્ર જન્મ્યા પછી જ હુ તારે ત્યા આવીશ  ને તુ મારી પ્રતિજ્ઞા પણ સાભળી લે  હુ ખરેખરી પડિતા હોઉં તો તારે હાથે મારા પગ ધોવરાવીશ અને તારી પાસે મારી મોજડી ઊચકાવીશ " આમ બન્ને વચ્ચે એકાતમા વાતચીત થઈ  ભુવનાનન્દા પિયર પાછી આવી  પિતાને એકાતમા બધી વૃત્તાત કહ્યો  પ્રધાને કહ્યુ  "દીકરી, આ તો બહુ દુર્ઘટ છે" દીકરીએ જવાબ આપ્યો  "બુદ્ધિ માટે કશુ દુર્ઘટ નથી  રાજાના મહેલના પાછળના ભાગમા ઋષભદેવનુ એક મદિર કરાવો, ત્યા ત્રણે સમય હમેશા નૃત્યનો ઉત્સવ થતો રહે તેવી વ્યવસ્થા કરો અને ત્યા નર્તકીઓના આવાસ વચ્ચે મારુ પણ એક ઘર બધાવો " એ રીતે મદિર વગેરેનુ નિર્માણ થયુ અને ત્યા કેટલીક સુન્દર, સગીતકુશળ, નૃત્યકુશળ, વાદનકુશળ ગણિકાઓ રાખવામા આવી  એક પણ પુરુષ ત્યા નહોતો રાખ્યો  ભુવનાનન્દા પોતે પણ નૃત્યમા ભાગ લેતી  એક વાર રાત્રી પૂરી થવા આવી હતી ત્યારે રાજાએ ગીત સાભળ્યુ  પાછલે બારણેથી તે નીકળ્યો અને જિનમદિરમા ગયો  તેણે ત્યા અપ્સરા-ઓનુ વૃદ નૃત્ય કરતુ હોય તેવુ દૃશ્ય જોયુ  ભુવનાનન્દા પણ ત્યા નૃત્ય કરતી હતી  રાજા એના પ્રત્યે આકર્ષાયો. રાજા દાસનો વેષ લઈ ને ત્યા ગયો  નૃત્ય પૂરુ થતા ભુવનાનન્દા પાલખીમા બેસી પોતાને આવાસે ગઈ  રાજા પણ તેને ત્યા ગયો  બન્નેએ સાથે રાત ગાળી  આમ દરરોજ રાજા નૃત્ય જોતો અને ભુવનાનન્દાને ત્યા રાત્રી ગાળતો  રાજા ભુવનાનન્દાને આ દરમિયાન જે જે કઈ કહેતો તે ભુવનાનન્દા પોતાના પિતાને જણાવતી અને પ્રધાન પણ તે બધુ એક વહીમા લખી લેતો  એક દિવસે ભુવનાનન્દા જાણી જોઈને પોતાની મોજડી ભૂલી જઈને પાલખીમા બેસી ગઈ  રાજાને કહ્યુ  "મારી મોજડીઓ રહી ગઈ છે, તો તમે લાવજો " પેલો રાજા મોજડીઓ માથે ચડાવીને લાવ્યો  તે રાત્રે પણ રાજા ત્યા

જ સૂતો અર્ધી રાત્રે ભુવનાનન્દા તેને કહે, "આજ મારા પગ બહુ બળે છે, તો જરા દાસીને જગાડો કે મારા પગ તળાસે" પણ દાસીને બોલાવવાને બદલે રાજા પોતે જ પગ તળાસવા માંડ્યો ભુવનાનન્દાએ તેને ખૂબ વાર્યો તો પણ તે તળાસવા માંડ્યો પછી તે નિરાતે સૂઈ ગઈ સ્વપ્નમા તેણે પૂર્ણ ચન્દ્રને પોતાના મુખમા પ્રવેશતો જોયો તે જાગી ગઈ પગ તળાસતા રાજાને તેણે કામ છોડાવી સ્વપ્નની વાત કહી "સુન્દરી, તને ઉત્તમ પુત્ર થશે" રાજાએ કહ્યું સવાર સૂચવતો શખ વાગતા રાજા પોતાને મહેલે ગયો ભુવનાનન્દા પોતાને પિયર ગઈ પિતાને બધી વાત કહી અને ગર્ભનુ રક્ષણ કરતી સુખે રહેવા લાગી બીજે દિવસે રાજા ગણિકાવાસમા ગયો ત્યા ભુવનાનન્દાને ન જોતા તેની પડોશણને પૂછ્યુ "પેલી લીલાવતી ક્યાં ગઈ?" પડોશણે અજ્ઞાન બતાવ્યુ રાજા દુ ખી થઈ ઘેર ગયો વળતે દિવસે તેણે પ્રધાનને પૂછ્યુ "તારા મદિરની મુખ્ય ગાયિકા લીલાવતી ક્યા ગઈ?" પ્રધાન કહે "મહારાજ, મેં જ એને કાલ પરાણે કાઢી મૂકી એ કોઈ રાકોરના પુત્રને હળી ગઈ હતી નિયમિત મદિરમા આવતી ન હતી, સરખુ કામ કરતી ન હતી અને શિખામણ આપતા રડવા બેસતી અને તકરાર કરતી, એટલે મેં કાઢી મૂકી અને એને સ્થાને બીજીને નિયુક્ત કરી" રાજા મૂગો થઈ ગયો ભુવનાનન્દાને યોગ્ય સમયે ઉત્તમ લક્ષણવાળો પુત્ર થયો સમય જતા તે પણ વિદ્યાકળામા પારગત થયો એક દિવસે મત્રી ભુવનાનન્દાને તેના પુત્ર સહિત રાજા પાસે લઈ ગયો રાજાએ પૂછ્યુ "આ મહિલા કોણ છે?" મત્રીએ કહ્યુ "મહારાજ, તમારી પત્ની અને મારી પુત્રી છે, આ તમારો પુત્ર અને મારો દૌહિત્ર છે" રાજા કઈ એ વિષયમા બોલે એ પહેલા પ્રધાને તેના હાથમા વહી સોંપી દીધી એ વહીમા રાજાએ જે કઈ કહ્યુ હતુ તે બધુ વિવરણ સાથે લખી લીધુ હતુ રાજાએ હર્ષ-વિષાદ સાથે કુમારને ભેટીને પોતાના ખોળામા લીધો અને ભુવનાનન્દાને કહ્યુ "તેં મને જીત્યો છે, અને હુ તારાથી પ્રસન્ન છુ—તારી પ્રતિજ્ઞા પૂરી કરી તેથી અને પુત્રપ્રાપ્તિથી પ્રસન્ન છુ આજથી આ રાજ્ય તારુ અને તારો પુત્ર રાજા હુ હવે મારુ ઇષ્ટ કર્તવ્ય કરીશ આ બધા ભોગને ધિક્કાર છે પુરુષશ્વાન એવા મને ધિક્કાર છે રાજ્યને પણ ધિક્કાર છે" મત્રીના વારવા છતા રાજાએ કુમારનો અભિષેક કર્યો, અને પોતે દીક્ષા લીધી મુનિ કહે છે કે આ મારુ વૃત્તાત છે

**અંત** • આ વાર્તામા ભુવનાનન્દા પતિની ઉપેક્ષા પામે છે રાજા—કે જે તેનો પતિ છે—તેને 'મોટી પડિતા' કહી પોતાની શક્તિ પુરવાર કરી આપવાનો પડકાર ફેંકે છે ભુવનાનન્દા આખરે એ જ રાજાની પાસે પોતાના પગ ધોવડાવે છે, મોજડી ઊચકાવે છે અને તેના દ્વારા જ પુત્ર પ્રાપ્ત કરે છે ભુવનાનન્દા પોતાનુ બુદ્ધિચાતુર્ય પુરવાર કરી આપે છે પતિ તરફથી ફેંકાયેલા પડકારનો હિંમતથી સામનો કરે છે

આ કૃતિ ૧૧૯૯મા રચાઈ છે, પણ તે કર્તાની પોતાની જ કૃતિ લાગતી નથી કોઈ પ્રચલિત લોકકથાનો ઉપયોગ કર્તાએ કર્યો લાગે છે આરભ અને અતમા જૈનતત્ત્વ ગોઠવી દીધુ લાગે છે

ઈ૦ સ૦ ૧૪૪૩(વિ૦ સ૦ ૧૪૯૯)મા રચાયેલ પડિત શ્રી શુભશીલગણિકૃત 'વિક્રમચરિત્રમ્'મા સૌભાગ્યસુદરીની વાર્તા આવે છે આ વાર્તામા સ્ત્રી પોતે બડાશ હાકે છે અને પછી એ બડાશ પુરવાર કરી આપવાનુ પોતાને માથે આવે છે ત્યારે પતિનો પડકાર ઝીલી લઈ બડાશ પ્રમાણે વર્તન કરી બતાવે છે

વાર્તા આ પ્રમાણે છે

એકવાર વિક્રમ નગરચર્યા જોવા નીકળ્યો હતો તેણે બે બાળાઓને વાત કરતી સાભાળી એકે કહ્યુ "હુ પરણીને સાસુ-સસરાની સેવા કરીશ અને પતિની ભક્તિ કરીશ" બીજીએ કહ્યુ. "હુ તો પરણીને પતિની સાથે સાસરે જઈ પતિને છેતરીશ, અને પરપુરુષ સાથે મઝા કરીશ" રાજાએ આ બીજી બાલા સૌભાગ્ય-સુદરી સાથે લગ્ન કર્યું રાજાએ તેને એકદડિયા મહેલમા કેદી જેવી સ્થિતિમા રાખી રાજાએ તેને તેની બહેનપણી સાથે હાકેલી બડાશ પ્રમાણે કરી બતાવવા કહ્યુ થોડા સમય પછી એકવાર અવંતીમા ગગનધૂલિ નામે વેપારી વેપાર કરવા આવ્યો તે એકદડિયા મહેલ પાસેથી પસાર થતો હતો સૌભાગ્ય-

સુંદરી તેને જોઈ વ્યાકુળ થઈ ગઈ તેણે કાગળની કટકી પર અક્ષર પાડી, પાનના બીડામાં મૂકી, તે બીડુ વેપારી પર નાખ્યુ ઉપરથી કંઈ પડેલુ જોઈ વેપારીએ ઉપર જોયુ અપ્સરા જેવી સ્ત્રી તેણે જોઈ બીડુ ખોલ્યુ અંદરની ચિઠ્ઠી વાચી સ્ત્રી આવવાનુ નિમંત્રણ આપતી હતી અને ન આવે તો દેહ પાડવાનુ કહેતી હતી બીજે દિવસે મધ્યરાત્રીએ કામદેવનુ પૂજન કરી, પછી પાટલાત્રોની મદદથી તે સૌભાગ્યસુંદરી પાસે પહોંચ્યો ખાનપાન તથા ભોગ ભોગવી ગગનધૂલિ ચોથા પહોરે ચાલ્યો ગયો, વગેરે વગેરે

અહીં જોઈ શકાય છે કે ગમે તેવી વિકટ પરિસ્થિતિમા મૂકેલી સ્ત્રી પણ હિંમત અને ધીરજ રાખી આખરે ફેંકાયેલા પડકાર પ્રમાણે કરી બતાવે છે

આ જ કથારૂઢિમા મધ્યકાલીન વાર્તાકાર શામળની 'સ્ત્રીચરિત્રની વાર્તા' નામની વાર્તા, જે 'સિંહાસન-બત્રીશી'માની ૨૯મી વાર્તા છે, તેને મૂકી શકાય આ વાર્તામા એક વણિકકન્યા રાજા વિક્રમને એવો પડકાર ફેંકે છે કે વિક્રમચરિત્ર કાંઈ દુનિયામા સૌથી શ્રેષ્ઠ નથી, સૌથી શ્રેષ્ઠ તો છે સ્ત્રીચરિત્ર રાજા આ કન્યાને પાઠ શીખવવા ઇચ્છે છે એની સાથે પોતાના પુત્ર વિક્રમચરિત્રને પરણાવે છે વરવહુને મળવા દેતા નથી વહુને એકાતવાસમા ગોંધી રાખે છે વણિકકન્યા દાસી મારફત પોતાના પિતાને વીંટી મોકલે છે વીંટીના હીરાની નીચેની ચિઠ્ઠી વાચી પિતા, પુત્રી રહે છે ત્યા સુધી ભોંયરુ ખોદાવે છે ને એ વાટે પુત્રી બહાર આવે છે. એક વાર સાબલિયણ બની વિક્રમચરિત્રને મોહાધ કરે છે અને એનો સગ કરી પુત્ર મેળવે છે આભૂષણવસ્ત્રો પણ મેળવે છે વળી પાછી જોગણી બની સજીવન વિદ્યાના લોભી વિક્રમચરિત્રને છેતરે છે પાછો તેનો સગ કરી તેની ધનદોલત પડાવી લે છે અને પુત્ર પણ મેળવે છે પછી જાણે કશુ જ જાણતી નથી એવો દેખાવ કરી એકાતવાસમા રહે છે પુત્રોને પારણે ઝુલાવતી હાલરડા ગાય છે રાજાને અને રાણીને કૌતુક થાય છે પુત્ર વિક્રમચરિત્રને તે પુત્રવધૂ પાસે ગયો હતો કે નહિ તે પૂછી જુએ છે પુત્ર સ્પષ્ટ ના પાડતા વણિકકન્યાની વલે કરવા તૈયાર થાય છે કન્યાના મા-બાપને બોલાવી તેના ચરિત્ર દેખાડવા ગર્વ કરે છે કન્યા જે બન્યુ હતુ તે બધુ વર્ણવે છે કુવરના વસ્ત્ર, આભૂષણ, રત્નો, હથિયાર બધુ હાજર કરે છે પુત્ર શરમિંદો બની, બની ગયેલા પ્રસગોનો સ્વીકાર કરે છે રાજા વિક્રમ, સૌથી વડુ સ્ત્રીચરિત્ર એમ સ્વીકારી પુત્રવધૂનો આદર કરે છે અહીં સસરાએ ફેંકેલો પડકાર પુત્રવધૂએ ઝીલી લીધો છે

આ જ કથારૂઢિને મળતી એક વાર્તા સિંધની પ્રાચીન કથાઓમાં જોવા મળે છે 'બિરસિંગ અને સુંદરબાઈ'[1]ની વાર્તામા સુન્દરબાઈ કેવી રીતે પતિનો પડકાર ઝીલી લે છે અને પોતાની બડાશના શબ્દોને કેવી રીતે ખરા પાડે છે તે નીચેની વાર્તા વાચતા જણાય છે

સાયલાના રાજા કેસરીસિંગને સુન્દરબાઈ નામની અતિ સ્વરૂપવાન કન્યા છે તે એક વાર પોતાની સખીઓ સાથે ઉદ્યાનમા રમતી હતી નૃત્ય અને ગીત પૂરા થતા સાહેલીઓ માહોમાહે વાતો કરવા માડી સુન્દરબાઈ કહે "હુ વલભીના રાજકુમાર બિરસિંગને પરણીશ, અને એને પ્રેમથી એવો જીતી લઈશ, કે એ બીજા કોઈ ને જુએ જ નહિ અને જો એ મને હુ કહુ તેમ રાખશે નહિ તો હુ તેને મારી શક્તિ અને હિંમતથી બતાવી આપીશ, કે સ્ત્રીઓ પણ સર્વ રીતે પુરુષસમોવડી હોય છે પછી એ પોતાનાથી જ શરમાઈ ને મને ચાહશે અને માન આપશે, ને હું કહુ તે પ્રમાણે કરશે" બિરસિંગ આ વખતે એ જ ઉદ્યાનમા હતો તે મૃગયા કરવા નીકળ્યા હતો સાથીઓથી વિખૂટો પડી ગયો હતો તેણે સુન્દરબાઈની બડાશના આ શબ્દો સાભળ્યા તેનુ રૂપ જોઈ ને તો એ આકર્ષાયો જ હતો પિતા પાસે સુન્દરાબાઈ માટે માગુ કરાવી તેને એકાન્તવાસ આપ્યો બેસતા વર્ષને દિવસે મન્દિરમા છુપાઈ રહ્યો સુન્દરબાઈ પાર્વતી પાસે આશીર્વાદ માગતી હતી ત્યારે પ્રગટ થઈ, પેલા ઉદ્યાનમા ઉચ્ચારેલા શબ્દો પ્રમાણે કરી બતાવવા

1 Tales of old Sind, page 107–115

કહ્યું સુન્દરબાઈ લાચાર હતી એક વાર તેણે દાસી મારફત પોતાના પિતાને વીંટી સમગવવા મોકલી આપી પિતાએ વીંટીના હીરા નીચેની ચિઠ્ઠી વાચી પુત્રીના દુ ખે દુ ખી થયા પુત્રીને સહાયરૂપ થવા પુરુષનો પોશાક, ઘોડો અને બખ્તર મોકલી આપ્યા પછી પુત્રીના મહેલ સુધી ભોંયરુ ખોદાવ્યુ પુત્રી એ ભોંયરાના માર્ગે એકાતવાસમાથી બહાર આવી સુન્દરબાઈ પુરુષનો વેપ ધારણ કરી, રતનસિંહ નામ ગખી, બિરસિંગના પિતા પાસે દરબારમા નોકરી મેળવવા આવી તેને નોકરી મળી સુદરબાઈએ થોડા દહાડમા યુક્તિ કરી પ્રજાને રજાડતા સિંહને માર્યો રાજાએ તેને એ બદલ્ન માન અને ઇનામ આપ્યા એકાદ વરસ બાદ તે રાજા સાથે શિકારે ગઈ રાજાની ગેરહાજરીનો લાભ લઈ પડોશી રાજાએ વલભીપુર પર આક્રમણ કર્યું અને જીત્યુ બિરસિંગ પણ પકડાઈ ગયો સુદરબાઈએ પોતાના પિતા પામેથી સહાય લઈ ભોંયરા મારફત વલભીપુરમા પ્રવેશ કરીને તે પાછુ મેળવ્યુ અને બિરસિંગને પણ છોડાવ્યો એકવાર રતનસિંહ રૂપે સુદરબાઈ પોતાના મહેલ તરફ ગઈ બિરસિંગ પોતાના મિત્ર રતનસિંહને મળવા ઇચ્છતો હતો લોકો પાસેથી જાણ્યુ કે તે સુન્દરબાઈના આવાસ તરફ ગયો છે એટલે એ વહેમાયો સુદરબાઈએ તેનો સત્કાર કર્યો, પણ ક્રોધિત બિરસિંગે તેને રતનસિંહના સમાચાર પૂછ્યા સુન્દરબાઈએ પોતાના તરફ વધારે ધ્યાનથી જોવાનુ બિરસિંગને કહ્યુ, અને ભેદ કળાઈ ગયો રતનસિંહ બીજો કોઈ નહિ, પણ પુરુષના વેષમા સુન્દરબાઈ જ હતી સુદરબાઈએ પોતાની બડાશ પુરવાર કરી આપી પતિએ પત્નીનો સત્કાર કર્યો

આ વાર્તામા સ્ત્રીની બડાશ, લગ્ન પછી સજાના રૂપમા મળેલો એકાતવાસ, સ્ત્રી તરફથી પિતાને વીંટી દ્વારા ચિઠ્ઠી મોકલવી, ભોંયરાની રચના અને એ દ્વારા બહાર આવી પોતાની શક્તિઓ બતાવવી, ખોટા ભ્રષ્ટાચારના આળમાથી મુક્ત થવુ, વગેરે અશો શામળની 'સ્ત્રીચરિત્ર'ની વાર્તાને મળતા આવે છે

અને આ જ કથારૂઢિ પૂર્વમાથી પશ્ચિમમાં જતા ત્યાના લોકસાહિત્યમા કેવુ સ્થાન પામે છે તે નીચે દર્શાવેલી બોકેશિયોના 'ડેકામેરોની'ની ત્રીજા દિવસની નવમી વાર્તા જોતા સમજાશે

ફ્રાન્સનો કાઉન્ટ ઑફ રોઝીગ્લીઓન નામે સદ્ગૃહસ્થનો પુત્ર બર્ટ્રાન્ડ પોતાના પિતના વૈદ્યની દીકરી ગીલેટા જોડે ઉછર્યો હતો પિતાના મૃત્યુ બાદ બર્ટ્રાન્ડ પેરિસ ગયો ગીલેટા પણ પિતાના મૃત્યુ બાદ પેરિસ જવા ઇચ્છતી હતી અને બર્ટ્રાન્ડને મળવા ઇચ્છતી હતી પણ સગાસબધીઓ તેને તેમ કરવા દેતા ન હતા એકવાર ગીલેટાએ સાભળ્યુ કે ફ્રાન્સના રાજાને છાતી પર ગૂમડુ થયુ છે અને કોઈ વૈદ્ય મટાડી શકતો નથી તેણે પિતા પાસેથી સાભળેલી વસ્તુઓમાથી દવા તૈયાર કરી અને એ બહાને પેરિસ ગઈ રાજાને આઠ દિવસમા સાજા કરવાનુ બીડુ ઝડપ્યુ અને તેના બદલામા પોતે પસદ કરે તે યુવાન પરણાવવાનુ રાજા પાસેથી વચન લીધુ તેનો ઉપચાર સફળ થયો રાજાએ તેને પસદ હોય તે યુવાન સાથે પરણાવવાનુ વચન પાળ્યુ ગીલેટાએ બર્ટ્રાન્ડને પસદ કર્યો હતો બર્ટ્રાન્ડ આ લગ્નથી રાજી ન હતો, પણ રાજાની આજ્ઞા અવગણી શકે તેમ ન હતુ લગ્ન બાદ ગીલેટા અને બર્ટ્રાન્ડ પોતાને વતન જતા હતા, પણ બર્ટ્રાન્ડ વતન જઈ ગીલેટા સાથે રહેવા તૈયાર ન હતો એ તો ફ્લોરેન્ટાઇન્ટના લશ્કરમા જોડાયો ગીલેટા એકલી વતન ગઈ તેણે પતિને સદેશો કહેવરાવ્યો કે જો તુ મારા ખાતર જ વતન ન જતો હો તો હુ ગમે ત્યા ચાલી જઈશ તેનો જવાબ બર્ટ્રાન્ડે એ આપ્યો કે તને સૂઝે તે કરી શકે છે પણ હુ તો તારો ત્યારે જ સ્વીકાર કરુ કે જ્યારે તારી આગળી પર મારી વીંટી હોય અને ખોળામા મારો પુત્ર હોય

પછી ગીલેટા દાસી સાથે જાત્રાએ નીકળી અને ફ્લોરેન્સ આવી ત્યા એક વિધવાના ઘરમા મુકામ કર્યો ત્યા તેણે પોતાના પતિને જોયો તે બાજુમા રહેતી ગરીબ સ્ત્રી, જે ગરીબાઈને કારણે પોતાની

પુત્રીનાં લગ્ન કરી શકતી ન હતી, તે પુત્રીના પ્રેમમા હતો ગીલેટાએ તે સ્ત્રીને પોતાની પુત્રીના લગ્ન ક્યાક બીજે કરવા પુષ્કળ ધન આપ્યુ અને પોતાને તેની દીકરી તરીકે ખપાવી દેવા વિનતિ કરી પહેલા તો બર્ટ્રાન્ડની વીંટી મેળવી પછી તેનો સમાગમ કર્યો તેને બે પુત્ર જન્મ્યા ત્યા સુધી તે ફ્લોરેન્સમા જ રહી બર્ટ્રાન્ડ પોતાની પ્રજાની ઇચ્છાને માન આપી વતન ગયો ત્યા તેણે 'પાર્ટી' ગોઠવી હતી બધા આમત્રિતો ટેબલ પર ગોઠવાતા હતા ત્યા જ ગીલેટા પોતાના બે પુત્રો સાથે આવી પહોંચી બર્ટ્રાન્ડને પોતાના વચનની યાદ આપી વીંટી અને પુત્રો બતાવ્યા બર્ટ્રાન્ડ ગીલેટાની ચતુરાઈની વાત સાભળી ખુશ થયો અને પત્ની તરીકે તેનો સ્વીકાર કર્યો

શામળની "સ્ત્રીચરિત્રની વાર્તા"માં પણ વણિકકન્યા પોતાના જ પતિ સાથે પરક્રિયાનો સબધ બાધી પુત્રો મેળવે છે પુત્રો અને રાજકુમારે આપેલી ભેટસોગાદો હાજર કરી પોતાની ચતુરાઈથી સૌને મુગ્ધ કરે છે અને માનભર્યું સ્થાન પ્રાપ્ત કરે છે આ રીતે બોકેશિયોની વાર્તાના કેટલાક અશો સાથે 'સ્ત્રીચરિત્ર'ની વાર્તાના કેટલાક અશોનુ સામ્ય છે

આ જ કથારૂઢિ અર્વાચીન વાર્તાકારોને પણ આકર્ષે છે 'સ્ત્રીચરિત્રની નવીન વાર્તાઓ'[૧]મા 'નનુભટ તથા તેની સ્ત્રી ગુણસુન્દરી'ની વાર્તા છે અહીં પણ ગુણસુદરી પતિએ ફેંકેલા પડકારને ઝીલી લે છે અને પતિ સમક્ષ પોતાનુ ચારિત્ર્ય પુરવાર કરી આપે છે

કતલપુર નગરમા પ્રેમભટ નામે બ્રાહ્મણ હતો તેની સ્ત્રીનુ નામ કેસર હતુ તેનો પુત્ર નનુભટ હતો નનુભટ બાર વર્ષનો થતા તેના પિતા મૃત્યુ પામ્યા નનુ કઈ ભણ્યો ન હતો સૌના કહેવાથી ઊભયાપુરમા પડિત સોમેશ્વરને ત્યા ભણવા ગયો પડિતે નામઠામ પૂછતા વિદ્યાર્થી તેનો જમાઈ નીકળ્યો પણ તેણે તે વાત પ્રગટ કરી નહિ અને જમાઈ ને નામઠામ બદલીને રહે તો ભણાવવાનુ કબૂલ કર્યું ગરજુ નનુએ પડિતની વાત સ્વીકારી વખત જતા નનુ મોટો પડિત થયો એક વાર ગુરુને બહારગામ જવાનુ થયુ, પણ પોતાની ગેરહાજરીમા રાજાને ત્યા કથા કોણ વાચે તે પ્રશ્ન થયો પછી તેણે નનુને કથા વાચવા મોકલવાનુ નક્કી કર્યું ગુરુ બહારગામ જતા નનુ રાજાને ત્યા કથા વાચવા ગયો નનુની વાણી સાભળી સોમેશ્વરની પુત્રી ગુણસુદરી મોહી પડી રાજા ગુણસુદરીના હાવભાવ નિહાળવા લાગ્યો યુવાન અને સુદર ગુણસુન્દરી પર રાજા મોહી પડ્યો રાજાએ દાસી મારફત તેને બોલાવવાની તજવીજ કરી રાજાનુ તેડુ સાભળી ગુણસુન્દરી મૂઝવાઈ ગઈ તેણે તેની બેનપણી ચચળમતિની સલાહ લીધી ચચળમતિએ તેને એક પ્રકારની દવા આપી પછી ગુણસુદરી રાજા પાસે જવા તૈયાર થઈ એના પડિત પિતા બહારગામથી આવી ગયા હતા તેણે તેને કહ્યુ "પિતાજી, મારે મહાલક્ષ્મીની પૂજા કરવા જવુ છે તો સાથે કોઈ વિદ્યાર્થીને મોકલો" પડિતજી સમજુ હતા દીકરી જુવાન છે માટે બીજા કોઈ વિદ્યાર્થી કરતા નનુભટને સાથે મોકલવો સારો કે જેથી કઈ બને તો વાધો નહિ આમ માની પડિતે નનુને ગુણસુદરી સાથે મોકલ્યો ગુણસુન્દરી તો મદિરે જવાને બદલે ઊંધી જ દિશામા ચાલી નનુભટ વિચાર કરતો સાથે ચાલ્યો ગુણસુદરી તો રાજાના મહેલમા ગઈ નનુભટને દાદર પર બેસી જે બને તે જોવા કહ્યુ રાહ જોતા કામાતુર રાજાને તેણે દવાવાળુ બીડુ આપ્યુ રાજા તેના તરફ ધસી આવ્યો ગુણસુદરીએ બહાના કાઢ્યા થોડી વારમા રાજાને નશો ચઢ્યો અને ગબડી પડ્યો પડિતની પુત્રી નીચે આવી ઊંઘતા નનુને ઉઠાડ્યો અને ઘેર ચાલી નનુએ માન્યુ કે છોકરીએ કાળુ કામ કર્યું છે પણ પોતે કશુ જ બોલ્યો નહિ પછી પડિતે તેનો અભ્યાસ-કાળ પૂરો થયો ગણી ઘેર જવા આજ્ઞા આપી નનુ ઘેર ગયો તેની પડિતાઈથી સૌ ખુશ થયા પછી સૌના કહેવાથી તે પોતાની બાળપણમા પરણેલી સ્ત્રીને તેડવા ગયો પણ આશ્ચર્ય! જે ગામમા તે ભણવા

૧ 'સ્ત્રીચરિત્રની નવીન વાર્તાઓ' મહમદ એન્ડ મહમદભાઈ કાગદી (સ૦ ૧૯૮૫, ઈ૦ સ૦ ૧૯૨૯)

ગયો હતો ત્યા જ તે ગયો અને વધારે આશ્ચર્ય તો એ થયુ કે એના ગુરુ જ એના સસરા નીકળ્યા તેને ગુણસુદરીનો રાજા સાથેનો વ્યવહાર યાદ આવ્યો અને દુ ખી થયો ગુરુના મોટાની શરમે પત્નીને સાથે તેડી ગયો પત્ની તેની સેવાપૂજા કરતી, પરતુ તેને તો ચીડ જ ચડતી તેણે પત્નીનુ નામ ગુણસુદરીને બદલે શુદ્ધસુદરી રાખ્યુ અને એ નામે જ બોલાવતો ગુણસુદરી પતિના આચરણનો ભેદ પામી ગઈ તેને લાગ્યુ કે હુ મારી પવિત્રતા માટે સમજાવવાનો પ્રયત્ન કરીશ તો પણ પતિ માનશે નહિ, માટે કોઈ બીજી યુક્તિથી કામ સાધવુ પડશે

પછી એક વાર તેણે પતિને કહ્યુ "પિયરથી પત્ર આવ્યો છે અને મને તેડાવે છે, રજા આપો તો જાઉં" પતિને તો તેનુ મોઢુય ગમતુ ન હતુ એટલે તેણે તુરત રજા આપી સ્ત્રી થોડા લૂગડા લઈ ચાલી નીકળી અને ગામને બીજે દરવાજેથી શહેરમા પાછી આવી વાણિયાને ત્યા ઘરેણા મૂકી રૂપિયા પચાસ ઉપાડ્યા એક ઘર ભાડે રાખ્યુ બે દાસીઓ રાખી બ્રાહ્મણને ત્યાથી શ્રીમદ્ ભાગવતનુ પુસ્તક લીધુ ભસ્મ લગાવી રુદ્રાક્ષની માળા પહેરી, સફેદ વસ્ત્ર ધારણ કરીને જોગણી બની કથા વાચવા લાગી ધીમે ધીમે કરતા હજારો માણસો તેની કથા સાભળવા આવવા લાગ્યા તેનો પતિ પણ એક વાર કથા સાભળવા ગયો જોગણીના પ્રભાવથી પ્રભાવિત થયો અને એક વાર તેને મળ્યો પણ ખરો મળીને કહ્યુ "હુ બ્રાહ્મણ છુ, વિદ્વાન છુ આપ જો વિવાદ કરવા એકાતમા બોલાવશો તો ઉપકાર થશે" જોગણીએ કહ્યુ "હુ કોઈ પરપુરુષને એકાંતમા મળતી નથી" નનુભટે બહુ વિનતિ કરી ત્યારે બીજે દિવસે આવવા કહ્યુ બીજે દિવસે નનુભટ જોગણીને ત્યા ગયો ત્યારે દાસીએ તેને અદર આવવા દીધો ગુણસુદરીએ કહ્યુ "મારે નિત્ય એક બ્રાહ્મણ જમાડવાનો નિયમ છે, તો આજ આપ પ્રસાદ લેશો?" બ્રાહ્મણે તુરત જ હા કહી, એટલે તેને ચોખા આપ્યા અને થોડી વારમા જ દૂધ અને સાકર પણ આપ્યા રસોઈ તૈયાર થઈ એટલે જોગણીએ કહ્યુ "મહારાજ, પ્રથમ મારા હાથના બે કોળિયા જમો" બ્રાહ્મણ ચમક્યો તેણે કહ્યુ "બ્રાહ્મણ જોગણીના હાથનુ કેમ જમે?" જોગણીએ ઉત્તર આપ્યો "તમે વિદ્વાન જ નથી વેદમા સર્વ જગત સરખુ ગણ્યુ છે, તે તમે જાણતા નથી?" બ્રાહ્મણ તેના હાવભાવથી મોહી પડ્યો તે જોગણીના હાથનું જમ્યો કામની લાલચે ભ્રષ્ટ થયો જોગણીએ દાસીને કહી રાખ્યુ કે બ્રાહ્મણ જમી રહે એટલે એને દક્ષિણા આપી કાઢી મૂકજે બ્રાહ્મણ જમીને વસ્ત્રો પહેરી બેસવા જતો હતો ત્યા દાસીએ એક રૂપિયો તથા પાનસોપારી આપ્યા અને જવાનુ કહ્યુ મહારાજની એકદમ જવાની ઇચ્છા ન હતી, પણ દાસીએ જોગણીનો સૂવાનો સમય થયો છે માટે જાવ, કહી ધક્કો મારી બહાર કાઢ્યા વટલાયા પણ કામ થયુ નહિ, તેથી બ્રાહ્મણ પસ્તાવા લાગ્યો

બે દિવસ પછી જોગણે જોગ છોડી દીધો અને પોતાના મૂળ વસ્ત્ર પહેરી ગામને બીજે દરવાજેથી પોતાને ઘેર ગઈ બ્રાહ્મણ તેને આવતી જોઈ ચીડાયો અને કટાક્ષમા કહ્યુ "આવો શુદ્ધસુદરી" બાઈ તો કાઈ બોલી જ નહિ બીજે દિવસે પાણી ભરી આવી અને ઉંબરા પર બેડુ પછાડી પતિ સાથે લડવા માડી કહેવા માડી "મારા ગયા પછી તમે આચારવિચાર છોડી કેવુ વર્તન કર્યું તેની ગામમા હોહા થાય છે અને હવે તમને કોઈ ભિક્ષા માટે ઘરમા પગ મૂકવા દેવાનુ નથી" અને વધુમા કહેવા લાગી• "તમે કોણ જાણે કેવીય જાતની જોગણના હાથનુ ખાધુ તેની આખા ગામને જાણ છે અને નાતપટેલ તો તમને નાત-બહાર મૂકવાની વાત કરે છે" ગભરાઈને નનુભટે તેને વિશ્વાસમા લેવા પ્રયત્ન કર્યો તેને પચાસ રૂપિયા આપી નાતપટેલને સમજાવી આવવા મોકલી ગુણસુદરી રૂપિયા લઈ પોતાના કડલા (ઘરેણા) લઈ આવી અને પતિને કહેવા માડી "બધુ સમુ કરી આવી છુ નાતપટેલ પચાસ રૂપિયામા નહોતા માનતા પણ મારા પિયરના નીકળ્યા તે માનવી લીધા છે હવે આપણુ નામ નહિ દે" થોડા દિવસ તો ગુણસુદરીએ પોતાના રસોઈપાણી જુદા રાખ્યા પછી બ્રાહ્મણ આગળ પડદો ખોલ્યો પોતે જ જોગણી હતી તે કહ્યુ,

અને સમજાવ્યુ કે આમ જ રાજા કીર્તિસિંહને પોતે છેતર્યો હતો અને પવિત્રતા જાળવી હતી જો પોતાને ભગાડવુ હોત તો દાદર પર બેસી બધુ જોવાનુ શા માટે કહેત ? અહી સ્ત્રી વહેમી પતિએ ફેંકેલો જીવનનો પડકાર ઝીલી લે છે અને પોતાની બુદ્ધિચાતુરી વાપરી પોતાની પવિત્રતા પુરવાર કરી આપે છે

કોઈ પણ દેશનુ પરપરાપ્રાપ્ત વાર્તાસાહિત્ય ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ તો તેમા ઠીક ઠીક સમાન અને વારવાર આવર્તન પામતા રહેતા હોય તેવા અશો આપણને માલૂમ પડશે તે જ પ્રમાણે કોઈ એક પ્રજાના આવા પરપરાગત વાર્તાસાહિત્યની બીજી પ્રજાઓના તેવા જ વાર્તાસાહિત્ય સાથે તુલના કરતા વારવાર કઈક વિગતભેદે કે કઈક રૂપાતર સાથે અનેક સ્થળે મળતા હોય તેવા ઘણા અશો દેખાશે

અહીં આપણે જોયેલી લક્ષ્મણગણિની બારમી શતાબ્દીની જૈન પ્રાકૃતરચના અને સારબાદ પદરમી શતાબ્દીની શુભશીલની રચના અને તે પછીની શામળની અઢારમી શતાબ્દીની રચનામા એક જ કથારૂઢિ કેટલાક આવર્તનો સાથે જળવાઇ રહેલી જોવા મળે છે વળી આ જ કથારૂઢિ સિંધ દેશની લોક વાર્તામા નજરે ચડે છે પશ્ચિમની ચૌદમી સદીની 'ડેકામેરોન'ની વાર્તામા પણ આ જ કથારૂઢિ પ્રયોજાયેલી આપણે જોઈ શકીએ છીએ

સભવ છે કે જેમ જેમ આ પ્રકારનુ કથારૂઢિના તુલનાત્મક અભ્યાસનુ ક્ષેત્ર વિસ્તરતુ જાય તેમ તેમ આપણને સસ્કૃત, પ્રાકૃત, જૂની ગુજરાતી તથા લોકવાર્તામાથી તેમ જ અન્ય ભાષાઓના તેવા જ સાહિત્યમાથી અનેક વાર્તાઓ મળતી જાય અહીં દર્શાવાયેલો અભ્યાસ માત્ર આ દિશામા પ્રારભ પૂરતો છે



# મધ્યકાલીન ગુજરાતના મુખ્ય જૈન સાહિત્યકારો

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

ભારતીય સસ્કૃતિના સર્વ અભ્યાસીઓ જાણે છે તેમ, ભારતવર્ષના આર્યોના આર્યત્વના અમૃતરસે જેના મૂળ સિંચન પામ્યા છે, હજી પામ્યે જાય છે, તે ધર્મવૃક્ષની વૈદિક, જૈન તથા બૌદ્ધ એ ત્રણ બહુવિધ ફળફૂલ-પર્ણે લચેલી સુન્દર શાખાઓ છે એ પ્રત્યેકના પ્રવર્તકોની—ભૃગુઅગિરાઅત્રિ આદિ ઋષિમુનિઓની, મહાવીરસ્વામીની તથા ભગવાન તથાગત બુદ્ધની ગણના જગતની વિરલ વિભૂતિઓમા થાય છે આજથી શતકોના શતકો પર એ અધ્યાત્મદર્શી અધ્યાત્મપ્રભાવી મહાત્માઓએ આ દેશની પ્રજામા અધ્યાત્મલક્ષી બલકે અધ્યાત્મનિષ્ઠ વેદધર્મ, જૈનધર્મ તથા બૌદ્ધધર્મને જુદા જુદા સમયે પ્રવર્તિત કર્યા એ પ્રત્યેકની આર્ષવાણીથી પ્રભાવિત થઈ ને, કહો કે એ વચનામૃતને આત્મસાત્ કરીને આપણા દેશના પ્રજાજનોએ એના લાક્ષણિક ભિન્ન ભિન્ન પ્રદેશોમા યુગે યુગે स्वे स्वे कर्मण्यभिरत' ससिद्धिं लभते नर.। એ પ્રાચીન તો યે નિત્યનવીન ભગવદ્વચન અનુસાર ધર્મપાલન દ્વારા જીવનસિદ્ધિ પૂર્વસસ્કારબળે કરી છે અને સસ્કૃત, અર્ધમાગધી તથા પાલીથી માડીને અન્યાન્ય દેશભાષાઓ દ્વારા વિવિધ સાહિત્યસિદ્ધિ પણ તે તે ધર્મસસ્કૃતિના ઉપાસક અસખ્ય સારસ્વતોએ કરી છે. એ ઘણા કવિઓ અને થોડા ગદ્યસ્વામીઓમાના જે જે આ ગુર્જર-ભૂમિમા આપણા સાહિત્યના આદિકાળથી (ડૉ૦ મુનશીના 'ગુજ૦ ઍન્ડ ઇટ્સ લિટ્૦'મા ઉલ્લેખિત તરગાવતીના કવિ પાદલિપ્તાચાર્ય (ઈ૦ સ૦ ૫૦૦ પહેલા) તથા હરિભદ્ર (૭૫૦) ધર્મકથાઓના રચયિતા આ.બનેનો ઉલ્લેખ અહીં વચ્ચે કરી લેવો ઘટે)—આદિકાળથી ઇસવી અઢારમી સદી સુધીમા થઈ ગયા તેમાના મુખ્યની સાહિત્યસેવાનો ઇષત્પરિચય સક્ષેપમા કરાવવાનો આ ઉપક્રમ છે એ નિર્વિઘ્ને પાર પડે એ માટે, જૈનધર્મી તો પણ સર્વધર્મ-સમભાવી શ્રીમદ્ હેમચદ્રાચાર્યે સોમનાથ ભગવાનની (જે તત્ત્વે એક, પણ સ્વરૂપાન્તરે તો અમારા ઇષ્ટદેવ છે તે હાટકેશની) સ્તુતિ જે અમર શ્લોકથી કરી છે, તેનાથી આરભ કરવો ઉચિત લાગે છે :

> यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यथा तथा
> वीतदोषकलुष. स चेद् भवान् एक एव भगवन् नमोस्तुते।

भवबीजाङ्कुराजनना रागाद्याः क्षयमुपागता यस्य
ब्रह्मा वा विष्णुर्वा महेश्वरो वा नमस्तस्मै ॥

[ગમે તે સ્થળે, ગમે તેવા સમયે, તમે ગમે તે હો અને ગમે તે નામથી ઓળખાતા હો, પણ જો મળદોષથી રહિત હો તો તે એક એવા આપ ભગવાનને નમસ્કાર હો

ભવના બીજ–અંકુરના કારણરૂપ એવા, રાગ આદિ જેના ક્ષય પામી ગયા છે એવા તે વિષ્ણુ હો, બ્રહ્મા હો કે મહેશ્વર-શંકર હો, તેને નમસ્કાર હો ]

અથવા એટલુ જ શા માટે? એ મહાન ભારતીય સારસ્વતે એથી ય એક ડગલુ આગળ વધીને જેમાંથી બ્રહ્માંડની ઉત્પત્તિ થઈ તે પરમાત્મતત્ત્વની ગહન અનુભૂતિપૂર્વક સ્તુતિ જે એક બીજા પ્રસિદ્ધતર શ્લોકમા નિમિત્તભેદે પણ આવિર્ભાવ તો તે જ પરમાત્માના, એને સસ્મરીને કરી છે, તેનો શબ્દાર્થ જ અહીં આપવો બસ થશે

" જે વેદ્ય જગતને જાણે છે, જેણે ઉત્પત્તિરૂપી સમુદ્રની ભંગિઓની પાર જોયુ છે, જેનુ વચન પૂર્વાપર અવિરુદ્ધ અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુપુરુષોને વદ્ય છે, સકલ ગુણોના ભંડાર છે, દોષરૂપી શત્રુને જેણે નષ્ટ કર્યા છે એવા તે બુદ્ધ હો, વર્ધમાન હો, શતદલીનિલય નામ નિવાસમા રહેતા કેશવ હો કે શિવ, તેને હુ વન્દન કરુ છુ " (ભાષાન્તર, સ્વ૦ મોહનલાલ દ૦ દેશાઈનુ )

૨

એવા એ આચાર્ય હેમચન્દ્રને માટે હિંદી ભાષાના વિદ્વાન પં૦ શિવદત્તજીએ કહ્યુ છે કે સસ્કૃત સાહિત્ય અને વિક્રમાદિત્યના ઇતિહાસમા જે સ્થાન કાલિદાસનુ છે, અને શ્રીહર્ષના દરબારમા બાણભટ્ટનુ, તે જ ઇસવી બારમા શતકમાં ચૌલુક્યવશોદ્ભવ સુપ્રસિદ્ધ ગુર્જર નરેન્દ્રશિરોમણિ સિદ્ધરાજ જયસિંહના ઇતિહાસમા હેમચન્દ્રનુ છે

'કલિકાલસર્વજ્ઞ' એવુ મોંઘુ બિરુદ જે પામ્યા તે પંડિતપ્રવર જગતભરની જીવન્ત જ્ઞાનકોપ સદશ નિજનિજ યુગે મહાન વાઙ્મયવિભૂતિઓ ઍરિસ્ટૉટલ ને લીઓનાર્ડો ડા વિંચી સાથે, બેકન અને ગ્યુઇથી સાથે, અમુક અશે પેટ્રિક ગેડીસ અને એ૦ એન૦ વ્હાઈટહેડ સાથે, (જેમ, અશત , મરમી ઇતિહાસપડિત ટૉયન્બી સાથે) પોતાની મહોજ્જ્વલ પ્રતિભાપ્રભાના નિરવદ્ય લખલખતા તેજે સુહાય છે અને સદૈવ સુહાશે એ જાણીને કયો ગુજરાતી સાત્ત્વિક ગર્વ નહિ અનુભવે, સગૌરવ ઉન્નતશિર નહિ બને '

આચાર્ય હેમચન્દ્રે જગતસાહિત્યને કરેલા બહુવિધ પ્રદાનની પિછાન આ શ્લોકમાથી યથાર્થતયા મળી રહે છે

क्लृप्त व्याकरण नव विरचित छन्दो नव द्व्याश्रया
ऽलङ्कारौ प्रथितौ नवौ प्रकटितौ श्रीयोगशास्त्र नवम् ।
तर्क सजनितो नवो जिनवरादीना चरित्र नवम्
बद्ध येन न के [ न केन ] विधिना मोहः कृतौ दूरतः ॥

[જેણે નવુ વ્યાકરણ, નવુ છન્દ શાસ્ત્ર, નવુ દ્વયાશ્રય રચ્યુ, નવાં શાસ્ત્રો અલકાર, યોગ તથા તર્કના રચ્યા, જેણે જિનવરાદિના નવા ચરિત્રો પણ રચ્યા છે, તેણે એ ગ્રન્થસમૃદ્ધિમાના જ્ઞાને કરીને કઈ કઈ રીતે આપણો મોહ દૂર કર્યો નથી?]

આ શબ્દોમા કવિ સોમપ્રભસૂરિએ આચાર્યશ્રીના જે ગ્રન્થરાશિની સર્વથા યોગ્ય પ્રશસા કરી છે, તે વિપુલ વાઙ્મય આમ અષ્ટવિધ છે

૧ **વ્યાકરણ :** સવા લાખ શ્લોકનુ સિદ્ધહેમ
આમા પ્રાકૃત તથા અપભ્રશના ઉદાહરણ પણ છે

૨ કોષ : (૧) અમરકોષ પર આધારિત અભિધાનચિન્તામણિ (૨) અનેકાર્થસંગ્રહ : વનસ્પતિવિષયક નિઘંટુ શિક્ષા (૩) દેશીનામમાલા પ્રાકૃત, સભાષ્ય
૩ પિંગલ : સંસ્કૃત, પ્રાકૃત તથા અપભ્રંશના છન્દો વિષેનું સટીક છન્દોઽનુશાસન
૪ કાવ્યશાસ્ત્ર : "અલંકારચૂડામણિ" અને "વિવેક" નામની ટીકાઓ સહિતનું, મમ્મટાચાર્યાદિ આલંકારિકોના ગ્રન્થોના આધાર પર રચાયેલું કાવ્યાનુશાસન
૫ તર્કશાસ્ત્રનો ગ્રન્થ નામે પ્રમાણમીમાંસા
૬ મહાકાવ્ય : દ્વયાશ્રય અને કુમારપાલચરિત આ અનુક્રમે ૨૦ તથા ૮ સર્ગના બે સંસ્કૃત-પ્રાકૃત ઈતિહાસકાવ્યો છે બન્નેમાં વ્યાકરણના નિયમો પણ સમાવ્યા છે
૭ ચરિત્રગ્રન્થ : (૧) ત્રિષષ્ઠીશલાકાપુરુષચરિત એના ૩૨ ૦૦૦ શ્લોકોમાં ૬૩ જૈન નરોત્તમોની ચરિત્રગાથા છે (૨) પરિશિષ્ટપર્વમાં સાડાત્રણ હજાર શ્લોકોનું આ છે (૩) મહાવીરચરિત
૮ પ્રકીર્ણ : યોગશાસ્ત્ર તથા સ્તોત્રો

## ૩

હેમચન્દ્રાચાર્યનો સમય યોગ્ય રીતે જ હેમયુગ કહેવાયો છે જેને દેવચન્દ્ર સરખા કવિપંડિતે "વિદ્યારૂપી સમુદ્રના મન્થનાર્થે પ્રયોજવાના મન્દરગિરિ" કહ્યા છે તેની પ્રત્યક્ષપરોક્ષ પ્રેરણાથી ગુજરાતમાં સને ૧૧૦૬થી ૧૧૭૩ના આશરે સાત દશકા દરમ્યાન વિવિધ પ્રકારના કવિરત્નો નીપજ્યા અને ઝળક્યા, તેમના નામથી યુગ ઓળખાય એનાથી વધુ સ્વાભાવિક બીજું શું હોય આ વિષયમાં? એ સમય ગાળા દરમ્યાન ૧૧૩૦માં સિદ્ધરાજે માળવા જીત્યું હતું એ યાદગાર વિજયના અવસર સુધીમાં તો પાટણ મહાન વિદ્યાધામ બની ચૂક્યું હતું એ આખો સોલંકીયુગ જ એવો યશોજ્જ્વલ હતો કે ત્યારે "ગુજરાતના સર્વાંગીણ પરાક્રમમાં તેમ એના વિદ્યાકીય પુરુષાર્થમાં મોટી ભરતી આવી હતી" (ડૉ૦ ભો૦ જે૦ સાંડેસરા)

એ હેમયુગમાં આચાર્યશ્રીના જે શારદોપાસક શિષ્યો થયા તેમાં રામચન્દ્રસૂરિ એમના પટ્ટધર છે આ કવિ જયસિંહ સિદ્ધરાજ સરખા વિદ્યાપ્રેમી રાજવીના તરફથી 'કવિ-કટારમલ્લ'નું બિરુદ પામ્યા હતા તેમણે પોતાને (જે સોએ સો હવે તો મળતા નથી તેના) "પ્રબન્ધ શતકર્તા" તથા શબ્દ, ન્યાય ને કાવ્યના "વિદ્યવેદી" કહ્યા છે એ માત્ર સાદીસીધી હકીકતનું કથન છે આ સૂરિજીએ બીજા હેમ-શિષ્ય ગુણચન્દ્રગણિની સાથે મળીને, દ્વાદશ-પ્રકારી રૂપકોનું આકલન જેમાં કરાવ્યું છે તે નાટ્યદર્પણ અને એમ જ કવિદૂયે રચેલ જીવાન્દ્રિવ્યો વિષેનું દ્રવ્યાલંકાર એ તેમની મુખ્ય કૃતિઓ છે તેમની આગવી રચનાઓમાં અગ્રતમ આ બે છે કૌમુદી મિત્રાણંદ તથા નલવિલાસ આમાંનું પહેલું નાટક દશાંકી છે, બીજું સપ્તાંકી પહેલામાં નામ સૂચિત બન્ને પાત્રોની કૌતુકરાગી કથા છે અને બીજામાં નળરાજાનું ચરિત્ર કથાનક તરીકે સ્વીકારાયું છે

અન્ય શિષ્યોમાં સૌથી અધિક ગણનાપાત્ર આ ત્રણ છે 'અનેકાર્થ કૈરવાકર-કૌમુદી'કાર મહેન્દ્રસૂરિ, 'કુમારવિહાર' એ પ્રશસ્તિકાવ્યનો રચનાર વર્ધમાનગણિ અને 'ચન્દ્રલેખાવિજય' નામે પ્રકરણ રચનાનો કર્તા દેવચન્દ્ર

લેખના આ ખંડકના અન્તે જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ તથા બીજા મૂલ્યવાન આકરગ્રન્થોના આરૂઢ સંશોધક સ્વ૦ મોહનલાલ દ૦ દેશાઈના હેમયુગ વિષેના સારગર્ભ વાક્યો ઉતારીશું

ટૂંકમાં એ જૈન શાસન માટે, વાઙ્મય માટે, અતિ વૈભવ પ્રતાપ અને વિજયથી દેદીપ્યમાન હતો તેની અસર સમગ્ર ગુજરાતના પર અનેક રીતે સ્મરણમાં રહે તેવી થઈ છે હેમચંદ્રના નામ પ્રમાણે તેનો યુગ પણ હેમમય—સુવર્ણમય હતો અને ચિરકાલ સુધી તેનો પ્રભાવ રહેશે (પૃ૦ ૩૨૬)

## ૪

આ લેખમા હવે જે સાહિત્યકારો તથા એમની કૃતિઓનો પરિચય અપાશે તે ઇસિવી દસમી તેમ જ પછીના સૈકાઓના લેખકો, બહુધા પદ્યના તો કોઈક ગદ્યના, છે તેમણે અપભ્રશમા ઊગતી ("જૂની") ગુજરાતીમાં અને ત્યાર પછીના કેટલાક સૈકાથી અર્વાચીન ગુજરાતીમા સાહિત્યસર્જન કે શાસ્ત્રરચના કરી છે સાહિત્યના પ્રકારો તેમણે ખેડ્યા એ કયા હતા? આનો જવાબ આમ કહીને અપાય કે ધર્મકથા ને ફાગુ, રાસા ને પ્રબન્ધ, કેટલાક મુકાબલે ગૌણ પદ્યપ્રકારો, એવી સેવા તેમની મૂલ્યવાન સાહિત્યના રૂપે છે

અપભ્રશમા ગણનાપાત્ર કૃતિઓ મુખ્યત્વે આટલી છે સ્વયભૂદેવકૃત હરિવશ તથા પઉમચરિય (પદ્મચરિત્ર, રામકથા જૈન દૃષ્ટિએ), જેનુ ગ્રન્થપૂર ૧૩,૦૦૦ શ્લોક છે તે મહાપુરાણ, પુષ્પદન્તકૃત, ભવિસ્સત-કહા, ધનપાલકૃત, અને યોગીન્દ્રદેવની આ બે ૧૦૫ દોહાનો યોગસાર તથા પરમાત્મપ્રકાશ

## ૫

આર્ય સસ્કૃતિની જૈન શાખાએ ગુજરાતી ભાષાને કરેલા પ્રદાનના કવિઓમા શાલિભદ્ર તથા સોમસુન્દરથી, અને લાવણ્યસમય આદિથી માડી સખ્યાબધ સમર્થ સાહિત્યસાધકો છે એમાના મુખ્યતમની લખાણભયે ઓછી-અધૂરી પણ નિરુપયોગી નહિ એવી પિછાન હવે કરાવીશુ

કવિ શાલિભદ્રસૂરિ વસ્તુપાલ-તેજપાલના સમયમા થયા તેમનુ ૨૦૩ કડીનુ કાવ્ય 'ભરતેશ્વર-બાહુબલિરાસ' નામનુ છે વીરરસપ્રધાન ઓજસ્વન્ત એ કાવ્યમા ઋષભદેવજીના પુત્રો ભરત અને બાહુબલિ વચ્ચે પિતાના રાજ્ય માટે થયેલા વિગ્રહનુ વર્ણન કરાયુ છે એ કાવ્ય ઇસિવી ૧૧૮૫મા રચાયુ હતુ એ સૈકો બારમો તેરમા તથા ચૌદમા ઇસિવીસન દરમ્યાન રચાયલી નીચે લખી સાત પદ્ય કે ગદ્યની કૃતિઓ નોંધપાત્ર છે

૧ મહેન્દ્રસૂરિનુ નાયકના ગુણસકીર્તનાત્મક જબુસામિ-ચરિત્ર (૧૨૧૦)

૨ વસ્તુપાલના ધર્માચાર્ય વિજયસેનસૂરિકૃત સુવર્ણન મય મધુર કાવ્ય રેવન્તગિરિરાસો (આશરે ૧૨૩૧)

૩ વિનયસુન્દરની સુન્દર કેમકે અલકારાત્મક, (આશરે) ૧૨૬૯ના વર્ષની રચના નામે નેમિનાથ-ચતુષ્પદિકા આ ગુજરાતીમા લગભગ પહેલુ જ બારમાસી કાવ્ય છે

૪ અબદેવસૂરિનો સમરરાસો (૧૩૧૫) આમા એ સમયના મહાન સઘપતિ સમરસિંહનુ ચરિત્રનિરૂપણ રૂડી રીતે કર્યું છે

૫ તરુણપ્રભસૂરિ (૧૩૫૫) સર્વપ્રથમ ગૂર્જર ગદ્યકાર છે તેમના પ્રતિક્રમણબાલાવબોધમાની કથાઓનુ ગદ્ય લાલિત્યમય છે, ઓજસ્વી છે અને એ ઉભય ગુણે કરીને મનોગમ છે

૬ ગૌતમસ્વામીરાસ (૧૩૫૬) ખભાતમા કવિ વિનયપ્રભનો રચેલો છે એમા આપણે એ કાવ્યના નાયક જે ગણધર ગૌતમ, તેમના અનેક સદ્ગુણોના વર્ણન નિમિત્તે કવિએ કરેલા પ્રકૃતિના રમ્ય વર્ણનો, ગુજરાતીમા પહેલા જ, વાચીએ છીએ

૭ કુલમડન (૧૩૯૪) પણ ગદ્યકાર હતા તેમનો વ્યાકરણગ્રન્થ મુગ્ધાવબોધઔક્તિક વિખ્યાત છે એ બાળકોને ભાષા શીખવવાના પુસ્તકમા સમજૂતી આપતો ભાગ છે એ ત્યારના સાદા ગુજરાતીમાં લખાયો છે

૬

સોમસુન્દર (૧૩૭૪–૧૪૪૬), જયશેખર (વિદ્યમાન આશરે ૧૪૦૬મા) અને માણિક્યસુન્દર (૧૪૨૨) આ દરેકે પદ્ય વા ગદ્યનુ વાહન વાપરીને રસભર સાહિત્યે ઊગતી ગુજરાતીના ઉદયમા સ્મરણીય ભાગ ભર્યો છે એ પ્રમાણમાના પહેલાના રચેલા નેમિનાથનવરસ–ફાગમાનુ વસન્તવર્ણન મનોહર છે એ રસિક પંડિતનો આ ફાગ ત્રણ ખડમા ભાવિકજનોના મનરજનાર્થે થયેલી ચિરંજીવ રચના છે

જયશેખરની સસ્કૃત પદ્યકૃતિ જે પ્રબોધચિન્તામણિ, તેને જાણે નવસર્જન સમી રસ-રગવતી પોતે એ જ નામે ગુજરાતી શ્રોતાઓને સુગમ કરી છે એનુ અપર નામ છે ત્રિભુવનદીપકપ્રબન્ધ

ધનકનકસમૃદ્ધ, પૃથ્વીપીઠપ્રસિદ્ધ, અત્યન્ત રમણીય, સકલલોકસ્પૃહણીય લક્ષ્મીલીલાનિવાસ, સરસ્વતીતણઉ આવાસ જનિતદુર્જનક્ષોભ, સજ્જનોત્પાદિતશોભ

આ ગદ્યનમૂના માણિક્યસુન્દરના પચઉલ્લાસી પૃથ્વીચન્દ્રચરિત્રમાથી છે એ પહેલી સવિસ્તર ગદ્યાત્મક ધર્મકથા છે કર્તાએ પોતે જ એને આપેલુ બીજુ નામ વાગ્વિલાસ છે એ નામ, સહેજે સમજાશે કે, એમાના લોલવિલોલ અન્તર્યમકવાળા લયે કરીને સાર્થ બને છે

૭

ઋતુકાવ્યોના જૈન કવિઓની કૃતિઓ યાદ કરીને જ સતોષ માનવો પડશે આશરે ૧૨૬૯મા વિદ્યમાન વિનયચન્દ્રની રસાર્દ્ર રચના નેમિનાથચતુષ્પદિકાની ખરી ખૂબી એ વાચ્યે જ સમજાયે તેવી છે એવી જ રસીલી રચના નામે સિરિથૂલિભદ્દફાગુ છે જિનપદ્મસૂરિની (૧૩૧૬–૪૪) એ રચના ધર્મલક્ષી તો પણ સસારચિત્ર તરીકે સુવાચ્ય છે વિદ્યમાન આશરે ૧૩૩૭–૪૯મા, એ રાજશેખરના કાવ્ય નેમિનાથ ફાગુમા વસન્તખેલનનુ સૂચન છે એના વર્ણનો ત્યારે પ્રચલિત રૂઢ શૈલીના તો પણ ખરા કવિત્વની ચમકવાળા છે

૮

શતકો ૧૫મા–૧૭માના આપણા વિષયના સૌથી અગ્રિમ કવિઓ હતા સુપ્રસિદ્ધ વિમલ–પ્રબન્ધકાર લાવણ્યસમય (જન્મ ૧૪૬૫મા), 'માધવકામકુડલારાસ' એ ૧૫૬૦ના અરસામા થયા તે કુશલલાભનુ કૌતુકરાગી શૈલીનુ કાવ્યરત્ન છે ૧૫૬૦થી ૧૬૨૦ દરમ્યાન વિદ્યમાન હોવા સભવ છે તે નયસુદરે સુકુમાર ભાવો ને શબ્દલાલિત્યવાળી આ બે (છમાની મુખ્ય) રચનાઓ વડે સાહિત્યસમૃદ્ધિમા વૃદ્ધિ કરી છે રૂપચદકુવરરાસ તથા નલદમયન્તીરાસ એવી જ વૃદ્ધિ આપણા સાહિત્યમા અદ્ભુતરસિક ને બહુભાષી કહેવાય તેવો પ્રખ્યાત શીલવતીરાસ (૧૬૯૪) રચીને સુકવિ નેમિવિજયે કરી છે

આ લેખ ધાર્યા કરતા લાબો થયો, તેથી અતિવિસ્તારભયે, ઈસવી સત્તરમા શતકની આખરના ઉપર્યુક્ત કવિ નેમિવિજયથી જ વિરમવુ પડે છે આ ઊણપ માટે આશા છે કે વાચકો લેખકને ક્ષમાપનાનો અધિકારી ગણશે

**સંદર્ભ-સૂચિ :** જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઈતિહાસ (મો૦ દ૦ દેશાઈ), ગુજરાત ઍન્ડ ઈટસ લિટરેચર (ક૦ મા૦ મુનશી), સોલકીયુગની શ્રી અને સસ્કૃતિ (ભો૦ જે૦ સાંડેસરા), ગુજરાતી સાહિત્યની રૂપરેખા (વિ૦ ક૦ વૈદ્ય)

# ‘પારસીક પ્રકાશ’ નામના ફારસી ભાષાના શબ્દકોશનો અને તે જ નામના ફારસી ભાષાના વ્યાકરણનો પરિચય

બેચરદાસ જીવરાજ દોશી

આ નાના નિબધમા ‘પારસીક પ્રકાશ’ નામના ફારસી–પારસીક–ભાષાના એક શબ્દકોશનો તથા તે જ નામના ફારસી ભાષાના વ્યાકરણનો પરિચય કરાવવાનો છે

કોશકૃતિનો પ્રેરક અકબર બાદશાહ છે અને કોશનો કર્તા વિહારી કૃષ્ણદાસ મિશ્ર નામે કોઈ બ્રાહ્મણ પડિત છે

કોશના પ્રારભમા કે અતમા કોશકારે પોતાના નામોલ્લેખ સિવાય કોઈ વિશેષ પરિચય આપેલ નથી

ગ્રથકાર શરૂઆતમા જ જેની ઉપાસના અકબર કરતો હતો તે સૂર્યની સ્તુતિ કરે છે અને અકબર બાદશાહની સભાના પ્રાજ્ઞ પડિતોને પ્રમોદ આપનારો એવો આ કોશ બનાવે છે એમ જણાવે છે

श्रीसूर्याय नमो विधाय विधिवत् सुधा[1](ध्या)य चित्त रवौ,
दिव्यानामिव पारसीकवचसा कुर्वे प्रकाश नवम् ।
सम्राट् शाह जलालदीन्द्रसदसि प्राज्ञप्रमोदप्रदम्,
बाह्यध्वान्तमिवापहन्तु पठिता ([2]पठता) पूपाऽऽतरस्थ (पाऽऽन्तरस्थ) तमः ॥ १ ॥

અકબરનુ નામ જલાલુદ્દીન છે તેનુ સસ્કૃત ઢોળવાળુ નામ ‘जलालदीन्द्र’ એમ કોશકારે કલ્પેલ છે

---

૧ ‘સુધાય’ પદને લીધે છદોભગ જેવુ લાગે છે સુધાય એટલે सम्यग् धृत्वा—સારી રીતે ધરીને—રવિમા ચિત્તને સ્થિર કરીને—રવિનુ સારી રીતે ધ્યાન કરીને

૨ (   ) આવા નિશાનમા મૂકેલો પાઠ લેખકે કલ્પેલ છે

૬

સોમસુન્દર (૧૩૭૪–૧૪૪૬), જયશેખર (વિદ્યમાન આશરે ૧૪૦૬મા) અને માણિક્યસુન્દર (૧૪૨૨). આ દરેકે પદ્ય વા ગદ્યનું વાહન વાપરીને રસભર સાહિત્યે ઊગતી ગુજરાતીના ઉદયમા સ્મરણીય ભાગ ભર્યો છે એ પ્રમાણમાના પહેલાના રચેલા નેમિનાથનવરસ-ફાગમાનું વસન્તવર્ણન મનોહર છે એ રસિક પડિતનો આ ફાગ ત્રણ ખડમા ભાવિકજનોના મનરજનાર્થે થયેલી ચિરજીવ રચના છે

જયશેખરની સરકૃત પદ્યકૃતિ જે પ્રબોધચિન્તામણિ, તેને જાણે નવસર્જન સમી રસ-રગવતી પોતે એ જ નામે ગુજરાતી શ્રોતાઓને સુગમ કરી છે એનુ અપર નામ છે ત્રિભુવનદીપકપ્રબન્ધ

ધનકનકસમૃદ્ધ, પૃથ્વીપીઠપ્રસિદ્ધ, અત્યન્ત રમણીય, સકલલોકસ્પૃહણીય લક્ષ્મીલીલાનિવાસ, સરસ્વતીતણઉ આવાસ જનિતદુર્જનક્ષોભ, સજ્જનોત્પાદિતશોભ

આ ગદ્યનમૂના માણિક્યસુન્દરના પચઉલ્લાસી પૃથ્વીચન્દ્રચરિત્રમાથી છે એ પહેલી સવિસ્તર ગદ્યાત્મક ધર્મકથા છે કર્તાએ પોતે જ એને આપેલુ બીજુ નામ વાગ્વિલાસ છે એ નામ, સહેજે સમજાશે કે, એમાના લોલવિલોલ અન્તર્યમકવાળા લયે કરીને સાર્થ બને છે

૭

ઋતુકાવ્યોના જૈન કવિઓની કૃતિઓ યાદ કરીને જ સતોષ માનવો પડશે આશરે ૧૨૬૯મા વિદ્યમાન વિનયચન્દ્રની રસાર્દ્ર રચના નેમિનાથચતુષ્પદિકાની ખરી ખૂબી એ વાચ્યે જ સમજાયે તેવી છે એવી જ રસીલી રચના નામે સિરિથૂલિભદ્દફાગુ છે જિનપદ્મસૂરિની (૧૩૧૬–૪૪) એ રચના ધર્મલક્ષી તો પણ સસારચિત્ર તરીકે સુવાચ્ય છે વિદ્યમાન આશરે ૧૩૩૭–૪૯મા, એ રાજશેખરના કાવ્ય નેમિનાથ ફાગુમા વસન્તખેલનનુ સૂચન છે એના વર્ણનો ત્યારે પ્રચલિત રૂઢ શૈલીના તો પણ ખરા કવિત્વની ચમકવાળા છે

૮

શતકો ૧૫મા–૧૭માના આપણા વિષયના સૌથી અગ્રિમ કવિઓ હતા સુપ્રસિદ્ધ વિમલ-પ્રબન્ધકાર લાવણ્યસમય (જન્મ ૧૪૬૫મા), 'માધવકામકુડલારાસ' એ ૧૫૬૦ના અરસામા થયા તે કુશલલાભનુ કૌતુકરાગી શૈલીનુ કાવ્યરત્ન છે ૧૫૬૦થી ૧૬૨૦ દરમ્યાન વિદ્યમાન હોવા સભવ છે તે નયસુદરે સુકુમાર ભાવો ને શબ્દલાલિત્યવાળી આ બે (છમાની મુખ્ય) રચનાઓ વડે સાહિત્યસમૃદ્ધિમા વૃદ્ધિ કરી છે રૂપચદકુવરરાસ તથા નલદમયન્તીરાસ એવી જ વૃદ્ધિ આપણા સાહિત્યમા અદ્‌ભુતરસિક ને બહુભાષી કહેવાય તેવો પ્રખ્યાત શીલવતીરાસ (૧૬૯૪) રચીને સુકવિ નેમિવિજયે કરી છે

આ લેખ ધાર્યા કરતા લાબો થયો, તેથી અતિવિસ્તારભયે, ઈસવી સત્તરમા શતકની આખરના ઉપર્યુક્ત કવિ નેમિવિજયથી જ વિરમવુ પડે છે આ ઊણપ માટે આશા છે કે વાચકો લેખકને ક્ષમાપનાનો અધિકારી ગણશે

**સંદર્ભ–સૂચિ :** જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઈતિહાસ (મો૦ દ૦ દેશાઈ), ગુજરાત ઍન્ડ ઈટસ લિટરેચર (ક૦ મા૦ મુનશી), સોલકીયુગની શ્રી અને સસ્કૃતિ (ભો૦ જે૦ સાંડેસરા), ગુજરાતી સાહિત્યની રૂપરેખા (વિ૦ ક૦ વૈદ્ય)

# ‘પારસીક પ્રકાશ’ નામના ફારસી ભાષાના શબ્દકોશનો અને તે જ નામના ફારસી ભાષાના વ્યાકરણનો પરિચય

બેચરદાસ જીવરાજ દોશી

**આ** નાના નિબધમા ‘પારસીક પ્રકાશ’ નામના ફારસી–પારસીક–ભાષાના એક શબ્દકોશનો તથા તે જ નામના ફારસી ભાષાના વ્યાકરણનો પરિચય કરાવવાનો છે

કોશકૃતિનો પ્રેરક અકબર બાદશાહ છે અને કોશનો કર્તા વિહારી કૃષ્ણદાસ મિશ્ર નામે કોઈ બ્રાહ્મણ પડિત છે

કોશના પ્રારભમા કે અતમા કોશકારે પોતાના નામોલ્લેખ સિવાય કોઈ વિશેષ પરિચય આપેલ નથી

ગ્રથકાર શરૂઆતમા જ જેની ઉપાસના અકબર કરતો હતો તે સૂર્યની સ્તુતિ કરે છે અને અકબર બાદશાહની સભાના પ્રાજ્ઞ પડિતોને પ્રમોદ આપનારો એવો આ કોશ બનાવે છે એમ જણાવે છે

श्रीसूर्याय नमो विधाय विधिवत् सुधा(ध्या)य चित्त रवौ,
दिव्यानामिव पारसीकवचसा कुर्वे प्रकाश नवम् ।
सम्राट् शाह जलालदीन्द्रसदसि प्राज्ञप्रमोदप्रदम्,
बाह्यध्वान्तमिवापहन्तु पठिता (पठता) पूपाऽऽतरस्थ (पाऽऽन्तरस्थ) तमः ॥ १ ॥

અકબરનુ નામ જલાલુદ્દીન છે તેનુ સસ્કૃત ઢોળવાળુ નામ ‘जलालदीन्द्र’ એમ કોશકારે કલ્પેલ છે

---

૧ ‘સુધાય’ પદને લીધે છદોભગ જેવુ લાગે છે સુધાય એટલે सम्यग् धृत्वा—સારી રીતે ધરીને—રવિમા ચિત્તને સ્થિર કરીને—રવિનુ સારી રીતે ધ્યાન કરીને

૨ (      ) આવા નિશાનમા મુકેલો પાઠ લેખકે કલ્પેલ છે

બીજા અને ત્રીજા પદ્યમા ગ્રથકાર અકબરશાહને 'બ્રહ્મ' સાથે સરખાવે છે તથા ગોપાલસુત શ્રીકૃષ્ણ વિભુ સાથે પણ સરખાવતા અકબરશાહને ગોબ્રાહ્મણપ્રતિપાલકરૂપે વર્ણવે છે અને કહે છે કે જે યવન વશ, ગાય અને વિપ્રોનો સદા અભિભવ જ કરતો આવેલ છે તે જ વશમા આ અકબરશાહ ગોબ્રાહ્મણના પ્રતિપાલક રૂપે જન્મેલ છે, એ વિશેષ આશ્ચર્યકારી ઘટના છે

પાચમા શ્લોકમા "विधीयते स्वबोधार्थम्" એમ કહીને પ્રસ્તુત કોશ તેમણે પોતાના બોધ માટે નિર્મેલ છે એમ સૂચવે છે અને સાથે જણાવે છે કે સસ્કૃતના શબ્દો આપીને તેના સમાનાર્થક કેટલાક પારસીક—ફારસી—શબ્દોનો આ સગ્રહ છે

જે લોકો ફારસી ભાષાના સમુદ્રમા અવગાહન કરવા ઇચ્છતા હોય તેવા લોકોને ધ્યાનમા રાખીને કૃષ્ણદાસ આ કોશરૂપ નાની હોડીને રચે છે એમ છટ્ઠા શ્લોકમા કહે છે અને સાતમા શ્લોકમા એમ જણાવે છે કે—

"પોતે ફારસી શાસ્ત્રોને ભણેલ નથી, માત્ર સાભળી સાભળીને જ આ કોશ રચેલ છે તેથી આ રચનામા જે કાઈ ન્યૂનતા વા વધારે પડતુ આવી ગયુ હોય તેને ફારસી વિદ્વાનો દરગુજર કરશે એવી નમ્ર વિનતિ છે"

સસ્કૃત ભાષાના અતિપ્રાચીન અને પ્રસિદ્ધ અમરકોશમા શબ્દોને બતાવવા પ્રથમ કાડમા જેમ સ્વર્ગવર્ગ, વ્યોમવર્ગ, દિગ્વર્ગ, કાલવર્ગ, નાટ્યવર્ગ, પાતાલભોગિવર્ગ, નરકવર્ગ, વારિવર્ગ આમ વર્ગોને યોજેલા છે તથા બીજા કાડમા મનુષ્યવર્ગ, બ્રહ્મવર્ગ, ક્ષત્રિયવર્ગ, વૈશ્યવર્ગ, શૂદ્રવર્ગ વગેરે અનેક વર્ગોને પાડેલા છે અને છેડે ત્રીજા કાડમા પ્રથમ વિશેષ્યનિઘ્નવર્ગ પછી નાનાર્થવર્ગ યોજેલ છે તેમ બરાબર ક્રમને અનુસરીને ગ્રથકાર કૃષ્ણદાસે આ ફારસી કોશમા પ્રથમ સ્વર્ગવર્ગ, વ્યોમવર્ગ, દિગ્વર્ગ, કાલવર્ગ, નાટ્યવર્ગ, પાતાલવર્ગ, વારિવર્ગ, મનુષ્યવર્ગ, ક્ષત્રિયવર્ગ, વૈશ્યવર્ગ, ક્ષુદ્રવર્ગ (શૂદ્રવર્ગ) વિશેષ્યનિઘ્નવર્ગ તથા નાનાર્થવર્ગ વર્ગો યોજેલા છે આ કોશમા કાડોનો વિભાગ નથી, માત્ર વર્ગોનો વિભાગ છે

સ્વર્ગવર્ગનો પ્રારભ 'સૂર્ય' શબ્દથી કરેલ છે "श्रीसूर्य उक्त आताव:" (શ્લોક ૮) સૂર્ય માટે 'आँताव' શબ્દ પારસીક–ફારસી–ભાષામા છે ચાલુ ફારસી ભાષામા 'आफताव' શબ્દ પ્રચલિત છે

આ પછી "अप्सर.सु परी ज्ञेया" (શ્લોક ૧૧) એટલે અપ્સરા માટે પરી "आतशस्तु भवेद् वह्नौ" એટલે અગ્નિ માટે आतश–आतिश–સસ્કૃત હુતાશ "पोदाय: (खोदाय) स्यात् परमेश्वर." (શ્લોક ૯) પરમેશ્વર માટે खोदाय–खुदा–આવા શબ્દો સ્વર્ગવર્ગમા ૧૯ શ્લોક સુધી આવેલ છે છેડાના ઓગણીસમા શ્લોકમા "शीते सरमा भवेत् गरमा तूष्ममात्रे प्रकीर्तित."—અર્થાત્ શીત એટલે सरमा–सर्मा અને ઉષ્ણ એટલે गरमा–गर्मा

વ્યોમવર્ગનો આરભ "आस्मान व्योमनि प्रोक्तम्" (શ્લોક ૨૦)થી થાય છે आस्मान એટલે व्योम આકાશ

કાલવર્ગના પ્રારભમા "सवत्सरेषु साल: स्यात् प्रलये स्यात् क्यामति"। साल એટલે વરસ અને પ્રલયકાળ એટલે क्यामति–कियामत

---

૩ કોશની પોથીમા જેવા ફારસી શબ્દો આપેલા છે તેવા જ અહીં નોંધેલા છે
પ્રથમ કોશનો શબ્દ, પછી ફારસીનો શુદ્ધ શબ્દ બતાવેલ છે આ બન્ને શબ્દો નાગરી અક્ષરમા મુકેલા છે
ગુજરાત યુનિવર્સિટીના ફારસીના પ્રધાન અધ્યાપક શ્રી છોટુભાઈ નાયકે ફારસીના શુદ્ધ શબ્દો બતાવેલા છે તે માટે લેખક તેમનો આભારી છે

નાટ્યવર્ગમા "नगारह पटहे, मेर्या नफीरः परिकीर्तितः" (શ્લોક ૪૪) "ઢોલ અર્થમા नगारह–नक्कारह–નગારુ અને ભૂગળ–ભેરી અર્થમા नफीर"

આ ઉપરાંત—

"इख्लासस्तु भवेत् स्नेहे" (શ્લોક ૫૦) સ્નેહ–इख्लास–एखलास "आरयू स्यात् मनोरथे" (શ્લોક ૫૦)–મનોરથ–आरयू "बारीकस्तु भवेत् सूक्ष्मे" (શ્લોક ૪૯) સૂક્ષ્મ–बारीक. "वैरे स्यात् दुष्मनीति च" (શ્લોક ૪૮) વેર–दुश्मनी. "मेहर स्यात् करुणायाम्" (શ્લોક ૪૫) કરુણા–मेहर–मेह्र વગેરે અનેક શબ્દો નાટ્યવર્ગમા આપેલા છે

આ પછી પાતાલ વર્ગમા—

"अस्फलः स्याच्च पाताले" (શ્લોક ૫૪) પાતાળ–अस्फल.
"नरके दोजक भवेत्" (શ્લોક ૫૬) નરક–दोजक–दोजख
"नारकेषु च दोजकी" (શ્લોક ૫૬) નારકી–दोजखी
"अलमस्तु भवेत् दु खे" (શ્લોક ૫૭) દુ ખ–अलम
"राहतः सुख उच्यते" (શ્લોક ૫૭) સુખ–राहत

કોશકારે નરકવર્ગને પાતાલવર્ગમા ભેળવી દીધેલ છે, ત્યારે અમરકોશમાં એ બન્ને વર્ગો જુદા જુદા છે

આ પછી વારિવર્ગ—

"दरिया स्यात् समुद्रेषु" (શ્લોક ૫૭) સમુદ્ર–दरिया–દરિયો
"मौजस्तु तरङ्गे" (શ્લોક ૫૮) તરગ–मौज–સમુદ્રના મોજા
"कूले किनारः' (શ્લોક ૫૮) કૂલ–કાંઠો–किनारो–किनारह्
"आव स्यात् अप्सु" (શ્લોક ૫૮) आव–પાણી–(સસ્કૃત) અપ.
"हौदस्तु पुष्करिण्याम्" (શ્લોક ૬૩) પુષ્કરિણી–हौद–हौज

વારિવર્ગ પછી મનુષ્યવર્ગ—

"जमीन् भूमौ" (શ્લોક ૬૫) ભૂમિ–जमीन्
"नगरे शह्र" (શ્લોક ૭૫) નગર–શહર–शह्र
"पत्तन गज" (શ્લોક ૭૫) પત્તન–પાટણ–ગજ–અઝીમગજ વગેરે
"देशे विलायत" (શ્લોક ૭૮) દેશ–विलायत
"हरम. भागिनीस्त्रीषु, धर्मपत्न्या तु औरति" (શ્લોક ૮૩) ભાગીદાર–સહચારી સ્ત્રી–हरम, ધર્મપત્ની–औरति–औरत
"फाहिश. वेश्यायाम्" (શ્લોક ૮૪) વેશ્યા–फाहिश–फाहिश
"कुट्टिन्या दलाल्यह" (શ્લોક ૮૪) दलाल्यह–दल्लालह–કુટ્ટણી સ્ત્રી–દલાલ સ્ત્રી
"वृद्धे भवेत् पीर." (શ્લોક ૯૪) વૃદ્ધ–पीर
"वेहुसो मूर्छिते" (શ્લોક ૧૦૦) મૂર્છિત–वेहुस–वेहोश
"हुकह स्यात् सम्पुटे" (શ્લોક ૧૧૬) સપુટ–हुक्कह–हूक–બટન
"आयनह दर्पणे तु" (શ્લોક ૧૧૬) દર્પણ–आयनह–आयिनह–આયના એમ અનેકાનેક શબ્દો આપેલા છે

કોશકારે બ્રહ્મવર્ગ અને ક્ષત્રિયવર્ગ એમ બે જુદા વર્ગ કર્યા જણાતા નથી પણ ક્ષત્રિયવર્ગમા બન્નેને સમાવેલા લાગે છે; અથવા પોથી લખનાર મથાળુ લખવુ ચૂકી ગયો હોય

"दानिस्मदस्तु पण्डिते" (श्लोक ११७) પડિત–दानिस्मद–दानिश्मद

"म्वुलान आचार्य" (श्लोक ११७) આચાર્ય–म्वुलान–मुल्ला

"आपोद उपाध्याये" (श्लोक ११७) ઉપાધ્યાય–आषोद–आखोद–आखूद

"शागिर्द. शिष्यसज्ञे" (श्लोक ११८) શિષ્ય–शागिर्द

"सभाया मज्लिस." (श्लोक ११९) સભા–मज्लिस–मजल्सि

"मन्त्रपाठे फातेहह" (श्लोक १२०) મત્રપાઠ–फातेहह–फातिहह

"कलिमा मूलमन्त्रे" (श्लोक ११९) મૂલમત્ર–कलिमा–कलिमह–कलमो

"अभ्युत्थाने च ताजीमः" (श्लोक १२१) આદર માટે ઊભા થવુ–ताजीम–ताअजीम

"खामोषी मौन उच्यते" (श्लोक १२२) મૌન–खामोषी

"अतिक्रमे जिआदती स्यात्" (श्लोक १२३) અતિક્રમ–બળાત્કાર–जिआदती–जियादती

"मोल्हिदः स्यात् तु पाखण्डे" (श्लोक १२६) પાખડ-મત–मोल्हिद–मुल्हिद

"यतौ तु दरवेश. स्यात्" (श्लोक १२६) યતિ–दरवेश

"न्याजवदी अभिवादने" (श्लोक १२४) અભિવાદન–न्याजवदी

"दृष्टान्ते तु दलेली स्यात्" (श्लोक १२४) દૃષ્ટાત–दलेली–दलील

"आमिलः तापसे भवेत्" (श्लोक १२५) તાપસ–आमिल–आलेम (અહી आल्मि' પાઠ હોવો જોઈએ)

આ વર્ગમા શબ્દોના વિભાગ અગે વિચારતા જણાય છે કે ૧૨૮ શ્લોક સુધી બ્રહ્મવર્ગ ચાલે છે અને પછી 'પાતશાહ' શબ્દની શરૂઆત થતા ૧૨૯મા શ્લોકથી ક્ષત્રિયવર્ગનો પ્રારભ થાય છે બ્રહ્મવર્ગના છેલ્લા શ્લોકમા 'ગુરુ' અર્થનો 'वोस्त' શબ્દ જણાવેલ છે

ક્ષત્રિયવર્ગનો પ્રારભ—

"पातशाहस्तु नृपे प्रोक्तः सुल्तानस्तु ततोऽधिके।
शाहान्शाही नृपाधीशे वजीरो मन्त्रिणि स्मृत.॥" (श्लोक १२९)

---

१ અરબી તથા ફારસી શબ્દોને સસ્કૃત તથા પ્રાકૃતનો ઢોળ ચડાવવાની રીત ઘણા જૂના વખતથી પ્રચલિત છે પાણિનીય વ્યાકરણમા તથા મહાભારતમા અને અમરકોશ વગેરે કોશોમા પણ એવા ઢોળ ચડાવેલા શબ્દો ઉપલબ્ધ છે

| સસ્કૃત તથા પ્રાકૃત ઢોળ | અરબી કે ફારસી શબ્દ |
|---|---|
| १ तुरुष्क<br>वनायुज–वनायुजे जाता वनायुजा<br>(અહીં 'वनायुज' શબ્દ કોઈ ફારસી શબ્દનુ સસ્કૃત રૂપાતર છે) | तुर्क |
| २ पारसीक<br>(અહીં पारसीक શબ્દ કોઈ–કદાચ 'ફારસી'–ફારસી શબ્દનુ સસ્કૃત રૂપાતર છે) | |
| ३ साखि | शाह |
| ४ साखानुसाखि | शाहन्शाही |
| ५ साहाणुसाहि (પ્રાકૃત) | " |

નૃપ–રાજા–पातशाह–पादशाह–बादशाह તેથી મોટો सुल्तान शाहान्शाही–રાજાઓનો રાજા–शहेनशाह મંત્રી–वजीर આ પછી ક્ષત્રિય વર્ગમા જ આવે છે—

"दोस्त मित्रे" (શ્લોક १३५) मित्र–दोस्त

"बहूना यवनाना य. प्रभुः षाण. स कथ्यते ।
नवाबस्तु स एवोक्तो मीआ स्यात् यवनोत्तमे ॥" (શ્લોક १३२)

ઘણા યવનોનો જે પ્રભુ–સ્વામી–તેને पाण–खान–કહેવાય અને नवाब–नौवाब પણ તેને જ ગણાય તથા જે યવન ઉત્તમ હોય તેને मीआ–કહેવાય–વર્તમાનમા જેને मिया કહે છે

તથા—

"यः सर्वगुणसम्पन्न. सर्वशास्त्रार्थकोविद. ।
ज्ञानोपदेष्टा सर्वेषा स नाह हज्रूरतः स्मृतः ॥ (શ્લોક १३३)

જે સર્વગુણસમ્પન્ન છે, સર્વશાસ્ત્રોના અર્થમા કુશળ છે, અને સર્વને જ્ઞાનનો ઉપદેશક છે તેને 'हज्रूरत' કહેવાય અહી મૂળ શ્લોકમા 'स नाह हज्रूरत' શબ્દ બતાવેલો છે તે ઉપરથી સ્પષ્ટ અર્થ સમજાતો નથી કાંઈ અશુદ્ધ હોય એમ જણાય છે અહી આ વર્ગમા આવા અનેકાનેક શબ્દો બતાવેલા છે

હવે પછી વૈશ્યવર્ગ—

वार्युं नाना भवेयुस्ते ये व्यापारपरा नरा. ।
सौदा तत्कर्मणि प्रोक्ता बक्कालः स्यात् वणिग्जने ॥ (શ્લોક १६०)

અનેક જાતના વ્યવહાર કરનારા લોકોને માટે वार्युं

વ્યાપાર–વ્યવહાર–सौदा
વાણિયા–बक्काल–बक्काल
આજીવિકા–वर्तन–रोजगार
ખેતી–जिरायत (શ્લોક ૧૬૧)
કુશીદક–વ્યાજ–कर्ज (શ્લોક ૧૬૨)
ઘઉં–गहू–गदम–(શ્લોક ૧૬૪)
ચણા–नषुद–नखुद
તલ–कुजिद–कुजिद–(શ્લોક ૧૬૫)
ફોફા–भूसु–बुरा–पूस्त
સૂદ–રસોયો–बावची–बाबर्ची–(શ્લોક ૧૬૬) ભાષામા 'બબર્ચી' શબ્દ જાણીતો છે એટલે 'बावची' પાઠને બદલે बाबर्ची પાઠ સભવી શકે
ચુનો–देगदान–(શ્લોક ૧૬૭) દેગ એટલે દેગડો, જેના ઉપર દેગડો ચડાવાય તે દેગદાન

"ये स्युस्तत्र च सामन्तास्ते साउय इति स्मृता ।
तेषा तु नृपति साउानुसाखिरिति च श्रुत" ॥ (જિનદેવકૃત કાલક કથા)

જેમકે, "वर्णौ वुक्" ४।२।१०३। ઇત્યાદિ સૂત્રો

પાણિનીય વ્યાકરણમા વર્ણુ (હાલ બન્નો) વગેરે કેટલાક શબ્દો નદી, પર્વત, ગામ વા નગર વગેરેના વાચક તરીકે મૂળસૂત્રોમા નિર્દેશેલ છે તે બધા લૌકિક શબ્દોને પાણિનિએ સંસ્કૃતનો ઢોળ ચઢાવેલ છે,

થાળી–देग
કુંભ–ઘડો–कुजह–कूजो–(શ્લોક ૧૬૮)
સૂંઢ–जजवील–(શ્લોક ૧૭૦)–जजर ચાલુ શબ્દ છે
લવણ–नमक–(શ્લોક ૧૭૧)
સાકર–शकर
મડ–રસ–सोर्वं–(શ્લોક ૧૭૪)–सेरवो ચાલુ શબ્દ છે
માખણ–મસ્કહ–मस्कह
તૃપ્તિ–सेरी–(શ્લોક ૧૭૬)
તનુ–શરીર–वदन–(શ્લોક ૧૯૦)

શ્લોક ૨૦૦થી પછીના શ્લોકોમા હવે શુદ્ર–શૂદ્ર–વર્ગનો આરભ—

માલાકાર–માળી–बागवान
વણનારો–वाफदह–बाफदह
સ્થપતિ–मेयमार
તુણનારો–दर्जी
રગાજીવ–રગારો–रगरेज
ચમાર–कफदोज–कफ़्शदोज़
લુહાર–आहगर
સોની–जर्गर–जरगर
તાબાનુ કામ કરનાર–मिसगर
નાપિત–हजाम
બઢઈ–સુતાર–दुरोद्गर–दरोदगर
રજક–ધોબી–गजार–गाज़ुर
શૌંડક–खम्मार
જાદુગર–बाजीगर
ગાયન કરનાર–गोयदह्
વાજુ વગાડનાર–साजदह

આમ ૨૧૧ શ્લોક સુધીમા શુદ્રવર્ગ પૂરો થાય છે આ પછી ૨૪૮ શ્લોક સુધીમા પરચુરણ શબ્દો આવેલા છે અમરકોશમા આ માટે ‘ સકીર્ણવર્ગ ’ નામ છે

મહાશય–बुजुर्ग–बुजर्ग (શ્લોક ૨૧૨)
સુહૃદય–दिलावर
નિપુણ–दाना
મહાઉદ્યોગ કરનાર–तरद्दुद
આયુષ્માન–उमरदज़्–उमरदराज़
દુર્મનસ્–दिलगीर
ખ્યાત–પ્રસિદ્ધ–मशहूर
પ્રભુ–साहिब

સમૃદ્ધ–आबादान्
વ્યસનમગ્ન–आशिक–आशक–આસક્ત
વ્યાકુલ–परेशान
દળદ્રી–मोफ्लिस–मुफलिश
સુદર–महबूव–मह्बूब
અધમ–बद
મોઘ–નકામુ–वेफायदह
મુખ્ય–સ્મૃતિકાર–एमाम–ईमाम
અથવા નિમાજના કાર્યમા અગ્રેસર–एमाम–ईमाम

૨૪૮મા શ્લોક પછીના નવ શ્લોકોમા કેટલાક વિશેષ્યનિઘ્ન શબ્દો તથા અનેકાર્થી શબ્દો જણાવેલા છે

નાનાર્થ શબ્દો—

"शाखस्तु वृक्षशाखायाम् पशो. शृङ्गे प्रकीर्तित." (શ્લોક ૨૫૧)
૧ शाख એટલે વૃક્ષની શાખા
૨ પશુનુ શિંગડુ
"फेरग: कथ्यते तज्ज्ञै. कुष्ठ–देशविशेषयो: (શ્લોક ૨૫૧)
૧ फेरग–કુષ્ઠ
૨ फेरग–એક દેશ–ફિરગીનો મુલક
"कमर कटौ च चन्द्रे च" (શ્લોક ૨૫૬)
૧ कमर–કટિ–કેડ
૨ कमर–ચદ્ર

આ રીતે આ આખો કોશ ૨૫૭ શ્લોકોમા પૂરો થાય છે આરભથી તે અત સુધીના આ તેના શ્લોક નબરો સળગ છે વચ્ચે નબગે લખવામા પોથીલેખકની ભૂલ લાગે છે એટલે શ્લોકો કુલ ૨૫૭ નહિ પણ ૨૫૫ છે કોશ પૂરો થતા પુષ્પિકામા લખેલુ છે કે—

"इति श्रीमहीमहेन्द्रश्रीमद्अकबरशाहकारिते विहारीकृष्णदासमिश्रकृते पारसीप्रकाशे शब्दार्थ-कोशप्रकरणम् ।"

આ પછી આ ગ્રથકારે જ પારસીપ્રકાશ નામથી[1] પારસી–ફારસી–ભાષાનુ વ્યાકરણ રચેલ છે

[1] પ્રસ્તુત કોશ જેવો જ કોઈ બીજો પારસીક કોશ હોવો જોઈએ, એનુ પ્રમાણ મળી આવેલ છે
ચૌદમા સૈકામાં શ્રીજિનપ્રભસૂરિ નામે એક જૈનાચાર્ય થયેલ છે દિલ્લીના બાદશાહ અલાઉદ્દીનની ગાદીએ આવેલા મહમ્મૂદશાહ પાદશાહની સાથે તેમને વિશેષ પરિચય હતો તેઓ ધર્મસ્નેહની વૃદ્ધિ માટે એ પાદશાહના દરબારમા જતા આવતા તેમણે ફારસી ભાષામા જ શ્રીઋષભદેવ ભગવાનનુ એક સ્તવન બનાવેલ છે તેની પહેલી કડી આ છે

"अल्लालाहि तुरा ह कीम्वरु सहियानु तु मरा ख्वाद ।
दुर्नायक समेदानइ वुस्मारइ वुध चिरा न म्ह ॥"

આ સ્તવનની વ્યાખ્યામાં પારસીકોશના અવતરણ આવેલ છે, તે આ પ્રમાણે છે

"आलोवो मसुआरदु एतमधुगक्ति सुराद्गायन
नृत्य स्याद् रसकुर्नयश्च हयमु स्वदिस्तदा काइदा" ઇત્યાદિ

તેમા સસ્કૃતની પેઠે નામવિભક્તિઓ, ધાતુવિભક્તિઓ તથા ધાતુ વગેરે કલ્પીને તેમની સાધના માટે સૂત્રો અને વૃત્તિ તથા ઉદાહરણો વગેરે સવિસ્તર સમજાવેલ છે

સૂત્રોનો નમૂનો—

पारसीकात् सेर्लुक् ॥ १ ॥
एकस्य यक् ॥ २ ॥
द्वेः दू. ॥ ३ ॥
त्रे से ॥ ४ ॥
चतुरशब्दस्य चहार चार ॥ ५ ॥

ઇ યાદિ અનેક સૂત્રો રચેલા છે

વ્યાકરણના આ પ્રથમ પ્રકરણનુ નામ સખ્યાશબ્દનિર્ણય છે

બીજા પ્રકરણનુ નામ શબ્દપ્રકરણ છે તેમા નામના રૂપો સસ્કૃતની ઢબે સાધી બતાવેલાં છે

| સૂત્રો— | ઉદાહરણ— |
|---|---|
| सेर्लुक ॥ १ ॥ | મર્દ |
| जसो हा ॥ २ ॥ | મર્દહા |
| द्वितीयायाः षष्ठयाश्च रा ॥ ३ ॥ | મર્દરા |
| तृतीयाया वा ॥ ४ ॥ | વામર્દ |

આમ અનેક સૂત્રો રચીને ફારસી ભાષાના નામના રૂપોને ઉદાહરણો સાથે સાધી બતાવેલ છે, આ પછી આ પ્રકરણમા છેટલી હકીકત સર્વાદિ નામોને લગતી આપેલ છે આ પછી અવ્યયોનુ પ્રકરણ બતાવેલ છે

અવ્યયોના સૂત્રો—

हमरा सहार्थे ।
सही सत्यार्थे ।
हमी हमीन् एवार्थे ।
चि किमर्थे ।
बाट बादज पश्चादर्थे ।
निमाज नित्यकर्मणि ।
गनीमत धर्मपूर्वकवस्तुलाभे ।

આ રીતે ગ્રથકારે કેટલાક અધિક અવ્યયોનો સગ્રહ કરેલ છે આ પ્રકરણ પૂરુ થયા પછી કારક પ્રકરણ, સમાસ પ્રકરણ, તદ્ધિત પ્રકરણ અને છેલ્લુ આખ્યાત પ્રકરણ આપેલ છે વ્યાકરણના આ આખા ય ગ્રથમા ગ્રથકાર ઉદાહરણોમા બીજા બીજા ઉદાહરણો સાથે વારવાર અકબર બાદશાહનો ઉલ્લેખ કરતો રહે છે

---

આ ઉપરથી જાણી શકાય એમ છે કે બીજો પણ કોઈ પારસીક કોશ જરૂર હોવો જોઈએ તે વ્યાખ્યામાં બીજુ પણ અવતરણ છે (જુઓ જૈન સાહિત્ય સશોધક ખડ ૩ અક ૧ પૃ૦ ૨૬થી)

આ સ્તવનની પાચમી કડીની વ્યાખ્યામા અરબી रहमान શબ્દને रहमाण રૂપે લખેલ છે અને સસ્કૃતના 'रह' ઉપરથી તેની વ્યુત્પત્તિ બતાવવામા આવેલ છે रहति-त्यजति-रागद्वेषौ इति रह् + अ + माण + स = रहमाण આ રીતે અરબી શબ્દને સસ્કૃતનો ઢોળ ચડાવવામા આવેલ છે

તદ્ધિત પ્રકરણમા—

૧ शाहस्य अपत्य शाहयादह् ।

અહીં અપત્ય અર્થ માટે 'यादह्' પ્રત્યય છે

खानस्य अपत्य खानयादह् ।

अशीलस्य अपत्य अशीलयादह् ।

अशील–असील એટલે કુલીન, 'અસલ' કે 'અસીલ' શબ્દો ભાષામા પ્રચલિત છે આ પ્રકરણમા અપત્ય અર્થનો પ્રત્યય પહેલા બતાવેલ છે પછી जात અર્થવાળો પ્રત્યય—

૨ काबुले जात. काबुली ।

अरबे जातः आरबी ।

चीने जात. चीनी ।

પ્રયુક્ત અર્થ સૂચક પ્રત્યય—

૩ महम्मदेन प्रयुक्ते महम्मदी ।

ભાવપણુ બોધક પ્રત્યય—

मुसुलमानस्य भावः मुसुल्मानी

काफिरी ।

અસ્તિ અર્થદ્યોતક 'स्तान्' પ્રત્યય—

૪ गुल विद्यते अस्य गुल्स्तान् ।

हिन्दुस्तान ।

बागिस्तान् । क्वचिद् इकारागमः ।

इदमर्थ સૂચક 'अण्' પ્રત્યય—

૫ अकबरस्य अयम् अकबरी ।

'तत् करोति' અર્થનો अण् પ્રત્યય—

अणि पूर्वस्वरस्य आकारः मध्यमस्वरस्य इकारो वक्तव्यः—'અણ્' લાગતા પૂર્વના સ્વરનો આકાર થાય છે અને મધ્યમ સ્વરને ઇકાર થાય છે

अदल करोति इति आदिलः ।

जुलम करोति जालिम. ।

हुकम करोति हाकिमः । ઇત્યાદિ

आदिल વગેરે પ્રયોગોમા तत् करोति અર્થનો अण् પ્રત્યય છે

આ રીતે તદ્ધિત પ્રકરણમા અનેક પ્રત્યયોનુ વિધાન કરેલ છે આ પ્રકરણમા અતે गुनाह कृतवान् गुनाहगार–गार प्रत्यय । 'समूह' અર્થનો दात् પ્રત્યય–यमादात् વગેરે तत् साधयति અર્થનો 'गर्' પ્રત્યય–यद्गर्, सितमगर વગેરે

तत् विक्रीणाति અર્થનો 'फरोश' પ્રત્યય—

सबुजी विक्रीणाति इति सबुजीफरोश વગેરે

तत् धारयति અર્થનો 'दान्' પ્રત્યય—

निमक धारयति निमकदान्, अयनकदान् વગેરે

तराश् પ્રત્યય–सगतराश्, बुततराश् વગેરે

અલ્પ અર્થનો चह् પ્રત્યય–सिंदूक + चह् = सिंदूकचह्, देगचह् વગેરે

તેમા સસ્કૃતની જેમ નામિકિનિઓ, [illegible] તથા [illegible] વગેરે કહ્યાને તેમની સાધના માટે ગણો અને જાતિ તથા [illegible] [illegible] [illegible] [illegible]

[illegible] -

पारसीकाणां [illegible] ॥ १ ॥

[illegible] यक् ॥ २ ॥

[illegible] ॥ ३ ॥

[illegible] ॥ ४ ॥

[illegible] नहार नार ॥ ५ ॥

ઇત્યાદિ અનેક સૂત્રો રચેલા છે

વ્યાકરણના આ પ્રથમ પ્રકરણનુ નામ [illegible]નિર્ણય છે.

બીજા પ્રકરણનુ નામ નામપ્રકરણ છે તેમા નામના રૂપો સસ્કૃતની ઢબે સાધી બતાવેલા છે

| સૂત્રો— | ઉદાહરણ— |
|---|---|
| सेर्लुक् ॥ १ ॥ | મર્દ |
| जसो हा ॥ २ ॥ | મર્દા |
| द्वितीयाया: षष्ठाश्च रा ॥ ३ ॥ | મર્દરા |
| तृतीयाया बा ॥ ४ ॥ | બામર્દ |

આમ અનેક સૂત્રો રચીને ફારસી ભાષાના નામના રૂપોને ઉદાહરણો સાથે સાધી બતાવેલ છે, આ પછી આ પ્રકરણમા છેલ્લી હકીકત સર્વાદિ નામોને લગતી આપેલ છે આ પછી અવ્યયોનુ પ્રકરણ બતાવેલ છે

અવ્યયોના સૂત્રો—

हमरा सहार्थे ।

सही सत्यार्थे ।

हमी हमीन् एवार्थे ।

चि किमर्थे ।

बाद बादज पश्चादर्थे ।

निमाज नित्यकर्मणि ।

गनीमत धर्मपूर्वकवस्तुलाभे ।

આ રીતે ગ્રથકારે કેટલાક અધિક અવ્યયોનો સગ્રહ કરેલ છે આ પ્રકરણ પૂરુ થયા પછી કારક પ્રકરણ, સમાસ પ્રકરણ, તદ્ધિત પ્રકરણ અને છેલ્લુ આખ્યાત પ્રકરણ આપેલ છે વ્યાકરણના આ આખા ય ગ્રથમા ગ્રથકાર ઉદાહરણોમા બીજા બીજા ઉદાહરણો સાથે વારવાર અકબર બાદશાહનો ઉલ્લેખ કરતો રહે છે

---

આ ઉપરથી જાણી શકાય એમ છે કે બીજો પણ કોઈ પારસીક કોશ જરૂર હોવો જોઈએ તે વ્યાખ્યામા બીજુ પણ અવતરણ છે (જુઓ જૈન સાહિત્ય સશોધક ખડ ૩ અક ૧ પૃ૦ ૨૬થી)

આ સ્તવનની પાચમી કડીની વ્યાખ્યામા અરબી रहमान શબ્દને रहमाणु રૂપે લખેલ છે અને સસ્કૃતધાતુ 'रह' ઉપરથી તેની વ્યુત્પત્તિ બતાવવામા આવેલ છે रहति-त्यजति-रागद्वेषौ इति रह् + अ + माण + स् = रहमाण. આ રીતે અરબી શબ્દને સસ્કૃતનો ઢોળ ચઢાવવામા આવેલ છે

તદ્ધિત પ્રકરણમા—

१ शाहस्य अपत्य शाहयादह् ।

અહીં અપત્ય અર્થ માટે 'यादह्' પ્રત્યય છે

खानस्य अपत्य खानयादह् ।

अशीलस्य अपत्य अशीलयादह् ।

अशील–અસીલ એટલે કુલીન, 'અસલ' કે 'અસીલ' શબ્દો ભાષામા પ્રચલિત છે આ પ્રકરણમા અપત્ય અર્થનો પ્રત્યય પહેલા બતાવેલ છે પછી जात અર્થવાળો પ્રત્યય—

२ काबुले जातः काबुली ।

अरबे जात. आरबी ।

चीने जात. चीनी ।

પ્રયુક્ત અર્થ સૂચક પ્રત્યય—

३ महम्मदेन प्रयुक्ते महम्मदी ।

ભાવપણુ બોધક પ્રત્યય—

मुसुलमानस्य भाव. मुसुल्मानी

काफिरी ।

અસ્તિ અર્થદ્યોતક 'स्तान्' પ્રત્યય—

४ गुल विद्यते अस्य गुल्स्तिान् ।

हिन्दुस्तान ।

बागिस्तान् । क्वचिद् इकारागमः ।

इदमर्थ સૂચક 'अण्' પ્રત્યય—

५ अकबरस्य अयम् अकब्बरी ।

'तत् करोति' અર્થનો अण् પ્રત્યય—

अणि पूर्वस्वरस्य आकारः मध्यमस्वरस्य इकारो वक्तव्यः—'અણ્' લાગતા પૂર્વના સ્વરનો આકાર થાય છે અને મધ્યમ સ્વરને ઇકાર થાય છે

अदल करोति इति आदिलः ।

जुलम करोति जालिम ।

हुकम करोति हाकिमः । ઇત્યાદિ

आदिल વગેરે પ્રયોગોમા तत् करोति અર્થનો अण् પ્રત્યય છે

આ રીતે તદ્ધિત પ્રકરણમા અનેક પ્રત્યયોનુ વિધાન કરેલ છે આ પ્રકરણમા અતે गुनाह कृतवान् गुनाहगार–गार प्रत्यय । 'समूह' અર્થનો दात् પ્રત્યય–यमादात् વગેરે तत् साधयति અર્થનો 'गर्' પ્રત્યય–यर्गर्, सितमगर વગેરે

तत् विक्रीणाति અર્થનો 'फरोश' પ્રત્યય—

सब्जुजी विक्रीणाति इति सब्जुजीफरोश વગેરે

तत् धारयति અર્થનો 'दान्' પ્રત્યય—

निमक धारयति निमक्दान्, अयनकदान् વગેરે

तराश् પ્રત્યય–सगतराश्, बुततराश् વગેરે

અલ્પ અર્થનો चह् પ્રત્યય–सिंदूक + चह् = सिंदूकचह्, देगचह् વગેરે

નિંદા અર્થનો 'क' પ્રત્યય– यनक्, रिंदक्

પ્રકર્ષ અર્થનો 'तर' પ્રત્યય—

अतिशयेन देर् देरतर् खूवतर्, બદતર્ વગેરે

આ પછી આખ્યાત પ્રકરણમા ક્રિયાપદોના રૂપો સસ્કૃતની વિભક્તિ દ્વારા આદેશો કરી કરીને સાધી બતાવેલ છે અને સાથે સસ્કૃત ધાતુઓના આદેશો પણ બતાવેલા છે

જેમકે केटलाक आदेशो—

भू 'ધાતુનો शवद्' આદેશ

ति પ્રત્યયનો 'मे' આદેશ मेशवद्–भवति इत्यर्थ આમ દરેક કાળના રૂપો સાધી બતાવેલા છે

અસ્ ધાતુનો हस्त–हस्ती–अस्ति इत्यर्थ ।

अस् ધાતુનો ભૂતકાળમા बूद–बूद–आसीत् इत्यर्थ ।

૧ पच् ધાતુનો पेजद्–पुजद्

૨ दृश् ધાતુનો वीनद्–बीनद्

૩ कृप् ધાતુનો कगद्

૪ ग्वथ् ધાતુનો जोगद्

૫ घट् ધાતુનો साजद्

૬ दा ધાતુનો दिहद्

૭ कृ ધાતુનો कुनद्

આ રીતે સસ્કૃતના દશે ગણના અનેક ધાતુઓના જુદા જુદા આદેશો બતાવેલા છે અને આમ કરીને આ ફારસી ભાષા સસ્કૃત ભાષા દ્વારા જન્મી હોય એવો આભાસ કરાવવાના હેતુથી ગ્રથકાર આ વ્યાકરણ બનાવવા પ્રેરાયા જણાય છે જો કે ફારસી ભાષા સસ્કૃત પ્રાકૃત ભાષાઓ સાથે સબધ જરૂર રાખે છે પણ તે એમાથી જન્મી હોય તે બનવા જોગ નથી આ રીતે આ લેખમા ફારસી ભાષાના કોશનો અને વ્યાકરણનો ટૂકો પરિચય આપેલ છે કોશ કરતા વ્યાકરણનો પરિચય વધારે વીગતથી આપવો જોઈએ એમ લાગે છે પણ એમ કરવા જતા લખ્યુ છે તે કરતા બમણુ અઢી ગણુ લખવુ જોઈએ અને એવુ લંબાણુ અરુચિકર થવા સભવ છે; માટે તેમ કર્યું નથી વળી, કોઈ બીજે પ્રસગે એ વિશે વીગતથી લખી શકવાનો અવકાશ છે જ

હાથપ્રતનો પરિચય—

હાથપ્રતના કુલ પાના ૨૮ છે વ્યાકરણ ભાગના છેલ્લા પાનામા સમાપ્તિસૂચક કોઈ ઉલ્લેખ કે પુષ્પિકા નથી એથી એમ જણાય છે કે પ્રત અધૂરી છે

પાના ચાલુ પાના કરતા વધારે પહોળા છે, એક એક પાનામા ૧૪–૧૪ લીટીઓ છે હાથપ્રત સુવાચ્ય છે પણ અશુદ્ધ છે અને વચ્ચે વચ્ચે કોરી જગ્યા પણ છે એટલે એમ જણાય છે કે વચ્ચે વચ્ચે કાઈ છૂટી ગયુ હોય અક્ષરો થોડા મોટા છે ગ્રથકારના સમય વિશે ખાસ લખવાની જરૂર નથી પોતે અકબર બાદશાહની પ્રેરણાથી આ પ્રવૃત્તિ કરેલ છે એમ સ્પષ્ટ જણાવે છે એટલે ગ્રથકાર અકબરની સભાનો પડિત હોય એ બનવા જોગ છે કટ્ટર હિંદુઓનો એવો આગ્રહ હતો કે न पठेत् यावनीं भाषा प्राणै कण्ठगतैरपि। અર્થાત્ "જીવ જાય તો ભલે જાય પણ યાવની ભાષાને ભણવી જ નહિ" એ આગ્રહને નેવે તો મૂક્યો પણ બ્રાહ્મણ પડિતોએ अल्लोपनिषद् જેવા ઉપનિષદ્ પણ રચેલ છે તથા પ્રસ્તુત ફારસી ભાષાનુ વ્યાકરણ લખવા પણ પ્રયાસ કરેલ છે, અને શ્રીવિષ્ણુની સાથે સરખામણી બતાવીને અકબરની ખૂબ સ્તુતિ અને પ્રશસા સુદ્ધા કરેલ છે તેનુ કારણ ગોતવા જવુ પડે તેમ નથી હાથપ્રતને ઉપયોગમા લેવા દેવા માટે ला० द० भारतीय सस्कृति विद्यामदिरना નિયામકનો આભારી છુ

# નાસિક્ય પછી વ્યંજનાગમ અને સારૂપ્ય

હરિવલ્લભ ચૂનીલાલ ભાયાણી

૧

ભારતીય-આર્યની પ્રાચીન ભૂમિકાના મ્+ર્ અને મ્+લ્ એ વ્યંજનસંયોગો જે પરિવર્તન પામીને મધ્યમ ભૂમિકામાં આવ્યા છે તેની વિશિષ્ટતા એ છે કે તેમાં વચ્ચે બ્નો આગમ થયો છે

સં૦ આમ્ર : પ્રા૦ અંબ : ગુ૦ આંબો
આમ્રાતક : અંબાડઅ અંબાડો
તામ્ર . તંબ . તાંબું
અમ્લ : અંબ : આંબવું, અંબાવું
*આચામામ્લ[૨] . આયંબિલ : આંબેલ
આમ્લિકા[૨] અંબિલિઆ : આંબલી

૨

નાસિક્ય વ્યંજન (ન્, મ્, અનુસ્વાર) અને હકારના સંયોગના પરિવર્તનમાં એક વલણ એવું જ છે તે અનુસાર ન્ પછી દ્ નો, મ્ પછી બ્ નો અને અનુસ્વાર પછી ગ્ નો આગમ થાય છે પરવર્તી હકારની સાથે ભળી જતાં તે અનુક્રમે ધ્, ભ્, અને ઘ્ રૂપે નિષ્પન્ન થયા છે

આમાં હ્ મૂળનો હોય અથવા તો માધ્યમિક પરિવર્તનપ્રક્રિયા અનુસાર નિષ્પન્ન થયેલો હોય—એટલે કે મૂળના પૂર્વવર્તી હ્ કે સ્ માંથી નીપજેલો અને વ્યત્યયને પરિણામે પરવર્તી બનેલો હોય[૩] ઉદાહરણો

સં૦ ચિહ્ન . પ્રા૦ ચિંધ ગુ૦ ચીંધવું
સંસ્મરતિ સંભરઇ સાંભરે

સિંહ : સિંઘ · °સિંગ°, સગ (માનસિંગ, અભેસંગ)
કુષ્માણ્ડ : કુંભંડ : કોભાડ

૩

આ વલણ નાસિક્ય વ્યજન અને ર્ કે લ્ સયુક્ત નહીં પણ નિકટનિકટ હોય ત્યારે પણ ક્વચિત પ્રવર્ત્યું છે પ્રાચીન ભૂમિકામા પણ આનું ઉદાહરણ છે

વૈદિક સૂનર ‘પ્રસન્ન’ સ૦ સુન્દર.

ઉપરાંત

સ૦ શાલ્મલિ, પ્રા૦ સિંબલિ, ગુ૦ શીમળો. સ૦ બૃહન્નલ અપ૦ વિહુંદલ ગુજ૦ વ્યંઢળ.

કેટલાક ગુજરાતી ઉદાહરણો આ વલણ અમુક અગે પ્રબળ હોવાના દ્યોતક છે (આમા પરવર્તી ધ્વનિ ર્ કે લ્ સિવાય ક્વચિત્ ડ્ છે)

સ૦ ચૂર્ણ . પ્રા૦ ચુન્ન . ગુજ૦ ચૂન્ડી (હિંદી ચુનરી)
વાનર : અપ૦ વન્નર : ગુજ૦ વાન્દર, વાદરો
પંચદશ : પન્નરહ : પંદર
પર્ણ : પન્ન ' પાંદડું
રત્ના : રન્ન + લ : રાનલ, રાંદલ

ગુજ૦ મીની, મીનડી, મીંદડી

ઉપરાત ચામડું, ગામડું, આમળાના વિરોધે ચામ્બડું, ગાંમ્બડું, આંબળું, (આમલક) એવા ઉચ્ચારણનો પણ અહીં નિર્દેશ કરી શકાય [૪]

૪

નિકટવર્તી અક્ષરોના નાસિક્ય વ્યજન અને હકાર વચ્ચે વ્યજનાગમ થયાના પણ એક ઉદાહરણ મળે છે

અભિજ્ઞાન . અહિન્નાણ *અહિંદાણ . એંધાણ
મદનફલ . મયણહલ . મીંઢળ, મીંઢોળ
એંધાણમાં પરવર્તી ધ્વનિ ણ્ છે

સુરતી ઉચ્ચારણ બધે (<બન્હે = બંને), બધેવી (<બન્હેવી = બનેવી), જાંદરડી (<જાનરડી, વિમલપ્રબન્ધમા જાંદ્રણી), નાધલું, નાધડિયું, (નાન્હુ, લન્હ, શ્લક્ષ્ણ) ઉપરની પ્રક્રિયા બતાવે છે

આમા દીર્ઘ નાસિક્ય વ્યજનનુ પ્રબળ ઉચ્ચારણ પરિવર્તન માટેની આવશ્યક શરત જણાય છે નાસિક્યના ઉચ્ચારણ વેળા બધી હવા માત્ર નાસિકા વાટે નીકળવાને બદલે ઉત્તરાંશમા તે મુખ વાટે નીકળતા નાસિક્ય પછી સ્પર્શ વર્ણ નીપજેલો છે મૂળનો એક વ્યજન એમા વિભક્ત થાય છે એ રીતે જોતા આ પરિવર્તન દ્વિભાજન (split)ના પ્રકારનુ ગણાય.

## ૫

અર્વાચીન ગુજરાતી ઉચ્ચારણમા ઉપરના વલણથી સ્થૂળ દૃષ્ટિએ વિપરીત કહી શકાય તેવુ વલણ પ્રવર્તે છે સાનુનાસિક સ્વર પછીનો મધ્યવર્તી અલ્પપ્રાણ ઘોષ સ્પર્શ (ઘણુખરુ તો બ્) અનુનાસિકની અસર નીચે સારૂપ્ય પામીને પોતાના વર્ગનો નાસિક્ય સ્પર્શ બને છે ઉદાહરણો

**અમરાઈ** (પ્રા૦ અમ્બરાઈ, સ૦ **આમ્રરાજિ**), **શીમળો** (પ્રા૦ **સિંબલિ**, સ૦ **શાલ્મલિ**); **કામઠી-કામડી** (પ્રા૦ **કંબા**), **ચીમટો** (મૂળમા *ચિંબ્[૨]-).

ઉપરાત **આંબળું-આમળુ**, **આંબલી-આમલી**, **ઉંબરો-ઊમરો**, **કાંબળો-કામળો**, **તાંબડી-તામડી**, **તૂબડી-તૂમડી**, **પૂભડું-પૂમડું**, **લીંબડો-લીમડો** એવી માન્ય જોડણીઓ, તથા **જાંબળી-જામળી**, **સાંબેલું-સામેલું**, **લાંબડો-લામડો**, **ચાનકી** (**ચાંદ**, **ચંદ્ર**), **બીનકી** (**બિન્દુ**)

## ૬

સાનુનાસિક સ્વર પછીનો શબ્દાંત અલ્પપ્રાણ ઘોષ સ્પર્શ (ખાસ કરીને બ્-ભ્, તેથી ઓછે અંશે દ્, ડ્) નાસિક્ય સ્પર્શ (મ્, ન્, ણ્) બનવાનુ વલણ વિશેષે ધરાવે છે ઉદાહરણો

**કરમો-કરમલો** (**કરંબ**)
**ચૂમવુ-ચૂમી** (**ચૂંબ-ચુબ્**)
**ઝૂમવું, ઝૂમણું, ઝુમ્મર** (પ્રા૦ **ઝુંબ્-ઝુંબણગ**), **ઝુમ્ખુક**
**બૂમ** (પ્રા **બુબા**)
**લૂમ** (**લૂબ, લૂબી**)
**સામ** (**સાંબેલું, સંબ, શમ્બ**)
**અડીખમ, મલખમ** (°**ખંબ**°, **ખંભ**)
**ડામવું** (**ડાંભવું**, પ્રા૦ **ડભણ**)
**વામ** (**વાંભ**)

## ૭

આ ઉપરાત રોજની લોકવ્યવહારની ભાષામા પ્રાદેશિક પ્રયોગો લેખે **ખાણ** (**ખાંડ**), **ગાણ** (**ગાંડ**), **માણ** (**માંડ**), **રાણુનો** (**રાંડનો**), **કનમૂળ** (**કંદમૂળ**), **બનબારણે** (**બંધ બારણે**), **ચનરા** (**ચદ્રા**), **વાનરો**, **પાનડી**, **પંનર**, **ચૂનડી**, **વનરાવન**, **અનરાધાર**, **શિનરી** (**શીદરી**), **ગન** (કે **ઘન**, **ગંધ**), **ગોવનજી** (**ગોવિંદ**) જેવા ઉચ્ચારણ પ્રચલિત છે તે પણ આ વલણ અંગે દિશાસૂચક છે[૫]

નાસિક્ય ધ્વનિના પ્રભાવ નીચે ડ્ > ણ્, ળ્ > ણ્, વ્ > મ્ (કણ**બી**, **વાણંદ**, **બમણું**, ગભરામણ વગેરે) એ પરિવર્તનવલણો ઉપર વર્ણવેલા વલણ સાથે સવાદી છે

---

ટિપ્પણ

૧ ચર્ચેલા પરિવર્તનોનો પૂર્વનિર્દેશ, વિચારણા વગેરે માટે જુઓ હેમચદ્ર, સિદ્ધહેમ, ૮, ૨।૫૬, ૧।૨૬૪, ૨।૫૦ ૨।૭૪, ૪।૪૧૨, પિશલ, ગ્રામાતિક, § ૨૯૫, ૨૬૭, ટર્નર, ગુજરાતી ફોનોલોજિ, § ૭૮, ૮૪, નરસિંહરાવ,

ગુજરાતી, લૅંગ્વેજ ઍન્ડ લિટરેચર, ૧, ૩૨૮–૩૩૩, ૪૭૧, ૪૭૨ (બી), ભાયાણી, વાગ્વ્યાપાર, પૃ૦ ૩૧૦, ૩૨૫ સરખાવો બ્લોક (ભાષાંતર, પરાંજપે), મરાઠી ભાષેચા વિકાસ, § ૧૨૩

વ્યંજનાગમવાળા શબ્દોનો વિચાર કરતાં નરસિંહરાવે પ્રાકૃત ભૂમિકાનાં ઉદાહરણો નોંધ્યા છે, પણ તેમનો જ વારસો ગુજરાતી વગેરેને મળ્યાનુ તેમની સમજમાં નથી આવ્યુ આ પરિવર્તનને સમજાવતાં તેમા તેમણે સ્વરભારની અસરથી અથવા પાછળના ર્, ર્‌ને કારણે મળના નાસિક્ય વ્યંજનનો નાસિક્ય દ્, બ્ વગેરે થયાનુ માન્યુ છે, પણ એમનુ પૃથક્કરણ ભૂલ ભરેલુ છે તેમણે પૃ૦ ૪૭૨ (બી) ઉપર ટાંકેલો મત જ સાચો ખુલાસો રજૂ કરે છે દૂષિત પૃથક્કરણને કારણે તેમણે આ વલણના ઉદાહરણો સાથે મ્ > વઁ એ ભિન્ન વલણનાં ઉદાહરણો ભેળવી દીધા છે અને એક વૈરૂપ્યનુ ઉદાહરણ પણ (અડવાણો અણુવાણુહુ) એ સાથે મૂકયુ છે

૨ ટર્નર, ઇન્ડો આર્યન લૅંગ્વેજિજ્ * આચામામ્લ, આમ્લા, કુષ્માણ્ડ, * ચિંબ્ એ શીર્ષકોની નીચે જુઓ

૩ અન્ય પ્રાકૃત અપભ્રંશ ઉદાહરણો બંભ (બ્રહ્મ), બંભણ (બ્રાહ્મણ), ગિંભ (ગ્રીષ્મ), સેંભ (શ્લેષ્મ), કમ્હાર (કમ્હાર = કશ્મીર), સંધાર (સંહાર), સંઘ્ (શંસ્), આસંઘ્ (આશંસ્) વગેરે

એ ધ્યાનમાં રાખવાનુ છે કે વધુ વ્યાપક વલણ તો કશા આગમ વિના નાસિક્ય અને હકારના સયોગને બીજા સયોગોની જેવો ગણવાનુ અને પછીથી હકારનો ઘણુખરુ લોપ કરવાનુ છે ઉદાહરણો ઊનુ (ઉન્હ, ઉષ્ણ), કાનો (કન્હ, કૃષ્ણ), પાનો (પન્હવ, પ્રસ્નવ), પાની (પન્હિઅ, પાર્ષ્ણિ), નાનુ (લન્હ, શ્લક્ષ્ણ), અમે (અમ્હ, અસ્મ-), તમે (તુમ્હ, *તુષ્મ), મસાણ (મસાણ, શ્મશાન), ઘીમ (ગિમ્હ, ગ્રીષ્મ), વીસરે (વિમ્હરઇ, વિસ્મરતિ), નરશી (નરસીહ, નરસિંહ) વગેરે

૪ હિંદી તાંબા, બંદર, પદ્મ વગેરે, બનજારી (કે લબાડી) ઉંદાળેમા (=ઉનાળામા), મરાઠી તાંબે, આંબા, વાંદર, પધરા, સાંગણે વગેરે

અંગ્રેજી (કેટલાક મૂળ તો કેટલાક ફ્રેંચમાંથી) fumble, grumble, humble, nimble, gander, gender, thunder વગેરે તથા ગ્રીક andros વગેરે આવા જ વ્યંજનાગમના ઉદાહરણો છે

૫ હિંદી અમરાઈ, આમ, ચૂમના, ઝૂમના, રોમ, લૂમના, ખામ, મલખમ, વગેરેમા આ જ પરિવર્તન-વ્યાપાર છે સરખાવો ગેમાની (ડોમ્બ) અંગ્રેજી શબ્દાન્ત — mbનો મ્ (bomb, comb, dumb, thumb, tomb, womb, jamb, lamb, limb, વગેરેમા) તથા –ingના ઙ (sing, ring, coming વગેરેમા) આવી જ પ્રક્રિયા રજૂ કરે છે



# ગુજરાતનું લોકજીવન

મંજુલાલ ર૦ મજમુદાર

## ગુજરાતનો મિશ્રસમાજ

મધ્યકાલીન ગુજરાતી સમાજ અનેકાનેક જાતિ, વર્ણ અને સસ્કારોના સમિશ્રણમાથી અસ્તિત્વમા આવ્યો છે, એ હકીકત છે ગુજરાતની ભૂમિ ઉપર અનેક પ્રજાસમૂહોના સમિશ્રણ થયા છે, પરિણામે, એ સૌના સ્વભાવલક્ષણો ગુજરાતી સમાજમા વરતાવા લાગ્યા છે પ્રજાના પરિભ્રમણોએ ગુજરાતી સમાજને અને તેના સ્વભાવને ઘડ્યો છે તેથી જ ગુજરાતી પ્રજાજનને, અનુભવથી ઘડાઈ ને નમ્ર અને વ્યવહારકુશલ થતા આવડ્યુ છે, તેમ જ આ કારણથી જ ગુજરાતીમા સ્વપ્રાતાભિમાન, બીજાને મુકાબલે, બહુ મોળુ રહેવા પામ્યુ છે

## દ્રવ્યલક્ષી પ્રજા

'ગુજરાતીઓ મોટે ભાગે દ્રવ્યલક્ષી પ્રજા છે'—એવુ આક્ષેપાત્મક કથન ચાલ્યુ આવે છે, તેની સાથે એ પણ યાદ કરવા જેવુ છે કે ગુજરાતના બદરો ઉપર ઘણીવાર પરદેશી હકૂમત રહેલી છે, અને તેને લીધે, ગુજરાતનો આતરપ્રદેશ જુલમી અધિકારથી બચી પણ ગયો છે

## સુદ્રાવ્યાપારમાં અગ્રેસર

ગુજરાતના દ્રવ્યલક્ષીત્વની સારી છાપ રાષ્ટ્રતત્ર અને તેના કારભાર ઉપર પણ પડ્યા વગર રહી નથી જેમ આજના જમાનામા મોટા રાષ્ટ્રોનો વ્યવહાર શરાફી પેઢીઓ, બૅન્કો અને કરોડાધિપતિઓ ઉપર નભે છે તેમ, ગુજરાતના રાજ્યોનો વ્યવહાર તેના મોટા મોટા વેપારીઓ ઉપર નભતો હતો મધ્યકાલીન ગુજરાતમા વસ્તુપાલ–તેજપાલ, શાતિદાસ ઝવેરી, તથા પેશ્વાઈના વખતમા પૂનામા પહેલી ટકશાળો ચલાવનાર ગુજરાતી દુલ્લભ શેઠ, અને કપની સરકારના વખતમા સુરતથી મુબઈમા આવીને રહેલા આત્મારામ ભૂખણ ત્રવાડી વગેરે શરાફોની પેઢીઓએ નોંધપાત્ર સેવા બજાવી છે

## લોકવાર્તા–વ્યાપારી રાજાઓ

ગુજરાતી લોકવાર્તાના સાહિત્યમા, વેપારીઓને 'રાજાઓ' તરીકે ઓળખાવેલા છે તેમના કુમારો, વ્યાપારમા કમાયેલી લક્ષ્મીથી ભરપૂર વહાણો લઈને પરદેશથી આવતા ત્યારે, રાજા પણ તેમનુ સન્માન કરતા ઘણીવાર રાજાની કુવરીને, વૈશ્ય પ્રધાનના વ્યાપારી પુત્રને પરણાવવામા નાનમ ગણાતી નહિ

## પરદેશી વ્યાપારીઓ પ્રત્યેનો વર્તાવ

ગુજરાત-સૌરાષ્ટ્રના બદરો સાથે વેપાર કરવા આવનાર પરદેશીઓ અને પરધર્મીઓ કોઈપણ જાતની હરકત વગર પોતપોતાનો ધર્મ તથા આચાર પાળી શકે તે માટે, ઉદારભાવે જોગવાઈઓ કરી આપવામા આવતી હતી માગરોળ તથા ખભાતના બદરો ઉપર મુસલમાનો માટે મસ્જિદો પણ બાધી આપવામાં આવી હતી, એવી લેખી નોંધ મળી આવી છે

## ધર્મમત–સહિષ્ણુતા

ગુજરાતમા ધર્મમત સહિષ્ણુતા સોલકી સમયમા પ્રવર્તતી હોવાના નિર્ણાયક દાખલા ઇતિહાસમાથી મળે છે અગિઆરમા અને બારમા સૈકામા દક્ષિણમા, શૈવરાજાઓ દ્વારા વૈષ્ણવોની ભારે કનડગત થઈ હોવાના દાખલા મળે છે, પણ ગુજરાતમા એવા દાખલા નથી શૈવધર્મી રા' મડલિકે વૈષ્ણવ ભક્તકવિ નરસિંહ મહેતાને પજવ્યાનો દાખલો અપવાદ ગણવો જોઈએ અલબત્ત, શ્વેતામ્બર અને દિગમ્બર જૈનો વચ્ચે તથા બ્રાહ્મણ અને જૈનો વચ્ચે વાગ્યુદ્ધો તથા પરસ્પરની નિંદા થયેલી છે ખરી, પણ એથી આગળ કઈ થયુ નથી રાજાઓએ તથા મત્રીઓએ તો સર્વધર્મ પ્રત્યે સમભાવ રાખેલો છે

## પારસીઓને આવકાર

એટલુ જ નહિ, પણ ઈ૦ સ૦ ૯૩૬મા મુસ્લિમ કનડગતને લીધે ઇરાનથી દક્ષિણ ગુજરાતમા ભાગી આવેલા અગ્નિપૂજક પારસીઓને, ગુજરાતના પડોશી એવા કોંકણના શિલાહાર રાજાએ આશ્રય આપ્યો હતો, અને એ દક્ષિણ કાઠા પર આવીને વસેલા પારસીઓ ગુજરાતીઓ તરીકે જ અગિયારસો વર્ષથી માનભેર જીવી રહ્યા છે સિદ્ધરાજના સમયમા ખભાતની મસ્જિદને આ સૂર્યપૂજકોએ કાફિરો દ્વારા બાળી મુકાવી હતી એ દગામા એંસી મુસ્લિમો માર્યા ગયેલા આની ફરિયાદ સિદ્ધરાજ પાસે પહોંચતા, તે રાજાએ જાતે તપાસ કરી, વાત સાચી ઠરતા, બ્રાહ્મણોનો તથા અગ્નિપૂજકોના મુખ્ય નેતાઓનો યોગ્ય દડ કર્યો અને પ્રજાપાલનની સમભાવભરી વ્યવસ્થા અમલમા મૂકી

## ધાર્મિક સમભાવ : મંદિરો, મસ્જિદો

વાઘેલા રાજ્યકાળમા મત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે જૈન અને બ્રાહ્મણધર્મના પૂજાસ્થાનો ઊભા કર્યાં હતા તે સાથે મસ્જિદો પણ બધાવી હતી એમ તેમના ચરિત્રલેખકો જણાવે છે કચ્છ-ભદ્રેશ્વરના જગડુશાહે પણ મસ્જિદો બધાવી હતી પરતુ ધાર્મિક સમભાવનો સૌથી સરસ દાખલો તો વેરાવળના સ૦ ૧૩૨૦ના લેખમા છે — અર્જુનદેવ વાઘેલાના મહામાત્ય રાણક શ્રી માલદેવ હતા ત્યારે, સોમનાથના પાશુપતાચાર્ય ગડશ્રી પરવીર અને ત્યાના આગેવાન મહાજનો પાસેથી હરમુઝ(ઇરાનનુ હોરમઝ)ના કાહાના અમીર ફકરુદ્દીનના રાજ્યના નાખુદા પીરોઝે, સોમનાથદેવના નગરની બહારના ભાગમા એક મસ્જિદ બાધવા માટે જમીનનો એક ટુકડો, બધા હક્કો સાથે, ખરીદી લીધો હતો

જમીનના આ ટુકડા ઉપર પીરોઝે મસ્જિદ બાંધી અને એના ધૂપ, દીપ, તેલ, કુરાનપાઠ વગેરે માટે, તથા ચાલુ દુરસ્તી ખર્ચ માટે ધઉલેશ્વરદેવીની માલિકીની, બે માળના ઘરવાળી એક મોટી વાડી, બે હાટ તથા એક ઘાણી ખરીદી લઈ, તેની ઉપજ મસ્જિદ માટે વાપરવા આપી દીધી તે ઉપરાત શિયાપથી વહાણવટીઓના ઉત્સવ માટે અમુક રકમ દગવી આપી, જેનો વહીવટ પ્રભાસપાટણના મુસ્લિમો કરે, અને કાંઈ રકમ વધે તો મક્કા અને મદીના મોકલે મુસલમાન વહાણવટીઓની સાથેનો હિન્દુ ધર્માચાર્યોનો મીઠો સબધ અહી સ્પષ્ટ જણાય છે

## ગણરાજ્યના અવશેષ : મહાજનનું બળ

ગુજરાતમા એક બીજી વિશિષ્ટતા ધ્યાન ખેંચે તેવી છે કૌટિલ્યના અર્થશાસ્ત્રમા નોંધ્યા પ્રમાણે, ‘સૌરાષ્ટ્રની પ્રજા વ્યાપાર તથા શસ્ત્રો ઉપર જીવનારી હતી’ યાદવોના વૃષ્ણિ અને અન્ધક કુલોના સમયથી ‘ગણરાજ્યો’નુ અસ્તિત્વ પશ્ચિમ હિંદમા હતુ ધીમે ધીમે સામ્રાજ્યવાદનુ આક્રમણ થવા લાગ્યુ, અને મૌર્યો, ક્ષત્રપો, ગુપ્તો વગેરેના સમયમા ગણરાજ્યોનુ ગજ્યત્વ ગયુ, છતા એક સગઠિત ‘ગણ’ તરીકે વર્તવાની સમૂહશક્તિ, તેમનામાથી લુપ્ત થઈ શકી નહિ તેથી જ વર્ણવાર, જાતિવાર, પ્રદેશવાર, ધર્મવાર અને વ્યવસાયપરત્વે ‘મહાજનો’નુ આતરિક રાજ્ય, પરસ્પર માટે એક અને અભેદ્ય રીતે ચાલ્યા જ કર્યું આજે પણ ‘મહાજન’ કે ‘પચ’નુ બળ, રાજકીય સત્તાની સરખામણીમા, હજી અબાધિત રહ્યું છે સાપ્રતકાળનુ ‘પચાયતી રાજ્ય’ તેનો જ આછો પડઘો છે

## જમીનદાર અને ગરીબનો વર્ગ

આ દષ્ટિએ, મધ્યકાલીન ગુજરાતમા જો સમાજનો કોઈ પણ ભાગ વધારે પ્રભાવશાળી અને કાર્યક્ષમ તથા સગઠિત શક્તિવાળો હોય તો તે આવા મધ્યમવર્ગના જુદા જુદા ‘મહાજનો’ છે હિંદના બીજા પ્રાતોમા મુખ્યત્વે કરીને આખો સમાજ બે મોટા વિભાગોમા વહેંચાયેલો નજરે પડે છે એક મોટો જમીનદાર, સરદાર અને બાબુલોકોનો દબદબાવાળો વર્ગ તો બીજી તરફ શૂદ્રોનો વર્ગ—વિવિધ સેવા આપનારનો વર્ગ એક તરફ અમીરોનો વર્ગ, તો બીજી તરફ ફકીરોનો વર્ગ એક છેડે બાબુઓનો વર્ગ તો બીજે છેડે ખાખીઓનો વર્ગ બગાળમા, રાજસ્થાનમા તથા મહારાષ્ટ્રમા મધ્યમવર્ગનુ સ્થાન આ પ્રકારનુ છે એટલે કે બન્ને સમુદાયોની દયા ઉપર જીવનાર તરીકે જ શૂદ્રોનુ સ્થાન રહ્યું છે

## ગુજરાતનો મધ્યમવર્ગ

ત્યારે ગુજરાતનો મધ્યમવર્ગ સ્વાશ્રયી છે, આપકમાઉ છે, ગરીબ છે છતા સ્વમાની છે ગુજરાતમા અનેકવાર રાજ્યક્રાતિઓ થવા છતા, થોડા થોડા સમયને અતરે, મધ્યમવર્ગ પાછો પોતપોતાને કામે લાગી જતો કોણ રાજ્ય કરે છે તેની તેમને બહુ પરવા પણ નહોતી માત્ર તેમનો વ્યાપાર–રોજગાર નિર્બાધિતપણે ચાલ્યા કરે એવી હકૂમતને જ તેઓ મહત્ત્વ આપતા

મહાજનનુ બળ એટલુ બધુ અસરકારક ગણાતુ કે રાજા પણ તેમની આમન્યા તોડી શકતો નહિ મોટા વિરોધ અને મતભેદને પ્રસગે, નગરનુ મહાજન આખી વસતિની હિજરતની ધમકી રાજાને આપી શકતુ, અને રાજાને પણ એની સત્તાની મર્યાદાનુ ભાન કરાવતુ

## ગુજરાતમાં રાજાનું સ્થાન

એકરીતે ગામનો, નગરનો કે પ્રદેશનો રાજા પણ, પ્રજાના રક્ષણ માટે જ નિભાવાતો પ્રજાનો રક્ષણહાર તથા સાચા અર્થમા ‘ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ’ હોવાથી જ એ પૂજ્ય ગણાતો, છતા પ્રજાનો તો

એ પોતાને 'સેવક' જ માનતો  લોકશાહીના મૂળ આ પ્રકારની મધ્યકાલીન ગુજરાતની સમાજવ્યવસ્થામા જોઈ શકાય છે  તેથી જ ગુજરાત સૌરાષ્ટ્રના રાજ્યવ્યવહારમા, તેના સમાજજીવનમા, તથા તેની સસ્કારિતામા, 'મહાજનમડળો'એ અને 'નગરશેઠો'એ, અગત્યનુ સ્થાન સાચવ્યુ છે

## સાહિત્યપોષક મધ્યમવર્ગ

આ પ્રકારનો ખાધેપીધે સુખી, સસ્કારી, સયમી છતા સાથે વિલાસી, અને ભાતભાતના વ્યાપાર દ્વારા પ્રાપ્ત થતા વૈભવોનો સયમિત ઉપભોગ કરનારો મધ્યમવર્ગ જ સાહિત્ય, સગીત, કલા, શિલ્પ, સ્થાપત્ય અને ધર્મનો પોષક હોય એમા આશ્ચર્ય નથી  વલભીપુરમા મૈત્રકરાજા ધરસેનના રાજ્યકાળમા આશ્રય પામેલો 'ભટ્ટીકાવ્ય' અથવા 'રાવણવધ' રચનાર ભટ્ટીકવિ, શ્રીમાલ(ભિન્નમાલ)મા 'શિશુપાલવધ' રચનાર શ્રીમાલી કવિ માવ, ગુર્જર પ્રતિહારવશના મહેન્દ્રપાલ તથા મહીપાલના રાજ્યમા સન્માનિત કવિ રાજશેખર, સિદ્ધરાજ-કુમારપાળના રાજ્યમા સન્માનિત 'કલિકાલસર્વજ્ઞ' શ્રી હેમચદ્રાચાર્ય અને એમનુ શિષ્યમડલ, તથા અનેક કાવ્ય–નાટકના રચનાર ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવ સિવાય, બીજા કોઈ સાહિત્યકારોને ગુજરાતમા રાજ્યાશ્રય મળ્યાનુ જાણવામા નથી

વસ્તુપાલ-તેજપાલ જેવા રાજ્યમત્રીઓએ તથા એવા બીજા શ્રેષ્ઠીઓએ, સેનાપતિઓએ અને નગરપતિઓએ જ, ભારતીય સસ્કૃતિના સસ્કારોને સમાજના નીચલા થર સુધી પહોંચતા કરવાની સેવા ગુજરાતમા ઉપાડી લીધી હતી  કવિ પ્રેમાનદને નદુરબારના દેસાઈ મહેતા શકરદાસે (અત્યારસુધી મનાતુ હતુ તેમ નદુરબારના ઠાકોરે નહિ) કવિના 'આખ્યાન–સાહિત્ય'ને ખીલવવામા સારી આર્થિક અનુકૂળતા કરી આપી હતી  શામળભટ્ટને એક ઠીક ઠીક કહીએ એવા સામાન્ય જમીનદાર રખીદાસે, તેમની પદ્ય-વાર્તાઓને રસભેર સાભળી, તેમને પોતાના ગામ સિંહુજમા કાયમ માટે વસાવ્યા હતા

## કલાપોષક મધ્યમવર્ગ

જેવુ સાહિત્યમા હતુ તેવુ જ લલિતકલાઓમા—ખાસ કરીને પોથીના ચિત્રોની કલામા, મધ્યમ છતા પોસાતા વર્ગનુ જ પ્રોત્સાહન તથા પ્રેરણા ગુજરાતમા સુલભ બન્યા હતા  એટલે જ ગુજરાતની ચિત્રકલા રાજ્યાશ્રિત હતી નહિ, પરતુ મોટે ભાગે શ્રીમત મધ્યમવર્ગના જૈનો તથા ભાવિક હિંદુઓ દ્વારા પોષાઈ હતી  પુણ્ય કમાવાની ઇચ્છાથી મધ્યમવર્ગ આ રીતે કલાને પોષણ આપી કૃતાર્થ બનતો હતો

એ જ પ્રમાણે શિલ્પસ્થાપત્યમા પણ ગુર્જરેશ્વરના મત્રીઓ વિમળશાહે અને વસ્તુપાલ તેજપાલે આબુ–દેલવાડાના અને કુભારિયાના મદિરોની તથા ગિરનાર અને શત્રુજય ઉપરની જે શિલ્પસમૃદ્ધિ ખડી કરાવી તેઓ પણ, ગુજરાતી સમાજમા ઉપલા મધ્યમ વર્ગના જ હતા  આ ઉપરાત અસખ્ય વાવ, કૂવા અને તળાવ જેવા સાર્વજનિક બાધકામો ભાવિક પ્રજાજનોની સપત્તિમાથી જ નિર્માણ થયેલા છે  આમ ગુજરાતમા આ પ્રકારની લોકશૈલીને જે ઉત્તેજન મળ્યુ તેને, રાજ્યાશ્રયથી વિકસેલી શિષ્ટકલા સાથે સરખાવવાની ભૂલ કદી ન થવી જોઈએ

## ગુજરાતનું લોકાશ્રિત સંગીત

ગુજરાતનુ સગીત—ખાસ કરીને લોકસગીત—રાસ, ગરબા, ગરબી, ભજન, પદ–એ પણ મોટે ભાગે લોકભોગ્ય અને લોકાશ્રિત એવુ દેશી સગીત જ છે  'માર્ગી' અથવા શાસ્ત્રીય સગીત તથા નૃત્ય વગેરે, જે રાજસભાઓમા જ વિકાસ પામતુ રહે છે તે, ગુજરાતમા બહુધા જોવા મળતુ નથી  જોકે શાસ્ત્રીય સગીતના કેટલાક વિશિષ્ટ રાગોને ગુજરાતના કેટલાક સ્થળો ઉપરથી ઓળખાવવામાં આવે છે

ખરા જેમકે ખભાયતી, બિલાવલ, મારુ, ગુર્જરી વગેરે છતા ગુજરાતનુ સગીત તથા ગુજરાતનુ નાટ્ય મોટે ભાગે ‘ લોકસગીત ’ અને ‘ લોકનાટ્ય ’ જ રહ્યા છે

## વિદ્યાસેવનમાં ઉદાસીન ગુજરાતીઓ

મધ્યકાલીન ગુજરાતનો વિદ્યાસેવકવર્ગ સોલકીઓ અને વાઘેલાઓના સમયમા વિદ્યાવ્યાસગી બન્યો હતો, જે માટેની પ્રેરણા, પરમાર રાજા ભોજની હિન્દવ્યાપી સરસ્વતી–ઉપાસનામાથી મળી હતી પરતુ તે પછીના સમયમા, વિદ્યાનુ સેવન મોટા પ્રમાણમા અથવા તો ઉચ્ચ કક્ષાએ થયુ જણાતુ નથી ‘વિદ્યા ખાતર વિદ્યાનુ સેવન ’ ગુજરાતમા અલ્પ–અત્યલ્પ થયેલુ જણાય છે યજ્ઞ–યાગાદિ કરનાર બ્રાહ્મણોએ તથા ઉપાશ્રયોમા વિદ્યાનુ સેવન કરનાર જૈન મુનિઓએ જ્ઞાનની જ્યોતને ઝાખી થતી અટકાવવામા સારી સેવા બજાવી છે એ કબૂલ કરવા છતા, આ વર્ગની ઉપાસના સમાજવ્યાપી બની હોય એમ કહી શકાય તેમ નથી

## ગુજરાતમાં સંસ્કૃતનો પ્રચાર

સસ્કૃત સાહિત્યનુ અવતરણ ગુજરાતમા ઘણા સમય પહેલાનુ થયુ હતુ તે ધ્યાનમા લેવા જેવુ છે સસ્કૃતમા જે પહેલો લાબો લેખ આ દેશમા કોતરેલો મળ્યો છે તે, જૂનાગઢની ગિરનારની તળેટી આગળ અશોકના લેખવાળી શિલા ઉપરનો છે આ લેખ ક્ષત્રપ મહારાજા રુદ્રદામાનો ઈ૦ સ૦ ૧૫૦નો લેખ છે આ લેખમા ‘ શબ્દાર્થ વિદ્યા ’ અથવા ‘ વ્યાકરણ વિદ્યા ’નો ઉલ્લેખ છે તે પછી ભટ્ટી અને માઘ જેવા સસ્કૃત કવિઓ થઈ ગયા છે ખરા

પછી ઈસ્વીસનના બારમા શતકમા હેમચદ્રાચાર્ય અને તેમના રામચદ્રસૂરિ જેવા શિષ્યોની સાહિત્ય-કૃતિઓથી અને તેરમા શતકમા સોમેશ્વરદેવ, અરિસિંહ, નાનાક, શ્રીપાલ વગેરે વસ્તુપાલ–તેજપાલના આશ્રિત કવિઓની કૃતિઓ દ્વારા ગુજરાતે સસ્કૃત સાહિત્યમા ફાળો આપ્યો છે પરતુ ઉચ્ચ સાહિત્યકક્ષાની દૃષ્ટિએ પહેલા વર્ગના નહિ, પરતુ બીજા-ત્રીજા વર્ગના કાવ્યો અને નાટકો ગુજરાતમા ઠીક સખ્યામા રચાયા છે તે પછી, સસ્કૃત વિદ્યાનુ ગાઢ પરિશીલન ઘટી ગયુ જોકે સસ્કૃત રચનાઓનો નાનો પ્રવાહ તો છેક ગયા સૈકાસુધી ચાલ્યો છે

## વિદ્યાવ્યાસગમા પાછળ ગુજરાત

એટલે જ સ્વીકારવુ પડે છે કે ગુજરાતીઓનો વિદ્યાનો વ્યાસગ, મહારાષ્ટ્ર, બગાળ કે દ્રાવિડના પડિતો સાથે સરખાવતા નબળો જ કહેવો પડે તેવો છે મહારાષ્ટ્રમા તો ‘માધુકરી’ પ્રથાની મદદથી ગરીબ બ્રાહ્મણબટુઓને વિદ્યાર્થી અવસ્થામા નિર્વાહનુ સાધન સૈકાઓ સુધી અપાયુ છે, જે એ પ્રાતનો વિદ્યાપ્રેમ બતાવે છે ત્યારે ફક્ત પુરાણની કથા વાચી, પોતાનો પાટલો સાચવી શકે તેથી વધારે સસ્કૃત ભણનાર બ્રાહ્મણો, ગુજરાતમા કોઈક જ નીકળ્યા છે સસ્કૃત મહાકાવ્યોમાથી એકબે, અને થોડુ વ્યાકરણ ‘ કૌમુદી ’ કે ‘ સારસ્વત ’ એટલાથી જ સતોષ માનનાર ઘણા હતા કાશી જઈને વધારે ભણનાર તો વિરલ જ વળી કાશીમા શાસ્ત્રી અને શ્રેષ્ઠ અધ્યાપક તરીકે મહારાષ્ટ્રીઓ અને બગાળીઓની, ગઈકાલ સુધી જે પ્રખ્યાતિ જોવામા આવે છે તેવુ, કોઈ ગુજરાતીએ પોતાનુ નામ કાશીમા કાઢ્યુ હોય એમ જાણવામા નથી આ હકીકત વિદ્યાવ્યાસગમા ગુજરાતીઓની ન્યૂનતા સચોટ રીતે બતાવે છે

## ધર્મમતાન્તરો પ્રત્યે સમભાવ

બીજે પક્ષે જોઈએ તો ગુજરાતમા બ્રાહ્મણોનુ વિદ્યાબળ ઓછુ હોવાથી, આપણામા ધર્મનુ ખૂની ઝનૂન પણ ઘણુ ઓછુ જોવામા આવ્યુ છે બ્રાહ્મણ અને અ–બ્રાહ્મણના ઝઘડાથી ગુજરાત પર રહી

શકયુ છે, અને ધર્મભાવનામા પરસ્પર મતસહિષ્ણુતાનો ગુણ તેમનામા વધારે જોવામા આવે છે સામાન્ય રીતે વર્ણોના ક્રમની બાબતમા ગુજરાતમા ઊંચી વરણ એટલે "વાણિયા-બ્રાહ્મણ" એમ કહેવાય છે વસ્તુત, બ્રાહ્મણનુ સ્થાન વાણિયા પછી આવે છે

## જૈન મંત્રીઓની સમાધાનવૃત્તિ

વિક્રમ સવત ૧૧૮૧મા મહારાજાધિરાજ સિદ્ધરાજની સભામા દિગબર જૈનોની વાદવિવાદમા હાર થઈ ત્યારે, બીજી તરફથી શૈવ રાજાઓના આશ્રયથી સ્વધર્મનો પ્રચાર કરતા જૈન આચાર્યોએ, શૈવવૈષ્ણવ મત સાથે વ્યવહારુ ડહાપણથી સમાધાનવૃત્તિ રાખી એ કાળ પછીથી આજ સુધી, જૈનો અને શૈવવૈષ્ણવોએ ગુજરાતમા સલાહસપથી રહેવાનુ ચાલુ રાખ્યુ છે

મધ્યકાળમા શૈવરાજાની સેવા જૈન મત્રીઓએ કરી છે, અને તેમણે દાન વગેરેનો લાભ જૈન ઉપરાત બ્રાહ્મણ સસ્થાઓને તથા બ્રાહ્મણ વિદ્વાનોને અને કવિઓને પણ આપ્યો છે કેવળ મતાતર-સહિષ્ણુતા જ નહિ, પણ મતાતરો પ્રતિ સમભાવનુ જે ઊંચુ ધોરણ મૌર્ય સમ્રાટ અશોકે આરભ્યુ હતુ અને જેને ગુપ્તોએ અને વલભીના મૈત્રકોએ અપનાવી લીધુ હતુ તે, ગુજરાતના રાજવીઓએ અને જૈન-બ્રાહ્મણ મત્રીઓએ મધ્યકાલીન જમાનામા પણ જાળવી રાખ્યુ હતુ

## જૈન ધર્મનો ગુજરાતના ઘડતરમાં ફાળો

જૈન ધર્મે ગુજરાતની સસ્કૃતિના વિકાસમા મૂલ્યવાન ફાળો આપ્યો છે આ મધ્યકાલીન સમયમા જ ગુજરાતના સસ્કૃત સાહિત્યની, અપભ્રશ સાહિત્યની અને જૂની ગુજરાતીના સાહિત્યની જૈનોએ ઘણી સેવા કરી છે વળી ગ્રથો લખી-લખાવીને, તથા 'ગ્રથ ભડારો' સ્થાપીને, વિદ્યાને જીવત રાખવાનુ કાર્ય તેમણે કર્યું છે

જૈન અને જૈનેતર વિદ્યાવિષયક અનેક ગ્રથો, બીજે કયાય નથી સચવાયા તે, જૈન ભડારોમા સચવાઈ રહેલા મળ્યા છે જૈનો માટે જિનાલયો બધાવીને, તથા પુસ્તકોને સચિત્ર કરાવવાની પ્રથાને ઘણો આશ્રય આપીને, સ્થાપત્ય, મૂર્તિવિધાન તથા તાડપત્ર, લાકડાની પાટલી કે કાગળ ઉપર ચિત્રો દોરાવવાના વિષયમા લાખો રૂપિયા ખરચતા, તેમણે પાછુ વાળીને જોયુ નથી

## અહિંસા અને જીવદયાનો પ્રસાર

અહિંસા અને જીવદયાના આચારને વ્યાપક બનાવવામા પણ જૈનોનો અગ્રગણ્ય ફાળો છે પક્ષીઓને ચણ નાખવા માટે ગામડે ગામડે દેખાતુ 'પરબડી'નુ સુદર સ્થાપત્ય તથા મૂગા પ્રાણીઓના વિસામારૂપી 'પાજરાપોળો', ગુજરાત બહાર ભાગ્યે જોવા મળશે મદિરોના સ્થાપન-મહોત્સવો, મૂર્તિઓના રાગરાગણીના તથા દેશી સગીતના સુશ્રાવ્ય સ્તવનો, અર્ચન, વ્રત-ઉપવાસ તથા વરઘોડા અને તીર્થયાત્રાઓ—વગેરે વિષયોમા, વૈષ્ણવ ધર્મની અને જૈન ધર્મની સમાન અને સમાતર પ્રવૃત્તિ ચાલતી હતી

આવી સાસ્કૃતિક પ્રવૃત્તિઓને નિત્ય નિહાળવાથી, જનસમાજ ઉપર ઉદાત્ત અસર થતી આવી છે, તેમ બન્ને ધર્મોના આચારમા કોઈ મોટો ભેદ ભાગ્યે તેમને દેખાયો છે પરિણામે, સામાજિક જીવનમા પણ એક જ વૈશ્ય જ્ઞાતિમા વૈષ્ણવ કુટુબો અને જૈન કુટુબો હોય છે, અને તેઓ પરસ્પર બેટીવ્યવહાર કરવામા પણ બાધ ગણતા નથી આમ બન્ને સમાજો સમરસ રીતે વર્તતા જણાયા છે

## જૈન તથા વૈષ્ણવ વચ્ચે સુમેળ

ટૂકામા કહીએ તો, ગુજરાતમા ભારતીય સસ્કારોને, વિશિષ્ટ વલણ અર્થાત્ ગુજરાતી વ્યક્તિત્વ આપવામા, જો કોઈ સસ્કારોએ વિશેષ પ્રાબલ્ય દર્શાવ્યુ હોય તો તે જૈનધર્મે અને વૈષ્ણવધર્મે—જેના અનુયાયીઓના જીવનવ્યવહારથી સાધારણ રીતે, ગુજરાતની સમસ્ત હિંદુ વસતિ એકરગે રગાયેલી રહી છે અહિંસા, દુરાગ્રહનો અભાવ, બાધછોડની સમાધાનવૃત્તિ અને દાનવૃત્તિ જેવા સસ્કારો—મોટે ભાગે આ બે ધર્મસપ્રદાયોથી અને લોકોની વેપારીવૃત્તિથી પોષાઈને ગુજરાતી સ્વભાવના સ્થાયી વલણરૂપ બન્યા છે

## ગુજરાતીનાં સ્વભાવલક્ષણો

ગુજરાતની વિશિષ્ટ સસ્કારિતાનો અનુભવ ગુજરાતના અર્થલક્ષી સ્વભાવમા, તેના વિનયશાળી ચારિત્રમા, તેના સર્વવ્યાપી ઉદારભાવમા, તેની નમ્ર ધર્મશીલતામા અને તેના બધા સાથે મેળથી રહેવાના ગુણમા અનુભવી શકાય તેમ છે ગુજરાતની અસ્મિતા તેથી જ એકદમ પ્રાતિક, સ્થાનિક કે સકુચિત નથી ગુજરાતની સસ્કારિતામા બ્રાહ્મણત્વ છે, ક્ષત્રિયત્વ છે, વૈશ્યત્વ છે તેમા શૂદ્રભાવ પણ છે તેમા ભારતીય તત્ત્વ છે એટલુ જ નહિ પરતુ તેમા વિશ્વબધુત્વના ગુણો પણ રહેલા છે

છેલ્લા ગુણની અતિશયતા, કેટલીક વખત ગુજરાતને 'વેવલુ' કહેવડાવે છે ઘરના છોકરાને ભૂખ્યા રાખી, ઉપાધ્યાયને આટો આપી, એ ખોટો આત્મસતોષ અનુભવે છે ગુજરાતને 'થાય એવા થઈને', ગામ વચ્ચે રહેતા આવડતુ નથી અને તેથી જ, થવા ધારે તો યે એને પ્રાન્તવાદી બનતા આવડ્યુ નથી ગુજરાતના આ ગુણની આવી મર્યાદા પણ છે તે ભૂલવુ જોઈએ નહિ



# ગુજરાતી ભાષાના દ્વિરુક્ત શબ્દ અને તેમનું વર્ગીકરણ

પ્રભાશંકર રા૦ તેરૈયા

કોઈ પણ ભાષાના શબ્દભંડોળમા દ્વિરુક્ત શબ્દો (Reduplicatives) મહત્ત્વનુ સ્થાન ધરાવે છે ગુજરાતી ભાષામા પણ દ્વિરુક્ત શબ્દો આપણા શબ્દકોશનુ એક મહત્ત્વનુ અંગ છે દ્વિરુક્ત એટલે એકના એક અંશનો કે ઘટકનો બેવાર પ્રયોગ આવા પ્રયોગ ત્રણ કક્ષાએ મળી આવે છે (૧) વાક્યની (Sentence) કક્ષાએ (૨) વાક્યખંડની (Phrase) કક્ષાએ (૩) શબ્દની કક્ષાએ

'ચાલ્યો આવ ચાલ્યો આવ,' 'બોલ મા બોલ મા,' વગેરે વાક્યકક્ષાના દ્વિરુક્ત પ્રયોગ છે 'સૂડી સૂડીને ઠેકાણે ગઈ,' 'રાક્ષસ ખાઉં ખાઉં કરતો આવ્યો,' 'વાચતા વાચતા ગત પસાર કરી' વગેરે વાક્યખંડની કક્ષાની દ્વિરુક્તિના પ્રયોગો છે પ્રસ્તુત લેખમા માત્ર શબ્દકક્ષાના દ્વિરુક્ત શબ્દોની ચર્ચા અને વર્ગીકરણ કરવામા આવ્યા છે

ધ્વનિ (Sound)ની જેમ દ્વિરુક્તિ થાય છે તેમ અર્થની (Meaning) પણ દ્વિરુક્તિ થાય છે જેમકે, 'ધનદોલત,' 'લાજશરમ,' 'કાગળપત્ર', 'જીવજાન' વગેરે પરભાષાનો એક અલ્પપરિચિત લાગતો શબ્દ સ્પષ્ટ કરવા માટે તેની સાથે પરિચિત ભાષાનો પ્રચલિત શબ્દ ટિપ્પણ રૂપે જાણે કે મુકાતો હોય તેમ બને છે આ પ્રકારના ઘડતરનુ વલણ પ્રમાણમા ઘણુ જૂનુ છે આ પ્રકારના શબ્દોને ડૉ૦ સુનીતિકુમાર ચેટરજીએ 'ભાષાન્તર સમાસ' (Translation Compounds) એવુ વિશેષ નામ આપ્યુ છે[1] આવા પ્રકારના શબ્દોનો જુદો જ વર્ગ છે જેમા અર્થની દ્વિરુક્તિ થતી હોય છે આવા અર્થની દ્વિરુક્તિના તત્ત્વને બાકાત રાખી, દ્વિરુક્ત શબ્દોનુ સ્વરૂપ આપણે આ પ્રમાણે નિશ્ચિત કરી શકીએ કે જેમા ધ્વનિમૂલક મૂળ ઘટકની દ્વિરુક્તિ થતી હોય તે જ દ્વિરુક્ત શબ્દ

---

૧ જુઓ તેમના લેખ 'પોલીગ્લોટીઝમ ઈન ઈન્ડો આર્યન' ધી સેવન્થ ઑલ ઇન્ડિયા ઑરિયેન્ટલ કૉન્ફરન્સ - વૉ૦ ૧ વડોદરા ૧૯૩૩ પૃ૦ ૧૭૭-૧૮૯

21a अदु हत्थ° चू० पायछेयाए वै०, छेदाए टी०, च्छेदाय हे०
c अउ ते° चू० °हितवणाइ अ० °भितावणाणि टी०, वै०, हे०
d भत्थिय खा° हे०, °णाई य वै०

22a °नासछेय्य वै०, °णासच्छेद टी०, हे०, °नासियाछेज्न अ०, णासन्छेज्न ई०
b तितिक्खती टी०, तिइक्खती वै०
c इति टी०, चू०, हे०मा अभाव
d न वेति वै०, काहिंति टी०, वै०, हे०

23a एय वइत्ताण वै०
b अह पुण कम्मुणा चू०
c सुयमेव चू० सुतम् एतम् एवम् टी०, हे०
d वेदे ति हु टी०, हे०, वेय त्ति हु वै०, वेदे वि हु अ०, वेद्दे वे हु ई०

24a चिंतेति टी०, हे०
b अन्न वायाइ अ०

25a बूया य अ०, °याओ ई०
b °कारवत्थगाणि टी०, वै०, हे०
c रुक्ख टी०, वै०, हे०, लूड ई० मोण अ० (लूह चू०)

26a पवादेण चू०
b अहम् असि टी०, वै०, हे०
d विऊ वि वै०

27d नासणम् उवेंति अ०

28b आहिंसु टी०, वै०, हे० (चू० आहस्युरिति)
c नाह चू०

29a बितिय चू०, बीय टी०, वै०, हे०
b ज च कड अ° टी०, वै०, हे०
c °कामो टी०, वै०, हे० (°कामए अ० ई०)

30b °तणेणाहसु टी०, वै०, हे०, आहसु त्ति आदु चू०
c वट्ठ च ताइ टी०, वै०, च ताय हे०, च ताति पात चू०

31a एव टी०, वै०, हे० (एव चू०)
b अगारम् आगतु इति अगारत्व अथवा आगारम् आवत्त चू०, अगारम् अवाट्ट ति पाठातरसभव सं०
c विसयदामेहिं चू०
d आवज्जति मदो चू० आगच्छती अ०

## (२)

1a चू०, सदा °ज्ज,
b चू० ज्ज,
c चू० भोगे सण्णाण
2a अ० त हु, वै० मेय,
b चू० कामेसु अतिअट्टम्
c चू० °दियाण,
d चू० मुद्धाणि पहणति

3a ટી૦, વૈ૦, હૈ૦ केसिया ण मए भि० (ચૂ૦ केसियाए मए भि°), અ૦, ઈ૦ केसिया मए
b ટી૦, વૈ૦ હૈ૦ विट्टे (ચ૦ °रेजा)
c ટી૦ वेसाणवि ह, વૈ૦, હૈ૦ वेसाणवि ह, અ૦, ઈ૦, केमाणि वि ह, ચૂ૦ केसे वि अह, અ૦, ઈ૦ °विसु
4a ટી૦ स होइ, ટી૦ વૈ૦, હૈ૦ °ल्द्धो (ચૂ૦ °द्धे)
b ચૂ૦ ततो ण देसेति, અ૦ पेसेति, ઈ૦ पसाति
c ટી૦, વૈ૦, હૈ૦ च्छेद, વૈ૦ च्छेय, d ચૂ૦ °फलाणि
5a ચૂ૦ दारुगाणि अण्णपाणा या,
b ચૂ૦ °स्सति
c ટી૦, હૈ૦, ચૂ૦ पाताणि य मे, વૈ૦ पायाणि य मे
d ટી૦, વૈ૦, હૈ૦ एहि ता मे पिट्ठ ओमद्दे, ચૂ૦ एहि अतो मे पट्ठिं उम्माहे (અ૦, ઈ૦ एहि य ता)
6a ટી૦, વૈ૦, ચૂ૦ °णि य मे,
b ચૂ૦ अण्णपाण वा आहएहि, હૈ૦ °ण आह,
c સા૦ गथ इति स्यात् पाठान्तरम्। ચૂ૦ गथ, गंथ બન્ને મળે છે, ચૂ૦ °रण वा,
d ટી૦, વૈ૦, હૈ૦ °वग च मे स° (અ૦, ઈ૦ मे કાઢી નાખે છે)
7a ચૂ૦ अउ,
b સા૦ कुकुइय, અ૦ कुक्कुइय, ઈ૦ कुकुकय, ચૂ૦ कुकुहम, ટી૦, વૈ૦, હૈ૦, ચૂ૦ च કાઢી નાખે છે,
c હૈ૦ लोद्द च लोद्द°,
d ચૂ૦ वेलु°
8a ચૂ૦ कोट्ठ ટી૦, વૈ૦, હૈ૦ तगर च अगरु, અ૦, ઈ૦, तगर च अगरु च (ચૂ૦ तगर अगरु च)
b ટી૦, વૈ૦, હૈ૦ सम्म उ°, અ૦ सह उ° (ચૂ૦ सम उ°)
c વૈ૦ मुहर्मिजाए, ટી૦ હૈ૦ मुहर्मिजाए, અ૦ मुहभिलिंगाए ઈ૦ मुहसिलिंगाए, સા૦ मुहभिढलिजाए,
ચૂ૦ मुहभिलणाय
d ચૂ૦ वेलु°, વૈ૦ सनिहाणाए
9a ટી૦, વૈ૦, હૈ૦, ચૂ૦ पाद्दराहि, અ૦ पहि° (ઈ૦ पह°)
c ટી૦, વૈ૦, હૈ૦ °च्छेज्जाए, ચૂ૦ च्छेद्दाए
d ટી૦, વૈ૦, હૈ૦ आणील च व°
10a ચૂ૦ सुफणित सागपाताए અને सुवपाताए
b ટી૦, વૈ૦, હૈ૦ दगहारण, ચૂ૦ दगहरणी અને दगधारणी
c ટી૦, વૈ૦, હૈ૦ तिलगकर°, ચૂ૦ तिलकरणिम् अजनि स°
d ટી૦, વૈ૦, હૈ૦ घिंसु मे वि°, ચૂ૦ विंसुरिति गिम्हासु मम અ૦ विंसि
11b અ૦ आणाहि साहलिपासगच, ચૂ૦ सेह° અને सीह°
c ચૂ૦ आतस°
12a ટી૦ હૈ૦ पूयफल तबोलय, વૈ૦ पूग° °बोलय, ટી૦, વૈ૦, હૈ૦ च કાઢી નાખે છે (ચૂ૦ पूयाफलतबोल च અને
पूयाफलग्रहणात् )
b ચૂ૦ सुइ जाणाहि सुत्तग,
d ટી૦, વૈ૦, હૈ૦ सारगालण (ચૂ૦ °गलण), અ૦ गोरगलणोए
13a ટી૦, વૈ૦, હૈ૦, ચૂ૦ चदा°, હુ શુ૦ના કલ્પિત પાઠને અનુસરું છું
c ટી૦, વૈ૦ सरपायग, હૈ૦ सरपाय
14a ચ૦ घडिकम्मेहि° टिंढिमण्ण,
c અ૦ वाम ममणाहिआव°, ચ૦ वाम इग मगभिआ°
d ચ૦ आनमइ जाणाहि भ°

15c चू० अउ, अ० पुत्तस्स दोहं°,
d टी०, वै०, हे० दासा वा

16b ई० वा ण (चू० एस ते गेण्हाहि व छड्डेहि व ण)
c टी० हे० अह पु°,
d चू० भारवाहो भवति उट्टो व

17c टी० वै० हे० सुहिराम°, चू० सुहिरि° (अ० ई० सुहिरि°)

18a हे० कण्पु°, चू० कट्टपु°
c टी० हे० मिइव (अ० ई० मिए व), चू० परमे वा
d टी० हे० भूतेव, चू० भूता

19a टी० वै० हे० एव खु (परंतु टी०नी टीकामां एतत् अने अ० ई० एय !) चू० एव अने एय, टी० वै० हे० विन्नप्प, चू० तासि वेनद्ध अने वेणप्प
b टी० वै० हे० सथव सवास
c टी० वै० हे० अक्खाए (पण टी०नी टीकामां आख्याता, अ०, ई० अक्खाया)

20a चू० भयण्ण,
c हे० चू० इत्थि,
d टी० सय

21a चू० °लेस्से,
d टी० वै० हे० फाससहे अण°

22b टी० धुअरए धुअ°, वै० धुयरए, हे० धुअरए धूअ° अ० धूतरए
d टी० वै० हे० सुविमुक्के आमो, सा० विहरे आमुक्खाए, टे० परिव्वएज्जासि पछी कौंसमां विहरे आमुक्खाए वगेरे छे

## टिप्पण (१)

(या० याकोबी शु० शुब्रिंग)

1b परंपरा प्रमाणे विप्पजहाय ए संबंधक भूतकृदंत छे तेथी 'जे'थी शरू थता गौण वाक्यमां मुख्य क्रियापद आवतुं नथी विप्पजहाइ (विप्रजहाति) एम सुधारवाथी क्रियापद मळी जाय छे य नो इ करवी ए मात्र जोडणीनो ज प्रश्न छे

c टीकाकारो फरमावे छे (अने अनुवादको स्वीकारे छे) के सहिए नो अर्थ सहितो ज्ञान-दर्शन-चारित्रै, स्वस्मै वा हित स्वहित (चू० सहितो णाणादीहि, आत्मनो वा हित स्वहित)–ए प्रमाणे करे छे पण आ प्रकारना वैकल्पिक व्याख्यानो एमनी लाचारी सूचवे छे मारुं सूचन छे के एगोऽसहिए (अथवा वधारे सारुं–एग्–असहिए ?) एटले के असहित एम वाचवुं आम करवाथी आगळ आवेला एगे नो अर्थ समर्थित थाय छे अने ग्रन्थमां साधुने एकला अने एकांतमां रहेवा माटे जे वारंवार आग्रह करवामां आव्यो छे तेनी साथे ए अर्थ बंध बेसे छे ता० ११-१-६५ना पत्रमां प्रो० आल्सडोर्फ लखे छे के उपरनुं सूचन 'सहिए=(अ) सहिए बरोबर नथी शुब्रिंगनी माफक 'सिद्ध' एवो अर्थ करवो चर्चा माटे जुओ प्रो० आल्सडोर्फ उत्तरज्झाय studies, इन्डो इरानियन जर्नल, ६ २, पृ० १८१

2b शीलांक अने चू० मद ने तत्सम गणे छे (जे अर्थ नीचे आगळ मळे छे) या० आ प्रमाणे भाषांतर करे छे "गमे तेवी मूर्ख होय तो पण स्त्रीओ निपुण बहानाओ द्वारा तेनी पासे जाय छे" पण आ अर्थ संतोषजनक नथी आ अनुवादने सुधारता शु० मदा नो अर्थ 'खराब इरादा'थी एम करे छे मदानो अर्थ अहीं मन्दा थाय छे एमां मने जराय शंका नथी टीकाकारोने आ शब्दना प्राचीन (वैदिक) अर्थनी खबर नहोती तेथी मन्द शब्दना प्राचीन अर्थना अज्ञानने लीधे–मन्द्रभाणिन् शब्दनुं पालीमां 'मत्तभाणी' एवो खोटो अनुवाद थयो छे (जुओ ल्युडर्स Bemerkungen uber die sprache des buddhistischen Urkanons § 167)

3a मिस = उरूपपीडम् એવો શીલાકનો અનુવાદ યોગ્ય છે पोस (पीप – ઉત્સવ, રજા ?) નો અર્થ સદિગ્ધ છે ટીકાકારો એનો અર્થ 'પોષક' એટલે 'પ્રેમને પોષે એવાં' એવો કરે છે તે ખચિત અર્થહીન છે પ્રો૦ આલ્સડોર્ફ એમના ૧૧–૧–૬૫ના પત્રમાં पोसનો વિશેષ ખુલાસો કરતા જણાવે છે કે पोस = पुरुष पोस શબ્દ અર્ધમાગધીમાં સચવાયો નથી, પણ એ જરૂર પ્રાચીન પાલી રૂપ છે તે પાલીમા સારી રીતે સમર્થિત થયેલુ છે

d (⏑ ⏑ ⏑ ⏑ / ⏑ ને બદલે ⏑ – ⏑ – એમ આવતો) છદ બતાવે છે કે શ્લોકને અતે પાઠ ખોટો છે તેથી સતોષકારક અર્થ અશક્ય બને છે [યા૦– જેથી તે તેમની પાછળ જાય (अणुव्वजे ?) શુ૦–"(તેમના વસ્ત્ર) ખભા સુધી પડે છે] બેલ્જિયમના ભારતીય વિદ્યાના નિષ્ણાત ડૉ૦ ડેલ્યૂ (Deleu) આ પાદને 'बाहुमुद्धट्टु कक्खमणुवीए એમ સમજી वीए = वीयइ (स० व्यजति) એમ ઘટાવે છે (પણ अणु સાથે આ રૂપ જાણીતુ નથી) આનો અર્થ આમ થાય "તેઓ હાથ ઊંચા કરે છે અને બગલને પખો નાખે છે" આમ છતા મને अणुवीए એ રૂપ અસ્પષ્ટ જ રહે છે

4d विरूव નો અર્થ પરપરા અને અનુવાદો પ્રમાણે 'જાતજાતના, ભાતભાતના' એવો છે પણ આ જ પ્રકારની પક્તિ 6 c-d માં આ જ પ્રમાણેનુ ભાષાતર અધરુ બને છે જ્યારે पाइअ-सद्दमहण्णवोમા આપેલા 'ખરાબ, કુત્સિત, વિરુદ્ધ, પ્રતિકૂલ' આ અર્થો ઉપરથી विरूप = "ગદા, ખરાબ, ભયકર" એવો અર્થ બને સદર્ભોમા બરોબર ઘટશે आयारंग ૨–૩–૮ જ્યા વિહાર કરનારા સાધુ માટે વર્જ્ય કરવાના ભયકર દેશોના વિશેષણ તરીકે विरूवरूवाणि વપરાયુ છે, ત્યા પણ આ જ અર્થ છે

6a उस्सविया પાઠ સ્વીકારીશુ તો એ સ૦ ભૂ૦ કૃદતો થશે પણ પરપરા °वियम् પાઠની તરફેણમા છે

d सद्दाणि શબ્દો સામાન્ય રીતે બીજા વિષયોનુ ઉપલક્ષણ છે (યા૦ ની પાદટીપ) એવુ માનવાની જરાય જરૂર નથી

7d ચૂ૦ भेदकरी कथा भिन्नकथा, ટી૦ भिन्नकथामी रहस्यालापैर्मैथुनसम्बद्धैर्वचोभि । આ બને વ્યાખ્યાઓ નિરાધાર છે સસ્કૃત भिन्न શબ્દનો અર્થ 'ખુલ્લા, વિસ્તૃત' પાણીના સદર્ભમા "મુક્ત વહેણવાળુ, ધસમસતુ" ઇત્યાદિ થઈ શકે છે આ જાતનો અર્થ વાણીના વિશેષણ માટે તદ્દન અપ્રસ્તુત નહિ ગણાય

आणवयंति નો અર્થ અલબત્ત आज्ञापयति થાય અને ચૂ૦, ટી૦ તથા યા૦ એ પ્રમાણે જ કરે છે નવમા શ્લોકમાં રથકારની ઉપમા સાથે नमयति નો પ્રયોગ બતાવે છે કે શુ૦ એનો आनमयन्ति (એને પોતાને માટે નમાવે છે) એવો અર્થ કરે છે તે બરોબર છે

8–9 આ બને શ્લોકોનો ક્રમ મેં કામચલાઉ બદલી નાખ્યો છે આનાથી ૭dમા આવેલા आणवयंतिનો ૯aમા આવેલા नमयति સાથે સીધો સબધ થાય છે એટલુ જ નહિ, પરતુ સાથે સાથે જાળમા ફસાયેલા સિંહની ઉપમાને ફસાયેલા હરણની ઉપમા પછી તરત આણી દે છે તેથી ૮aમા આવેલા जहा व (= वा) નુ સમર્થન થાય છે

9b પ્રાકૃત अणुपुव्व અને अणुपुव्वीएના જેવા સસ્કૃતમા પણ એ જ અર્થના अनुपूर्वम् અને आनुपूर्व्या એવા બે ક્રિયાવિશેષણો છે પરપરા છદથી વિરુદ્ધ જઈને आणुपुव्वीए સ્વીકારે છે, જ્યારે છદની દૃષ્ટિએ अणुपुव्व નિ સદેહ વધુ બધ બેસે છે 'હૈ૦' અને 'અ૦'નો आणुपुव्वी પાઠ કદાચ મૂળ પાઠનો અશ જાળવતો લાગે છે

8d एगचर ति (= इति) ને °पि (= અપિ) એમ સુધારવાનુ પ્રલોભન સ્વાભાવિક રીતે થાય છે एगाईय (છદ માટે દીર્ઘ, પરપરા °इय) સરખાવો પાલી—एकाकियो (થે૦ ગા૦ ૧,૫૪૧)

10c विवागमादाय આ પાઠ નિ સંદેહ ભ્રષ્ટ છે (યા૦ આ પાઠ સ્વીકારે છે—"પરિણામોનો વિચાર કરીને") પણ विवेग શબ્દનો પણ શુ૦ ખોટો અર્થ કરે છે તેઓ એનો 'નિર્ણય, વિવેક' એવો સામાન્ય અર્થ કરે છે ચૂ૦ નો પાઠ विवागमणिस्सा (= अन्विष्य) એનો સાચો અર્થ સ્પષ્ટ રીતે બતાવે છે ૧dમા આવેલા विविरेसोનુ એ સમાતરરૂપ છે 'विवेग' પછીના પાઠમા આવેલા सवासनु વિરુદ્ધાર્થક છે સરખાવો પાલી શ્લોક (થે૦ ગા૦ ૨૭ અને ૨૩૩) दब्ब कुस पोतकिलम् उसीर मुजपब्बजम् । उरसा पनुदहेस्सामि विवेकमनुब्रूहयम् ॥

d શુ૦નુ ભાષાતર विकप्पए (પૃ૦ ૧૪૫, ટીપ ૮) પાઠને અનુસરે છે, પણ છદ ભારપૂર્વક 'वि'નુ દૂરીકરણ ઇચ્છે છે અને અ૦, ઈ૦, અને ચૂ૦મા એ દૂર કરાયો છે दविए મા સાતમી (?) જરા રાકાપૂર્ણ છે એનો ચોક્કસ અર્થ શક્ય નથી

11c ओए (સરખાવો શુ૦ની આયારાગની આવૃત્તિની શબ્દાનુક્રમણી) ને ચ૦ આ પ્રમાણે સમજાવે છે ओओ नाम राग-दोष रहितो, ટી૦ एक असहाय सन्, ૨, ૧૨મા ચૂ૦ પોતાની વ્યાખ્યાની પુનરાવૃત્તિ કરે છે અને ટી૦ આ વખતે એની સાથે સમત થાય છે સસ્કૃતમા ओजस् એવુ વિશેષણ જાણવામાં નથી પણ ओजीयस् અને ओजिष्ठ એના તત્સમવાચક રૂપો ઉપરથી એવુ અનુમાન કરવુ જોઈએ कुलाणिनो °ण એવો શુ૦નો સુધારો ખરેખર અનિવાર્ય છે

d आघाए ચૂ૦, ટી૦ અને અનુવાદકો એને आख्याति એ પ્રમાણે ૩ પુ૦, એ૦, વ૦ સમજાવે છે અને 'તે ઉપદેશ કરે છે' એવો અર્થ કરે છે પણ 'आख्या'નો આવો અર્થ નથી आगाए એટલે आख्यात એમા મને જરાય શકા નથી

12a अणु ને उच्छम् એમ દ્વિતીયા સાથે જતુ કર્મપ્રવચનીય સમજી 'अणु गिद्धा' એમ બે શબ્દો છૂટા લખવા એ જરૂરનુ છે યા૦ उञ्छ નો અર્થ "પાપી (સબધ)' એનો કરે છે અને શુ૦ 'કચરો' (નોંધ "આ સ્ત્રીઓને લાગુ પડે છે") એવો અર્થ કરે છે પાલીમા उञ्छा નો અર્થ જગલમા મુનિઓએ ભેગા કરેલા ફળ અને મૂળ એવો થાય છે દા૦ ત૦, જાતક૦ IV પૃ૦ ૨૩ उञ्छा फला फलेहि यापेंतो। જાતક૦ ૫૦૭,૧૮ पण्णमाल कारित्वान वनमुञ्छाय पाविसि થે૦ ગા૦ ૧, ૧૫૫ અને Pv IV ૭ મા उञ्छापत्तागते रतो (ભિક્ષાપાત્રમા જે કઈ આવે તેનાથી સતોષી) એવુ વચન છે અને Pv પરની ટીકા અહીં એને उञ्छेन भिक्खाचारेण लद्धे पत्तगते आहारे रतो" એ રીતે સમજાવે છે આ રીતે એ શબ્દનો અર્થ 'દાન' થાય છે અને આયારાગ ૨ ૩ ૧ ૨ મા पिण्ड અથવા भिक्खा ના પર્યાય તરીકે વપરાયા છે આ ફકરામા અમુક ગામ કે નગરને ચોમાસુ ગાળવા માટે અયોગ્ય ઠરાવનારી શરતોની ગણતરી કરવામા આવી છે नो सुलभे फासुए उञ्छे अहेसणिज्जे યા૦ આનુ "જે સહેલાઇથી ન મેળવી શકાય શુદ્ધ, સ્વીકાર્ય દાન" એ પ્રમાણે સાચુ ભાષાતર કરે છે

b ટી૦, વૈ૦, હે૦મા છદની દૃષ્ટિએ અશુદ્ધ પાઠ, ચૂ૦મા શુદ્ધ, આ બને પાઠો વચ્ચે છદની દૃષ્ટિએ સાચા સમાધાનના પ્રયત્ન કર્યો છે

d પરપરાએ સર્વાનુમતે સ્વીકારેલો 'विहरे' એ પાઠ છદની દૃષ્ટિએ ખોટો છે એને ૨, ૩b ઉપરથી શુદ્ધ કરવા જોઈએ ત્યા ચૂ૦ विहरेज्जा આપે છે બને પાઠમા આવતો सहण (सह ण ?) પાઠ શકાસ્પદ રહે છે ગમે તેમ 'સાથે' એ અર્થવાળા શબ્દની સાથે આપણે સપ્તમીની નહિ પણ તૃતીયાની આશા રાખી શકીએ હવે ૨, ૩ b મા આવેલુ इत्थीए આ બન્ને વિભક્તિ માટે ચાલી શકે તેવુ છે ૧, ૧૨ d મા આવેલા 'इत्थीसु' માટે લ્યુડર્સ (Bemerkungen uber die spaiche des buddh Urkanons, § 220-225) કહે છે કે—પ્રાચીન પૂર્વીય પ્રાકૃતમા સપ્તમી અને તૃતીયા બહુવચનના (બનેમા—हिं અતવાળા) એકસરખા રૂપો હોવાથી પાલી તેમ જ બૌદ્ધ સસ્કૃતમા—एहि અતવાળા તૃતીયાના પ્રાચીન રૂપને ભૂલથી—एसु/एषु એવા સપ્તમીનાં રૂપો તરીકે બદલી નાખ્યા છે इत्थीसु—જો માન ભલ ન હોય તો—તે ઉપર જણાયા મુજબ સમજાવી શકાય સરખાવો પિશેલનુ વ્યાકરણ § ૩૭૧ અને ૩૭૬ અહીં (તૃતીયાને સપ્તમીના અર્થમા ઘટાવાનો) ઊલટો ગોટાળો નોંધ્યો છે

13a શુ૦ "(ઘરની) પુત્રીઓ અને પુત્રવધૂઓ સાથે" એમ અનુવાદ કરે છે અને નોધ કરે છે કે "અલબત્ત, એની પોતાની નહિ (SBE ૪૫ ૨૭૩)।" હુ માનુ છુ કે શુ૦ ની નોંધ જેને લાગુ પડે છે અને ચૂ૦ ટી૦ સાથે સમત છે એવુ યા૦ નુ ભાષાતર તદ્દન સાચુ હતુ ચ૦ "मातृभिर्भगिनीभिश्च नरस्यासम्भवो भवेत्। बलवानिन्द्रियग्राम पण्डितोऽप्यत्र मुह्यते॥ આ શ્લોક ટાકે છે જ્યારે ટી૦ સમજાવે છે કે—ભિક્ષુ જાતે ભલે શુદ્ધ રહી શકે, પરતુ બીજાઓ એને માટે શકા કરશે આવી સ્થિતિ દૂર કરવી જોઈએ આ દૃષ્ટિબિંદુ પર પછીના શ્લોકોમા ભાર મૂકવામા આવ્યો છે

14–16 આ શ્લોકોનુ શુ૦એ કરેલુ તદ્દન જુદુ વ્યાખ્યાન મારે ગળે ઊતરતુ નથી જોકે, મારો પોતાનો પ્રયત્ન પણ હમેશા સફળ નીવડે છે એમ પણ ચોક્કસ રીતે કહી શકુ નહિ

14c યા૦ નુ ભાષાતર—"બધા પ્રાણીઓ કામમા આસક્ત છે" सत्त નો અર્થ सत्त्व નહિ પણ सक्त (અથવા °आसत्त = °आसक्त ?) સમજવાનુ હુ શુ૦ ની માફક પસદ કરુ છુ અને 'आ'કારાન્ત રૂપો(गिद्धा, सत्ता)ને ૨d મા આવેલા બીજા પુરુષ એ૦ વ૦ના 'सि' સાથે સબધ ધરાવતા સબોધનના રૂપો સમજવાનુ પસદ કરુ છુ 'd' નો અર્થ શકાસ્પદ રહે છે "તુ માણસ છુ તે(સ્ત્રી)નુ રક્ષણ અને પોષણ કર" એવુ યા૦નુ ભાષાતર ટી૦ ને આધારે છે ટી૦ અને ચૂ૦ मणुस्स ને 'નોકર' એવા અર્થમા એટલે કે 'पुरुष'ના પર્યાય તરીકે સમજતા લાગે છે કદાચ ગુસ્સે થયેલો ગૃહસ્થ સાધુને સૂચવતો હશે કે સ્ત્રીઓને મળવા કરતા અને એમણે આપેલી ભિક્ષા ખાવા કરતા સાધુએ પોતાના સ્ત્રીવર્ગનુ રક્ષણ અને પોષણ ન કરવુ ? સરખાવો સૂયગડ ૧ ૩ ૨ ૨ વગેરે આ શ્લોકોમાં સાધુને કુટુબમા પાછા આવવા લલચાવના સગાવહાલાઓ, સગાંવહાલાનુ પોષણ કરવાની તેની લૌકિક (लोइय) ફરજો વિષે વારવાર દબાણ કરે છે ("पोस णे, ताय", "मायर पियर पोस", "पुत्ता ते, ताय, खुड्डगा" ઇત્યાદિ)

3a [illegible] = [illegible] એ તો [illegible]નો અનુવાદ યોગ્ય છે પોમ ([illegible] – C[illegible], [illegible]) નો અર્થ કઠિન છે ટીકાકારો એનો અર્થ 'પોષક' અથવા 'પ્રેમને પોષે એવા' એવો કરે છે તે ખચિત અર્વાચીન છે પ્રો૦ આલ્સડૉર્ફ એમના ૧૧-૧-[illegible]ના પત્રમાં પોમનો વિશેષ ખુલાસો કરતાં જણાવે છે કે પોમ = પુગ્ગ પમ શબ્દ અર્ધમાગધીના નયગ્રામો નથી, પણ એ જરૂર પ્રાચીન પાલી રૂપ છે તે પાલીમાં સારો કીને સમાન થયેલું છે

d ([illegible] / [illegible] ને બદલે – – એમ આવતો) છંદ બતાવે છે કે શ્લોકનો અંતે પાઠ ખોટો છે તેથી સંતોષકારક [illegible] અશક્ય જ છે [યા૦– જેથી તે તેમની પાસે ન જાય (જાનુ ? ?') ચૂ૦–"(તેમના વસ્ત્ર) ખભા સુધી પડે છે] બેલ્જિયમના ભારતીય વિદ્યાના નિષ્ણાત ડૉ૦ દ લૉગ (Deleu) આ પાઠને 'बाहुदग्ध पतङ्गाणुर्वाः' એમ સમજી ગિ૦ = વીજક (સં૦ વ્યજનિ) એમ ઘટાવે છે (પણ ગ્રંથ ગાથી આ રૂપ જાણીતું નથી) આનો અર્થ આમ થાય "તેઓ હાથ ઊંચા કરે છે અને ભગવાનને પંખો નાખે છે" આમ છતાં મને અનુર્વાણ એ રૂપ ચારણ ૮ જ રહે છે

4d विरूव નો અર્થ પરંપરા અને અનુવાદો પ્રમાણે 'જાતજાતના, ભાતભાતના' એવો છે પણ આ જ પ્રકારની પંક્તિ 6 c-d માં આ જ પ્રમાણેનું ભાષાંતર અશક્ય બને છે જ્યારે પાલિમહાગ્રાહ્મણગ્રંથોમાં આપેલા 'ખરાબ, કુત્સિત, વિરુદ્ધ, પ્રતિકૂલ' આ અર્થો ઉપરથી विरूव = "ગંદા, ખરાબ, ભયંકર" એવો અર્થ બને સંદર્ભોમાં બરોબર ઘટશે આયારંગ ૨-૩-૮ જ્યાં વિહાર કરનારા સાધુ માટે વર્જ્ય કરવાના ભયંકર દેશોના વિશેષણ તરીકે विरूवरूवाणि વપરાયું છે, ત્યાં પણ આ જ અર્થ છે

6a उग्गविया પાઠ સ્વીકારીશું તો એ સં૦ ભૂ૦ કૃદંતો થશે પણ પરંપરા °वियम् પાઠની તરફેણમાં છે

d सद्दाणि શબ્દો સામાન્ય રીતે બીજા વિષયોનું ઉપલક્ષણ છે (યા૦ ની પાદટીપ) એવું માનવાની જરાય જરૂર નથી

7d ચૂ૦ मेदकरो कथा मिगधया, ટી૦ मिगकथामी रहस्यालापमैथुनमम्बर्द्धदनोमि । આ બંને વ્યાખ્યાઓ નિરાધાર છે સંસ્કૃત મિગ શબ્દનો અર્થ 'ખુલ્લા, વિસ્તૃત' પાણીના સંદર્ભમાં "મુક્ત વહેણવાળું, ધસમસતું" ઇત્યાદિ થઈ શકે છે આ જાતનો અર્થ વાણીના વિશેષણ માટે તદ્દન અપ્રસ્તુત નહિ ગણાય

आणवयति નો અર્થ અલબત્ત आज्ञापयति થાય અને ચૂ૦, ટી૦ તથા યા૦ એ પ્રમાણે જ કરે છે નવમા શ્લોકમા રથકારની ઉપમા સાથે नमयति નો પ્રયોગ બતાવે છે કે શુ૦ એનો आनमयन्ति (એને પોતાને માટે નમાવે છે) એવો અર્થ કરે છે તે બરોબર છે

8–9 આ બંને શ્લોકોનો ક્રમ મેં કામચલાઉ બદલી નાખ્યો છે આનાથી ૭d મા આવેલા आणवयतिનો ૯a મા આવેલા नमयति સાથે સીધો સંબંધ થાય છે એટલું જ નહિ, પરંતુ સાથે સાથે જાળમાં ફસાયેલા સિંહની ઉપમાને ફસાયેલા હરણની ઉપમા પછી તરત આણી દે છે તેથી ૮a મા આવેલા जहा व (= वा) નું સમર્થન થાય છે

9b પ્રાકૃત अणुपुव्व અને अणुपुव्वीए ના જેવા સંસ્કૃતમાં પણ એ જ અર્થના अनुपूर्वम् અને आनुपूर्व्या એવા બે ક્રિયાવિશેષણો છે પરંપરા છંદથી વિરુદ્ધ જઈને आणुपुव्वीए સ્વીકારે છે, જ્યારે છંદની દૃષ્ટિએ अणुपुव्व નિઃસંદેહ વધુ બંધ બેસે છે 'હૈ૦' અને 'અ૦' નો आणुपुव्वी પાઠ કદાચ મૂળ પાઠનો અંશ જાળવતો લાગે છે

8d एगचर ति (= इति) ને °पि (= अपि) એમ સુધારવાનું પ્રલોભન સ્વાભાવિક રીતે થાય છે एगाइय (છંદ માટે દીર્ઘ, પરંપરા °इय) સરખાવો પાલી—एकाकियो (થે૦ ગા૦ ૧,૫૪૧)

10c विवागमादाय આ પાઠ નિઃસંદેહ ભ્રષ્ટ છે (યા૦ આ પાઠ સ્વીકારે છે—"પરિણામોનો વિચાર કરીને") પણ विवेग શબ્દનો પણ શુ૦ ખોટો અર્થ કરે છે તેઓ એનો 'નિર્ણય, વિવેક' એવો સામાન્ય અર્થ કરે છે ચૂ૦ નો પાઠ विवागमणिस्सा (= अन्विष्य) એનો સાચો અર્થ સ્પષ્ટ રીતે બતાવે છે ૧d મા આવેલા विवित्तेसीतु એ સમાતરરૂપ છે 'विवेग' પછીના પાઠમા આવેલા सवासतु વિરુદ્ધાર્થક છે સરખાવો પાલી શ્લોક (થે૦ ગા૦ ૨૭ અને ૨૩૩) दब्ब कुस पोतकिलम् उसीर मुजपब्बजम् । उरसा पनुदहेरसामि विवेकमनुब्रूहयम् ॥

d શુ૦ નુ ભાષાતર विकप्पए (પૃ૦ ૧૪૫, ટીપ ૮) પાઠને અનુસરે છે, પણ છંદ ભારપૂર્વક 'वि'નુ દૂરીકરણ ઇચ્છે છે અને અ૦, ઈ૦, અને ચૂ૦મા એ દૂર કરાયો છે दविए મા સપ્તમી (?) જરા શકાપૂર્ણ છે એનો ચોક્કસ અર્થ શકય નથી

11c ओए (સરખાવો શુ૦ની આચારાગની આવૃત્તિની શબ્દાનુક્રમણી) ને ચૂ૦ આ પ્રમાણે સમજાવે છે ओओ नाम राग-दोष रहितो, ટી૦ एक असहाय सन्, ૨, ૧૨ માં ચૂ૦ પોતાની વ્યાખ્યાની પુનરાવૃત્તિ કરે છે અને ટી૦ આ વખતે એની સાથે સમત થાય છે સંસ્કૃતમા ओजस् એવુ વિશેષણ જાણવામા નથી પણ ओजीयस् અને ओजिष्ठ એવા તત્સમવાચક રૂપો ઉપરથી એવુ અનુમાન કરવુ જોઈએ कुलाणिनो °ण એવો શુ૦નો સુધારો ખરેખર અનિવાર્ય છે

d आघाए ચૂ૦, ટી૦ અને અનુવાદકો એને आख्याति એ પ્રમાણે ૩ પુ૦, એ૦, વ૦ સમજાવે છે અને ' તે ઉપદેશ કરે છે ' એવો અર્થ કરે છે પણ 'आख्या'નો આવો અર્થ નથી आघाए એટલે आख्यात એમા મને જરાય શકા નથી

12a अणु ને उञ्छम् એમ દ્વિતીયા સાથે જતુ કર્મપ્રવચનીય સમજી ' अणु गिद्धा ' એમ બે શબ્દો છૂટા લખવા એ જરૂરનુ છે ચા૦ उञ्छ નો અર્થ ''પાપી (સબધ) ' એવો કરે છે અને શુ૦ ' કચરો ' (નોંધ '' આ સ્ત્રીઓને લાગુ પડે છે ") એવો અર્થ કરે છે પાલીમા उञ्छाનો અર્થ જગલમા મુનિઓએ ભેગા કરેલા ફળ અને મળ એવો થાય છે દા૦ ત૦, જાતક૦ IV પૃ૦ ૨૩ उञ्छा फला फलेहि यापेंतो । જાતક૦ ૫૦૭,૧૮ पण्णमाल कारित्वान वनमुञ्छाय पाविसि થે૦ ગા૦ ૧, ૧૫૫ અને Pv IV ૭મા उञ्छापत्तागते रतो (ભિક્ષાપાત્રમા જે કઈ આવે તેનાથી સતોષી) એવુ વચન છે અને Pv પરની ટીકા અહીં એને उञ्छेन भिक्खाचारेण लद्धे पत्तगते आहारे रतो" એ રીતે સમજાવે છે આ રીતે એ શબ્દનો અર્થ ' દાન ' થાય છે અને આયારાગ ૨ ૩ ૧ ૨ મા पिण्ड અથવા भिक्खा ના પર્યાય તરીકે વપરાયા છે આ ફકરામા અમુક ગામ કે નગરને ચોમાસુ ગાળવા માટે અયોગ્ય ઠરાવનારી શરતોની ગણતરી કરવામા આવી છે नो सुलभे फासुए उञ्छे अहेसणिज्जे ચા૦ આનુ '' જે સહેલાઇથી ન મેળવી શકાય શુદ્ધ, સ્વીકાર્ય દાન '' એ પ્રમાણે સાચુ ભાષાંતર કરે છે

b ટી૦, થે૦, હે૦મા છદની દષ્ટિએ અશુદ્ધ પાઠ, ચૂ૦મા શુદ્ધ, આ બને પાઠો વચ્ચે છદની દષ્ટિએ સાચા સમાધાનના પ્રયત્ન કર્યો છે

d પરપરાએ સર્વાનુમતે સ્વીકારેલો 'विहरे' એ પાઠ છદની દષ્ટિએ ખોટો છે એને ૨, ૩b ઉપરથી શુદ્ધ કરવા જોઈએ ત્યા ચૂ૦ विहरेज्जा આપે છે બને પાઠમા આવતો सहण (सह ण ?) પાઠ શકાસ્પદ રહે છે ગમે તેમ 'સાથે' એ અર્થવાળા શબ્દની સાથે આપણે સપ્તમીની નહિ પણ તૃતીયાની આશા રાખી શકીએ હવે ૨, ૩ b મા આવેલુ इत्थीए આ બન્ને વિભક્તિ માટે ચાલી શકે તેવુ છે ૧, ૧૨ d માં આવેલા 'इत्थीसु' માટે લ્યુડર્સ (Bemerkungen uber dıe spaıche des buddh Urkanons, § 220-225) કહે છે કે—પ્રાચીન પૂર્વીય પ્રાકૃતમા સપ્તમી અને તૃતીયા બહુવચનના (બનેમા—हि અતવાળા) એકસરખા રૂપો હોવાથી પાલી તેમ જ બૌદ્ધ સસ્કૃતમા—एहि અતવાળા તૃતીયાના પ્રાચીન રૂપને ભૂલથી—एसु/एषु એવા સપ્તમીના રૂપો તરીકે બદલી નાખ્યા છે इत्थीसु— જો માન ભલ ન હોય તો—તે ઉપર જણાવ્યા મુજબ સમજાવી શકાય સરખાવો પિશેલનુ વ્યાકરણ § ૩૭૧ અને ૩૭૬ અહીં (તૃતીયાને સપ્તમીના અર્થમા ઘટાવાનો) ઊલટો ગોટાળો નોંધ્યો છે

13a શુ૦ "(ઘરની) પુત્રીઓ અને પુત્રવધૂઓ સાથે" એમ અનુવાદ કરે છે અને નોંધ કરે છે કે "અલબત્ત, એની પોતાની નહિ (SBE ૪૫ ૨૭૩)!" હુ માનુ છુ કે શુ૦ ની નોંધ જેને લાગુ પડે છે અને ચૂ૦ ટી૦ સાથે સમત છે એવુ ચા૦ નુ ભાષાતર તદ્દન સાચુ હતુ ચ૦ "मातृभिर्भगिनीभिश्च नरस्यासम्भवो भवेत् । बल्वानिन्द्रियग्राम पण्डितोऽप्यत्र मुह्यते ॥ આ શ્લોક ટાકે છે જ્યારે ટી૦ સમજાવે છે કે—ભિક્ષુ જાતે ભલે શુદ્ધ રહી શકે, પરતુ બીજાઓ એને માટે શકા કરશે આવી સ્થિતિ દૂર કરવી જોઈએ આ દષ્ટિબિંદુ પર પછીના શ્લોકોમાં ભાર મૂકવામા આવ્યો છે

14–16 આ શ્લોકોનુ શુ૦એ કરેલુ તદ્દન જુદુ વ્યાખ્યાન મારે ગળે ઊતરતુ નથી જોકે, મારો પોતાનો પ્રયત્ન પણ હમેશા સફળ નીવડે છે એમ પણ ચોક્કસ રીતે કહી શકુ નહિ

14c ચા૦ નુ ભાષાતર—"બધા પ્રાણીઓ કામમા આસક્ત છે" सत्त નો અર્થ सत्त्व નહિ પણ सक्त (અથવા °आसत्त = 'आसक्त !) સમજવાનુ હુ શુ૦ ની માફક પસદ કરુ છુ અને 'आ'કારાન્ત રૂપો(गिद्धा, सत्ता)ને ૨d મા આવેલા બીજા પુરુષ એ૦ વ૦ના 'सि' સાથે સબધ ધરાવતા સબોધનના રૂપો સમજવાનુ પસદ કરુ છુ 'd' નો અર્થ શકાસ્પદ રહે છે "તુ માણસ છુ તે(સ્ત્રી)નુ રક્ષણ અને પોષણ કર" એવુ ચા૦નુ ભાષાતર ટી૦ ને આધારે છે ટી૦ અને ચૂ૦ मणुस्स ને 'નોકર' એવા અર્થમા એટલે કે 'पुरुष'ના પર્યાય તરીકે સમજતા લાગે છે કદાચ ગુસ્સે થયેલો ગૃહસ્થ સાધુને સૂચવતો હશે કે સ્ત્રીઓને મળવા કરતા અને એમણે આપેલી ભિક્ષા ખાવા કરતા સાધુએ પોતાના સ્ત્રીવર્ગનુ રક્ષણ અને પોષણ ન કરવુ ? સરખાવો સૂયગડ ૧ ૩ ૨ ૨ વગેરે આ શ્લોકોમાં સાધુને કુટુબમા પાછા આવવા લલચાવના સગાવહાલાઓ, સગાવહાલાનુ પોષણ કરવાની તેની લૌકિક (લોક્ય) ફરજો વિષે વારવાર દબાણ કરે છે ("पोस णे, ताय ", "मायर पियर पोस", "पुत्ता ते, ताय, खुड्डगा" ઇત્યાદિ )

15a उदासीण–"નિર્લેપ, તટસ્થ" ભિક્ષા સમયે સ્ત્રીઓ સાથે જે શુદ્ધ આચરણ કરે છે તેના સાધુ આ પ્રમાણે ઓળખાય છે

16ab આ શબ્દો ૧૫b માં ઉલ્લેખાયેલા ભગોના હોઈ શકવાની કદાચ શકયતા છે જોકે, એમ ખાતી ઠોકીને કહેવાની જરૂર નથી શુ૦ ૧૬cd માટે પણ તેમ જ માને છે, પણ એમનો અનુવાદ મારીમચડીને કરેલો લાગે છે હુ માનુ છુ કે આ ઉત્તરાર્ધમા આ પ્રકરણના કર્તાનો આદેશ સમાયેલો છે એમ લેવુ એ વધારે શકય છે

16d सन्निसेज्जा નો અનુવાદ શુ૦ 'એક પ્રદેશમા' એમ કરે છે પણ તેનો અર્થ "એક જ આસન પર જોડાજોડ બેસવુ" એમ વધુ અક્ષરશ લેવો જોઈએ उत्तरा० ૧૬ મા બ્રહ્મચર્ય પાલન કરવા માટે (बमचेर–समाहिठाणा) દશ નિયમો ગણાવે છે તેમાંના પહેલા ૭ આ પ્રમાણે છે

(૧) સુવા–બેસવા માટે એકાત સ્થાનનો ઉપયોગ (विवित्ताइ सयणासणाइ, યા૦નુ 'જુદાજુદા' એવુ ભાષાતર બતાવે છે કે તેઓ 'विचित्ताइ' એવો ખોટો પાઠ અનુસરે છે) અને નહિ કે 'જયાં સ્ત્રીઓ, પશુઓ કે ષઢો વારવાર આવતા-જતા હોય તેવા સ્થાનો'

(૨) સ્ત્રીઓ સબધી વાત ન કરવી

(૩) नो इत्थीण सद्धि सन्निसेज्जा–गए विहरित्तए

(૪) સ્ત્રીઓના લાવણ્ય કે સૌન્દર્યનુ દર્શન ન કરવુ

(૫) પડદા કે દીવાલ પાછળ ઊભેલી સ્ત્રીઓના હસવાના કે બીજા પ્રકારના જુદા જુદા અવાજો ન સાંભળવા

(૬) ભૂતકાળમા અનુભવેલા વિષયસુખોનુ સ્મરણ ન કરવું

આ યાદીમા ખાસ કરીને ન૦ (૧) પછી 'सन्निसेज्जा'નો "એક જ પ્રદેશમા" એવો વધારે વ્યાપક અર્થ ભાગ્યે જ લઈ શકાય "એક જ આસન પર" એમ વધારે સકુચિત અર્થમા જ એ શબ્દ સમજવો જોઈએ "સ્ત્રીઓ સાથે એક આસન પર બેસવુ નહિ જોઈએ" એવુ યા૦ નુ ભાષાતર નિશ્ચિત સાચુ છે સમવાયમા આવેલા સભોગના સભ્યો અગેની બાર છટછાટોમા પણ આ જ અર્થ જણાય છે History of Jaina Monachism, પૃ૦ ૧૫૨ ઉપર એસ૦ બી૦ દેવ આ પ્રમાણે સમજાવે છે "(૧૧) सन्निसिज्जा એક જ 'સભોગ'(?)ના બીજા આચાર્ય સાથે ધાર્મિક બાબતોની ચર્ચા કરતી વખતે એક જ આસન પર બેસવુ તે

17ab આ પક્તિનો અન્વય '(बहवे अवहट्टु पत्थुया एगे), ટૂકમા કહીએ તો, ઘણો જ શિથિલ છે ચૂ૦ અને ટી૦ને અનુસરતુ યા૦ નુ ભાષાતર આમ છે "યદ્યપિ ઘણા લોકો ઘર છોડે છે છતાં (તેમાના) કેટલાક જ (ગૃહસ્થ અને સાધુની) વચલી અવસ્થાને પ્રાપ્ત કરે છે" ટી૦ના કહ્યા મુજબ अपहृत्य નો અર્થ परित्यज्य કરવો એ અસભવિત છે શુ૦ ને આ સમજાયુ છે છતા એમનુ ય ભાષાતર "ઘણા (સાધુઓ) (જાણે કે) (કેટલાક) ઘરોને વળગી રહ્યા છે", ગળે ઊતરે એવુ નથી હેમચદ્ર (૪ ૧૬૨) પ્રમાણે अवहरद એ गच्छइ નો ધાત્વાદેશ (अपसरति પરથી ?) થઈ શકે છે આ અર્થ જો કે અલબત્ત ચોક્કસ તો નથી જ, છતાં કઈક અશે સતોષજનક છે मिरसीभाव નો અર્થ શુ૦ "સામાજિક સબધો" કરે છે પરતુ સસ્કૃત 'मिश्रीभाव' અને પાલી 'मिस्सीभाव' બન્નેનો અર્થ 'મૈથુન' થાય છે ખાસ કરીને સરખાવો જાતક૦ ૨૬૪, ૧ (=૫૦૭, ૨૪) 'मिरसीभावित्थिया गत्वा' "સ્ત્રીઓ સાથે મૈથુન (જેનાથી બને બાબતોમા સાધુ પોતાની इद्धि ગુમાવે છે) કરીને" પ્રાકૃત मिरसीभाव નો અહીં પણ એ જ અર્થ ન માનવાનુ હુ કોઈ કારણ જોતો નથી

पत्थुया ને બદલે ચૂ૦ पण्हया, અને સા૦ पण्णता આપે છે હે૦ કૌંસમાં पणता એવો વૈકલ્પિક પાઠ આપે છે સારી રીતે સમર્થિત થયેલુ આ પાઠાતર મને સમજાતુ નથી અને ચૂ૦ની વ્યાખ્યા 'अथवा पव्वजाए गिहवासेऽवि पण्हता णाम गौरिव प्रस्नुता एवमेषाम्' પણ સમજાતી નથી

18'c' નો અતભાગ ચૂ૦ સિવાય બધે દૂષિત છે તેથી તર્કથી હુ ચોક્કસ કહી શકુ છુ કે આપણે तहावि = तथापि એમ વાચવુ પણ છેટલા શબ્દનુ સાચુ રૂપ કેવુ હશે તે હુ ચોક્કસ કહી શકતો નથી

19d गिलाइ से भुज्जो યા૦ "તે ફરી ફરી નબળો થાય છે" શુ૦ "તે ફરી ફરી આધીન થાય છે" બને અર્થો સદર્ભમા ખૂબ સારી રીતે બેસતા નથી

21–24 ચૂ૦ અને ટી૦ ના આધારે યા૦નુ ભાષાંતર માને છે કે ૨૧ ૨૩ મા પુરુષો("વ્યભિચારીઓ")નુ વર્ણન છે ૨૩માના एव ता (સ્ત્રી૦ !) विद्दित्ताणનુ ભાષાંતર '(લોકો) તેમ જાણવા છતા પણ' એમ કરે છે (એમનો પાઠ विदित्ताण ! હોય એમ લાગે છે), જ્યારે ૨૪aમાં તે (સ્ત્રીઓને) વાક્યના કર્તા તરીકે સમજે છે શુ૦ ૨૧-૨૪ બન્ને મા સાધુઓ જ લે છે જેથી 'સાધુએ સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો કારણકે (तम्हा) તેઓ શ્લોકના પૂર્વાર્ધમા વર્ણવ્યા પ્રમાણે વર્તે છે' એ પ્રકારની દલીલનો ભગ થાય ૨૧–૨૪ બધા શ્લોકોમા સ્ત્રીઓની દુષ્ટતાનુ જ્વલત ઉદાહરણ છે એમાં મને શકા નથી ૨૧ અને પછીના શ્લોકોમા જે સજાઓ, ખાસ કરીને નાક-કાન કાપીને વિકૃત બનાવવાની તે જમાનાએ સ્વીકારેલી સજાઓ વ્યભિચારિણી સ્ત્રીઓ માટે છે, નહિ કે વ્યભિચારી પુરુષો માટે ૨૩માની પક્તિઓનો પરપરાપ્રાપ્ત ક્રમ ફેરવી નાખવાથી સુશ્લિષ્ટ, સયુક્તિક સદર્ભ ઘટે છે (બદલાયેલી) પ્રથમ પક્તિમા સ્ત્રી૦ 'ता' રૂપ સ્પષ્ટ બતાવે છે કે ૨૨dમા 'पुणो न काहम्' એમ બોલનાર સ્ત્રી છે ૨૩dમા આવેલા कम्मुणाને યા૦ અને શુ૦ પૂર્વજન્મના કર્મો એટલે કે कर्मन्‌ના પારિભાષિક અર્થમાં ઘટાવે છે (યા૦ "કર્મથી પ્રેરાઈને") પરતુ कम्मुणाનો અર્થ કાર્યે, વાણીથી જુદુ, એમ જ માત્ર થાય છે (ટી૦ अकार्यमह न करिष्यामि, इत्येवमुक्त्वाऽपि वाचा अदुव त्ति तथापि कर्मणा क्रियया अपकुर्वन्तीति विरूपमाचरन्ति ।), સરખાવો ૨૪bમા વર્ણવેલો 'वाया અને कम्मुणाનો વિરોધ' આ પાદમા ચૂ૦, ટી૦ અને ભાષાંતર परिहित्ताने परिहाइ, परिदधातिમાથી આવતુ બતાવે છે એને પરિણામે b અને c વચ્ચે સીધો વિરોધ ઊભો થાય છે એ રૂપ परिहाइ परिजहातिમાથી પણ લઈ શકાય છે, અને સદર્ભ પણ નિ શક રીતે એવી અપેક્ષા રાખે છે

28b पुट्ठाનુ ભાષાંતર શુ૦ "જ્યારે પકડાઈ જાય ત્યારે" (એટલે કે स्पृष्टा) એમ કરે છે ટિપ્પણમા તેઓ आयारग ૧, ૨, ૧ पुट्ठा वि एगे नियट्टंति मदा मोहेण पाउडा અને ૧, ૬, ૨૪ पुट्ठा वेगे नियट्टंति जीवियस्सेव कारणाने ઉધ્ધૃત કરે છે પણ આ બને ખડોનુ એમનુ ભાષાંતર सूयगड ૧, ૪, ૧, ૨૮થી તદ્દન જુદુ છે જુઓ ૧ ૨ ૧નો અનુવાદ "આકર્ષણોને લીધે કેટલાક આળસુ લોકો મોહથી ઘેરાઈને (સસારમા) પાછા ફરે છે" (યા૦ કેટલાક ખોટી શિખામણને અનુસરી સયમમાથી પાછા ફરે છે તેઓ મોહથી ઘેરાયેલા મૂર્ખ લોકો છે) ૧ ૬ ૨૪ નો અનુવાદ "દુ ખોથી ઘેરાયેલા કેટલાક જીવ (બચાવવા) માટે પાછા ફરે છે" (યા૦ જ્યારે તેઓ (સાધુજીવનના) દુ ખોનો અનુભવ કરે છે ત્યારે જીવનના મોહને કારણે તેઓ પાછા ખસી જાય છે) આ ખડોમા पुट्ठ = स्पृष्ट છે અને તેનો અર્થ 'ઘેરાયેલા' એટલે કે 'પાશથી પીડાયેલા' (फास ' જુઓ નીચે ૨ ૨૧d सव्व-फासे सहेज्ज अणगारे) તેવો થાય છે એનુ સમર્થન आयारग ૧ ૫ ૨ ૨ "जे असत्ता पावेहिं कम्मेहिं उयाहु। ते आयका पुसतीति, उयाहु वीरे। ते फासे पुट्ठेऽहियासए" પણ આ અર્થ "પકડાઈ જાય ત્યારે, ગુનો કરતા પકડાય ત્યારે" ના કરતાં તદ્દન જુદો છે અને આ અર્થ અહીં જરા ય ચાલે એમ મને લાગતુ નથી તેથી મેં યા૦ પ્રમાણે એનો અનુવાદ "જ્યારે પૂછવામા આવે ત્યારે" એમ કર્યો છે અથવા બહુ બહુ તો આપણે એમ કહી શકીએ કે "જ્યારે જવાબ માગવામા આવે ત્યારે"

29d विसण्णની 'असयम' એ રીતે આપેલી સમજૂતી મનાય તેવી નથી विषण्णનો સામાન્ય અર્થ 'કટાળેલો, નિરાશ, ઉદાસ,' એવો થાય છે विसण्णेसी = * विषण्णेसिन्‌ એમ માનવુ બહુ શકય નથી * विषान्वेषिन्‌મા विष् "વિષ્ઠા" શબ્દ મેળવવાનુ શકય છે ? સરખાવો विप् ' ને બદલે વિષ-વાળુ સસ્કૃત રૂપ विषक्रमि

30b आत्मतत निमन्त्रणेन નો અક્ષરશ અર્થ = "પોતાની જાતના સમર્પણ સાથે" સરખાવો ૧b भिक्खु आयसा निमतेंति c ताइને त्रायिन्‌ ' (ચૂ૦ ટી૦) કે त्यागिन्‌ (શુ૦) એ રીતે સમજાવવાની ભાગ્યે જ જરૂર છે આ તો માત્ર ताय = तातની ખોટી જોડણી છે

(૨)

1a જોએ ઉપર ૧ ૧૧ જુઓ

2c શુ૦ "पलिभिंदियाण = परिभिद्य, ઈજા કરીને, વિકૃત બનાવીને" એમ સમજાવે છે અને એનુ ભાષાંતર 'ઉઝરડીને' એમ કહે છે હુ એને प्रतिभिद्‌ = ઠપકો આપવો, ગાળ દેવી" એમ સમજવાનુ પસદ કરુ છુ

3c 'केसे वि अह એવો ચૂ૦નો પાઠ, પ્રાચીન પૂર્વીય રૂપ केसाणि (પુ૦ દ્વિ૦ બ૦ વ૦)ને દૂર કરી તેને વ્યવસ્થિત બનાવવાનો ચોકખો પ્રયત્ન બતાવે છે

4b છન્દની દૃષ્ટિએ અશુદ્ધ છે છઠ્ઠો ગણ ⏑–⏑ ને બદલે ⏑⏑– છે શુદ્ધ પાઠ હું જણાવી શકુ તેમ નથી

6d ચૂ૦ અને ટી૦ માં આપેલા कासवग = नापित એ અર્થને છોડીને શુ૦ એ શબ્દને મહાવીરના પ્રસિદ્ધ નામ कासव ઉપરથી ઘટાવે છે અને આ પ્રમાણે ભાષાંતર કરે છે "અને સાધુ તરીકે તારી પાસે રહેતુ રજોહરણ (સાફ કરવાની પીંછી) (શબ્દશ મહાવીરની પીંછી) મને આપ પરતુ रओहरण च कासवग च એમ બે ચકારનો ઉપયોગ આ અર્થનો વિરોધી છે

ગન્ય અને रओहरणनો સબધ દૂર કરીને (નવા¹ પાદમા) આપેલા समणुजाणाहिનો માત્ર कासवग જોડે સબધ ઘટાવવા એ દુષ્કર છે कासवगની વ્યુત્પત્તિ ભલે ગમે તે હોય, પરતુ એનો અર્થ 'નાપિત' થાય છે એ નિ શક છે રાજકુમારની પ્રવ્રજ્યાના આગમગ્રથોમાં આવતા વર્ણનો (नायाधम्मकहाओ–वियाहपन्नत्ति) નો આરભ રાજકુમારના વાળને ચાર આંગળ જેટલા ટૂકાવવા માટે कासवगने બોલાવવા મોકલવાથી જ હમેશા થાય છે (" कुमारस्स चउरंगुल–वज्जे निक्खमण–पाओग्गे अग्ग–केसे कप्पेहि "।) આપણા સન્દર્ભમાં સ્ત્રી સાધુને બહાર જઈને પોતાને માટે નાપિતને બોલાવવાનુ સ્પષ્ટ રીતે કહે છે

7b कुक्कयय–શબ્દનુ સાચુ સ્વરૂપ (જુઓ–ભિન્ન ભિન્ન પાઠાંતરો) કે એનો અર્થ ચોકકસ રીતે કહેવો તે અશકય છે खुखुणक એવો ટી૦ નો પર્યાય, જેનો અર્થ નાની વીણા થાય છે, માત્ર વ્યુત્પત્તિની દૃષ્ટિએ એક અનુમાન માત્ર છે હે૦ એનો અર્થ 'કકાવટી(कुकुमदानी) એમ કરે છે આ કઈક, જો ખરા હોય તો, વધુ શકય લાગે છે

7d શીલાકની દૃષ્ટિએ वेणुपलासिया એટલે (યા૦ ના શબ્દોમાં) "એક છેડો દાતમાં રાખી બીજો છેડો ડાબે હાથે પકડી જમણા હાથે વીણાની માફક વગાડવામા આવતી વાસની ચીપ કે ઝાડની છાલ" એવો થાય છે શુ૦ એનો અર્થ 'બરુની ભૂગળી' કરે છે એમણે પોતે જ ઉદ્ધૃત કરેલા શીલાકના વર્ણન સાથે આ અર્થનો ભાગ્યે જ મેળ બેસે છે દ્વિતીય અને ચતુર્થ પાદમાં પ્રસાધનની વસ્તુઓની ગણનામા ગીતવાદ્યોનો માની લીધેલો ઉલ્લેખ શકાસ્પદ લાગે છે

8 આ શ્લોકમા મોટે ભાગે પ્રસાધનની–ખાસ કરીને સુગધી દ્રવ્યોની–યાદી આપવામાં આવી છે શબ્દકોષાનુસાર फलને फलकના અર્થમા વાપરી શકાય છે

8c અનુશ્રુતિ સર્વાનુમતે मुह° એવો પાઠ સ્વીકારે છે પરતુ છદની દૃષ્ટિએ मुहाड°– જરૂરી છે भिलिंगाइ 'ચોપડવુ' ક્રિયાપદ આયારગ ૨ ૧૩ ૪ (અને ત્યાર પછીની પુનરાવૃત્તિઓ)માં મળે છે तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा भिलिंगेज्ज वा (पाठातर–विलिंगेज्ज वा) આ સ્થળે वाडभि° એવુ પાઠાંતર સ્વીકારીએ–એટલે કે भिलिंगाइ-ને બદલે अभिलिंगाइ ક્રિયાપદ માનીએ–તો તે વાંધા ભરેલુ નથી કારણકે સૂયગડ ૧ ૪ ૨ ૮માં છદની દૃષ્ટિએ भिलिंगाएने બદલે अभि°—એ પ્રમાણે સ્વીકારવુ જ પડે છે. ચૂર્ણિકા નોંધે છે भिलगाय त्ति देसीभासाए मक्खणम् एव

9a અનુશ્રુતિનો સર્વસ્વીકૃત પાઠ पाहराहि છન્દની દૃષ્ટિએ અશુદ્ધ ઠરે છે ટીકાકારોને प्रहरातिનો 'આપવુ, લાવવુ' એવા પ્રાચીન અર્થની ખબર ન હતી તેથી તેમણે તે શબ્દને प्र + आहर એ રીતે સમજાવ્યો (જુઓ ચૂ૦ भृशम् आहराहि, ટી૦ प्रकर्षेण आहर) આમ प्र + आहर પરથી અપભ્રષ્ટ થઈ पाहराहि બન્યુ

9b उवाणहम्–એવુ એકવચનાત રૂપ ધ્યાન ખેંચે એવુ છે ચૂ૦ કહે છે छत्तग जाणाहि उवाणहो वा। जाणाहि त्ति आणेहि। जतो जाणासि ततो॥ 'छत्तोवाणहो जाणाहि' એ પાઠ સ્વીકારવા મન લોભાય એ સ્વાભાવિક છે છેલ્લા પદ जाणाहिના ચૂર્ણિકાર "લાવ, કારણકે તુ જાણે છે (કે એ કયાં છે) અથવા "જયાથી જાણે ત્યાંથી" એવો અર્થ કરે છે जाणाहिનો આ સ્થળે અને ૧૨bમા તેમ જ ૧૦dમા विजाणेहिનો ઉપર પ્રમાણેનો અર્થ અશકય ભલે ન હોય છતાં જરા ખેંચીતાણીને કરેલો લાગે છે સર્વત્ર 'લાવ' એવા જ અર્થની અપેક્ષા રખાય, "જાણ" એવા અર્થની નહિ (૧૪dમાં આવેલા जाणની બાબત જુદી છે) વળી પૂર્ણતયા સમાતર એવા ૧૧bમા 'च आणाहि' એવો પાઠ મળે છે ઉપર હમણા જ નિર્દિષ્ટ કરેલા ત્રણે રૂપો કેવળ અત્યત પ્રાચીન ભ્રષ્ટ પાઠ છે અને તેમનુ च आणाहि અને पि य्–आणाहि (અથવા ચારેય સ્થળે आणेहि) એમ શુદ્ધીકરણ શકય છે ખરુ ? મળ ગ્રન્થમા આ પાઠને સામેલ કરવાની ધૃષ્ટતા હુ નથી કરતો છતાં મારી શકાને ઉવેખી પણ શકતો નથી

9c सूव નો અર્થ पत्र-शाक કર્યો છે શીલાકને એ માટે પ્રમાણભૂત માનવો જ રહ્યો એનો અર્થ સસ્કૃત 'शूक' = "જવ, એક જાતનુ ઘાસ, વગેરે" એવો અર્થ લઈ શકાય ?

10d અનુશ્રુતિ પ્રમાણેનુ મે પદ છન્દ પ્રમાણે પ્રક્ષિપ્ત પુરવાર થાય છે  भिंसु-विहूणय = તાપનિવારક = પખો  એ પ્રમાણે હુ સમસ્તપદ લઉ છુ  શાર્પાન્ટિયે (उत्तरा° ની પોતાની આવૃત્તિમા ૨૮ની નોંધમા) भिंसु ને સાતમી બહુવચન તરીકે સમજાવે છે તે ગળે ઊતરતુ નથી  આ શબ્દ વૈદિક 'भ्रस' (પિશેલ § ૧૦૧, ૧૦૫) ઉપરથી ઊતરી આવ્યો હોય કે તેની સાથે સબધ ધરાવતો હોય એમ માનવામા ભાગ્યે જ કોઈને શકા હોય

12a (ચૂ૦ એ છન્દની દૃષ્ટિએ ખામી ભરેલા पूयफल ને સુધારવા સ્વીકારેલા) पूयाफल ને બદલે पूयप्फल એવો પાઠ પણ શકય છે  पाइयसद्दमहण्णवो 'पूयप्फली' એવુ રૂપ નોંધે છે

13cd, 14ab આ બને પક્તિઓ આ સ્થળે અયોગ્ય છે કારણકે આ પકિતઓ બાળકનો જન્મ થઈ ગયા પછી જ સાર્થક બને છે  જ્યારે સર્વપ્રથમ ૧૫cd મા જ સ્ત્રીના દોહદની વાત આવે છે અને ત્યાર પછી ૧૬, ૧૭માં બાળકનો જન્મ અને ત્યાર બાદ સાધુએ ન છાજતી વસ્તુઓ કરવાની વાત આવે છે  વળી ૧૩bમા આવેલા दाणाहि અને ૧૪c મા આવેલા दास समभियावन्नम् ની વચ્ચે આવેલી આ બને પકિતઆમાં કોઈ પણ આજ્ઞાર્થના રૂપ સાથે સબધ કરી શકાતો નથી  તેથી આ પક્તિ ક્રિયાપદરહિત બની જાય છે  આમ છતા આ પકિતઓને આગળ પછીની પક્તિઓમા પણ આનુપૂર્વીના ક્રમમા ગોઠવી પરિસ્થિતિ બદલાઈ શકાતી નથી, અને ચોક્કસ કઈ જગાએ આ પક્તિ ઓને સમાવવી તે કહેવુ પણ અઘરુ છે  આપણી પાસે જે રીતે ગ્રન્થ છે તેમા કોઈ ઢગધડા વગરના સગ્રાહકે અસતોષ-જનક થીંગડા માર્યા જેવુ કામ કર્યું છે એવી મારી ચોક્કસ ખાતરી છતા એમા ફેરફાર કરવાનુ મેં માડી વાળ્યુ છે

13c શુ૦ सरपायगनो स्वरपात्र એવો કામચલાઉ પર્યાય આપી 'રણશિંગુ' એવો અર્થ કરે છે  शरपातक = 'ધનુષ' એવા અનુશ્રુતિના અર્થને ન સ્વીકારવા માટે તેઓ બે કારણો આપે છે  (૧) शरपात નો અર્થ 'ધનુષ્' નહિ પણ 'બાણનુ છૂટવુ' એવો થાય છે અને (૨) "ગ્રન્થકારે સમજૂતીની રીતે આપેલા ચતુર્થીના રૂપો પ્રમાણે બાળક ઉત્તરોત્તર મોટુ થતુ જાય છે, નાજૂક બાળવયમા ધનુષ એના કશાય ઉપયોગનુ નથી." હવે શુ૦ એ 'जात'નો 'नव-जात' એવો કરેલો અર્થ જ બરોબર છે એમ પણ નથી  એનો અર્થ સામાન્ય રીતે પુત્ર, પુમાન્ અપત્ય એનો થાય છે  એમા ઉપરની સ્પષ્ટતા નથી

ચૂ૦ અને ટી૦ પ્રમાણે सामणेर = 'શ્રમણનો પુત્ર' પરતુ પાલી सामणेर અને બૌદ્ધ સસ્કૃત श्रामणेर એ બનેનો અર્થ 'શીખાઉ' થાય છે  અને આ શબ્દ અહીં એ જ અર્થમા મશ્કરીમાં વપરાયો હોય એમ બને  कुमारनो અર્થ 'રાજકુમાર' ટીકાકારો જો સાચા હોય—અને હુ માનુ છુ કે તે સાચા છે—તો મારી ઉપરની ધારણા ખરી છે (જુઓ—ટી૦ -कुमारभूताय क्षुल्लकरूपाय राजकुमारभूताय वा मत्पुत्राय।, ચૂ૦ एसो मम देवकुमारभूतो ઇત્યાદિ)  આમ એમા ઉમરની મર્યાદા નથી (વળી ધ્યાનમાં રાખો કે ચીંથરાનો દડો મોટી ઉમર સાથે—ખાસ કરીને જરાય મેળ નહિ ખાય)

13d શીલાકને અનુસરીને गोरहगनो અર્થ યા૦ 'બળદ' કરે છે અને શુ૦ "(લાકડાનો ?) વાછરડો" એમ કરે છે પરતુ તદ્દન સ્પષ્ટ એવા આ શબ્દની સમજૂતી શીલાક 'त्रिहायन बलीवर्दम्' એ પ્રમાણે કેમ આપે છે તે મને સમજાતુ નથી  સેન્ટ પિટર્સબર્ગના લઘુકોશ પ્રમાણે गोरथक નો અર્થ 'બળદ કે ગાય વડે હકાતુ ગાડુ' એમ થાય છે અને મોહેં-જો-દારોના ખોદકામે બતાવ્યુ છે કે છેક ત્રીજી સહસ્રાબ્દી જેટલા પ્રાચીન કાળમા બળદગાડાનાં રમકડાં પ્રચલિત હતા

15ab नव-सुत्तम्—આ શબ્દ એમ સૂચવતો લાગે છે કે અહીં શ્રમણને નવી ખુરશી લાવવાનુ નથી કહ્યુ પણ એને નવી પાટી નાખી આપવાનુ કહેવામા આવ્યુ છે  તે જ પ્રમાણે તેને નવી તૈયાર પાદુકાઓ લાવવા માટે નહિ પરતુ મુજ-(ઘાસમાં)થી જાતે ગૂથવાનુ કહેવામાં આવ્યુ છે

16  યા૦ અને શુ૦ કહે છે તેમ પ્રથમ પાદને સતિ સપ્તમી તરીકે જરૂર સમજી શકાય  પણ હુ તેને સ્ત્રીના કથનના ભાગ તરીકે લેવાનુ વધુ પસદ કરુ છુ  દ્વિતીયપાદ છન્દની દૃષ્ટિએ એટલો બધો ભ્રષ્ટ છે કે ગ્રન્થને શુદ્ધ માની શકાય તેમ નથી  તેમ છતા શકય ફેરફારનુ સૂચન કરવાની મારી શકિત નથી

19a "આ (સ્ત્રીઓ)ની બાબતમા આ પ્રમાણે જણાવવુ જોઈએ" આ પ્રકારનુ શુ૦ ભાષાન્તર કૃત્રિમ લાગે છે કારણકે આ અર્થમા विन्नप्पनो સબધ સપ્તમ્યન્ત तासु, સાથે જોડવાનુ મુશ્કેલ છે  યા૦ विन्नप्प નો અર્થ 'વિનતિ' સમજી "સ્ત્રીઓની વિનતિઓ પ્રત્યે દરકાર રાખવી નહિ" એમ ભાષાન્તર કરે છે  આમાંય तासु એ પદ વિચિત્ર લાગે છે विन्नप्प નો અર્થ 15d* માં આવેલા आणप्पा થી ભિન્ન નથી એમ સૂચવવાનુ હુ સાહસ કરુ છુ  ગૃહસ્થ પાસે એની

પત્ની, નોકર કે ગુલામ તરીકેની સેવાઓ લેતી હોવાથી એની જે અણછાજતી સ્થિતિ બને છે તેનો નિર્દેશ આ શબ્દ કરે છે ચૂ૦ वेणइ અને वेणप्प એવા બે વિચિત્ર પાઠાન્તરો આપે છે આ બન્નેમાંનો ण કદાચ એવું સૂચવે છે કે મૂળમાં वेनप्प એ विज्ञाप्य = વિનતિ, પરથી સાધેલા वेज्ञाप्य એવું રૂપ હોવું જોઈએ સમગ્ર સંદર્ભ અને ૧૫d*માં આવેલા आणप्पा ને ધ્યાનમાં લેતા એનો કામચલાઉ અર્થ—"વિનતિ, આજ્ઞાંકિતપણું, વેતરો" એવો થઈ શકે

20d सय(म्)पाणिणा નો અર્થ શુ૦ 'પોતાના હાથે' એમ કરે છે પરતુ ત્રણ વખત આવતો નો શબ્દ ત્રણ નિષેધો દર્શાવે છે છેલ્લો નિષેધ હસ્તમૈથુનનો છે

21d ટી૦, વૈ૦ અને હે૦ (ચૂ૦ પાઠ ઉદ્ધૃત કરતી નથી) °फाससए પાઠ સ્વીકારવામાં સમત છે પરતુ એમાં બે માત્રા ઘટે છે

22d सुविमुक्के ને બદલે आगोवरााए ને કાઢી નાખીશુ તોય છન્દને ન્યાય આપવાનુ એટલુ જ શકય બનશે પરતુ અર્થની દૃષ્ટિએ આ ફેરફાર અનુકૂળ નથી સા૦ અને હે૦ મા મળતુ 'विहरे आगोक्खाए' એવુ પાઠાન્તર અધ્યાયને અન્તે મગળ શબ્દ मोक्ख લાવવાની ઇચ્છાથી કદાચ સ્વીકારાયુ લાગે છે

---

* મૂળ લેખમા 15d ને બદલે ભૂલથી 16c છપાયુ છે — અનુવાદક

નોંધ • ઇન્ડો-ઇરાનીઅન જર્નલ (ગ્રંથ ૨, અંક ૪, પૃ૦ ૨૪૯–૨૭૦)માં પ્રગટ થયેલ અગ્રેજી લેખનો અનુવાદ કરવાની મજૂરી આપવા માટે પ્રો૦ ડૉ૦ આલ્સડોર્ફનો આભાર માનુ છુ —અરુણોદય ન૦ જાની



# જૈન ગણિત અને તેની મહત્તા

નરસિંહ મૂળજીભાઈ શાહ

જૈનોના ધાર્મિક સાહિત્યગ્રંથોમાં ભગવાન મહાવીરની વાણી પ્રથમાનુયોગ, ચરણાનુયોગ, કરણાનુયોગ અને દ્રવ્યાનુયોગ એમ ચાર અનુયોગોમા વહેંચી નાખવામા આવી છે ચરણાનુયોગમા ઇષ્ટ ઉપાસના અને સાધુના આચારને લગતા ક્રિયાકાડોનો અને દ્રવ્યાનુયોગમા તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, જીવઅજીવશાસ્ત્ર વગેરેનો સમાવેશ થાય છે કરણાનુયોગમા અલૌકિક અને લૌકિક ગણિતશાસ્ત્રના તત્ત્વોનો વિચાર કરવામાં આવ્યો છે એટલે કરણાનુયોગને ગણિતાનુયોગ પણ કહેવામા આવે છે આ બતાવે છે કે જૈન દર્શનમા ગણિતને ઊંચુ સ્થાન અપાયેલુ છે જૈનોના લૌકિક ગણિતની મૌલિકતા અને મહત્તા અગે અનેક વિદ્વાનોએ પોતાના વિચારો પ્રગટ કરેલા છે 'ગણિતતિલક'ની ભૂમિકામા પ્રૉફે૦ હીરાલાલ કાપડિયાએ લખ્યુ છે કે સામાન્ય રીતે ભારતીઓ, અને વિશેષે કરીને જૈનો, ગણિતની બાબતમા ધ્યાન આપવામા અન્ય કોઈ દેશ કે પ્રજાથી પછાત નહોતા દક્ષિણ ભારતના ગણિતશાસ્ત્રી મહાવીરાચાર્ય-(ઈ૦ સ૦ ૮૫૦)નુ 'ગણિતસારસગ્રહ' આ બાબત પુરવાર કરી બતાવે છે તેમા તેઓએ સગીત, ન્યાયતર્ક, નાટ્યવિદ્યા, સ્થાપત્ય, ઔષધિવિજ્ઞાન, રસોઈવિદ્યા, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર (પિંગળ), અર્થશાસ્ત્ર, પ્રેમવિજ્ઞાન વગેરેમા ગણિતશાસ્ત્ર યા 'ગણતરીનુ વિજ્ઞાન'ની ઉપયોગિતા દર્શાવી છે ત્રિકોણ અને ચતુષ્કોણના ગણિતનુ વિશ્લેષણ મહાવીરાચાર્યે કરેલુ છે, જેમા એ અગે કેટલીક વિશેષતાઓ સૂચવી છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જૈનાચાર્યોએ કેવળ ધર્મ અગે ગણિતનો ઉપયોગ મર્યાદિત રાખ્યો નથી પણ અનેક વ્યવહારિક બાબતોમા તેનો પ્રયોગ કર્યો છે ભારતીય ગણિતના વિષયમા તેના વિકાસમા જૈનાચાર્યોનો હિસ્સો પ્રધાન છે જે સમયમા ગણિત પ્રારભિક સ્વરૂપમા હતુ તે વખતે જૈન ગણિતીઓએ બીજગણિત અને માપકરણ(મેન્સ્યુરેશન)ની સમસ્યાઓ હલ કરવામા ઉપયોગી હિસ્સો આપેલ છે ગણિતમા જૈનોના ફાળાની પ્રશસા કરતા ડૉ૦ જી૦ થીબોએ સૂર્યપ્રજ્ઞપ્તિ અગેના પોતાના નિબધમા લખ્યુ છે કે ગ્રીકોનુ ભારતમા આગમન થયુ તે પૂર્વે આ ગ્રથ રચાયો હોવો જોઈએ, કારણકે તેમા ગ્રીકોની અસરની છાટ પણ નથી This work must have been composed before the Greeks came to India as there is no trace of Greek influence in it

ભારતમા ગણિત—અંકગણિત, બીજગણિત, માપકરણ, ખગોળ વગેરેનો અભ્યાસ અતિ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે ભારતીય ગણિતીઓએ આ વિષયોમાં સગીન ફાળો આપેલો છે વસ્તુત તેઓ આધુનિક અંકગણિત અને બીજગણિતના પ્રણેતાઓ હતા પરતુ એવો એક ખ્યાલ સામાન્ય થઈ ગયો છે કે હિંદની નિશાળ વસતિમાથી માત્ર વૈદિકો ગણિતનો અભ્યાસ કરતા અને તેમા રસ લેતા ભારતીય પ્રજાના અન્યધર્મી સમૂહો, દાખલા તરીકે, બૌદ્ધો અને જૈનો, આ પ્રત્યે લક્ષ ન આપતા આ માન્યતા પ્રચલિત થવાનું કારણ એ લાગે છે કે બુદ્ધ અને જૈનધર્મી ગણિતીઓએ લખેલા ગણિતના જૂના પુસ્તકો (કદાચ સાપ્રદાયિક હોવાના કારણે) ઓછાં જાણીતા છે • એમની પ્રતો સાગ પ્રમાણમા મળી આવી નથી પરતુ જૈનોના આગમો અને અન્ય ધર્મશાસ્ત્રોને તપાસવાથી દેખાઈ આવે છે કે જૈનોએ ગણિતના વિષયમા રસ લઈ તેના અભ્યાસ દ્વાગ પોતાનો ફાળો આપવામા પાછી પાની કરી નથી. વસ્તુત. ગણિત અને ખગોળનુ જ્ઞાન જૈન સાધુ સસ્થાની સિદ્ધિઓમાં એક વિશિષ્ટ અગ ગણાયુ છે (જુઓ ભગવતી સૂત્ર સૂત્ર ૯૦ અભયદેવસૂરીની ટીકા મહેસાણા આગમોદય સમિતિ ૧૯૧૯)

ગણિતના અત્યારે પ્રાપ્ય સાહિત્યના પુરાવા પરથી એમ કહી શકાય કે પાટલીપુત્ર (પટણા), ઉજ્જૈન, ખભાત, મૈસૂર, મલબાર, વલભી અને સામાન્યત વાણારસી, તક્ષશિલા અને અન્ય કેટલાક સ્થળોએ ગણિત અગેના અભ્યાસ માટે સમૃદ્ધ મથકો અસ્તિત્વમા હતા આ બધા વચ્ચે કેવા પ્રકારનો સબધ હતો એ ચોકસ કહેવા માટે અત્યારે આપણી પાસે પૂરતો પુરાવો નથી આ વિષય વિશેષ સશોધન માગી લે છે પણ જુદા જુદા મથકોએથી મળી આવતા ગણિતિક પુસ્તકોની તપાસ દ્વારા માલૂમ પડે છે કે વિધવિધ મથકોએ થતુ ગણિતિક કામ સામાન્યત મળતુ આવતું હતુ—જો કે કેટલીક વિગતોની બાબતમા ફરક સ્પષ્ટ માલૂમ પડે છે આ ઉપરથી એમ કહી શકાય કે આ બધા મથકોમા ગણિતના અભ્યાસમા પડેલા વિદ્વાનો વચ્ચે અરસપરસ સબધનો વ્યવહાર હશે વિદ્વાનો એક મથકેથી બીજે મથકે જતા હશે એક જગ્યાએ થયેલ શોધના પરિણામો બીજા મથકે જણાવવામા આવતા હશે અને વિચાર વિનિમય થતો હશે

જૈન અને બુદ્ધ ધર્મના પ્રસારથી વિધવિધ વિજ્ઞાન અને કળાઓના અભ્યાસને ઉત્તેજન મળ્યુ છે ભારતનું ધાર્મિક સાહિત્ય, અને વિશેષત બુદ્ધ અને જૈન ધર્મના સાહિત્ય ગ્રથો, તપાસતા આ અગે પુરાવા મળી આવે છે ગણિતની બાબત લઈએ તો મોટી સખ્યા દર્શાવતા આકડા આ પુસ્તકોમા વારવાર વપરાયેલા માલૂમ પડે છે આવા ગજાવર આકડાનો ઉપયોગ અને એ લખવા માટે સાદી સજ્ઞાપદ્ધતિની ખિલવણી જો ન હોય તો, આવા આકડા લખવા–દર્શાવવા મુશ્કેલ છે, અને આકડા ગોઠવવાની અત્યારે પ્રચલિત દશાક પદ્ધતિની શોધ એને આભારી છે. હવે સુસ્થાપિત થયુ છે કે દશાશ પદ્ધતિ ઈસવી સનના પ્રારભમા ભારતમા શોધવામા આવી હતી આ સમય બુદ્ધ અને જૈન ધર્મોનો મધ્યાહ્નકાળ હતો આ પદ્ધતિ વેદસમયની પ્રાથમિક અવસ્થામાથી પાચમા સૈકાના આર્યભટ અને વરાહમિહિર જેવા ગણિતજ્ઞોના પુસ્તકોમા મળી આવે છે એથી ગણિતિક પ્રગતિમા વેગ આવ્યો અને તેનો વિકાસ થયો

ગમે એવડી મોટી સખ્યા દર્શાવતા આકડા આજે આપણે સહેલાઇપૂર્વક લખી શકીએ છીએ કોઈપણ આકડાની જમણી બાજુએ લખતા હાથ થાકી જાય એટલા આકડા કે મીંડા મૂકો, અને ચોકસ સખ્યા દર્શાવતા આકડા બનાવી શકાશે જૂના કાળમા મિસરવાસીઓ કોઈ સખ્યા દર્શાવતો આકડો લખવા એ આકડો એટલીવાર લખી દર્શાવતા જેમકે, ૮૭૩૨ લખવુ હોય તો આઠવાર ૮ના આકડાની, સાતવાર ૭ના આકડાની, ત્રણવાર ૩ના આકડાની, બેવાર બેના આકડાની સજ્ઞા લખવી પડતી આ રીત અતિ કટાળા ભરેલી અને ક્લિષ્ટ પણ છે ત્યાર બાદ રોમનોએ સખ્યા દર્શાવવા કક્કાના અક્ષરનો

ઉપયોગ દાખલ કર્યો રોમનપદ્ધતિ પ્રમાણે ૧ને માટે I, ૧૦ને માટે X, ૧૦૦ને માટે C, ૫૦૦ માટે D અને ૧૦૦૦ માટે C એવી સજ્ઞાઓ વાપરવામા આવતી રોમન પદ્ધતિ પ્રમાણે ૮૭૩૨ લખવુ હોય તો, ૮ હજાર માટે MMMMMMMM, ૭સો માટે DCC, ત્રીસ માટે XXX અને બે માટે II, એટલે MMMMMMMMDCCXXXII એટલુ લખવુ પડે રોમન આકડા હજી પણ પુસ્તકોમા પ્રકરણની સખ્યા, ઘડિયાળના ડાયલ પર આકડા દર્શાવવા ઉપયોગમા લેવાય છે આધુનિક એકમ, દશક, સો, હજારનો ક્રમ સૂચવતી પદ્ધતિ પ્રમાણે આંકડાઓ વડે સખ્યા દર્શાવવાની દશાકપદ્ધતિ દાખલ કરવાનુ માન જૈન ગણિતિઓને જાય છે

ગણિતના ઇતિહાસકારોની ધ્યાન બહાર રહેલી એક બાબતનો ઉલ્લેખ અહીયા અસ્થાને નહિ ગણાય વૈદિક, બૌદ્ધ અને જૈન સાહિત્ય ઈ૦ સ૦ પૂર્વે ત્રીજા કે ચોથા સૈકાથી માડીને મધ્યયુગના કાળ સુધી સાતત્ય જાળવે છે—દરેક સૈકાનુ પ્રતિનિધિત્વ ધરાવતુ સાહિત્ય મળી આવ્યુ છે પણ ગણિતની બાબતમા એ સાતત્ય સચવાતુ નથી—મોટા ગાબડા પડેલા છે ઈ૦ સ૦ ૪૯૯મા રચાયેલ આર્યભટ્ટીયના પૂર્વેનુ એક પણ ગણિતિક પુસ્તકની પ્રત ભાગ્યે જ મળી આવે છે આમા એક અપવાદ છે વક્ષશાલી તરીકે ઓળખાતી તૂટક હસ્તપ્રતનો આ વક્ષશાલી પ્રત ઈ૦ સ૦ બીજા કે ત્રીજા સૈકામા લખાયેલ લાગે છે એ વખતે ગણિતના જ્ઞાન સબધી શી પરિસ્થિતિ હતી એ અગે વિગતવાર માહિતી તેમાથી મળતી નથી આર્યભટ્ટ બ્રહ્મગુપ્ત કે શ્રીધરના પુસ્તકોમા છે તેવુ ગણિતિક વિવરણ એમા નથી એમાથી માત્ર એટલુ મળે છે કે સખ્યા લખવા માટે આકડાની ગોઠવણપદ્ધતિ તે વખતે જાણીતી હતી આર્યભટ્ટીયમાથી મળતા ગણિતના સિદ્ધાતો ખૂબ આગળ વધેલા માલૂમ પડે છે આધુનિક અકગણિત—વ્યાજ, ત્રિરાશી, દ્વિઘાત(quadratic)સમીકરણોના નિરાકરણ (solution) માટે બીજગણિત, અનિશ્ચિત સમીકરણો (indeterminate equations)—આ બધા વિષયોનુ નિરૂપણ તેમા આવેલુ છે

ઈ૦ સ૦ ૧૯૧૨મા રગાચાર્યને ગણિતસાર સગ્રહની પ્રત મળી તેમણે તેનુ સશોધન કરી તેનુ પ્રકાશન કર્યું ત્યારથી વિદ્વાનોને લાગ્યુ કે જૈન ગણિતની પરપરા હોવી જોઈએ 'જૈન સ્કૂલ ઑફ મૅથેમૅટિક્સ' નામના લેખમાં (બુલેટિન કલકત્તા મેથ૦ સોસાયટી, ૧૯૨૯, ૨૧, ૧૧૫-૧૪૫) પ્રોફેસર બી૦ દત્તે જૈનોના સૂત્રોનો અભ્યાસ કરી જૈન ગણિત વિષે અને તે અગેના એ પુસ્તકોમાના અનેક સદર્ભો પ્રકાશમા આણ્યા આમાથી કેટલાય જૈન ગણિતજ્ઞોએ લખેલા ગણિતના પુસ્તકો અદ્યાપિ પ્રાપ્ય નથી જૈન ભડારોમા સગ્રહાયેલી હસ્તપ્રતોને તપાસી ગણિતને લગતા જૈનોએ લખેલા પુસ્તકો પ્રકાશમા આણવાનો સમય પાકી ગયો છે 'સર્વ વિજ્ઞાનોનુ ઉદ્‌ગમ સ્થાન ગ્રીસ કે રોમ છે' એ પશ્ચિમી વિદ્વાનોએ પ્રચલિત કરેલ સિદ્ધાત હવે લાબો વખત ટકી શકે એમ નથી

ઈ૦ સ૦ પૂર્વે ૨૭૮મા મૃત્યુ પામેલ ભદ્રબાહુ (૧) સૂર્યપ્રજ્ઞપ્તિની ટીકા અને (૨) ભદ્રબાહવી સહિતાના લેખક હતા સિદ્ધસેનનુ નામ જૈન ખગોળવિદોમા જાણીતુ છે અર્ધમાગધી અને પ્રાકૃત સાહિત્યમા ગણિત અગે તેમના કાર્યના ઉલ્લેખો વારવાર મળી આવે છે શ્વેતાબરોના કર્મગ્રથ જેવો દિગબરોનો ગ્રથ ષટ્‌ખડાગમ છે તેની ટીકા વીરસેને નવમા સૈકામા પ્રારભના વર્ષોમા લખી હતી આ ટીકાગ્રથ ધવલા નામે સુવિદિત છે વીરસેન એક દાર્શનિક હતા તેમને ગણિતશાસ્ત્રી કહી ન શકાય એટલે ધવલામા આપેલી ગણિતિક બાબતો અગાઉ થઈ ગયેલા ગણિતજ્ઞોના આધારે અપાયેલ હોવી જોઈએ ધવલામા આપેલ ગણિત ઈ૦ સ૦ ૨૦૦–૬૦૦ની આસપાસના સમયનુ છે એમ ગણિતના વિદ્વાનોનો અભિપ્રાય છે, એટલે ભારતીય ગણિતના અધારયુગ અગે તે માહિતી પૂરી પાડે છે ધવલાની ગણિતિક સામગ્રી ઈ૦ સ૦ ૫૦૦ના જમાનાની પહેલાની છે એવુ તેનો વિગતવાર અભ્યાસ કરીને વિદ્વાનોએ

પુરવાર કરી બતાવ્યુ છે ધવલામા વર્ણવેલ ગણિતની ઘણી રીતો અન્ય કોઈ ગણિતિક ગ્રથમા મળતી નથી ધવલાનુ ગણિત આર્યભટ્ટીય અને પછીના ગ્રથોમા છે તેટલુ સસ્કૃત થયેલુ નથી

આપણી સખ્યા પદ્ધતિ સ્થાનમૂલ્યના સિદ્ધાંત પર રચાયેલ છે આ પદ્ધતિના બે ફાયદા છે એક તો ગમે તેટલી મોટી રકમ આપણે દશ આકડા(સકેતો)ની મદદથી લખી શકીએ છીએ, બીજુ એનાથી સરવાળા–બાદબાકીના નિયમો અતિ સરળ થઈ ગયા છે ધવલાના લેખક દશાક પદ્ધતિ, સ્થાનમૂલ્ય પદ્ધતિ (place value system of notation) થી પૂરેપૂરા વાકેફગાર છે એવો પુરાવો પુસ્તકમા બધેય મળી આવે છે દાખલા તરીકે, મોટા આકડાવાળી સખ્યા લખવાની નીચે આપેલી ત્રણ રીતો તેમાથી મળી આવે છે

(૧) ૭૯૯૯૯૯૯૮ જેવી સખ્યાની રકમ લખવા શરૂઆતમા ૭, છેડે ૮ અને વચમા ૬ નવડા મૂકીને એ સખ્યા દર્શાવાઈ છે આ રીત જૈન સાહિસમા બધેય અને ગણિતસારસગ્રહમા કેટલીક જગ્યાએ માલમ પડે છે, અને સ્થાન–મૂલ્ય–અકન્યાસ પદ્ધતિ સાથે પરિચય દર્શાવે છે

(૨) ૪૬૬૬૬૬૬૪ના આકડાને ૬૪, ૬૦૦, ૬૬ હજાર, ૬૬ લાખ અને ૪ કોટિ (કરોડ) એમ લખવામા આવ્યો છે આ રીતમા નાની સખ્યા પ્રથમ મૂકી છે, જે સસ્કૃત સાહિત્યમા પ્રચલિત પ્રણાલી મુજબ છે જેમકે, ૧૯ માટે એકોનવિંશતિ, ૧૨ માટે દ્વાદશ અકન્યાસનો સ્કેલ ૧૦૦ છે—નહિ કે દશ પ્રાકૃત અને પાલી સાહિત્યમા ૧૦૦નો આક સ્કેલ તરીકે સામાન્ય રીતે વપરાયો છે

(૩) ૨૨૭૯૯૪૯૮ને ૨ કોટિ (કરોડ), ૨૭ લાખ, ૯૯ હજાર, ૪૦૦ને ૯૮ તરીકે દર્શાવાયો છે આધુનિક પ્રચલિત રીત અનુસાર મોટામાં મોટો મૂલ્યાક પ્રથમ મૂકવામા આવ્યો છે

જૈન ગ્રથોમા જીવરાશિ, દ્રવ્યપ્રમાણ વગેરેની ચર્ચામા મોટી સખ્યા દર્શાવતા આકડાઓ વારવાર મળી આવે છે એ સુવિદિત છે કર્મગ્રથમા (અને દિગબરોના ષટ્ખડાગમ અને તેની ટીકા ધવલામા પણ) મોટી મોટી સખ્યા દર્શાવતા આકડાઓ મળી આવે છે કોટિ–કોટિ–કોટિ અને કોટિ–કોટિ–કોટિ–કોટિ આત્માઓની સખ્યા આ પુસ્તકમા નોંધાયેલ છે સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારની મૂળભૂત રીતો, વર્ગમૂળ, ઘનમૂળ વગેરે બાબતોનો ઉલ્લેખ મળી આવે છે

આધુનિક ગણિતમા લોગેરિથમે (લઘુગણક) મહત્તાપૂર્ણ સ્થાન પ્રાપ્ત કર્યું છે આ અગે ધવલામા આપેલી નીચેની કેટલીક મુદ્દાની બાબતો લઈએ

(૧) સખ્યાનો અર્ધચ્છેદ એટલે જેટલી વાર તેને અર્ધ કરી શકાય તે સખ્યાની બરાબર આ રીતે $2^m$નો અર્ધચ્છેદ $= m$ અર્ધચ્છેદને ટૂકામા Ac વડે દર્શાવીએ તો, આધુનિક પરિભાષામા કોઈ સખ્યા–(x)નો અર્ધચ્છેદ $Ac\ x = \log x$, જેમા લોગેરિથમ બેના પાયે (બેઇઝમા) છે

(૨) ત્રિકચ્છેદ કોઈ પણ સખ્યાનો ત્રિકચ્છેદ તેને ૩ વડે જેટલીવાર ભાગી શકાય તેની બરાબર ત્રિકચ્છેદ માટે Tc સખ્યા લઈએ તો—

કોઈ પણ સખ્યા x નો ત્રિકચ્છેદ $= Tc\ x = \log_3 x$, જેમા લોગેરિથમ ૩ના બેઇઝમા છે

(૩) વર્ગસલાકા · કોઈ સખ્યાની વર્ગસલાકા એટલે તે સખ્યાના અર્ધચ્છેદનો અર્ધચ્છેદ

કોઈ સખ્યા x ની વર્ગસલાકા (Vs) એટલે—

$Vs = Ac\ Ac\ x = \log \log x$, જેમા લોગેરિથમ બેના બેઇઝમા છે

(૪) ચતુર્થચ્છેદ  ચાર વડે જેટલીવાર ભાગી શકાય તેની બરાબર

કોઈ સખ્યા (x) નો ચતુર્થચ્છેદ (Cc) $= Cc\ x$
$= \log_4 x$ (જેમા લૉગૅરિથમ ૪ના બેઇઝમા છે)

લૉગૅરિથમ અગે ધવલામા નીચેના પરિણામો તારવવામા આવ્યા છે

(૧) $\text{Log}\ (m/n) = \log m - \log n$

(૨) $\text{Log}\ (m\,n) = \log m + \log n$

(૩) $\text{Log}_2\, m = m$

(૪) $\text{Log}\ (x^x)^2 = 2\ x \log x$

(૫) $\log \log\ (x^x)^2 = \log\ (2\ x \log x)$
$= \log x + \log 2 + \log \log x$ પણ $\log 2 = 1$
$= \log x + 1 + \log \log x$

(૬) $\log\ (x^x)\, x^x = x^x \log x^x$

આ બતાવી આપે છે કે એ જમાનામા જૈન ગણિતજ્ઞો આધુનિક ઘાતના નિયમો અને લૉગૅરિથમના સિદ્ધાતોથી પરિચિત હોવા જોઈએ

હવે બીજી કેટલીક બાબતોનો ટૂકામા નિર્દેશ કરીએ  અપૂર્ણાંક અગે પણ પુષ્કળ માહિતી મળી આવે છે આ માહિતી કોઈ પણ અન્ય ગણિત-પુસ્તકમાથી મળતી નથી  ત્રિરાશિ અગે પણ ઉલ્લેખો છે આ અગે ફળ, ઇચ્છા અને પ્રમાણ એવા પારિભાષિક શબ્દોનો વપરાશ કરવામા આવ્યો છે

પ્રાચીન સાહિત્યમા અનત (infinite) શબ્દ અનેકવિધ અર્થોમા વાપરવામા આવ્યો છે  એની યોગ્ય વ્યાખ્યા અને અનતતાનો ખ્યાલ પાછળથી દાખલ થયો  મોટા આકડાવાળી રકમ વાપરનાગઓએ અથવા તો પોતાના દર્શનમા આવા આકડા વાપરવા ટેવાયેલાઓએ એની વ્યાખ્યા ઉપજાવવા પ્રયાસ કર્યો હશે  અનત શબ્દની સાથે સકળાયેલ અનેકવિધ ખ્યાલોનુ વર્ગીકરણ કરવામા ભારતના જૈન દાર્શનિકો સફળ થયા અને પરિણામે તેની વ્યાખ્યા તેઓએ ઉપજાવી  આ વર્ગીકરણ અનુસાર અનતતાના અગિયાર પ્રકાર છે

(૧) નામાનન્ત (૨) સ્થાપનાનન્ત (૩) દ્રવ્યાનન્ત (૪) ગણનાનન્ત (સાખ્યિક અનત) (૫) અપ્રદેશિકાનન્ત (૬) એકાનન્ત (૭) ઉભયાનન્ત (૮) વિસ્તારાનન્ત (૯) સર્વાનન્ત (૧૦) ભાવનાનન્ત (૧૧) શાશ્વતાનન્ત (અવિનાશી)  આ વર્ગીકરણ સર્વગ્રાહી છે અને જૈન સાહિત્યમા જે અર્થોમા અનત શબ્દ વપરાયો છે તે બધાનો તેમા સમાવેશ થાય છે

જૈન સાહિત્યમા સખ્યાત (numerable), અસખ્યાત (innumerable) અને અનત (infinite) સખ્યા પ્રારભથી જ વાપરવામા આવી છે

યુરોપમા આર્કિમિડીસે સમુદ્રકાઠે રેતીના કણોની સખ્યા નક્કી કરવા પ્રયત્ન કર્યો  ગ્રીક તત્ત્વવેત્તાઓએ અનત અને મર્યાદા અગે અનેક કલ્પનાઓ રજૂ કરી  મોટી સખ્યા દર્શાવવા અનુકૂળ સજ્ઞાઓની તેઓને ખબર નહોતી—તેનુ જ્ઞાન નહોતુ  ભારતમા વૈદિક, જૈન અને બુદ્ધ દાર્શનિકોએ આ અગે યોગ્ય સજ્ઞાદર્શકો ઉપજાવ્યા  ખાસ કરીને જૈનોએ વિશ્વમા જીવસખ્યા, સમય, સ્થળ વગેરે અગે ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો

મોટા આંકડા દર્શાવવા નીચે આપેલ ત્રણ રીતો ઉપયોગમા લેવાતી :

(૧) સ્થાન-મૂલ્ય પરિભાષા દશનુ ધોરણ વાપરીને $૧૦^{૧૪૦}$ જેવા મોટા આકડાઓ દર્શાવવા $૧૦^{૨}$નુ ધોરણ યોજવામા આવ્યુ હતુ

(૨) ઘાતના નિયમો (વર્ગ-સવર્ગ) મોટી સખ્યાઓ ટૂકામા દર્શાવવા ઉપયોગમા લેવામા આવતા દાખલા તરીકે,

$$(૨)^{૨} = ૪ \qquad (૨^{૨})^{૨^{૨}} = ૪^{૪} = ૨૫૬$$

$$\left((૨^{૨})^{૨^{૨}}\right)^{(૨^{૨})^{૨^{૨}}} = ૨૫૬^{૨૫૬}$$ આને ૨ નો તૃતીય વર્ગીત-સવર્ગીત કહેવાયો છે

આ સખ્યા વિશ્વમા પ્રોટોન અને ઇલેક્ટ્રોનની સખ્યા કરતા પણ વધારે છે.

(૩) લોગેરિથમ (અર્ધચ્છેદ) યા લોગેરિથમનો લોગેરિથમ (અર્ધચ્છેદ સલાકા) મોટા આકડાના લોગેરિથમની ક્રિયા દ્વારા નાનો દર્શાવવા વાપરવામા આવતો જેમકે,

$\log_2 2^2 = 2$
$\log_2 \log_2 256^{256} = 11$
$\log_2 \log_2 4^4 = 3$

આ ત્રણ રીતોમાથી એક યા બીજીનો ઉપયોગ આપણે આજે કરીએ છીએ દશાક પદ્ધતિ આખી દુનિયામા સામાન્ય થઈ પડી છે મોટા આકડાવાળી સખ્યાની ગણતરી કરવા લોગેરિથમનો ઉપયોગ આજે સામાન્ય રીતે થાય છે ઘાતના નિયમોનો ઉપયોગ આધુનિક ભૌતિક વિજ્ઞાનમા સામાન્ય બની ગયો છે વિશ્વમા પ્રોટોનની સખ્યાની ગણતરી કરીને આકડો $૧૩૬\text{-}૨^{૨૫૬}$ વડે દર્શાવાય છે આ બધી આધુનિક રીતોના સિદ્ધાતો જૈનોને જાણીતા હતા, કારણકે તેમનો ઉપયોગ થયેલો છે, એટલે સાતમા સૈકા પહેલા ભારતમા આ રીતો જાણીતી હશે એમ ફલિત થાય છે, અને એમા જૈન ગણિતનો ફાળો મહત્તાપૂર્ણ છે

અનતતાના અનેક પ્રકારો અસ્તિત્વમા છે એમ જ્યૉર્જ કેન્ટોરે ઓગણીસમી સદીના મધ્યમા દર્શાવ્યુ Transfinite number(સાત-અતીત સખ્યા)નો સિદ્ધાત તેણે રજૂ કર્યો અનત રાશિઓ-(aggregates)ના પ્રદેશોમા કેન્ટોરના સશોધને ગણિતને મજબૂત પાયો પૂરો પાડ્યો, સશોધન માટે એક પ્રબળ હથિયાર આપ્યુ અને ગણિતના અતિ ગહન (abstruse) વિચારોને ચોકસાઈપૂર્વક અભિવ્યક્ત કરવાની ભાષા પૂરી પાડી આ આકડાઓનું કલન (calculus) હજી વિકાસ પામ્યુ નથી એટલે આવી સખ્યાઓને ગણિતિક વિશ્લેષણમા અસરકારક રીતે ઉપયોગમા લઈ શકાતી નથી મૂળભૂત (cardinal) સખ્યા c ના વર્ગીત-સવર્ગીત $c^c$નો ખ્યાલ અનત મૂળભૂત નબરોનો સિદ્ધાત ઉપજાવવા માટે જૈનોનો પ્રાથમિક પ્રયાસ છે જૈન સાહિત્યમા ઉત્કૃષ્ટ-અસખ્યાતનો વિચાર અનતતાની નજીક આવે છે ગણિતના વિકાસમા આવો પ્રયત્ન શરૂઆતમા નિષ્ફળ જ નીવડવાનો છતા જૈન ગણિતીઓએ એ પ્રયત્ન કર્યો એ જ અદ્ભુત છે એમા જ જૈન ગણિતની મહત્તા સમાયેલી છે

જૈનોના ભૂમિતિક જ્ઞાન વિષે બે બાબતોનો ટૂકો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય ભગવતી સૂત્ર (સૂત્ર-૭૨૬-૭૨૭)મા એકનો ઉલ્લેખ માલૂમ પડે છે જાતજાતના ભૂમિતિક આકારો બનાવવા જરૂરી પ્રદેશો-

-

(pradeshas) ની લઘુતમ સખ્યાનુ તેમા વિવરણ છે બીજી બાબત જબુદ્વીપ પ્રજ્ઞપ્તિમા મેરુપર્વતના જુદા જુદા સ્તરો અગે સવિસ્તર ચર્ચા કરવામા આવી છે

π (પાઈ)ની કિંમત કાઢવા જૂના કાળથી પાશ્ચાત્યોએ પ્રયત્નો કરેલા એમ ગણિતની તવારીખમાથી મળી આવે છે π (પાઈ)ની કિમત અગે જૈનોના સૂત્રોમા* નીચેના ત્રણ સ્પષ્ટ આકડાઓ નોંધાયેલા મળી આવે છે

(૧) $\sqrt{10}$, (૨) ત્રણ કરતા જરાક વધારે ત્રિગુણ સવિશેષમ્ અને (૩) ૩ ૧૬ ભગવતી સૂત્રમા (સૂત્ર ૯૧), જીવાજીવાભિગમસૂત્રમા (સૂત્ર ૮૨ અને ૧૦૯), જબુદ્વીપપ્રજ્ઞપ્તિમા (સૂત્ર ૩), તત્ત્વાર્થાધિગમસૂત્રભાષ્યમા (૩ ૧૧) અને બીજા કેટલાક ગ્રથોમા પ્રથમ કિમત($\sqrt{10}$)નો નિર્દેશ માલમ પડે છે

ઉત્તરાધ્યયન સૂત્રમા (૩૬, ૫૯) πની બીજી કિંમત માલૂમ પડે છે

ત્રીજી કિંમત જીવાજીવાભિગમસૂત્રમા (સૂત્ર ૧૧૨) સૂચવાઈ છે એમ નોંધવામા આવ્યુ છે કે વર્તુલના વ્યાસ(diameter)મા ૧૦૦નો વધારો થતા તેનો પરિધ (Circumference) ૩૧૬ જેટલો વધે છે વર્તુળનો પરિધ તેના વ્યાસ પ્રમાણે ફરે છે એ બાબતથી જૈનો અભિજ્ઞ હોવા જોઈએ એમ અનુમાન થાય છે દિગબરોના ગ્રથોમા π = ૧૯/૬ એમ સમીકરણ આપ્યુ છે

જૈનોનો ગણિતના વિકાસમા ફાળો એ વિષય ખૂબ સશોધન માગે છે આપણા અપ્રગટ જૂના ગ્રથોનુ સશોધન કરી વિશેષ પુરાવો ભેગો કરવાની આવશ્યકતા છે અત્યારસુધી સાગ એવા પ્રયત્નો થયા છે પરતુ વિશેષ વ્યવસ્થિત સવિસ્તર સશોધન ઇચ્છનીય છે—આપણા જૂના ભડારોમા પડેલી હસ્તપ્રતો અને ગ્રથો તપાસીને

---

* જૈનતરોએ (હિંદુઓએ) πની કિંમત કાઢેલી છે આ માટે જુઓ ડૉ૦ દત્તનો લેખ (જર્નલ ઑફ એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલ, વૉલ્યૂમ ૨૨, ૨૫–૪૨ (૧૯૨૬))



# હઠીસિંહનું દહેરું

રવિશકર મ૦ રાવળ

ગુર્જર નરેશ મહારાજાધિરાજ કુમારપાળના સમયમા જૈન ધર્મનો પ્રભાવ ગુજરાતમા વિસ્તાર્યો ત્યારથી જ્યારે જ્યારે ગુર્જર ધનિકોને તક મળી ત્યારે ત્યારે તેમણે પોતાના ઇષ્ટદેવના મહાન તીર્થધામોના સર્જન માટે અખૂટ દ્રવ્ય વાપરવામા જે ઉદારતા દાખવી છે તે ઇતિહાસપ્રસિદ્ધ બની છે કુભારિયા, આબુ, શત્રુજય અને રાણકપુરના દેવમન્દિરો તેની પૂર્ણ પ્રતીતિ આપે છે

આ પરપરાએ અમદાવાદમા પણ જૈન મદિરોથી નગરને શોભા અને પ્રસિદ્ધિ મળ્યા છે ગુજરાતી મુસ્લિમ સુલતાનોએ અમદાવાદ વસાવ્યુ એટલે તેમના મકાનો અને મસ્જિદ તથા મકરબા ઉત્તમ જ હોય તેમના રાજદ્વારે જૈન શેઠિયાઓને સારુ સન્માન મળતુ તેનો લાભ લઈ તેમણે પણ સારામા સારા મદિરો બધાવી કીર્તિ પ્રાપ્ત કરી છે અમદાવાદ અસલથી જૈન નગરી છે શાહજહાના વખતમા ઝવેરી શાતિદાસે બાવન જીનાલયોવાળુ ચિંતામણિનુ દહેરુ બધાવેલુ પણ ઔરગઝેબની સુબાગીરી વખતે તે અપવિત્ર થયુ હતુ અને કેટલાક સમય સુધી જૈનોની પ્રતિષ્ઠા પામેલી પ્રતિમાઓ ભોંયરામા રાખવી પડી હતી

આવુ ઘણો કાળ ચાલ્યા પછી ઓગણસમી સદીના અધવચમા પહેલાના રાજ્યની અસ્થિરતા અને ભય જતા રહ્યા હતા અને ખાસ કરી અગ્રેજી રાજ્યમા લોકોને શાતિ મળી એ શાતિમા અમદાવાદના લોકોનો ભાગી પડેલો વેપાર ધીમેધીમે સુધર્યો, જામ્યો અને વિસ્તર્યો એટલે જૈનોનો મદિરો બાધવાનો રસ પણ જાગ્રત થયો અને ઓગણસમી સદીના મધ્યમા શેઠ હઠીસિંહનુ મોટુ દેવાલય દિલ્લી દરવાજા બહાર બધાયુ શાતિદાસ શેઠના ચિંતામણિ મદિરનો નાશ થયા પછી એવુ મોટુ મદિર આ જ હતુ મોગલાઈ પછીની અધાધૂધીમા મૂઝાયેલા મુલકમા બીજા કોઈ પ્રાતમા એ સમયે આવી ઉત્તમ કારીગરીવાળુ મદિર ભાગ્યે જ થયુ હશે એમ કહેવુ વધુ પડતુ નહિ ગણાય

અમદાવાદના દિલ્લી દરવાજા બહાર આવેલુ આ સુદર મદિર જ્યાં સુધી રહેશે ત્યા સુધી હઠીભાઈ શેઠને અમદાવાદમા કોઈ નહિ ભૂલે

એમનો જન્મ ઓશવાળ વણિક જ્ઞાતિમા વિ૦ સ૦ ૧૮૫૨મા થયો હતો એમના પિતા કેશરીસિંહ રેશમ અને કિરમજનો વેપાર કરતા તેમણે એ સમયે જરૂર પડે એટલુ ભણતર હઠીભાઈ ને કરાવ્યુ હતુ હઠીસિંહને નાના મૂકી તે ગુજરી ગયા એટલે પેઢીનો વહીવટ એમના કાકાના દીકરા મોહકમચદ ચલાવતા તેમની પાસેથી હઠીસિંહે વેપારવહીવટ અને પરદેશની આડતો બાબત ખૂબ અનુભવ મેળવ્યો

હઠીસિંહનો વેપાર ચીન અફીણ ચડાવવાનો હતો અને તેમા ઘણીવાર મોટા સોદા પણ કરતા હજાર બે હજાર પેટીથી ઓછો સોદો તેઓ કરતા નહિ પણ એ વખતે હમણાના કેટલાક વેપારીઓની જેમ કોઈ સાથે દગો રમતા નહિ અને સબધમા આવેલા વેપારીઓની આટ જાળવતા દાન આપવામા વર્ણ કે જાતનો ભેદ રાખતા નહિ એમની ઉદારતાને લીધે એમના મૃત્યુ પછી પણ ગરીબ લોકો તેમને સભારતા

શેઠ હીમાભાઈ અને શેઠ મગનભાઈની સાથે પચતીર્થની સઘ લઈ તે જાત્રાએ નીકળ્યા હતા પણ રસ્તામા રોગ ચાલ્યાની ખબર મળતા પાછા આવ્યા

વિ૦ સ૦ ૧૯૪૧(ઈ૦ ૧૮૪૮)ના મહા મહિનામા એમણે દિલ્લી દરવાજા બહાર મોટા મદિરનુ ખાતમુહૂર્ત કર્યું એ મદિર પૂરુ થાય તે પહેલા તેમના માતુશ્રી સૂરજબાઈ માદા પડ્યા એમની આખર અવસ્થા હતી તેવામા હઠીસિંહને હોઠે એક ફોલ્લી થઈ તે ઝેરી થઈ વકરી તેમા તેઓ ચાર દિવસની માદગીબાદ, વિ૦ સ૦ ૧૯૪૧ના શ્રાવણ શુદ ૫ને શુક્રવારે મરણ પામ્યા તેમના મરણ પછી એક મહિને તેમના માતુશ્રી સૂરજબાઈ ગુજરી ગયા

હઠીભાઈ નગરશેઠ હીમાભાઈની પુત્રી રુક્ષ્મણીને પરણ્યા હતા પણ તેમની આખે અધાપો આવ્યો એટલે હીમાભાઈની બીજી પુત્રી પ્રસન્ન સાથે લગ્ન કર્યાં પણ તે અકાળે ગુજરી ગયા એટલે ઘોઘાના એક વણિકના પુત્રી હરકુવર સાથે તેમનુ ત્રીજીવાર લગ્ન થયુ

આ હરકોર શેઠાણીનુ નામ અમદાવાદમા આજ સુધી પ્રસિદ્ધ છે એમના પગલા થયા પછી શેઠની સમૃદ્ધિ બહુ વધી તે ભણેલા, વ્યવહારદક્ષ, ચતુર અને ધર્મપ્રભાવનાવાળા ગુર્જર નારીરત્ન હતા નામાકિત પતિની ઇચ્છા પ્રમાણે તેમણે મદિરનુ અધૂરુ કામ પૂરુ કરાવ્યુ પેઢી અને મદિરનુ કામ સભાળવા તે જાતે પેઢી પર જતા અને મુનીમો તથા ગુમાસ્તાઓને દોરવણી આપતા શેઠ હઠીસિંહને પુત્ર નહોતો તેથી તેમણે બને પત્નીઓને પિતરાઈભાઈ દોલતભાઈના બે દીકરા દત્તક લેવરાવ્યા હતા પણ એમની અલૌકિક કીર્તિ આ હઠીમદિરથી જ જળવાઈ છે

મદિરની પ્રતિષ્ઠા કરાવતી વખતે કકોત્રીઓ કાઢી અનેક સઘ આવ્યા લગભગ લાખ માણસ ભેગુ થયુ હતુ દિલ્લી દરવાજાથી શાહીબાગના મહેલ સુધી લોકોએ પડાવ નાખ્યો હતો અને સ૦ ૧૯૦૩ના મહા વદ ૧૧ ને દિવસે ચૌદ ઘડી ને પાચ પળે શ્રી સાગરગચ્છના ભટ્ટારક શ્રી શાતિસાગરજીના હસ્તે ૧૫મા તીર્થંકર શ્રીધર્મનાથ ભગવાન વગેરે જિનપ્રતિમાઓની અજનશલાકાથી પ્રતિષ્ઠા થઈ

અમદાવાદનુ આ શ્રેષ્ઠ દેવાલય છે ગઈ સદીના પૂર્વભાગમા એ બધાયુ છે પ્રાચીન રીત પ્રમાણે મદિરો બાધનારા શિલ્પીઓના પરિવાર હજુ હયાત છે તે આ મદિરથી સિદ્ધ થાય છે શિલ્પી પ્રેમચદ સલાટે એની રચના કરી છે તે બધાયુ ત્યારે શિખરબધ દેરીઓના કોટ વચ્ચે ઘેરાયેલુ સમગ્ર નિર્માણ, ચારે પાસની હરિયાળી વચ્ચે, ખરેખર કોઈ દેવનિવાસ સમુ લાગતું હશે

પાછળથી નજીકમા યુરોપિયન ઢબનો એક બગલો અને ફરતા મોટા કોટનો દરવાજો, ગ્રીક સ્વરૂપના કોરિંથિયન થાભલાઓ અને રોમન ઢબની કમાનનો દરવાજો કોઈ પરદેશીને વિમાસણ કરાવી દે કે પ્રાચીન બાધણીના દેવાલય આસપાસ આવુ યાવની સ્વરૂપ નિર્માણ કરનારાનો હેતુ શો હશે

પરતુ અદર પ્રવેશ કરતા જ મદિરનો દર્શનભાગ જોતાની સાથે સ્થાપત્યરચનાની સપ્રમાણ એકરૂપતાથી પ્રભાવિત બની કોઈ પણ જોનારથી આનદના ઉદ્ગાર કાઢ્યા વિના રહેવાતુ નથી મદિરના બલાનક અથવા પ્રવેશદ્વારના નકશીથી ભરપૂર સ્તભો ઉપર એવી જ શોભાયમાન માળવાળી ડેલીની રચના છે તેની બે બાજુ મિનારા જેવા બેઠા ઘાટના તોડા છે, જે મુસ્લિમ અસર બતાવે છે

ડેલી કે દોઢીથી અદર જતા જ વિશાળ ચોક વચ્ચે મદિર નજરે પડે છે તેની ફરતી કોટની જેમ ગોઠવાયેલી દેરીઓ આબુના મદિરની યાદ આપે છે એ બધી સાથે ચોકમા બાવન જિનાલયો છે સત્તર દેરીઓ દરેક બાજુ પર છે નવ દેરીઓ પાછળના ભાગમા અને પ્રવેશદ્વારની બે બાજુ ચારચાર મળી આઠ છે તે અને મુખ્ય મદિર મળી જિનાલયોની સખ્યા બાવન થાય છે મદિરનો રગમંડપ પછીનો ગૂઢ મડપ અને છેવટનો ગભારો (ગર્ભમદિર) બધુ જ કામ દેશી ખારા પથ્થર(સૅંડ સ્ટોન)મા કરેલુ છે બને બાજુ ચોકમા જવાના પગથિયા છે ગૂઢમડપની બેઉ બાજુના પગથિયાની ચોકી ઉપર આ મદિરની બાધણીને નાગરશૈલીનુ સ્વરૂપ ગણવામા આવે છે

બર્ગેસ અને ફર્ગ્યુસન જેવા પ્રકાન્ડ સ્થાપત્યપડિતો આ મદિરની રચનામા ઉતારેલી સબધપરપર અને એકરૂપતા ઉપર વારી ગયા છે બીજે કોઈ ઠેકાણે અહીંની પેઠે દરેક રચના હેતુસારી અને મુગ્ધકર બનેલી જોવામા આવતી નથી અનેકવિધ નકશીકામ, પ્રમાણો અને ખડોને સમગ્રતા આપી મુખ્ય કેન્દ્ર તરફ મનને એકાગ્ર કરાવનારી વિરલ શક્તિ અહીં પ્રકટ થતી દેખાય છે અદરથી નજર ફેરવો, કે બહાર ચોકમા જઈ કોઈ ખૂણેથી નિરીક્ષણ કરો તો અનેક પ્રકારની વિવિધતાઓ જોતા છતા આપણને ગૂચવણ કે મથામણ લાગતી નથી દરેક રચના કે ગોઠવણ તેનો હેતુ સભાળી આનદપ્રદ બની રહે છે

ફર્ગ્યુસને કહ્યુ છે "હિન્દુસ્થાનમા જૈન સ્થાપત્ય ટોચે પહોંચ્યુ હતુ અને મુસલમાન સમયમા કેટલાક મિશ્રણોથી એ વધારે શુદ્ધ બન્યુ મુસલમાની સમયમા પણ જૈન મદિરો બધાયા તેમા આ મદિરની રચના સપૂર્ણ દેખાય છે"

આ મદિરની બાધણી આટલી ઉત્તમ છતા એમા માનવઆકૃતિઓનુ રૂપવિધાન પહેલા દરજ્જાનુ ન ગણી શકાય પાચપાચ સદીઓથી આપણા શિલ્પીઓને મુસ્લિમ આદર્શોના કારણે રૂપકામથી વિમુખ રહેવુ પડયુ હતુ તેથી આકારમા ઉપજેલી સદિગ્ધતા અને નિશ્ચેતનતા બહાર પડી આવે છે

રગમડપના આઠે થાભલા પર દેવાગના કે પૂતળીઓ છે તેમા આ વાત સ્પષ્ટ થાય છે થાભલાઓને ચોરસની અઠાસમા લાવી ગોળ ઘુમ્મટ કરવાની રીત સોલકી યુગની છે ઘુમ્મટના અદરના ટોચને વિતાન કહે છે વિતાનમા નકશીદાર કદોરા હોય છે, અને ઠેઠ ઉપર જતા સાકડા બિંદુમાથી પદ્મશીલાનુ કમળ, ઝુમર જેવુ શોભે છે

રગમડપની ભોં ઉપર મધ્યમા જ આગ્રાના જેવુ રગીન પથ્થરોનુ જડતરકામથી બનાવેલુ કમળચક્ર છે તેથી શોભા ઘણી વધી જાય છે સામે ગૂઢમદિરના એક જ મોટા પચશાખાવાળા નકશીદાર દ્વારની બે બાજુ જમીન પર બે બાજુ ઘૂમટીઓ છે આ ઘૂમટીઓ નીચેના ભોયગાની મૂર્તિઓની આસાતના કે અપરાધ ન થાય તે માટે રાખી છે સ્થાપત્યનો દોષ વહોરીને પણ તેને શોભા તરીકે જગ્યા કરી આપેલી છે

ગૂઢમડપમા સ્તભો નથી પ્રવેશદ્વાર ઉપરાત બે બાજુથી ચોકમા જવાના મોટા બારણા જ છે, તેથી ત્યા પ્રકાશ ઓછો છે પરતુ સન્મુખ ગર્ભમદિરના ત્રણ દ્વારો તરફ જોતા ધ્યાનસ્થ પ્રતિમાઓમા એકાગ્ર થવા બીજુ અધારુ મદદરૂપ બને છે

ગૂઢમદિરના પ્રતિમાદ્વારોને સુદર મુલાયમ આકૃતિઓવાળી પિત્તળની જાળીઓ છે મુસ્લિમ કાળમા ઉદય પામેલી નકશીના એ સુદર નમૂના છે ગૂઢમડપની ઉપર માળ છે તેથી તેનો ઘુમ્મટ ઘણો ઊચો ગયો છે પણ મડપની બાજુના ખૂણાથી ઉપર જવાના દાદર મૂકેલા છે તે દ્વારા ઉપરના માળે તેમ જ ધાબા ઉપર જઈ શકાય છે

મડપના માળે ફરતી ગોળ અટારી છે તેમાથી નીચેનો ભાગ જોવાય છે; તેમ જ ઘુમ્મટ ત્યાથી નજીક હોઈ તે પરની કેટલીક સુદર પૂતળીઓ નીરખવાની સગવડ મળે છે

અટારીમાથી બહારના ધાબા પર જતા બે બાજુના વિમાનગૃહોના છજા ઉપરના સામરણ (કે સવરણ) અથવા બેઠા શિખરો અને તેની ઉપરની કારીગરી નજીકથી જોવાથી મન બહુ તૃપ્તિ પામે છે ત્યા કરેલી હાથી અને મનુષ્ય આકૃતિઓ કોઈ સમર્થ કારીગરના હાથની પ્રાણવાન કૃતિઓ છે તે સાથે વિમાનની ભીંતો પરની કોતરેલી પથ્થરની જાળીઓની નકશી વિવિધતા સાથે સુકુમાર શોભાભરી છે જરૂખાને રાજસ્થાની અસરવાળી કમળપત્તિના શિરોહી ધાટીની થાભલીઓ અને કમાનો છે

ખરુ કહીએ તો સમગ્ર મદિરની રચનામા આ વિમાનમેડીઓ અને પ્રવેશનુ બલાનક અથવા મેડીબધ દોઢી અન્ય જિનમદિરોમા જોવા નથી મળતા એવી એ બેનમૂન સુદર રચના છે

મદિરના ઘુમ્મટો પરની રચનાઓ(સવરણ)નો સારો પરિચય પણ અહીં મળે છે નૃત્યમડપનો ઘુમ્મટ મુસ્લિમ અસરનો ગોળ ગુબજ છે પણ તેના કલશ આગળથી પાખડીઓ પાડી તાજમહેલની જેમ તેના કઠની પાખડીઓમા મેળવી દીધી છે

ગૂઢમડપનુ સામરણ (સવરણ) અનેક કલશોનો બનેલો પ્રાચીન પ્રણાલીનો મેરુ(પિરામિડ)ઘાટ છે તેની ભૂમિતિ વ્યવસ્થા અને ચોકસાઈ જોઈ છક્ક થઈ જવાય છે દરેક કામમા ગણિત અને માપ સમજનાર શિલ્પીઓની સખ્યા કેટલી હશે તેની કલ્પના કરવી રહી ગૂઢમડપનો મોટો ગુબજ અદરથી ૨૪ ફૂટના પરિઘનો છતા મુખ્ય પ્રતિમાના ગર્ભમદિરોના પણ શિખરો તેનાથી વધારે ઊંચાઈ પર લીધા છે આથી દ્વાર આગળના પગથિયાથી એક રેખા ત્યા સુધી લબાવીએ તો બીજી બધી રચનાઓ અનુક્રમે ઢાળમા રહે છે નીચે ઊતરી ગયા પછી પણ ચોકમાથી વિમાનજરૂખાને જુદીજુદી બાજુએથી જોતા મદિરને નવુનવુ આકર્ષણ મળે છે

મદિરના ચોકની ચારે બાજુની પરસાળના દરેક સ્તભોના મથાળે એકેક નૃત્ય કે સગીતની પૂતળી છે તેમા માત્ર કોઈ કોઈ કૌશલ્યપૂર્ણ હાથે નિર્માયેલી મનોહર હાવભાવવાળી કે સજીવતાભરી મળી આવે છે ચકોર આખને હલકુ–ભારે કામ તારવતા વાર લાગતી નથી

પરસાળમા ફરતા સ્તભોની હારવાળી લાબી ચાલીમા નજર કરતા આહ્‌લાદકતા અનુભવાય છે તેમા ચાલતા ચાલતા પણ મદિરની ચારે બાજુની શિલ્પલીલા દેખાય છે

આવા જિનાલય માટે પરપરાસિદ્ધ રચના દર્શાવતા શાસ્ત્રગ્રથોનુ નિર્માણ થયુ છે તેનુ અનુશાસન અને ગણિત સાચવીને શિલ્પીઓને નવુ નિર્માણ કરવાનુ હોય છે

આ મદિરની ઉત્તર–દક્ષિણ પહોળાઈ ૧૨૬ ફીટ છે બહારના મડપ (બલાનક) સિવાય પૂર્વપશ્ચિમ લબાઈ ૧૬૦ ફૂટ છે એકદરે આ મદિર અમદાવાદના સ્થાપત્યસમૂહમા શેઠ હઠીભાઈની કીર્તિના ધ્વજસમુ હોઈ દેશના ગૌરવરૂપ છે

# વિરહિણીનો એક અનુભાવવિશેષ

શ્રીમતી હીરાબહેન ર૦ પાઠક

આપણા દેશનુ શૃગારરસનુ—તેમા યે વિરહોત્કટતાનુ—રસિક કાવ્યસાહિત્ય મબલખ પ્રમાણમા છે પ્રાચીન તેમ જ મધ્યકાલીન બન્ને પ્રકારનુ એટલે કે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રશ અને અમુક સમય સુધીના ગુજરાતીનો તેમા સમાવેશ થાય છે વળી આપણી ઘણીખરી પ્રાદેશિક ભાષાઓ સસ્કૃતમાથી ઉદ્ભવેલી હોઈ, કેટલીક જે અતૂટ પરપરા તેમા જળવાઈ રહી છે તેમા રસોચિત વૈવિધ્ય સાથે, તેની ભાવભગિઓમા અનુભાવ વગેરેની એક સમાન નિરૂપણઆયોજનાનો અવિચ્છિન્ન તતુ ચાલ્યો આવતો જણાય છે; જે આપણા કાવ્યની, શાસ્ત્રની અને તેથી યે આગળ આપણી સસ્કૃતિની એક અનોખી મુદ્રા પ્રગટ કરી આપે છે અર્વાચીન શૃગારસાહિત્ય પશ્ચિમ તેમ જ અન્ય બળોથી પ્રભાવિત હોઈ, તેની મુદ્રા નિરાળી છે

વિરહનુ આ સમગ્ર કાવ્યસાહિત્ય પાર વિનાનુ છે—એક મહાનિબધની ગુજાયેશવાળુ છે—એટલે તે તમામ તો ક્યાથી જોઈ શકાય? અહીં માત્ર, આ લખાણનુ મથાળુ સૂચવે છે તે મુજબ, તેનો એક વિશિષ્ટ અશ જ જોઈ શકાય, અને તે પણ, આપણા પ્રાદેશિક કાવ્યસાહિત્યની કેટલીક પરપરાનું મૂળ જેમા પડેલુ છે તેવી તે પ્રકારની સસ્કૃત કવિતાના પરિચયની ભૂમિકા ઉપર—તેના સદર્ભમા—તે જોવુ ઠીક થશે

ભરતે સસ્કૃત સાહિત્યમા નાયિકાની વિવિધ અવસ્થા સૂચવતા મુખ્ય આઠ પ્રકારો—વાસકસજ્જા, વિરહોત્કઠિતા, સ્વાધીનપતિકા, કલહાન્તરિતા, ખણ્ડિતા, વિપ્રલબ્ધા, પ્રોષિતભર્તૃકા અને અભિસારિકા આપેલા છે પાછળથી તેના અન્ય પ્રભેદો ઠીકઠીક સખ્યામા પડેલા છે, એટલું જ નહિ, તેને અન્ય વર્ગીકરણ જોડે સાકળવામા આવ્યા છે ભરતનુ આ વર્ગીકરણ શૃગારદષ્ટિએ નાયકને અવલબીને નાયિકાને ઉદ્ભવેલા રતિભાવ પરથી રચાયેલુ છે, જે તેને આપેલા પારિભાષિક નામકરણથી સ્પષ્ટ થઈ જાય છે

અહીં આપણે જે નિરૂપણ જોવાના છીએ તેમા વિરહોત્કઠિતા અને પ્રોષિતભર્તૃકા ઉપરાત વિપ્રલબ્ધા અને અન્ય નાયિકાનો સમાવેશ થઈ શકે, કારણ, ઓછામા ઓછુ, જ્યાં કૃષ્ણ નાયકરૂપે હોય

તેવા આપણા દેશના સાહિત્યમા નિરૂપિત ગોપીઓની દશા કેટલીક વેળા વિપ્રલબ્ધાની છે, તો કેટલીક વેળા ખડિતાની પણ જણાય છે, કારણ, વિપ્રલબ્ધા ઠગાયાને કારણે વચિતા છે, તો ખડિતાને માટે પતિ કે પ્રિયનુ અન્યગમન તે વિરહનુ અને અન્યોપભોગ બાદનુ આગમન તેના માનખડનનુ કારણ છે, જ્યારે કલહાતરિતા, પતિના કરેલા અવમાનને કારણે પશ્ચાત્તાપ અનુભવતી પતિસ્નેહવચિતા છે આ પાચે પ્રકારની નાયિકાની સ્નેહદશાનુ એક સમાન તત્ત્વ તે વિરહ છે એ વિરહ, તેના સ્વરૂપ, સમય અને ગુણમળની કક્ષામા અલગ પ્રકારનો ને તરતમ કોટિનો હોય, એ સ્વાભાવિક છે, કેમકે આ નાયિકાઓના વિરહના નિમિત્તકારણો અલગઅલગ હોઈ, તેમની અવસ્થા યે નિન્નિરાળી છે એટલે આપણે અહીં મુખ્યત્વે પ્રોષિતભર્તૃકા અને વિરહોત્કડિતાના વિરહને જ જોઈશુ એમ નિશ્ચિતપણે નહિ કહી શકાય તેનુ એક બીજુ કારણ પણ છે અહીં આપવા ધારેલા કેટલાક અવતરણો તે પ્રકીર્ણ સુભાષિતો–દુહાઓ-ગાથાઓ છે, જે સદર્ભરહિત હોવાને કારણે, તેમાથી નાયિકાનો પ્રકાર અવશ્ય કળાય જ, એમ નહિ એટલે વધારે ચોક્કસપણે વિષયને આડ બાધી લેવા માટે એમ કહીશુ કે જ્યા નાયક અને નાયિકા ઉભયાનુકૂલ છે—મનોમેળવાળા—અનુરક્ત છે, પણ બાહ્ય પરિસ્થિતિ પ્રતિકૂળ છે, તેમના વિરહની અભિવ્યક્તિનુ એક સામાન્ય સ્વરૂપ આપણે તપાસીશુ એ દૃષ્ટિએ, તેવા ઉદાહરણો જેમાથી સહેલાઈથી મળી શકે તેવી નાયિકાઓ વિરહોત્કડિતા અને પ્રોષિતભર્તૃકાને લેખી શકાય માટે સહુ પહેલા, આપણે વિરહોત્કડિતા અને પ્રોષિતભર્તૃકાની વ્યાખ્યાથી પરિચિત થઈએ, કારણ, આપણે જોવા ધારેલા અવતરણો તે બન્નેની—ને તેમા યે પ્રોષિતભર્તૃકાની—અવસ્થા દેખીતી રીતે વ્યક્ત કરી આપશે ભરતે કથેલી વિરહોત્કડિતાની વ્યાખ્યા જોઈએ

> अनेककार्यव्यासङ्गाद्यस्या नागच्छति प्रियः ।
> तस्यानुगमदुःखार्ता विरहोत्कठिता मता ॥

—ભરતનાટ્યશાસ્ત્રમ્, અધ્યાય ૨૪, શ્લોક ૨૦૬

અર્થાત્—

"અનેક કાર્યના રોકાણને લીધે જેનો પ્રિય આવતો નથી તેથી ઉદ્ભવતા દુ ખથી આર્ત તે વિરહોત્કડિતા મનાય છે"

ભરતની વ્યાખ્યાથી સાહિત્યદર્પણકારની વિરહોત્કડિતાની વ્યાખ્યામા જરા ફેર છે તે કહે છે "આવવાની ઇચ્છા કરેલી છતા, દૈવે કરી જેનો પ્રિય આવી શકતો નથી તેના ન આવવાથી જે દુ ખિત હોય તે વિરહોત્કડિતા કહેવાય"[1] વિશ્વનાથે દૈવની પ્રતિકૂળતા કહી, સ્પષ્ટ રીતે નાયકની પત્નીપ્રવણતા બતાવી છે, જે ભરતની વ્યાખ્યામા નથી પણ ઉભયના નિરૂપણમા નાયિકાનો વિરહસતાપ નિશ્ચિત છે

પ્રોષિતભર્તૃકાની વ્યાખ્યા તેના સ્વરૂપોલ્લેખસહિત ભરતે નીચે મુજબ આપી છે

> गुरुकार्यान्तरवशाद्यस्या विप्रोषितः प्रिय. ।
> सा रूक्षालककेशान्ता भवेत्प्रोषितभर्तृका ॥

—એજન, ૨૪મો અધ્યાય, શ્લોક ૨૧૧

---

૧ नागन्तु कृतचित्तोऽपि दैवान्नायाति यत्प्रिय ।
तदनागमदु खार्ता विरहोत्कठिता तु सा ॥

—વિશ્વનાથપ્રણીત સાહિત્યદર્પણ, તૃતીય પરિચ્છેદ, શ્લોક ૮૬

અર્થાત—

"કોઈ બીજા ગુરુ કહેતા મહત્ત્વના કાર્ય અર્થે જેનો પ્રિય પ્રવાસે ગયો હોય અને જેના કેશ રૂક્ષ અને છૂટા પડી ગયા હોય (કેશસંસ્કારવિનાની હોય) તે પ્રોષિતભર્તૃકા છે" ત્યારે સાહિત્યદર્પણકાર ભાવને વધારે સ્ફુટપણે પ્રગટ કરીને કહે છે "નાનાવિધ કાર્યવશાત્ જેનો પતિ દૂર દેશ ગયો હોય તેથી કરીને કામપીડાર્ત નાયિકા તે પ્રોષિતભર્તૃકા કહેવાય"[૨] ભાનુદત્ત મુજબ देशान्तरगते प्रेयसि संतापव्याकुला प्रोषितभर्तृका ।[૩] મતિરામે એ જ ભાવાર્થે હિન્દીમા આમ મૂકી આપ્યો છે "जाको पिय परदेशमें विरह विकल तिय होय" (૨૦ ૨૦ ૧૧૧)[૪]

આ મુજબ શાસ્ત્રનિરૂપિત ઉભય નાયિકાઓનુ વિગ્રહસ્વરૂપ છે ભરતે વર્ણવેલ આ અષ્ટનાયિકા પ્રકારને સાહિત્યદર્પણકારે ચાલુ રાખેલ છે દશરૂપકમા પણ તે છે એ બન્ને ગ્રન્થો ભરતના નાટ્યશાસ્ત્ર બાદ રચાયા છે એટલુ જ નહિ, એ બન્ને ગ્રથોમા ભરતના નાયિકાપ્રકાર ઉપરાત નવા નાયિકાભેદોના વર્ગીકરણો ઉમેરાયા છે અને તે ભરતના વર્ગીકરણને લાગુ પાડેલા છે, જે આપણે પછીથી જોઈશુ

આ નાયિકાઓ, વિરહને કારણે, જે 'અનુ' કહેતાં પશ્ચાદ્‌વર્તી કાયિક, માનસિક આહાર્ય (વેશને લગતા) તથા વાચિક અભિવ્યક્તિના પ્રયોજક પરિણામો—ઇંગિતો અનુભવે તેને અનુભાવ કહે છે આ અનુભાવો, નાયિકાના ભાવરૂપ કારણના, પ્રત્યક્ષ થતા ઇંગિતો—કાર્યો છે હિન્દી સાહિત્યકોશમા કોઈ 'દેવ'ની અનુભાવ વિશેની નીચે મુજબ વ્યાખ્યા છે

> જિનકો નિરખત પરસ્પર રસકો અનુભવ હોઈ।
> ઇનહીંકો અનુભાવપદ કહત સયાને લોઈ॥

આવા અનુભાવો અસખ્ય છે પણ આપણે તેમાથી એક વિશિષ્ટ અશ જોવા ધાર્યો છે, અને તે નાયિકાના એક જ અગને લગતા મર્યાદિત અનુભાવો જોઈશુ આ અગ તે હાથ છે—ગુજરાતીમા આપણે જેને આખા હાથ લેખે ઓળખીએ છીએ તે તેના ઉપાગો છે બાહુ, કોણી, કાડુ, હસ્ત ને કરતલ તથા આગળીઓ નાયિકાના એ અગોનુ સ્વરૂપ એટલે કે દશા, તેનો વિન્યાસ તેમ જ તેના કાર્યોવડે જે અનુભાવો સર્જાય તે તેની વિરહદશાના દ્યોતક છે પ્રથમ આપણે સસ્કૃત કવિતામાથી તેવા નમૂના પર ઊડતી નજર નાખીએ ત્યા અને પ્રાકૃત ઇત્યાદિમા તે મુખ્યત્વે અતિશયોક્તિઅલંકાર તથા ઉત્પ્રેક્ષા, પરિણામ અને કાવ્યલિંગ ઇત્યાદિ અલકારોની ભગીવડે નિરૂપાયા છે આવા અવતરણોનો સચય અભ્યાસીને સસ્કૃત સદર્ભગ્રથ 'સુભાષિતરત્નભાડાગારમ્'મા પ્રત્યેક નાયિકાવિભાગ હેઠળ સાહિત્યમાથી તારવી લઈ મૂકેલો જોવા મળશે તે જોઈએ તે પહેલા, કાવ્યપ્રકાશકારે અમરુશતકનો એક શ્લોક, પ્રોષિતભર્તૃકાના દૃષ્ટાતરૂપે તેવા અનુભાવના વર્ણનવાળો હોઈ ટાક્યો છે તે લઈએ

> प्रस्थान वलयै. कृत प्रियसखैरस्रैरजस्र गत
> धृत्या न क्षणमासित व्यवसित चित्तेन गन्तु पुर. ।
> यातु निश्चितचेतसि प्रियतमे सर्वे सम प्रस्थिता
> गन्तव्ये सति जीवित ! प्रियसुहृत्सार्थः किमु त्यज्यते ? ॥
>
> —કાવ્યપ્રકાશ, ઉલ્લાસ ૪, શ્લોક ૩૫

---

૨ नानाकार्यवशाद्यस्या दूरदेश गत पति ।
सा मनोभवदु खार्ता भवेत्प्रोषितभर्तृका ॥
—એજન, તૃતીય પરિચ્છેદ, શ્લોક ૮૪

૩ હિન્દી સાહિત્યકોશ પ્રોષિતપતિકા (નાયિકા), પૃ૦ ૪૮૬

૪ એજન

તેનો ગુજરાતી અનુવાદ—

> " વ્હાલા કંકણ નીસર્યાં, વહી રહ્યાં ચોધાર આંસુ, ઘડી
> બેસી ના રહી ધીર, આગળ જવા ચિત્તે થયું આકળું,
> જાવાનો કરતાં વિચાર પિયુજી સાથે બધાં નીકળ્યાં,
> જાવું છે જીવ ! તો પછી ક્યમ જવા દે સાથ વ્હાલાતણો ? "
>
> —કાવ્યપ્રકાશ, ગુજરાતી અનુવાદ, ગુજ૦ પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલિ

અહીં એ પ્રોષિતભર્તૃકા બને તે પહેલાં જ, એને " હૈડે તે શોષ ન માય રે " એવી વિરહદશા અને તેને અંગેના અનુભાવો ઉદ્ભવ્યા. તેમાં નાયિકાનો હાથ દૂબળો પડતાં ને વલય મોટાં પડતાં ઊતરી જવા લાગ્યાં, એવો, હાથને લગતો અનુભાવ છે. અહીં વલયવડે નાયિકાનું ક્ષીણત્વ–ક્ષામપણું સૂચવાયું છે. આપણે આગળ જોઈશું કે આ વલયવડે સૂચવાતી ક્ષીણતાનું પરિમાણ ઠેરઠેર—બધા સાહિત્યમાં હોવાનું માલમ પડે છે. સાથેસાથે આપણને મેઘદૂતનો નાયક યક્ષ, પત્નીવિરહને કારણે कनकवलयभ्रंशरिक्त-प्रकोष्ठः અવસ્થા અનુભવતો બતાવાયો છે, તેનું સ્મરણ થાય; અથવા વિરહોત્કંઠિત રાજા દુષ્યન્તના 'स्रस्तकनकवलय 'નું પણ સ્મરણ થાય. તેમ છતાં એકંદર વિરહિણીના નિરૂપણની તુલનાએ નાયકના વિરહનું નિરૂપણ જૂજ હોય એ સહજ છે.

આ વલયો પણ બે સ્થાનના નિર્દેશક બનીને આવે છે. એક, બાવડા પરનું, જેને આપણે બાજુબંધ તથા કડું કહીએ છીએ. બીજું, કાંડા પર રમતું—કંકણસ્વરૂપનું. બાવડા પરના વલય અંગેનું એક કૃષ્ણ પ્રત્યેના પ્રેમનું સુંદર અવતરણ એ સદર્ભગ્રંથમાં છે, અને તે પ્રોષિતભર્તૃકા ગોપીની કૃશતાનું અતિશયોક્તિ અલંકારમાં વર્ણવાયેલું. કેવળ ગુજરાતી ભાષાન્તર જોઈએ—શક્ય તેટલા મૂળ સંસ્કૃત શબ્દની રજૂઆતથી, તેની કાવ્યસુવાસ જળવાઈ રહે તે રીતે જોઈએ.

" હરિના પ્રયાણથી, એ સુભ્રૂની કમળની કળીઓની પાંખડીઓથી બનાવેલી માળા અને મોતીના હારનો કદોરો નીચે સરી પડ્યાં. અને વધુમાં કહીએ તો... "

જુઓ મૂળ સંસ્કૃતમાં—

> " अन्यद् ब्रूमः किमपि धमनी वर्त्तते वा न वेति
> ज्ञातुं बाहोरहह वलयं पाणिमूलं प्रयाति ।। "

એટલે કે, " એની નાડી ચાલે છે કે નહિ તે જોવાને માટે (બાવડા પરનું) વલય છેક પાણિમૂલ–કાંડા સુધી પહોંચી ગયું. "

> —'સુભાષિતરત્નભાંડાગારમ્', પ્રોષિતભર્તૃકા ખંડ, શ્લોક ૮૪

અહીં વલય, બાહુ–બાવડા પરનું છે, અને તો જ ચમત્કૃતિવાળી અતિશયોક્તિ નીપજી શકી છે, કેમકે, કવિનો આશય એમ કહેવાનો છે કે છેક બાવડેથી સરતુંસરતું તે કાંડાલગી ઊતરી આવ્યું એટલી તે કૃશ થઈ ગઈ ! અહીં અતિશયોક્તિ સંગે સજીવારોપણ સુભગપણે સંયોજાયો છે, જે કવિતાની માત્રાને દુહરાવી આપે છે.

બીજે એક સ્થળે ખેદસૂચક હસ્તમુખવિન્યાસવડે કાયિક અનુભાવ વર્ણવાયો છે, અને સાથેસાથે સાં, હાથ પરના અલંકારરૂપે મૃણાલના વલયનું નિરૂપણ છે.

" મોતીઓની સાથે હરીફાઈ કરતા એવા પાંપણોમાંથી ગરતા આંસુઓના બિન્દુસમૂહથી મહાદેવના અટ્ટહાસ્યનું અનુકરણ કરતા હારાવલિરૂપ ભૂષણને હૃદય પર રાખી, કુમળા મૃણાલના વલયથી

અલકૃત થયેલા હાથ ઉપર મુખને ગોઠવીને આયતાક્ષી બાલે! કયા પુણ્યશાળીને તુ સ્મરી રહી છે?"

—સસ્કૃત-મગધી સુભાષિત કોશ, ખડ દુસરા, પ્રકરણ ૩૧વે, પ્રવાસ વિરહ ઇ વિભાગ

અહી વિરહિણીનો વલયાભૂષિત હસ્ત જોયો, તો એક અન્ય શ્લોકમા ખિન્ન વિયોગિની પ્રિયપ્રયાણને કારણે આભરણોને અગે સુદ્ધા અડાડતી નથી તે જણાવતા કહ્યુ છે

"પીનસ્તનકલશ પર લહેગતા હારને ધારણ કરતી નથી અને વીટીને પણ (આગળીવડે) સ્પર્શતી નથી"

—સુભાષિત૦, વિયોગિન્યા અવસ્થાવર્ણનમ્, શ્લોક ૪૨

તે પછી, પોતે જ પોતાના બાહુને આશ્લેષતી એક વિરહોત્કઠાનુ, તેની ઉત્સુક દશાનુ વર્ણન જુઓ

"પ્રિયનો સગ સૂચવતા સ્ફુરણવાળી એવી વામબાહુ લતાને, પુલકથી મુકુલિત બનેલા અગોવાળી તે વિયોગિની, પુન પુન આશ્લેષે છે, જુએ છે અને ચૂમે છે"

—એજન, શ્લોક ૯

એક શ્લોકમા નાયિકાની વિરહવ્યગ્ર દશા સુદર રીતે નિરૂપાઈ છે તે નીચે જણાવ્યા મુજબ ચન્દ્રની શીતલતાના સતાપ હાથથી દૂર કરતી હોય છે

"કોઈ એક કૃશાગી, વનના વૃક્ષોની છાયામા વિસામો લેતી લેતી, હાથથી પકડી રખાયેલા ઉત્તરીયથી ચન્દ્રના કિરણોને નિવારતી નિવારતી ચાલતી હતી"

—એજન, શ્લોક ૧૬

પ્રસ્તુત અવતરણમા હાથના ઉપયોગવડે વિરહદશા સૂચવાઈ છે, તો એક અન્ય શ્લોકમા તેથી વિપરીતપણે—એટલે કે હાથનો ઉપયોગ ન કરીને—નિષેધાત્મક અનુભાવવડે વિરહ વ્યક્ત થાય છે

"સાસુ જે પદ્મદલ આપે છે તેને પોતાના હાથથી ગ્રહે તો તેના ચચરાટથી તે બળી જાય એવી આશકાએ તે હાથથી ન લેતા ભ્રૂસજ્ઞાથી સ્વીકારે છે"

—સુભાષિત૦, પ્રોષિતભર્તૃકાવર્ણનમ્, શ્લોક ૮૭

પણ આ હાથ અને તેની આગળીઓને આથી વિશેષ રસિકપણે ને સર્જનાત્મકપણે પ્રયોજવાનુ સસ્કૃત કવિઓએ કરેલુ છે! યક્ષપત્નીની વિશેનો મેઘદૂતનો પેલો પ્રસિદ્ધ શ્લોક—

शेषान्मासान्विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पै ।

—ઉત્તરમેઘ, શ્લોક ૨૪ (પૂર્વાર્ધ પક્તિઓ)[૫અ]

અથવા તેથી આગળ—

मत्सादृश्य विरहतनु वा भावगम्य लिखन्ती ।

—એજન, શ્લોક ૨૨ [૫બ]

---

જુઓ કીલાભાઈ ઘનશ્યામ અનુવાદિત મેઘદૂતમાથી ઉપરની પક્તિઓનુ ભાષાંતર

૫અ "રહેલા બાધી અવધમહીં જે માસ બાકી રહેલા
જોડી હોશે ગણતી કુસુમો મૂકીને ઉંબરામા"

૫બ "કલ્પી મારી કૃશ છબી, હશે કાઢતી ચિત્રમાંહે"

આમ હાથવડે ઉંબરે ફૂલો મૂકીને અવધિસમય ગણતી અથવા પ્રિયનુ ચિત્ર આલેખતી–સર્જતી નાયિકા ક્રમેક્રમે પોતાના વિરહવસમા દિવસો વિતાવતી નજરે પડે છે

પણ જેને કદાચ રીતસર અક્ષરજ્ઞાન નહિ કે અલ્પ હશે એવી નાયિકા માટે પ્રિયપ્રયાણના દિવસો ગણવાની તો ખાસ એક અન્ય રૂઢિ હતી અવધિદિવસોની રેખાઓ ભીંત પર આંકવાની ને પછી ગણવાની! પણ એક શ્લોકમા એ આંકેલી રેખાઓને ન ગણવાનુ–નકારાત્મક નિરૂપણ તેની વિરહ-ભીરુતાનુ સૂચક છે :

" ઝરણાની જેમ વહેતા આસુઓથી જેના લમણા ધોવાયા છે એવી એ બાલા અવધિના દિવસોની અખ્યાની રેખાઓ આંકે છે ખરી, પણ ગણતી નથી—એવી આશંકાથી, રખે ને અવધિ દિવસ વીતી જાય!"

સુભાષિત, વિયોગિન્યા અવસ્થાવર્ણનમ્, શ્લોક ૬

અહીં નાયિકાનો પોતાનો ભય પ્રગટ થયો છે, તો પ્રાકૃત સાહિત્યની એક ગાથામા નાયિકા અર્થે તેની સખીઓનો ઉચાટપૂર્વકનો ભય પ્રગટ થયો છે, એટલુ જ નહિ, તે નાયિકાથી અજાણપણે સખીકૃત્ય બજાવી તેને મિથ્યા ધારણ આપી રહી છે

" ઓહિદિઅહાગમાસ કિરીહિ સહિઆહિં કુડુલિહિઆઓ
દો તિણ્ણિ તહિં ચિઅ ચોરિઆએ રેહા પુસિજ્જંતિ ।"

અર્થાત્—" અવધિના દિવસો પૂરા થતા એનુ આગમન થશે કે કેમ એવી આશંકા ધરતી સખીઓ ભીંત પર દોરેલી (દિવસસૂચક) રેખાઓમાથી બેત્રણ ચોરીછૂપીથી ભૂસી નાખે છે "

આ અવધિરેખા વિશેની વિશેષ સુંદર બીજી બે પ્રાકૃત ગાથાઓ આ રહી

" ઝંઝા–વાઉત્તિણ્ણિઅ–ઘર–વિવર–પલોટ્ટ–સલિલ–ધારાહિં
કુડ્ડ–લિહિઓહિ–દિઅહ રક્ખઇ મુદ્ધા કરઅલેહિ "

" ઝંઝાવાતથી છાજ ઉડાડી દેવાયાને કારણે ઘરના વિવરોમાથી, એટલે કે છાપરાના બાકોરામાથી, પડતી સલિલધારાથી ભીંત પર આળખેલી અવધિ-દિવસની રેખાઓનુ, મુગ્ધા કરતલવડે રક્ષણ કરે છે "

આ ગાથા ખેતીપ્રધાન જીવનરીતિના પરોક્ષ સૂચનવડે વિરહભાવને વ્યક્ત કરે છે જેમ આજે ને તેથી વિશેષ જૂના સમયમા વર્ષારંભપૂર્વે ઘર પરનુ છાજ સરખુ કરવામા આવતુ, જેથી વરસાદના જલથી ઘરનો અંદરનો ભાગ સુરક્ષિત રહી શકે પણ જે ગૃહસ્થ તે સમયે પ્રવાસે હોય તેનુ જ ઘર જીર્ણ છાજવાળુ હોય ને? તેવા ગૃહવાળી પ્રોષિતભર્તૃકાનુ અનુકંપા જગાડે તેવુ આ તાદૃશ ગતિમાન ચિત્ર છે અહીં એકાકિની વિરહિણીનુ મુશળધાર વર્ષારાત્રી સમયની નોધાર અવસ્થાનુ અને પ્રિયને કારણે જીવ ટકાવી રાખ્યાનુ હૃદયદ્રાવક ચિત્ર નથી? નહિતર શા માટે તે વર્ષાજલથી પોતાને ઉવેખીને રેખાઓનુ રક્ષણ કરે? કેટલુ બધુ વિશિષ્ટ વીગતરેખ અને ભાવસભર ચિત્ર! જાણે કે સાક્ષાત્ રંગરેખાસંપન્ન તેજછાયા-મિશ્ર ચિત્ર! અથવા કહો કે ચિત્રને કાવ્યની પરિભાષા સાંપડી! તો એક બીજી એવી ભાવપ્રબલ ગાથા

અજ્જ ગઓત્તિ, અજ્જ ગઓત્તિ, અજ્જ ગઓત્તિ, ગણિરીએ
પઢમે ચિઅ દિઅહદ્ધે કુડ્ડો રેહાહિ ચિત્ત લિઓ

અર્થાત્—" 'આજ ગયો', 'આજ ગયો', 'આજ ગયો' એમ ગણીગણીને પહેલા દિવસના અર્ધ-ભાગમા જ (તેણે) રેખાથી ભીંત ચીતરી મૂકી !"

અહીં 'આજ ગયો' એ પદ માત્ર ત્રેવડાવીને, નાયિકાના મનના તીવ્ર રટણ દ્વારા વિરહના તાજા તાની બળતરા કેટલી ભારપૂર્વક પ્રગટ કરી છે! ભાવની સ્વકીય પ્રબલતાએ સ્વભાવોક્ત નિરૂપણથી

અલંકૃત થયેલા હાથ ઉપર મુખને ગોઠવીને આયતાક્ષી બાલે! કયા પુણ્યશાળીને તું સ્મરી રહી છે?"

—સંસ્કૃત–મગહી સુભાષિત કોશ, ખંડ દુસરા, પ્રકરણ ૩૧વેં, પ્રવાસ વિરહ ઇ વિભાગ

અહીં વિરહિણીનો વલયાભૂષિત હસ્ત જોયો, તો એક અન્ય શ્લોકમાં ખિન્ન વિયોગિની પ્રિયપ્રયાણને કારણે આભરણોને અંગે સુદ્ધાં અડાડતી નથી તે જણાવતાં કહ્યું છે

"પીનસ્તનકલશ પર લહેરાતા હારને ધારણ કરતી નથી અને વીંટીને પણ (આંગળીવડે) સ્પર્શતી નથી"

—સુભાષિત૦, વિયોગિન્યા અવસ્થાવર્ણનમ્, શ્લોક ૪૨

તે પછી, પોતે જ પોતાના બાહુને આશ્લેષતી એક વિરહોત્કંઠાનું, તેની ઉત્સુક દશાનું વર્ણન જુઓ

"પ્રિયનો સંગ સૂચવતા સ્ફુરણવાળી એવી વામબાહુ લતાને, પુલકથી મુકુલિત બનેલા અંગોવાળી તે વિયોગિની, પુનઃ પુનઃ આશ્લેષે છે, જુએ છે અને ચૂમે છે"

—એજન, શ્લોક ૯

એક શ્લોકમાં નાયિકાની વિરહવ્યગ્ર દશા સુંદર રીતે નિરૂપાઈ છે તે નીચે જણાવ્યા મુજબ ચન્દ્રની શીતલતાના સંતાપ હાથથી દૂર કરતી હોય છે

"કોઈ એક કૃશાંગી, વનના વૃક્ષોની છાયામાં વિસામો લેતી લેતી, હાથથી પકડી રખાયેલા ઉત્તરીયથી ચન્દ્રના કિરણોને નિવારતી નિવારતી ચાલતી હતી"

—એજન, શ્લોક ૧૬

પ્રસ્તુત અવતરણમાં હાથના ઉપયોગવડે વિરહદશા સૂચવાઈ છે, તો એક અન્ય શ્લોકમાં તેથી વિપરીતપણે—એટલે કે હાથનો ઉપયોગ ન કરીને—નિષેધાત્મક અનુભાવવડે વિરહ વ્યક્ત થાય છે

"સાસુ જે પદ્મદલ આપે છે તેને પોતાના હાથથી ગ્રહે તો તેના ચચરાટથી તે બળી જાય એવી આશંકાએ તે હાથથી ન લેતાં ભ્રૂસંજ્ઞાથી સ્વીકારે છે"

—સુભાષિત૦, પ્રોષિતભર્તૃકાવર્ણનમ્, શ્લોક ૮૭

પણ આ હાથ અને તેની આંગળીઓને આથી વિશેષ રસિકપણે ને સર્જનાત્મકપણે પ્રયોજવાનું સંસ્કૃત કવિઓએ કર્યું છે! યક્ષપત્ની વિશેનો મેઘદૂતનો પેલો પ્રસિદ્ધ શ્લોક—

शेषान्मासान्विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पैः ।

—ઉત્તરમેઘ, શ્લોક ૨૪ (પૂર્વાર્ધ પંક્તિઓ)[૫અ]

અથવા તેથી આગળ—

मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ।

—એજન, શ્લોક ૨૨ [૫બ]

---

જુઓ કીલાભાઈ ઘનશ્યામ અનુવાદિત મેઘદૂતમાંથી ઉપરની પંક્તિઓનું ભાષાંતર

૫અ "પહેલાં બાંધી અવધમહીં જે માસ બાકી રહેલા
બેઠી હોંશે ગણતી કુસુમો મૂકીને ઉંબરામાં"

૫બ "કલ્પી મારી કૃશ છબી, હશે કાઢતી ચિત્રમાંહે"

આમ હાથવડે ઉંગરે ફૂલો મૂકીને અવધિસમય ગણતી અથવા પ્રિયનુ ચિત્ર આલેખતી–સર્જત નાયિકા ક્રમેક્રમે પોતાના વિરહવસમા દિવસો વિતાવતી નજરે પડે છે

પણ જેને કદાચ રીતસર અક્ષરજ્ઞાન નહિ કે અલ્પ હશે એવી નાયિકા માટે પ્રિયપ્રયાણના દિવસ ગણવાની તો ખાસ એક અન્ય રૂઢિ હતી અવધિદિવસોની રેખાઓ ભીંત પર આંકવાની ને પછી ગણવાની! પણ એક શ્લોકમા એ આંકેલી રેખાઓને ન ગણવાનુ–નકારાત્મક નિરૂપણ તેની વિરહ ભીરુતાનુ સૂચક છે :

" ઝરણાની જેમ વહેતા આસુઓથી જેના લમણા ધોવાયા છે એવી એ બાલા અવધિના દિવસોની સખ્યાની રેખાઓ આંકે છે ખરી, પણ ગણતી નથી—એવી આશકાથી, રખે ને અવધિ દિવસ વીતી જાય!

સુભાષિત, વિયોગિન્યા અવસ્થાવર્ણનમ્, શ્લોક ૬

અહીં નાયિકાનો પોતાનો ભય પ્રગટ થયો છે, તો પ્રાકૃત સાહિત્યની એક ગાથામા નાયિકા અ તેની સખીઓનો ઉચાટપૂર્વકનો ભય પ્રગટ થયો છે, એટલુ જ નહિ, તે નાયિકાથી અજાણપણે સખીકૃ બજાવી તેને મિથ્યા ધારણ આપી રહી છે

" ઓહિદિઅહાગમાસ કિરીહિ સહિઆહિં કુડુલિહિઆઓ
દો તિણ્ણિ તહિં ચિઅ ચોરિઆએ રેહા પુસિજ્જતિ ।"

અર્થાત્—" અવધિના દિવસો પૂરા થતા એનુ આગમન થશે કે કેમ એવી આશકા ધરતી સખી ભીંત પર દોરેલી (દિવસસૂચક) રેખાઓમાથી બેત્રણ ચોરીછૂપીથી ભૂસી નાખે છે "

આ અવધિરેખા વિશેની વિશેષ સુદર બીજી બે પ્રાકૃત ગાથાઓ આ રહી

" ઝઝા–વાઉત્તિણ્ણિઅ–ઘર–વિવર–પલોટ્ટ–સલિલ–ધારાહિં
કુડ્ડ–લિહિઓહિ–દિઅહ રક્ખઇ મુધ્ધા કરઅલેહિ "

" ઝઝાવાતથી છાજ ઉડાડી દેવાયાને કારણે ઘરના વિવરોમાથી, એટલે કે છાપરાના બાકોરાંમાથી, પડ સલિલધારાથી ભીંત પર આળખેલી અવધિ-દિવસની રેખાઓનુ, મુગ્ધા કરતલવડે રક્ષણ કરે છે "

આ ગાથા ખેતીપ્રધાન જીવનરીતિના પરોક્ષ સૂચનવડે વિરહભાવને વ્યક્ત કરે છે જેમ આજે તેથી વિશેષ જૂના સમયમા વર્ષારભપૂર્વે ઘર પરનુ છાજ સરખુ કરવામા આવતુ, જેથી વરસાદના જલ ઘરનો અદરનો ભાગ સુરક્ષિત રહી શકે પણ જે ગૃહસ્થ તે સમયે પ્રવાસે હોય તેનુ જ ઘર જીર્ણ છાજવ હોય ને? તેવા ગૃહવાળી પ્રોષિતભર્તૃકાનુ અનુકપા જગાડે તેવુ આ તાદૃશ ગતિમાન ચિત્ર છે અ એકાકિની વિરહિણીનુ મુશળધાર વર્ષારાત્રી સમયની નોધાર અવસ્થાનુ અને પ્રિયને કારણે જીવ ટકા રાખ્યાનુ હૃદયદ્રાવક ચિત્ર નથી? નહિતર શા માટે તે વર્ષાજલથી પોતાને ઉવેખીને રેખાઓનુ ર કરે? કેટલુ બધુ વિશિષ્ટ વીગતરેખ અને ભાવસભર ચિત્ર! જાણે કે સાક્ષાત્ રગરેખાસપન્ન તેજછા મિશ્ર ચિત્ર! અથવા કહો કે ચિત્રને કાવ્યની પરિભાષા સાપડી! તો એક બીજી એવી ભાવપ્રબલ ગાથ

અજ્જ ગઓત્તિ, અજ્જ ગઓત્તિ, અજ્જ ગઓત્તિ, ગણિરીએ
પઢમે ચિઅ દિઅહદ્ધે કુડ્ડો રેહાહિ ચિત્ત લિઓ

અર્થાત્—" 'આજ ગયો', 'આજ ગયો', 'આજ ગયો' એમ ગણીગણીને પહેલા દિવસના અ ભાગમા જ (તેણે) રેખાથી ભીંત ચીતરી મૂકી!"

અહીં 'આજ ગયો' એ પદ માત્ર ત્રેવડાવીને, નાયિકાના મનના તીવ્ર રટણ દ્વારા વિરહના ત

સચોટતા સાધી છે અને વાચિક તેમ જ કાયિક બન્ને અનુભાવથી ભાવની વેધકતા—માર્મિકતા સરળતાથી સિદ્ધ થઈ શકી છે

હવે અવધિ દિવસોની ઉત્સુક ગણતરીનો, એક અપભ્રંશ સાહિત્યનો દુહો જોવાનો રહે છે હેમચન્દ્રના વ્યાકરણના અવતરણરૂપે તે ત્યા ટાંકેલો છે

" જે મહુ દિણ્ણા દિઅહડા દઇએ પવસન્તેણ ।
તાણ ગણન્તિએ અંગુલિઉ જજ્જરિઆઉ નહેણ । "

અર્થાત્—" પ્રવાસે જતા પ્રિયતમે મને (અવધિના) જે દિવસો દીધેલા, તે ગણતા (ગણતા મારી) આંગળીના નખ જર્જરિત થઈ ગયા "

—સિદ્ધહૈમ ગત અપભ્રંશ વ્યાકરણ, સંપાદક હ૰ ચુ૰ ભાયાણી, પૃ૰ ૬

સભારો મીરાના બેએક પદની કઈક આવા જ—મળતા આવતા અનુભાવવાળી પંક્તિ

" આઉં આઉં કર ગયા સાવરા, કર ગયા કૌલ અનેક
ગિણતા ગિણતા ઘિસ ગઈ રે મ્હારા આંગલિયારી રેખ "

—સસ્તુ સાહિત્ય સંપાદિત મીરાબાઈના ભજનો, પદ ૧૩૨

મીરાની આમાની પહેલી પંક્તિનો બીજો પાઠ, અન્ય સંગ્રહોના આ જ પદમા, નીચે મુજબ મળે છે

" સાવન આવન કહ ગયા બાલા, કર ગયા કૌલ અનેક "

તો એક બીજા, વિરહના ઉચ્ચારવાળા ને શબ્દમાધુર્યવાળા પદમા પેલી બિના ફરી પાછી આવે છે .

" દેશવિદેશ સંદેશ ન પહુચૈ, હોય અંદેશા ભારી
ગિનતા ગિનતા ઘિસ ગઈ રેખા, આંગુરિયાકી સારી
અજહૂ ન આયે મુરારી "

—' મીરાબાઈ—એક મનન ', લેખક મજુલાલ મજમુદાર

એવી આ મીરાની પંક્તિઓનો ભાવસગડ છેક અપભ્રંશ સાહિત્યમાથી મળી આવે છે

વિરહના આવા સતાપથી કેવળ નાયિકા જ બળીઝળી નથી, તેના સબધક જડ પદાર્થો પણ જળે તેવુ આગળ આવેલા કમળના દૃષ્ટાંતે પ્રતીત કર્યું હેમચન્દ્રના વ્યાકરણના વળી એક અપભ્રંશ દુહામા એ અન્ય પદાર્થનો ઉલ્લેખ થયો છે—પણ, પણ તેને જડ કેમ કહેવાય ? કારણ તે તો નાયિકાનો સૌભાગ્ય-સૂચક ચૂડલો હોઈ, વિશેષ જતનને યોગ્ય ! વિરહવ્યથાના આકરા સતાપથી અને પછી અશ્રુજળથી તે સિંચાય, તો નદવાઈ જ જાય ને ! એ વૈજ્ઞાનિક બિનાને આધારે, તેની જાતને વિરહવ્યથાથી વારી લેવા અહીં સમજાવાયુ છે

" ચુડુલ્લઉ ચુણ્ણીહોઇસઇ મુદ્ધિ કવોલિ નિહિત્તઉ ।
સાસાનલ—જાલ—ઝલક્કિઅઉ બાહ—સલિલ—સસિત્તઉ ॥ "

અર્થાત્—" મુગ્ધા ! ગાલ નીચે (=ગાલે) ગખેલો (ને તેથી) નિશ્વાસાગ્નિની ઝાળથી તપી ગયેલો (અને) અશ્રુજળથી સીંચાયેલો (તાગે) ચૂડલો ચૂરો બની જશે "

—સિદ્ધહૈમગત અપભ્રંશ વ્યાકરણ, સંપાદક હ૰ ચુ૰ ભાયાણી, પૃ૰ ૫૮

આ ઉપરાત નાયિકાની વિરહદશાએ અલ્પચેતન પદાર્થના પ્રતિભાવો યે જગાવ્યા છે । એક પ્રાકૃત ગાથાનુ દૃષ્ટાત

" પાસાસકી કાઓ ણેચ્છદિ દિણ્ણ પિ પહિઅ ઘરિણીએ
ઓણત-કરઅ લોગલિઅ-વલઅ મજ્ઝ-ટ્ઠિઅ પિંડ "

અર્થાત્—" પથિકની ગૃહિણીએ આપેલો (અને) જે નમતા હાથમાથી સરી પડેલા કકણ વચ્ચે રહેલો એવો બલિપિંડ (તેને) ફાસાની આશકાથી કાગડો (ખાવા) ઇચ્છતો નથી "

એથી યે આગળ નાયિકા સાથે સબધ ધરાવનાર જીવત, વિશિષ્ટ—અરે । વિશેષપણે કહીએ તો એક ઉગ્ર વ્યક્તિનો પ્રતિભાવ-સમભાવ જાણવા જેવો છે । જુઓ ગાથા

" અઇકોવણા વિ સાસૂ રુઆવિઆ ગઅવઇઅસોણ્હાએ
પાઅ-પડણોણઆએ દોસુ વિ ગલિએસુ વલએસુ ॥ "

અર્થાત્—" પગે પડવા નમી ત્યારે બને કકણ સરી પડતા, પ્રોષિતપતિકાએ ઉગ્ર સ્વભાવની સાસુની આખમાયે આસુ આણી દીધા । "

આવા, વલયે સૂચવેલી ક્ષીણતાના ભાતભાતના ચિત્રો સસ્કૃત, પ્રાકૃત વગેરે તમામ સાહિત્યમાથી સાપડે છે કેટલાક તો ઘણા સુદર છે એક ભાવસુદર ગાથામા પ્રોષિતભર્તૃકાની મુગ્ધ મૂઝવણ તળે ચપાયેલો-દબાયેલો તેનો વિષાદ ઘણો સુકુમાર ભાવથી-તેની મૃદુ વાણીથી પ્રગટ થાય છે કૌતુક અને વિષાદથી, તે પોતાની પરથી અન્ય પ્રોષિતપતિકાઓની કૃશતાની સભાવના કરી, અતે તો પોતાનો જ વિરહ વ્યક્ત કરતી હોય છે । ત્યા સર્વને ઓથે પોતાનો ભાવ વ્યક્ત કરતી એ નાયિકાનો અર્ધસ્ફુટ-મુગ્ધ વિષાદ સવિશેષ વેધક બને છે

" સહિ । સાહસુ સબ્ભાવેણ પુચ્છિમો કિં અસેસ મહિલાણ ।
વડ્ઢતિ કર ટ્ઠિઅ ચ્ચિઅ વલઆ દઇએ પઉત્થમિ ॥

એટલે કે—" હે સખી । કહે તો ખરી, હુ સાચે જ પૂછુ છુ શુ પ્રિયતમ પ્રવાસે જતા બધી ય સ્ત્રીઓના કકણ (આમ) હાથમા પડ્યાપડ્યા જ મોટા થઈ જતા હશે ? "

એક બીજો છે વલયનો સદેશદુહો

" સદેશા ગુણ વત્તડી હુ કહિવા અસમત્થ
એકઇ વલઇ જાણિજ્યો, સમ્માણા બે હત્થ "

અર્થાત્—" હે પ્રિય । હુ સદેશામા ગુણકથા કહેવા અસમર્થ છુ માત્ર એટલું જાણજે કે એક જ વલયમા મારા બન્ને હાથ હવે સમાઈ જાય છે "

પણ આ દુહાની પહેલા, બરાબર આ જ અર્થનો—કહેવાપૂરતા શબ્દ ફેરે—અપભ્રશ સાહિત્યનો દુહો જોવા મળે છે તેની પછી ઉપરનો દુહો રચાયો છે એ દુહો ૧૩મી સદીના અબ્દુલ રહમાનકૃત 'સદેશરાસક'મા છે [૬] પ્રસ્તુત અવતરણમા પોતાના બન્ને હાથો એક જ વલયમા સમાઈ જવાની કૃશતા

૬ જુઓ સદેશરાસક—

" સદેસડઉ સવિત્થરઉ હઉ કહણઇ અસમત્થ
ભણ પિય ઇકત્તિ બલિયડઇ બે વિ સમાણા હત્થ " ॥ ૮૦ ॥

એટલે કે—" સદેશો સવિસ્તર (છે એટલે) હુ કહેવા અસમર્થ છુ કહેજે પિયને (હવે) એક જ વલયમા બે ય હાથ સમાઈ જાય છે "

સચોટતા સાધી છે અને વાચિક તેમ જ કાયિક બન્ને અનુભાવથી ભાવની વેધકતા–માર્મિકતા સફળતાથી સિદ્ધ થઈ શકી છે

હવે અવધિ દિવસોની ઉત્સુક ગણતરીનો, એક અપભ્રંશ સાહિત્યનો દુહો જોવાનો રહે છે હેમચન્દ્રના વ્યાકરણના અવતરણરૂપે તે ત્યા ટાંકેલો છે

"જે મહુ દિણ્ણા દિઅહડા દઇએ પવસન્તેણ ।
તાણ ગણન્તિએ અંગુલિઉ જજ્જરિઆઉ નહેણ ।"

અર્થાત્—"પ્રવાસે જતા પ્રિયતમે મને (અવધિના) જે દિવસો દીધેલા, તે ગણતા (ગણતા મારી) આંગળીના નખ જર્જરિત થઈ ગયા"

—સિદ્ધહેમ ગત અપભ્રંશ વ્યાકરણ, સપાદક હ૦ ચુ૦ ભાયાણી, પૃ૦ ૬

મ્હારો મીરાના એકેએક પદની કંઈક આવા જ–મળતા આવતા અનુભાવવાળી પંક્તિ

"આઉં આઉં કર ગયા સાવરા, કર ગયા કૌલ અનેક
ગિણતા ગિણતા ઘિસ ગઈ રે મ્હારા આંગળિયારી રેખ"

—સન્તુ સાહિત્ય સપાદિત મીરાબાઈના ભજનો, પદ ૧૩૨

મીરાની આમાંની પહેલી પંક્તિનો બીજો પાઠ, અન્ય સગ્રહોના આ જ પદમા, નીચે મુજબ મળે છે

"સાવન આવન કહ ગયા બાલા, કર ગયા કૌલ અનેક"

તો એક બીજા, વિરહના ઉચ્ચારવાળા ને શબ્દમાધુર્યવાળા પદમા પેલી બિના ફરી પાછી આવે છે

"દેશવિદેશ સદેશ ન પહુચૈ, હોય અદેશા ભારી
ગિનતા ગિનતા ઘિસ ગઈ રેખા, આંગુરિયાકી સારી
અજહૂ ન આયે મુરારી"

—'મીરાબાઈ–એક મનન', લેખક મજુલાલ મજમુદાર

એવી આ મીરાની પંક્તિઓનો ભાવમગડ છેક અપભ્રંશ સાહિત્યમાથી મળી આવે છે

વિરહના આવા સતાપથી કેવળ નાયિકા જ બળીઝળી નથી, તેના સબધક જડ પદાર્થો પણ જળે તેવુ આગળ આવેલા કમળના દૃષ્ટાતે પ્રતીત કર્યું હેમચન્દ્રના વ્યાકરણના વળી એક અપભ્રંશ દુહામા એ અન્ય પદાર્થનો ઉલ્લેખ થયો છે—પણ, પણ તેને જડ કેમ કહેવાય? કારણ તે તો નાયિકાનો સૌભાગ્ય સૂચક ચૂડલો હોઈ, વિશેષ જતનને યોગ્ય! વિરહવ્યથાના આકરા સતાપથી અને પછી અશ્રુજળથી તે સિંચાય, તો નદવાઈ જ જાય ને! એ વૈજ્ઞાનિક બિનાને આધારે, તેની જાતને વિરહવ્યથાથી વારી લેવા અહીં સમજાવાયુ છે

"ચુડુલ્લઉ ચુણ્ણીહોઇસઇ મુદ્ધિ કવોલિ નિહિત્તઉ ।
સાસાનલ–જાલ–ઝલક્કિઅઉ બાહ–સલિલ–સસિત્તઉ ॥"

અર્થાત્—"મુગ્ધા! ગાલ નીચે (=ગાલે) રાખેલો (ને તેથી) નિશ્વાસાગ્નિની ઝાળથી તપી ગયેલો (અને) અશ્રુજળથી સીંચાયેલો (તારો) ચૂડલો ચૂરો બની જશે"

—સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ, સપાદક હ૦ ચુ૦ ભાયાણી, પૃ૦ ૫૮

આ ઉપરાંત નાયિકાની વિરહદશાએ અલ્પચેતન પદાર્થના પ્રતિભાવો યે જગાડ્યા છે। એક પ્રાકૃત ગાથાનુ દૃષ્ટાંત

" પાસાસઙ્કી કાઓ ણેચ્છદિ દિણ્ણ પિ પહિઅ-ઘરિણીએ
ઓણત-કરઅ લોગલિઅ-વલઅ મજ્ઝ-ટ્ઠિઅ પિંડ "

અર્થાત્—"પથિકની ગૃહિણીએ આપેલો (અને) જે નમતા હાથમાથી સરી પડેલા કકણ વચ્ચે રહેલો એવો બલિપિંડ (તેને) ફાંસાની આશકાથી કાગડો (ખાવા) ઇચ્છતો નથી "

એથી યે આગળ નાયિકા સાથે સબધ ધરાવનાર જીવત, વિશિષ્ટ—અરે! વિશેષપણે કહીએ તો એક ઉગ્ર વ્યક્તિનો પ્રતિભાવ-સમભાવ જાણવા જેવો છે! જુઓ ગાથા

" અઇકોવણા વિ સાસૂ રુઆવિઆ ગઅવઇઅસોણ્હાએ
પાઅ-પડણોણઆએ દોસુ વિ ગલિએસુ વલએસુ ॥ "

અર્થાત્—"પગે પડવા નમી ત્યારે બને કકણ સરી પડતા, પ્રોષિતપતિકાએ ઉગ્ર સ્વભાવની સાસુની આખમાયે આસુ આણી દીધા!"

આવા, વલયે સૂચવેલી ક્ષીણતાના ભાતભાતના ચિત્રો સસ્કૃત, પ્રાકૃત વગેરે તમામ સાહિત્યમાથી સાપડે છે કેટલાક તો ઘણા સુદર છે એક ભાવસુદર ગાથામા પ્રોષિતભર્તૃકાની મુગ્ધ મૂઝવણ તળે ચપાયેલો-દબાયેલો તેનો વિષાદ ઘણો સુકુમાર ભાવથી-તેની મૃદુ વાણીથી પ્રગટ થાય છે કૌતુક અને વિષાદથી, તે પોતાની પરથી અન્ય પ્રોષિતપતિકાઓની કૃશતાની સભાવના કરી, અતે તો પોતાનો જ વિરહ વ્યક્ત કરતી હોય છે। ત્યા સર્વને ઓથે પોતાનો ભાવ વ્યક્ત કરતી એ નાયિકાનો અર્ધસ્ફુટ-મુગ્ધ વિષાદ સવિશેષ વેધક બને છે

" સહિ! સાહસુ સબ્ભાવેણ પુચ્છિમો કિં અસેસ મહિલાણ ।
વડ્ઢૃતિ કર-ટ્ઠિઅ ચ્ચિયઅ વલઆ દઇએ પઉત્થમ્મિ ॥

એટલે કે—"હે સખી! કહે તો ખરી, હુ સાચે જ પૂછુ છુ શુ પ્રિયતમ પ્રવાસે જતા બધી ય સ્ત્રીઓના કકણ (આમ) હાથમા પડ્યાપડ્યા જ મોટા થઈ જતા હશે?"

એક બીજો છે વલયનો સદેશદુહો

"સદેશા ગુણ વત્તડી હુ કહિવા અસમત્થ
એકઇ વલઇ જાણિજ્યો, સમ્માણા બે હત્થ "

અર્થાત્—"હે પ્રિય! હુ સદેશામા ગુણકથા કહેવા અસમર્થ છુ માત્ર એટલુ જાણજે કે એક જ વલયમા મારા બન્ને હાથ હવે સમાઈ જાય છે "

પણ આ દુહાની પહેલા, બરાબર આ જ અર્થનો—કહેવાપૂરતા શબ્દ ફેરે—અપભ્રશ સાહિત્યનો દુહો જોવા મળે છે તેની પછી ઉપરનો દુહો રચાયો છે એ દુહો ૧૩મી સદીના અબ્દુલ રહમાનકૃત 'સદેશરાસક'મા છે[૧] પ્રસ્તુત અવતરણમા પોતાના બન્ને હાથો એક જ વલયમા સમાઈ જવાની કૃશતા

૧ જુઓ સદેશરાસક—

" સદેસડઉ સવિત્થરઉ હઉ કહણહ અસમત્થ
ભણ પિય ઇકત્તિ બલિયડઇ બે વિ સમાણા હત્થ " ॥૮૦॥

એટલે કે—"સદેશો સવિસ્તર (છે એટલે) હુ કહેવા અસમર્થ છુ કહેજે પ્રિયને (હવે) એક જ વલયમા બે ય હાથ સમાઈ જાય છે "

પ્રસાદ કરી છે એવી સંપૂર્ણ—મોએ સો ટકાની, અને તે ય સમાન અંગોની તુલનાવડે વ્યંજિત થતી એ કૃશતા છે પણ પોતાના બે જુદા જુદાં અંગોવડે સૂચવાતી તુલનાત્મક ક્ષામતાના નિરૂપણનો એક સંદેશક મકનો બીજો—આગળનાની પડખે જ મૂકેલો દુહો છે

" સંદેશડઉ સવિત્થરઉ, પઇ મઇ કહણુ ન જાઇ
જો કાલંગુલિ મુંદડઉ સો બાહડી સમાઇ ॥ ૮૧ ॥

એટલે કે—

" સદેશો સવિસ્તર (છે) પણ મારાથી કહ્યો ન જાય જે ટચલી આગળીની મુદ્રિકા તે બાહુમા સમાઈ જાય છે "

આ ને આ કૃશતાની બિના મીરાના એક પદમા, તેની આગળ આવેલી પંક્તિને કારણે વિશેષ તીવ્રતાથી કહેવાઈ છે

" માસ ગલે ગલ છીજિયા રે, કરક રહ્યા ગલ આહિ,
આગલિયારી મૂદડી મ્હારે આવણ લાગી બાહી "

—મીરાના પદો, સંપાદક ભૂપેન્દ્ર ત્રિવેદી, પૃ૦ ૧૮૬, પદ ૨૧ (રૂપાતરવાળુ)

આપણે જોયા એ દૃષ્ટાતોમા તો, એક કે વિભિન્ન પ્રકારના પણ નાયિકાના પોતાના ને પોતાના જ બે અંગોને સમીપ મૂકી બતાવી તુલનાથી ક્ષીણતા પ્રત્યક્ષ કરી પણ એથી છે એક દુય્યમ દૃષ્ટાત, જેણે વિશેષ ચમત્કૃતિ સાધી છે કોઈ એક પરપરાના રાધાકૃષ્ણવિરહના માસના સાભળેલા ગીતની તે પંક્તિઓ છે

" મહા મહિને મન માહરુ,
મળવાને મન અકળાય રે,
હરિની ટચલી આગળીકેરી મુદ્રિકા,
મારી દશે આગળીયો સમાય રે,
હો રામ ! શ્રીકૃષ્ણ દ્વારકામા જઈ રહ્યા "

અહીં કૃષ્ણની એક અને તે ય ટચલી—જે ટચૂકડી આંગળી, તેની બરાબર પોતાની દશ આગળીઓની, પરસ્પર સગેની તુલનાથી ક્ષીણતાની માત્રા ઘેરી બની છે અને એ અતિશયોક્તિ, વિરહતીવ્રતાની બાઢ બતાવે છે

હવે એક છેલ્લો વલય વિશેનો, વિરહ અને મિલનની ભાવસંધિવાળો હેમચદ્રે ઉદ્ધૃત કરેલો અપભ્રશ સાહિત્યનો પ્રચલિત સુદર દુહો જોઈએ

" વાયસુ ઉડ્ડાવન્તિઅએ પિઉ દિટ્ઠઉ સહસત્તિ,
અદ્ધા વલયા મહિહિ ગય, અદ્ધા ફુટ્ટ તડત્તિ "

કામચલાઉ ગુજરાતીમા—

વાયસને ઉડાડતા પિયુ દીઠો સહસાજ,
અર્ધ વલય મહી પર અને અર્ધ તડાક તૂટન્ત

હવે રહે છે છેવટે જોવાનો એક હસ્તાવલબી અનુભાવ અને તે પત્રલેખનનો શાકુન્તલમા વિરહોત્કંઠિતા શકુતલાનો ' શુકોદરસુકુમાર નલિનીપત્ર ' પરનો પત્રશ્લોક આપણે વાચ્યો છે, એટલુ જ નહિ, મીરા જેવીના પદમા પ્રોષિતભર્તૃકા વિશેના પરદેશ વસતા પિયુને " લિખિલિખિ ભેજત બાતી "ના

ઉલ્લેખ યે જાણીએ છીએ એ મીરાના એક બીજા, સગ્રહિત નહિ થયેલા અને પહેલી જ વાર પ્રસિદ્ધ થતા પદમા હસ્તવડે થતા પ્રત્યક્ષ પત્રલેખનનો ઉલ્લેખ મળે છે તે આપણે જોઈએ

પદ ૧ રાગ સોરઠ

" કૈસે લિખુ, લિખીયો ન જાય, પતીયા, કૈસે લિખુ૦
કલમ ભરત મેરો કર કપત હૈ,
હિયડો રહ્યો થરરાય—પતીયા૦ ૧
વાત કરુ તો મુઝે બાત ન આવે,
નેણ ન્હ્યા ઝરરાય—પતીયા૦ ૨
મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
રહી હૂ મધુ પગ છાય—પતીયા૦[૭] " ૩

કિત્તો શાહીમા બોળવા માટે ઉપાડેલો કર કપે છે અને હાથ સાથે હૈયુ પણ થરકે છે એવી વિરહઅમૂઝણ અનુભવતી નાયિકા છે આપણી પ્રાચીન કાળની સામાજિક સ્થિતિ અને સ્ત્રીનુ અલ્પ અક્ષરજ્ઞાન છતા પત્રલેખનને પણ વિરહિણીનો એક સ્વાભાવિક હસ્તાવલબી અનુભાવ લેખી શકાય

અહીં આપણે સસ્કૃતથી માડી ગુજરાતી સાહિત્યના હસ્તાવલબી વિવિધ અનુભાવોના અવતરણો જોયા તેમા નાયિકાનો શોકસતાપ, કૃશતા, આભરણો અગે ય ન અડાડવા જેવુ તેમ જ જગતના પદાર્થો ન ભોગવવા જેવુ ઉત્કટ અસુખ, મિલનોત્સુકતા, અવધિદિવસોની ઉત્સુકતાપૂર્વકની ગણતરી કે ન ગણવાની વિરહભીરુતા, વિરહવર્ધક પદાર્થો પ્રતિ અભાવ, પત્રસદેશ, પ્રિયમિલનની આરત અને તેને અભાવે તેના ઉપસ્થિત કરેલા આભાસથી થતુ સુખ ને તેય રચવાની નાનાવિધ રીતિઓ—આવા વિરહનિવેદનના ભાતભાતના ભાવોની—કહો કે અનુભાવોની રગપૂરણી થયેલી છે

આવી ભાવસમૃદ્ધિને કારણે રસશાસ્ત્રની દૃષ્ટિએ શૃગારનુ રસ તરીકે આધિક્ય સ્વીકારાયુ છે અને તેમા યે વિયોગના ભાવને વિશેપ આધિક્ય મળે એ સહજ નથી? આ વિરહજન્ય અપ્રાપ્ય પ્રેમ તીવ્ર ઝખનાની તીક્ષ્ણ સરાણે ચઢીને વેદનાના અવિરત ઘસરકા વેઠીવેઠીને તેમાથી આવા કોઈક શ્લોકગાથાદુહાગીતરૂપે જે તિખારવા ઉડાડે છે તે જ શૃગારને સવેદનાની ધારવડે સતેજ કરે છે માનસશાસ્ત્રની દૃષ્ટિએ અવરોધને કારણે 'વેદનાના માધ્યમ વડે પ્રેમને પણ ગરિમા પ્રાપ્ત થાય છે' એ ગરિમા પાછળ જેટલી ભાવની તીવ્રતા–વેધકતા–માર્મિકતા રહી છે, તેટલી બીજી બાજુથી એના અન્તર્ગત વર્ણનોમા અધિક ભાવાત્મક વિસ્તારની સમૃદ્ધિ ય રહી છે વિરહને કારણે ઉદ્ભવતી ભાવાકુલતા, ભાવવિહ્વલતા, શારીરિક ઉદ્વેગ તેમ જ જ્વર અને દુર્બળતા, પાણ્ડુતા ઇ૦ વ્યાધિ, માનસિક ક્લેશ, સતાપ, વ્યથા, પીડા, વેદના (આ બધા શબ્દો સમાનાર્થી છતા, આ સદર્ભમા તે વિવિધ અર્થચ્છાયાઓથી યોજાય છે), વિવિધ ઋતુઓના ઉદ્દીપક સ્વરૂપથી જન્મતા પ્રતિભાવો, વિયોગસમ્બન્ધિત ૧૦–૧૧ દશાઓ જેવી કે અભિલાષ, ચિન્તા, સ્મૃતિ, ગુણકથન, ઉદ્વેગ, પ્રલાપ, ઉન્માદ, વ્યાધિ, જડતા, મૃતિ અથવા મૃત્યુ અને મૂર્છા—આ અને આવી વિવિધ સ્થિતિઓનુ સુદર વ્યજનાપૂર્ણ સવેદક ચિત્રણ–અકન થયેલુ છે વિરહનિવેદનના સાહિત્યનિરૂપણમા આવી સભર અને મતર્પક વિવિધતા છે વળી, આપણે જોયેલા એક વિશિષ્ટ અશમા પણ સારી એવી ભાવસમૃદ્ધિ છે

૭ લેખનુ નામ પ્રાચીન દેશીભાષાગ્રથિત પ્રકીર્ણ સાહિત્ય, સપાદક મુનિશ્રી જિનવિજયજી, 'ભારતીય વિદ્યા' (સશોધન-વિષયક હિંદી-ગુજ૦ ત્રૈમાસિક પત્રિકા), વર્ષ ૧, અક ૪

અને આમ છતા એમ નથી જણાતું કે આપણી તમામ ભાષાઓમા તેની રજૂઆત એક વિશિષ્ટ અને સમાન નિરૂપણરીતિથી ઉઠાવ પામી છે? કઈક નવીન કાવ્યાત્મક ચમત્કૃતિસહિત એ જ અગ, અગસચાલન કે એવી તેની કોઈ દશાથી વિરહભાવ વ્યક્ત થયો છે? ઉપર્યુક્ત ઉદાહરણો તેનો પુરાવો છે આ પ્રમાણે એકસરખી નિરૂપણપરપરા પાછળ કઈ કારણ? આગળ કહ્યુ તેમ સમાન સસ્કૃતિથી તે મુદ્રાકિત છે

ભારતવર્ષ જેવા વિશાલ દેશની એક સમાન સસ્કૃતિ પાછળ, સૈકાઓ લગી તેનુ સમાન પ્રકારનુ સમાજજીવન એકધારુ ચાલુ રહ્યુ હતું, જે આપણને ખબર છે મુસલમાનોના આક્રમણો છતા તેના હાડમાથી તે કદી હચમચી ઊઠયુ નહોતુ ઠેઠ અગ્રેજોના—પશ્ચિમના સપર્ક પછી જ તેમા ઊથલો આવ્યો ત્યા લગી દેશ, વ્યાપક એવા રૂઢિનિયત્રિત અને ધર્મશાસ્ત્રબદ્ધ જીવનાચારવડે ટકી રહ્યો હતો, ટકી રહેવા મથ્યો હતો અને છાપખાનાના પ્રચારની શકયતા ન હોવાથી સમાજની એ રૂઢિપરસ્તી ને શાસ્ત્રપરસ્તીને પોષણ મળ્યુ જે કઈ નવો ઉન્મેષ સમાજજીવનમા ઉત્પન્ન થતો તે ધીમી, પણ સ્થિર ગતિએ પ્રસરતો તેને રૂઢ બનતા સારો એવો સમય પસાર થતો એટલે તે જો પ્રાણબળવાળો હોય તો ભલે ધીરે ધીરે પણ એકથી બીજે સ્થળે પ્રચાર પામી પ્રસરતો ને જીવતો, ને સસ્કૃતિના બળરૂપે સચવાતો એટલે શરૂ થયેલી કોઈ પણ લટણ પ્રમાણે ચાલવામા મહિમા ગણાતો વળી મુદ્રણયત્રની નીપજરૂપ મુદ્રા જેટલી નિશ્ચિત બની, રૂઢ થઈ, પછી અપખે પડી લોકરુચિમાથી ઊતરી જાય, તેવુ બનવા પામતું નહિ, આ રૂઢિમહિમાને કારણે કવિને ય કોઈનુ લઈને ચાલવામા, આજે લાગે છે તેવી, નાનમ જણાતી નહિ કોઈ સભર નદી જેમ સ્થળે સ્થળેથી એકઠા થતા ભરપટ્ટે કાપ સાથે આગળ ચાલે, તેવુ જીવનકવનની રસમની બાબતમા બનતું આ રૂઢ પરપરાનુ આત્યતિક સ્વરૂપ તે જૂના કાવ્યોમાં આવતા—મુકાતા રૂઢ યાદીરૂપ વર્ણનો છે, જે આપણી મધ્યકાલીન સાહિત્યની અનેક કૃતિઓમા બેઠા ને બેઠા મૂકી દેવાતા, અને તેમા શિષ્ટમાન્ય વિદ્વત્તા લેખાતી પ્રેમાનદ જેવો પણ અમુક સહ્ય ને હૃદ્ય અશે તેમ કરવામાથી બાકાત રહ્યો નથી આ જ કારણે વિરહસાહિત્યની, આપણે જોઈ તેવી નિરૂપણપરપરાને ટકાવી રાખી હતી પણ તેવુ સાચુ સાહિત્ય રૂઢ છતા નિર્જીવ નથી તેની પ્રતીતિ આપણને અહીંના અવતરણોથી થઈ છે અને તે જ આપણી સસ્કૃતિની જીવત મુદ્રા છે

આ પૂરુ કરીએ તે પહેલા, સસ્કૃત કાવ્યશાસ્ત્રના નાયિકાભેદના વર્ગીકરણ અગે એક સશયપ્રશ્ન, અભ્યાસી સમક્ષ વિશેષ નિરીક્ષણપરીક્ષણ માટે મૂકી જોવો આવશ્યક જણાય છે તે પહેલા, આપણા કાવ્યશાસ્ત્ર વિશે એક બાબત કહી દેવી જોઈએ કે તેની એકદર યોજનામા જે સૂક્ષ્મ તેમ જ સારી એવી માનસશાસ્ત્રીય–સમાજશાસ્ત્રીય સૂઝ રહેલી છે તે તેની તત્ત્વવિમર્શ શક્તિને આભારી છે આપણા કાવ્યશાસ્ત્રકારો ષડ્દર્શન અને તેમાના ન્યાય વગેરેના અઠગ અભ્યાસી હોઈ પ્રબળ એવી પ્રમાણશાસ્ત્રની શિસ્તમા પલોટાયેલા હતા ને તેથી તેમની કાવ્યશાસ્ત્રપ્રવૃત્તિ સદ્ધર હોઈ નિ શક ટકી રહેશે પ્રશ્ન છે પ્રોષિતભર્તૃકા અથવા પ્રોષિતપતિકા નાયિકા અગેનો

આગળ જોઈ ગયા તેમ ભરતે વર્ણવેલા અષ્ટ નાયિકાપ્રકારો ઉપરાંત નાયિકાના અન્ય પ્રકારના ભેદો પાછળથી ઉમેરાયા અને તેને લાગુ કરાયા છે, કારણ, સમાજજીવનની ઘટનાઓ કાવ્યમા ઝિલાતી, તો કાવ્ય પરથી શાસ્ત્રે તેવા નવાનવા વર્ગીકરણો જેમજેમ સૂઝતા જાય તેમ રચવા માડ્યા આમ, સ્વીયા કે સ્વકીયા, પરકીયા અને સામાન્યાના પ્રકારનુ એક વર્ગીકરણ ભરતના વર્ગીકરણબાદ જોવા મળે છે અને ભરતના પ્રત્યેક પ્રકારને પેલા 'લાલ પીળો ને વાદળી' જેવા ત્રણે પ્રકાર લાગુ પાડેલા છે. આપણા મુદ્દાપૂરતુ સ્પષ્ટ કરીએ તો, કાવ્યશાસ્ત્રે સ્વીકારેલ છે તે મુજબ પ્રોષિતભર્તૃકાને સ્વકીયા, પરકીયા ને સામાન્યા—એવા ત્રણે પ્રકારના વર્ગીકરણ હેઠળ મૂકી શકાય એવુ એને વિવક્ષિત જણાય છે પણ એમ

એક વર્ગીકરણને બીજુ વર્ગીકરણ દરવેળા ને સાંગોપાંગ લાગુ પડી શકે ખરુ ? અને લાગુ પડતા, દરવેળા તેમા સુસગતિ જળવાય ખરી ? આ પ્રશ્નની દૃષ્ટિએ, ભરત અને તેની પછીના કાવ્યશાસ્ત્રીઓના વર્ગીકરણોના યોજેલા સબધની ચકાસણી થવી જોઈએ, જે ઊંડો અભ્યાસ માગી લે તેવુ છે અહીં આપણે સહેજ ઊડતી નજરે ભરત અને પાછળથી થયેલા સાહિત્યદર્પણકાર વિશ્વનાથની વ્યાખ્યાવડે તપાસી જોવા પ્રયત્ન કરીએ, જે વ્યાખ્યાઓથી આગળ આપણે પરિચિત થયેલા છીએ ભરતના કથન મુજબ જે નાયિકાનો પ્રિય પ્રવાસે છે તે કારણે તે કેશસસ્કાર વિનાની છે, તો સાહિત્યદર્પણકારના કથન મુજબ, તેથી કરીને તે 'મનોભવદુ ખાર્તા' છે, એટલે કે કામાર્ત છે સાહિત્યદર્પણકારે 'પ્રિય'ને બદલે 'પતિ' શબ્દ મૂકયો છે તે લક્ષમા રાખવા જેવો છે

આ બન્ને વ્યાખ્યાનો એકસાથે વિચાર કરીએ તો પ્રવાસી પતિની વિરહિણી, 'સતાપવ્યાકુલા' હોઈ વિકલાગવેશે છે એમ કહી શકાય અહીં નાયિકાના વિરહદુ ખનુ નિમિત્તકારણ દેશાન્તર ગયેલો નાયક એટલે કે તેનો પોતાનો પતિ છે, કોઈ અન્ય પુરુષ નથી કારણ વિશ્વનાથની વ્યાખ્યામા નિશ્ચિતપણે 'પતિ' શબ્દ છે માનો કે તેનો પતિ પ્રવાસે છે અને તે પરકીયા ને સામાન્યા પણ છે તો ઊલટાનુ તેવીને માટે, દેશાન્તરિત પતિનું—ને એથી કરીને પોતાનો માર્ગ મોકળો—અનુકૂળ—થયાનુ સુખ હોય કે દુ ખ ? આ એક સાદી સમજમાથી નીપજતો પ્રશ્ન છે

એક બીજો મુદ્દો ભરતે આપેલ 'પ્રોષિતભર્તૃકા' એવા પારિભાષિક નામલક્ષણ મુજબ, તે પ્રવાસે ગયેલા નાયકની એટલે કે પતિની–ભર્તાની વિવાહિતા પત્ની–નાયિકા છે પ્રોષિતપતિકા એવો શબ્દ પણ પ્રચલિત છે તેમાના આ 'ભર્તૃ' અને ખાસ કરીને 'પતિ', એ પર્યાયો શુ વિવાહિત દશાના સાકેતિક શબ્દો નથી ? છે આગળ જણાવી ગયા તે મુજબ નાયિકાભેદનુ એ આખુ યે વર્ગીકરણ નાયકને અવલબીને ઉદ્ભવતી નાયિકાના રતિભાવની અવસ્થા પરથી યોજાયુ છે અને એ દૃષ્ટિએ પણ તે, નાયકની વિરહિણી, નાયિકારૂપે જ હોય, સાથે સાથે, તે અન્ય સ્વરૂપે એટલે કે સામાન્યા–કે પરકીયા–સ્વરૂપે કેમ હોય ?

પણ માનો કે એકવાર આપણે વાસ્તવિક જગતમા તેમ બને છે માટે કોઈક પ્રોષિતભર્તૃકાને પરકીયા કે સામાન્યા લેખવામા બાધ ન જોઈએ તો, તે લક્ષમા લઈને નાયિકાલક્ષણ અને નાયિકા વિશેના વર્ગીકરણોનુ પરસ્પર-સકલન (co-ordination) થવુ જોઈએ પણ અહીં વ્યવહારનો પ્રશ્ન પ્રસ્તુત નથી—એટલા માટે કે વ્યવહારથી સાહિત્ય ને શાસ્ત્રનુ સ્વરૂપ અલગ પ્રકારનુ છે. કારણ, વ્યવહારનો અનુભવ અને સાહિત્યનો અનુભવ એક પ્રકારના નથી અને શાસ્ત્ર સાહિત્યને અવલબીને ચાલે છે એ દૃષ્ટિએ કલાકૃતિમાથી નીતરી આવતા માનવજીવનના નિર્ભેળ સત્યમાથી આસ્વાદ્ય એવો જે શુદ્ધ ભાવ વ્યક્ત થાય છે તે જોતા, પ્રોષિતભર્તૃકાની સ્વીકાર્ય યોજનામા એ લોકોએ પરકીયા–સામાન્યાનો કઈ રીતે સમાવેશ કર્યો હશે, તેની તમામ કાવ્યશાસ્ત્રના ગ્રથમાથી તુલનાત્મક અભ્યાસ વડે તપાસ કરવા જેવી આ બાબત જણાય છે કારણ, જે નાયિકા નિર્ભેળપણે પ્રોષિતભર્તૃકાનુ ભાવદૃષ્ટાન્ત છે તે એકીસાથે અન્ય—તેથી વિપરીત—ચોકઠામા કેમ બેસી શકે ? કારણ, કાવ્યનો ભાવ—અરે ! ભાવસઘર્ષ કે ભાવશબલતા પણ, શુદ્ધ પ્રકારના હોવા જોઈએ તે કવિના કે "સમાજના કોઈ પણ વ્યાવહારિક પ્રયોજનથી અબાધિત હોઈ શુદ્ધ સ્વરૂપ"–ના હોય તો જ તે અવિઘ્નકરપણે આસ્વાદ્ય બની શકે કાવ્યની તેવા શુદ્ધ ભાવસત્યો નીપજાવવાની ગુજાયેશ છે તેથી જ તેમાથી તર્કસગત કાવ્યશાસ્ત્ર ઉદ્ભવી શકયુ છે એટલે, વ્યવહારમા છે માટે કરીને પ્રોષિતભર્તૃકાને પરકીયા વગેરે તરીકે સ્વીકારીએ તો ઉપર્યુક્ત મુશ્કેલી ઊભી થાય તો પછી શાસ્ત્રમા તેને આવશ્યક એવા અલગ અલગ વિષયના પાડેલા નિશ્ચિત આકારવાળા વર્ગીકરણની ચોકસાઈ રહે નહિ એવા ભેળસેળિયા વર્ગીકરણને—તેના ખ્યાલને—રૂઢ કરવામા ભલીવાર હોઈ શકે નહિ પછી તે તર્કસગત–શાસ્ત્રીય વર્ગીકરણ રહી શકે નહિ

વળી, માનો કે વાસ્તવિક પરિસ્થિતિને અનુલક્ષીને પ્રોષિતભર્તૃકા માટે પરકીયા વગેરે અવસ્થાની શક્યતા સ્વીકારી લઈએ તો તેની નાયિકાનો રતિભાવ શૃગારના એટલે કે રસના સબધનો નહિ, પણ રસાભાસની કોટિનો લેખવો જોઈએ કારણ, આપણા કાવ્યાચાર્યોએ કેટલાક અનુચિત રતિભાવના નિરૂપણને રસનિષિદ્ધ લેખ્યા છે અને તેને રસાભાસની કોટિના ગણાવેલા છે તેનુ એ કારણ છે, આપણી સસ્કૃતિથી મુદ્રાકિત આપણી રસરુચિએ નીતિથી વિભક્ત એવી કલાયોજના કે વર્ગીકરણો સ્વીકાર્યાં નથી માનવસમાજમા મનુષ્યની નૈતિક દૃષ્ટિનો એક છેડો સર્વજનકલ્યાણના પ્રદેશ સાથે સમધિત છે, તો બીજો છેડો નીતિ સાથે સબધિત હોવાને કારણે જ, તે મનુષ્યચેતનાની અત્યત સૂક્ષ્મ ને નાજુક સુરુચિના પ્રદેશ જોડે સકળાયેલો છે આપણા કાવ્યશાસ્ત્રે આવી સૂક્ષ્મ કલારુચિ અને જીવન વિશેની પાવિત્ર્યની બુદ્ધિથી પ્રેરાઈને દેવ, ગુરુ, માતાપિતા, પશુ વગેરેના એક કે બીજે કારણે અનુચિત શૃગારનિરૂપણને તેમ જ બહુનાયકવિષયક રતિનો અભિલાષ સેવનારી સ્ત્રીને પણ, શૃગારરસ નહિ પણ તેના રસાભાસના વિભાવ તરીકે ઠરાવેલ છે આમ આપણે ઉપર્યુક્ત કોઈપણ પ્રકારના અનુચિત રતિભાવને સૂઝપૂર્વક કુત્સિત લેખી તેને અલગ તારવી, રસાભાસ તરીકે અલાયદુ સ્થાન આપ્યુ છે તો પછી, એ દૃષ્ટિએ પરકીયા કે સામાન્યા પ્રોષિતભર્તૃકા શૃગારરસનો આલબનવિભાવ શી રીતે હોઈ શકે ? તો બીજી બાજુ એવી સૂક્ષ્મ રુચિ ધરાવનાર આપણી સસ્કૃતિએ છેક અગ્રેજોના આગમન સુધી, બહુનાયિકાવિષયક રતિઅભિલાષ સેવનાર એવા કોઈ નાયકના નિરૂપણને ક્યાય નિષિદ્ધ લેખ્યુ નથી! સસ્કૃત સાહિત્યના નાટકોમા કેટલાય રાજાના તેવા પાત્રો છે તેને પણ આપણી સસ્કૃતિની એક તાસીર જ સમજવી જોઈએ ને ?

આ ઉપરાત શાસ્ત્ર પણ કાવ્યની જેમ કાવ્યનો અર્થ ઘટાવવા માટે પોતાની પ્રેરણા તેમ જ સામગ્રી, મહદશે ભલે કાવ્યમાથી પણ અમુક અશે જીવનમાથી—જીવનના નિરીક્ષણમાથી—વાસ્તવિક પરિસ્થિતિમાથી ઉપાડે છે અને તે પરથી નમૂનાદાખલ કોઈ આદર્શ રજૂ કરે છે એટલે કે એ આદર્શ ઘડવામા શાસ્ત્રને કાવ્ય ઉપરાત વાસ્તવિક જગતની મદદ લેવી પડે છે કાવ્ય ઉપરાત વ્યવહાર જગતમા નજરે પડતી અનેક પ્રોષિતભર્તૃકાઓમાથી કોઈક કોઈક તેવી સ્ત્રી અથવા તેનુ કોઈક કોઈક લક્ષણ, આદર્શ પ્રોષિતભર્તૃકાના ઘડતરના હોઈ શકે કવિચિત્ત પોતાની ભાવજરૂરત મુજબ તે બધા દૃષ્ટાતોના સમુચ્ચયરૂપ એક આદર્શભૂત નમૂનો ઉપસાવે છે શાસ્ત્ર પણ સાહિત્ય અને જીવનનો આશ્રય લઈ, વર્ગીકરણ અથવા વ્યાખ્યા તૈયાર કરે છે તેવી છૂટકછૂટક નાયિકાઓના દૈનદિન જીવન પરથી અને સાહિત્યમા થતા તેના રસદાયી સમર્થન પરથી જેમ કાવ્યશાસ્ત્ર તેમ સ્મૃતિ અને ધર્મશાસ્ત્રો પણ જીવનાચાર ઘડે છે તે મુજબ, પ્રોષિતભર્તૃકા નારી માટે કેટલાક આદર્શ આચારના સૂચનો નીચેના પ્રચલિત શ્લોકમા કરેલા છે

क्रीडा शरीरसस्कार समाजोत्सवदर्शनम् ।
हास्य परगृहे यान त्यजेत्प्रोषितभर्तृका ॥

—યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, ૧, શ્લોક ૮૪

એટલે કે—"પ્રોષિતભર્તૃકાએ ક્રીડા, શરીરસસ્કાર—પ્રસાધન, સમાજ તથા ઉત્સવ, હાસ્યદર્શન, પરગૃહગમન—તે તજવુ"

આ સૂચન પાછળ વાસ્તવિક જીવનનુ તથ્ય કઈક અંશે રહેલુ નથી જણાતુ ? જો નાયિકા પતિને કારણે વિરહસતપ્ત નારી હોય તો સ્વાભાવિકપણે 'रूक्षालककेशान्ता'—કેશસસ્કાર વગેરે વિનાની હોય માનવસ્વભાવનો આપણો અનુભવ સાખ પૂરે છે કે જે કોઈ વિરહી છે તેનો જીવનરસ કેટલો શોષાઈ જાય છે ! અને આ પ્રકારનુ વર્ણન જાણે ભાષ્યરૂપે સાહિત્યદર્પણકારની પ્રોષિતભર્તૃકાને—એવી કોઈ

અંત પુરવાસિની પતિનિષ્ઠ કુલવધૂને નથી નિર્દેશતુ ? તેવી વિરહિણીને પછી પાછળથી પરકીયાસામાન્યા તરીકે કેવી રીતે યોજી હશે ?

એક બાબત ઉમેરવી જોઈએ . ભરતની વ્યાખ્યામા નાયક માટે 'પ્રિય' શબ્દ છે પણ સાહિત્ય-દર્પણકારની વ્યાખ્યા સ્પષ્ટપણે નાયકના પતિસ્વરૂપનો બોધ કરે છે, જે આપણે આગળ જોયેલ છે પણ ભરતના વર્ગીકરણને આ પરકીયાવાળુ વર્ગીકરણ પાછળથી લાગુ પાડવામા આવ્યુ છે તે આપણને સાહિત્ય-દર્પણકારના નિરૂપણ પરથી જોવા મળે છે તેથી જીવનમા ને સાહિત્યમા વ્યક્ત થતી વાસ્તવિક પરિસ્થિતિની માગને અનુલક્ષીને એટલી વિશેષ વીગત ધીરેધીરે પાછળથી પુરાઈ માલૂમ પડે છે તો પછી તેવી પ્રોષિત-ભર્તૃકા જ્યારે પરકીયા કે સામાન્યા હોય ત્યારે રસાભાસનો વિભાવ બને કે શૃગારનો ? એ પ્રશ્ન વિચારવાનો રહે

આમ ' પતિ ' શબ્દને કારણે સાહિત્યદર્પણમા વ્યાખ્યાબદ્ધ થયેલી વિરહમ્લાન પ્રોષિતભર્તૃકા, પતિ વિના સિઝાતી સ્વકીયા હોવાનો ખ્યાલ ઉત્પન્ન કરે છે તેને પછી પરકીયા ઇ૦ હોવાનો કઢગો સભવ ઊભો થવાનુ કારણ છૂટે છૂટે હાથે અને સમયે થયેલા જુદા જુદા વર્ગીકરણોને એક સમગ્ર યોજનામા તાણીતૂશીને –કૃત્રિમપણે ઢાળવા–સાકળવા ને એમ કરીને સુબદ્ધ કરવા જતા આવી અસગતિ ઊભી થઈ હશે, એમ માનવુ ? પણ તે સિદ્ધ કરતાં પહેલા આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રના તમામ ગ્રથોનો સમયાનુક્રમ મુજબ અને સમાજશાસ્ત્રીય દૃષ્ટિએ વિસ્તૃત તેમ જ ઊંડો અભ્યાસ થવો જોઈએ આ મર્યાદિત નિરૂપણવાળા લખાણમા તેવી સર્વાંગત તપાસ અને તે પરથી થનાર નિર્ણય શકય નથી તેથી માત્ર સશયપ્રશ્નરૂપે અહીં તેનો નિર્દેશ કર્યો છે

છતા આ વર્ગીકરણો સબધમા આટલુ સૂચન કરી શકાય તેમને સુસગત રહી શકે તે મુજબ તમામને સાકળવા જતા અસગતિ ઊભી થવાનો ભય રહેલો છે કારણ, માનવપ્રકૃતિની નિરવધિ–પારાવાર, હરક્ષણે પરિવર્ત પામતી શક્યતાઓ છે તેને ઝીલનાર સાહિત્યને, તેથી સર્વાંગીણપણે અને સર્વ કાલ માટે કોઈપણ વર્ગીકરણના જડ ચોકઠામા બધી બાજુ બધબેસતુ આવે તે રીતે નિયત્રિત કરી શકાય નહિ કારણ, કાવ્ય ભલે તીવ્રતાથી, અને તેની સાથે શાસ્ત્ર પોતાની રીતિએ માનવજીવનનો જે તાગ લેવાનો પ્રયત્ન કરે છે તે અશત જ કરી શકે છે કઈક આકાશને આચ્છાદવા બિછાવેલા કપડાની મર્યાદા જેવો તેનો ઘાટ છે એક બાજુ ઢાકવા જતા બીજી બાજુ ખૂટે ને ઉઘાડુ પડે ! પણ મનુષ્ય, સમગ્ર નહિ છતા પોતાના મસ્તક ઉપરનુ મર્યાદિત આકાશ જેમ ઢાકવાની ચેષ્ટા કરી શકે છે, તેમ કાવ્ય અને શાસ્ત્ર જીવનનુ મર્યાદિત આકલન જરૂર કરી શકે સમયે સમયે તેમા ફેરફારો કે ઉમેરા થાય ક્યારેક તે નકામા ય નીવડે તે સત્યવેધી હોય એટલે બસ

પણ તેથી નિરપેક્ષ, આપણા વિરહસાહિત્યનો અહીં રજૂ થયેલો એક સુકુમારભાવ—કહો કે અનુભાવઅશ, કાવ્યાનદ આપી શકે તેવો અભ્યાસીને અવશ્ય જણાશે ઘણી વેળા કાવ્યનુ વિવેચન ગુણદર્શન એ રત્નમજૂષા છે તે આ અર્થમા કે, વિવેચનનિમિત્તે તેને અનુષગે સુદર અવતરણોને એક સ્થાને મૂકી તેની ઝળાહળા કાવ્યકાતિ મનભર માણી શકાય *

---

* પ્રસ્તુત લખાણ માટે જરૂરી અવતરણો, તેનાં સદર્ભસ્થાનો ને ગ્રથો વગેરેને મમતાથી ને ચીવટાઈથી સુકર કરી આપનાર નીચેના સ્વજનબધુઓનો સઋણ ઉલ્લેખ કરવો ઘટે

૧ પ્રાકૃત તથા અપભ્રશ વગેરે માટે શ્રી હ૦ ચુ૦ ભાયાણી

૨ સસ્કૃત માટે પ્રો૦ ગૌરીશકર ઝાલા તથા ભારતીય વિદ્યાભવનના સશોધનવિભાગના સસ્કૃતના અધ્યાપક સુરેશ ઉપાધ્યાય, તથા ત્યાંની સસ્કૃત પાઠશાળાના શ્રી પુરોહિત

૩ ભારતીય વિદ્યાભવન પુસ્તકાલયના ગ્રથપાલ શ્રી નયન પડ્યા

# જૈન કવિ શ્રી હેમરત્નવિરચિત વીરગાથા : ગોરા-બાદલ-પદમની-કથા-ચૌપઈ
[સંક્ષિપ્ત પરિચય]

મુનિ શ્રી જિનવિજયજી, પુરાતત્ત્વાચાર્ય

જૈન સંપ્રદાયનો ત્યાગીવર્ગ પ્રાચીન સમયમા મુખ્યત્વે 'યતિ'ના નામથી પ્રસિદ્ધ હતો એનુ બીજુ નામ 'મુનિ' પણ હતું, પરતુ જૈનેતર વર્ગ મોટે ભાગે જૈન ત્યાગીવર્ગને 'યતિ' નામથી ઓળખતો હતો

## જૈન યતિવર્ગનો સાહિત્યિક અને સાંસ્કૃતિક ફાળો

પજાબ, દિલ્હી પ્રદેશ, મારવાડ-મેવાડ વગેરે આખુ રાજસ્થાન, માલવા, મધ્ય પ્રદેશ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપરાત હવે પાકિસ્તાનમા ગયેલા હૈદરાબાદ સાથેના સિંધ પ્રદેશ સહિત ભારતના સમસ્ત પશ્ચિમ ભાગના મધ્યકાલીન ઇતિહાસનુ અવલોકન કરતા માલૂમ પડે છે કે એ યુગમા જૈન યતિવર્ગે દેશના સાહિત્યિક અને સાસ્કૃતિક વિકાસમા ઘણો મોટો ફાળો આપ્યો છે

જૈન ધર્મે ઉદ્બોધેલ જીવન-આદર્શ પ્રમાણે આ યતિઓ, ઇચ્છા અને સમજણપૂર્વક, સાસારિક જીવનનો ત્યાગ કરીને વિરક્ત જીવનનુ અનુસરણ કરતા હતા અને અહિંસાસાધક તપ, સયમ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વ્રતનુ પાલન કરવુ એ એમના જીવનનુ મુખ્ય લક્ષ્ય હતું આ લક્ષ્ય અનુસાર તેઓ પોતાના જીવનને એક સાધકના રૂપમા ફેરવવા માટે હમેશા યથાશક્તિ પ્રયત્નશીલ રહેતા હતા, અને પોતાના જ્ઞાન અને ઉપદેશ દ્વારા, એમના સપર્કમા આવતા જનસમૂહને આદર્શમય સુસસ્કારી જીવન જીવવાની પ્રેરણા આપતા રહેતા હતા આ યતિજનો કોઈ પણ સ્થાને સ્થિરવાસ કરવાને બદલે જુદા જુદા પ્રદેશોમા નિરતર પરિભ્રમણ કરતા રહેતા હતા, અને કેવળ સામાન્ય ભિક્ષા દ્વારા પોતાની કાયાને ટકાવી રાખતા હતા તેઓ ન કોઈની પાસે ધન-ધાન્યની યાચના કરતા કે ન કોઈની પાસેથી ભેટ–સોગાત–પૂજાને ઇચ્છતા કે સ્વીકારતા

જૈન યતિઓનુ આવુ નિ:સ્પૃહ જીવન જનસમૂહના અતરમા એમના પ્રત્યે આદર અને બહુમાનની લાગણી ઉત્પન્ન કરે છે તેઓ એક ઉત્તમ સાધક તરીકે પોતાની આત્મસાધના કરતા રહે છે, અને સાથોસાથ પોતાના સપર્કમા આવતા નર-નારીઓને, એમની યોગ્યતા અનુસાર, અહિંસા, સત્ય, અસ્તેય, દયા, દાન, પરોપકાર, સેવા-શુશ્રૂષા, દીન-દુ ખી જનો પ્રત્યે સહાનુભૂતિ, એમની સહાયતા તેમ જ રાષ્ટ્ર તથા સ્વધર્મની રક્ષા વગેરે સદાચારપોષક સદ્‌ગુણોના સસ્કારોનો વિકાસ કરવાની દૃષ્ટિએ સદુપદેશ આપતા રહે છે

જૈન યતિજનોના આવા સદાચાર-પોષક ઉપદેશને ઝીલીને હજારો માણસો એમના શ્રદ્ધાળુ અનુયાયી બની જતા હતા, અને એમણે બતાવેલા ધર્મમાર્ગનુ અનુસરણ કરતા રહેતા હતા પશ્ચિમ ભારતમા અત્યારે જેટલી જૈન વણિક જ્ઞાતિઓ કે જેટલા સમાજો હયાત છે તે બધાય આ જૈન યતિઓના સદુપદેશોને લીધે સસ્કારસપન્ન બની શક્યા છે આ જૈન સમૂહોએ પશ્ચિમ ભારતના સમગ્ર લોકજીવનના ઘડતર અને વિકાસમા ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે આ જૈન સમૂહો દેશની રાજકીય, આર્થિક, સામાજિક અને સાસ્કારિક પ્રવૃત્તિઓમા હમેશા પોતાનો ફાળો આપતા રહેવાની વિશિષ્ટ ફરજ બજાવતા રહ્યા છે એનો ઇતિહાસ ઘણો વિશાળ તેમ જ પ્રમાણભૂત છે પણ હજી સુધી એના ઉપર જોઇએ તેટલો પ્રકાશ પાડવાનો યોગ્ય પ્રયત્ન નથી થયો

આ જૈન યતિઓ જનસમૂહને સસ્કારસપન્ન કરવા માટે જેમ હમેશા ઉપદેશ આપતા રહેતા એ જ રીતે તેઓ જાતે જુદા જુદા વિષયોનુ વિશિષ્ટ જ્ઞાન મેળવતા રહેતા અને પોતાથી ભિન્ન દેશકાળમા રહેનાર કે થનાર જિજ્ઞાસુઓને પોતાની જ્ઞાનોપાસનાનો લાભ મળતો રહે એટલા માટે નવા નવા ગ્રથોની રચના કરીને દેશની સાહિત્યિક સમૃદ્ધિમા પણ વધારો કરતા રહેતા જૈન યતિઓએ રચેલ સાહિત્ય ઘણુ વિપુલ છે છેલ્લા એક હજાર વર્ષના ભારતીય સાહિત્યનો વિસ્તૃત ઇતિહાસ લખવામા આવે તો સખ્યાબધ જૈન યતિઓને એમા ઘણુ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થઈ શકે એવી એમની સેવાઓ છે

આ જૈન યતિઓ કે મુનિઓ પોતાના ધર્મ અને સપ્રદાયના મર્મજ્ઞ વિદ્વાન તો થતા જ હતા, પરતુ એમના જ્ઞાનાર્જન અને જ્ઞાનદાનનુ ક્ષેત્ર સર્વવ્યાપક અને સર્વાનુભવવાળુ રહેતુ હતુ તે તે સમયમા જ્ઞાત અને પ્રવર્તતી વિદ્યાઓની બધી શાખા-પ્રશાખાઓનુ આ વિદ્વાનો યથેષ્ટ આકલન, અધ્યયન, ચિંતન મનન, આલોચન અને સર્જન કરતા રહેતા હતા જેમ એમની જ્ઞાનપિપાસા અપરિમિત હતી, તેમ એમની જ્ઞાનોપાસના પણ એવી જ ઉત્કટ અને અસાધારણ હતી તેઓ વ્યાકરણ, કાવ્ય, કોષ, છદ, અલકાર, ન્યાય, પ્રમાણશાસ્ત્ર વગેરે શબ્દશાસ્ત્ર કે તત્ત્વવિવેચનને લગતા શાસ્ત્રોનુ અધ્યયન કરવા ઉપરાત જ્યોતિષ, વૈદ્યક, શિલ્પ, શકુન, વર્ષાવિજ્ઞાન, પ્રશ્નપરિજ્ઞાન, રમલ વગેરે બધી જાતના શાસ્ત્રોનુ પણ એવુ જ અધ્યયન, અવલોકન અને સર્જન કરતા રહેતા કેટલાય જૈન આચાર્યો અને યતિનાયકો મત્રવિદ્યા અને તત્રવિદ્યામા નિપુણ હતા જૈન ઇતિહાસના અગભૂત પ્રાચીન પ્રમાણો અને ઉલ્લેખો મુજબ એવા અનેક મોટા જૈન આચાર્યોનુ વર્ણન મળી આવે છે કે જેઓ મોટા માત્રિક અને તાત્રિક હતા પોતાની આ વિદ્યાને બળે એમણે એ વખતના જનસમૂહો ઉપર મોટો ઉપકાર કર્યો હતો, પોતાના દેશવાસીઓના આતર-બાહ્ય કષ્ટો દૂર કરવામા ઘણી મદદ કરી હતી તેઓ સદાચારનુ આચરણ કરવાની પ્રેરણા તો આપતા જ રહેતા હતા, પણ અવસર જોઈ ને લોકોને નીતિમાર્ગનુ અનુસરણ કરવાની પ્રેરણા આપીને રાજા અને પ્રજાની ફરજેનુ અને આદરવા યોગ્ય વ્યવહારોનુ પણ માર્ગદર્શન કરાવતા રહેતા હતા

એમના જ્ઞાન અને ચારિત્રબળને લીધે એમના પ્રત્યે શ્રદ્ધા ધરાવતા અનુયાયીઓ તો એમના સદુપદેશને માથે ચડાવવાને માટે હમેશા તત્પર રહેતા જ હતા, પરતુ જેઓ એમના અનુયાયી ન હતા

એવા અજૈનો પણ એમનો શ્રદ્ધા અને ભક્તિપૂર્વક હમેશા આદર કરતા રહેતા હતા નગર અને દેશ ઉપર શાસન ચલાવતા રાજાઓ વગેરે પણ એમના ઉપદેશ અને સલાહ-સૂચનનો લાભ લેતા રહેતા હતા

ઉપર સૂચવવામા આવ્યુ છે તે પ્રમાણે જનસમૂહની સાસ્કારિક તેમ જ સામાજિક ઉન્નતિમા આ વિદ્વાનોએ જેવો ફાળો આપ્યો છે, એવો જ ફાળો એમણે દેશની સાહિત્યિક સમૃદ્ધિને વધારવામા આપ્યો છે આ વિદ્વાનોએ, ઉપર સૂચવ્યા તેવા, જુદા જુદા વિષયને લગતા હજારો ગ્રથો પ્રાકૃત અને સસ્કૃત ભાષામા લખ્યા છે, જે ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતા જાય છે સસ્કૃત, પ્રાકૃત, અપભ્રશ ભાષા ઉપરાત પ્રાચીન રાજસ્થાની, ગુજરાતી વગેરે જેવી દેશ્ય ભાષાઓની સમૃદ્ધિને વધારવા માટે આ વિદ્વાનોએ આ દેશ્ય ભાષાઓમા અસખ્ય ગ્રથોની રચના કરી છે દેશ્ય ભાષાઓની આ રચનાઓમા, મુખ્યત્વે, સામાન્ય જનસમૂહને સભળાવવાની દૃષ્ટિએ કથા-વાર્તા જેવા લોકપ્રિય અને લોકભોગ્ય સાહિત્યનું વિવિધરૂપે એમણે સર્જન કર્યું છે ભાષાવિકાસ અને વિચારપ્રકાશની દૃષ્ટિએ, જૈન યતિઓએ સર્જેલુ આ દેશ્યભાષા-સાહિત્ય પણ ખૂબ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે આ યતિઓએ દેશ્ય ભાષામા કેવળ પોતાના સપ્રદાયને લગતી પ્રાચીન કથા-વાર્તાઓને જ ઉતારી છે એવુ નથી, એમણે તો દેશના સમગ્ર જનસમૂહમા પ્રચલિત લોકકથાઓ તથા ઐતિહાસિક પ્રબધોનુ પણ દેશ્ય ભાષામા એવુ જ વિશિષ્ટ અવતરણ, ભાષાતર કે આલેખન કરીને પોતાની કવિત્વશક્તિના ખીલેલા પુષ્પોથી માતૃભાષાસ્વરૂપ સરસ્વતીમાતાની ચરણપૂજા કરી છે

## હેમરત્નકૃત ચૌપઈ

અહીંયા આવા જ એક યતિજી દ્વારા પ્રાચીન રાજસ્થાની ભાષામા, અથવા જેને અમારા કેટલાક વિદ્વાન મિત્રો મારુ-ગૂર્જર તરીકે ઓળખાવવાનુ પસદ કરે છે તે ભાષામા, રચવામા આવેલી ભારતના ઇતિહાસની ખૂબ કરુણ છતા અત્યન્ત ગૌરવશાળી કથારૂપ વીરગાથાનો કઇક પરિચય આપવામા આવે છે

આ કથાકાવ્યનુ નામ "ગોરા-બાદલ-પદમની-કથા-ચૌપઈ"—અપરનામ "ગોરા-બાદલ-ચરિત્ર" છે એના કર્તા યતિ હેમરત્ન નામે કવિ છે આ કાવ્યમા ચિત્તોડની જગપ્રસિદ્ધ પદ્મિનીની આખી કથા વર્ણવવામા આવી છે

## પદ્મિનીની કથાની લોકપ્રિયતાનાં કારણ

ચિત્તોડની રાણી પદ્મિની કે પદ્માવતી ભારતીય લોકમાનસમા એક વિશિષ્ટ વીરાગના કે સતી નારી રૂપે સનાતન સ્થાન પામી ચૂકી છે એ રામાયણની સતી સીતા અને મહાભારતની દ્રૌપદીના સયુક્ત અવતારરૂપ આર્યનારીના અદ્ભુત પ્રતીક સમાન હતી તેથી ભારતની જુદી જુદી લોક ભાષાઓમા આ વિષયને લગતુ વિપુલ સાહિત્ય રચાયુ છે કથા, વાર્તા, નાટક, નવલકથા તેમ જ કવિતારૂપે એની હૃદયગમ કથા ભારતના ખૂણે ખૂણે પહોંચી ગઈ છે

પદ્મિનીની કથા ખૂબ લોકપ્રિય થઈ તેના કારણો અનેક છે એક તો એ ખૂબ રૂપવતી અને ગુણવતી શ્રેષ્ઠ નારી હતી ભારતમા પ્રાચીન સમયથી જેનુ વિશિષ્ટ ઐતિહાસિક અને ભૌગોલિક મહત્ત્વ લેખાતુ આવ્યુ છે તે વિખ્યાત તેમ જ સમૃદ્ધિ અને સસ્કૃતિથી પરિપૂર્ણ એવો ચિત્તોડદુર્ગ એની રાજધાની હતો ભારતના પ્રાચીનમા પ્રાચીન રાજવશોમાના એક ખૂબ ગૌરવશાળી ગુહિલોત રાજવશની એ રાજરાણી હતી ભારતના ઇતિહાસમા પ્રલયકાળ સમા દિલ્લીના દુષ્ટ મ્લેચ્છ મુસલમાન સુલતાન અલાઉદ્દીનની ક્રૂર કુદૃષ્ટિ એના ઉપર પડી હતી એ વિષયલોલુપ, મદાધ, ધર્મ-ધ્વસક, ખૂની, તુર્ક મુસલમાન ભારતની હિંદુ જાતિની એ સર્વશ્રેષ્ઠ નારીનુ સતીત્વ નષ્ટ કરીને એને પોતાની ગુલામ-બાદી

બનાવવા ચાહતો હતો; અને એમ કરીને એ હિંદુ જાતિના ધાર્મિક અને સાંસ્કૃતિક હૃદયનુ ખૂન કરીને એને પોતાના કબ્રસ્તાનમા દફનાવવા ચાહતો હતો અલાઉદ્દીને માન્યુ હશે કે ચિત્તોડ એ તો નાનુસરખુ રાજ્ય છે; એની લશ્કરી તાકાત કંઈ મોટી નથી; એ કિલ્લા ઉપર ચપટી વગાડતા કબજે થઈ જશે, અને ભારતની એ શ્રેષ્ઠ નારીને સહેલાઈથી મારા અત પુરમા હુ દાખલ કરી શકીશ પણ ચિત્તોડના મુઠ્ઠીભર વીરોએ એના આક્રમણનો દૃઢતાપૂર્વક સામનો કર્યો એને મહિનાઓ સુધી ત્યા પડાવ નાખીને પડ્યા રહેવુ પડ્યુ, અને પોતાના સેંકડો ચુનદા સૈનિકોના માથા કપાવા દેવા પડ્યા લડતા લડતા જ્યારે ચિત્તોડના બધા વીરો ખપી જવા આવ્યા ત્યારે પદ્મિનીએ પોતાના વીરોને કેસરિયા કરવાનુ કહીને, એમના કપાળમા અક્ષત-ચદનના તિલક કરીને, એમને વિદાય કર્યા, અને પોતે, પોતાના સમગ્ત નારીસમુદાયની સાથે, પદ્મિની સરોવરમા સ્નાન કરીને અને ભગવાન શકરની ભક્તિપૂર્વક પૂજા-પ્રાર્થના કરીને, મગળ ગીત ગાતી ગાતી ચિતા ઉપર બેસી ગઈ! જોતજોતામાં એની અને એની સાથેની બધી સતી નારીઓની સોનલવર્ણી કાયા, ચિતાની સોનલવર્ણી જ્વાળાઓમા ભળી જઈને, ગખનો પુજ બની ગઈ! જેમ કિલ્લામા ભડભડતી ચિતાની જ્વાળાઓ શાત થઈ ગઈ એમ કિલ્લાની નીચેની રણભૂમિમા રણવીરોની રક્તધારા પણ વહેતી બધ થઈ ગઈ! કિલ્લાના દરવાજા ઉઘાડા પડ્યા હતા અને રાજમહેલો સૂના થઈ ગયા હતા! જ્યારે અલાઉદ્દીન કિલ્લા ઉપર પહોંચ્યો ત્યારે એ પોતાના રાજકવિ અમીર ખુસરુ સામે જોઈને કોઈક 'હુદ હુદ'ને માટે બૂમો પાડી રહ્યો હતો, પણ ત્યા 'હુદ હુદ' ક્યા હતી? ફક્ત રાખના પુજમાથી રાખની ઝીણી રજ ઊડીઊડીને એની ગોઝારી આખોમા પડી રહી હતી, જેથી એ, પોતાનુ કાળુ મોં છુપાવતો છુપાવતો અને પોતાની ઘૃણાસ્પદ આખોને ચોળતો ચોળતો, હતાશ થઈને ખાલી હાથે દિલ્લી પાછો ફરી ગયો!

પદ્મિનીની જીવનકથાનુ આટલુ જ સારભૂત વૃત્તાત છે, પણ એ એટલુ તો ઉદાત્ત અને ભાવોત્તેજક છે કે પ્રત્યેક હિંદુ સતાન એને સાભળીને રોમાચિત થઈ જાય છે આબાલવૃદ્ધ બધા સ્ત્રી-પુરુષો આ કથાનુ શ્રવણ કરીને લાગણીભીના બની જાય છે હિંદુ જાતિની હસ્તિને જ ખતમ કરી નાખે એવા પ્રલયકાળ સમા એ યુગમા એક આદર્શ સન્નારી એવી થઈ, જેણે પોતાના સતીત્વ અને જાતીય ગૌરવની રક્ષા માટે પોતાના પ્રાણનુ એવી રીતે બલિદાન આપી દીધુ કે જેને લીધે હિંદુ જાતિના ગૌરવની દિવ્ય જ્યોતિ આજ સુધી પ્રકાશમાન રહી છે આને લીધે પદ્મિનીની કથા, એ મૂળ ઘટના બની ત્યારથી જ, માળવા, ગુજરાત વગેરે પ્રદેશોની જનતામા ખૂબ લોકપ્રિય થઈ ગઈ હતી, અને આબાલવૃદ્ધ જનસમૂહમા ખૂબ ભક્તિ, ઉલ્લાસ અને ગૌરવપૂર્વક કહેવા-સાભળવામા આવતી હતી—રાજસ્થાનથી દૂર છેક પૂર્વ ભારતમા પણ

પદ્મિનીની કથાની આવી હૃદયસ્પર્શિતા, વિશિષ્ટતા અને લોકપ્રિયતાથી પ્રભાવિત થઈને જ જાયસી જેવા મુસલમાન કવિ પણ અવધી ભાષામા આ કથાને 'પદ્માવત' નામથી કવિતાબદ્ધ કરવા પ્રેરાયા હતા જાયસીની આ કવિતા પણ, કથાની મુખ્ય નાયિકા પદ્મિનીની જેમ, સારા પ્રમાણમા લોકપ્રિય બની છે આ કૃતિની રચના પ્રાચીન હિન્દીની અવધી બોલીમા થયેલ હોવાથી ઉત્તર ભારતમા એનો પ્રચાર વિશેષ થયો છે

## ઐતિહાસિક સામગ્રીનો અભાવ, સાહિત્યિક સામગ્રીની પ્રાપ્તિ

કાળના પ્રભાવે જ્યારે મોટા-મોટા સમ્રાટોના જીવન સબધી પણ આપણને થોડીક પણ ઐતિહાસિક સામગ્રી મળી શકતી નથી, ત્યારે પદ્મિની જેવી એક નાના સરખા રાજ્યના શક્તિહીન રાજાની રાણી

સબધી ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થવાની આશા રાખવી વ્યર્થ છે આમ છતા પદ્મિની એક મોટી ભાગ્યશાળી ગણી છે કે જેના સબધી તથ્યાતથ્યમિશ્રિત, ઇતિહાસનો આભાસ કરાવતી કેટલીક સાહિત્યિક રચનાઓ મળી આવે છે કવિ હેમરત્નવિરચિત ‘ ગોરા-બાદલ-પદમની-કથા-ચોપઈ ’ આવી રચનાઓમાની એક રાજસ્થાની ભાષાની વિશિષ્ટ કૃતિ છે

## કવિ જાયસીકૃત ‘ પદ્માવત ’

આમ તો, આગળ સૂચવ્યુ તેમ, મુસલમાન સૂફી કવિ જાયસીએ અવધી ભાષામા રાણી પદ્મિનીની જીવનકથા સભળાવતુ ‘ પદમાવત ’ નામે સુદર, પ્રૌઢ કાવ્ય રચ્યુ છે એ કાવ્ય હેમરત્નકૃત ‘ ચૌપઇ ’ કરતા આશરે અરધી સદી પહેલા રચાયુ છે જાયસીની આ કૃતિ હિંદી-ભાષા-સાહિત્યમા એક ખૂબ મહત્ત્વની અને ઉત્કૃષ્ટ કોટિની રચના મનાય છે, અને એના ઉપર અનેક વિદ્વાનોએ વ્યાખ્યા, વિવેચન કે સમાલોચનારૂપે ગ્રથ, નિબધ કે પ્રબધ લખ્યા છે આ કૃતિમા જાયસીએ પદ્મિનીના જીવનનુ વર્ણન વિશુદ્ધ કથારૂપે નહિ પણ આલકારિક ભાષામા મહાકાવ્યની ઢબે કર્યું છે કવિ જાયસી સૂફી વિચારસરણીનો અનુયાયી હતો એનુ ધ્યેય હિંદુ જનતામા ખૂબ લોકપ્રિય અને શ્રદ્ધાસ્પદ બનેલી સતી પદ્મિનીની આબાલગોપાલપ્રસિદ્ધ લોકકથાને સૂફી વિચારસરણી અને કલ્પનાના રગે રજિત કરીને એ કથાને વાચવા-સાભળનારાઓને પોતાના સપ્રદાયની વિચારસરણી તરફ આકર્ષિત કરવાનુ હતું જાયસીના સસ્કાર અને ભાવ ઇસ્લામી સસ્કૃતિથી રગાયેલા હતા, અને એનો ઉછેર ફારસી-અરબી ભાષાના સાહિત્યની પરપરામા થયો હતો, તેથી એની કૃતિમા એને અનુરૂપ ભાવાભિવ્યક્તિ થવા પામી છે આમ છતા એ કવિ હિંદુ વિચારસરણી, ભાવાભિવ્યક્તિ અને સાહિત્યશૈલીથી સુપરિચિત હતો, તેથી એની રચનામા વિશેષ ભેદભાવ નજરે નથી પડતો, અને તેથી એની રચના હિંદુઓને માટે પણ એટલી જ સ્વીકાર્ય અને આદરપાત્ર બની શકી છે

## પ્રસ્તુત કૃતિનું ઐતિહાસિક મહત્ત્વ

જાયસીકૃત ‘ પદમાવત ’ જેમ ઉત્તર ભારતમા વિશેષ પ્રચલિત બન્યુ તેમ રાજસ્થાન, ગુજરાત, માળવા જેવા પશ્ચિમ ભારતના પ્રદેશોમાં કવિ હેમરત્નની પ્રસ્તુત રચના વિશેષ પ્રસિદ્ધ હતી આ કવિ વિદ્વાન જૈન યતિ હતા એમની ભાષા સુપરિષ્કૃત રાજસ્થાની છે, પણ એની રચના મારવાડ, મેવાડ, માળવા અને ગુજરાતના પ્રદેશોમા સમાનરૂપે ઉપયોગમા લેવાતી શૈલીમા થયેલી છે

ઐતિહાસિક દૃષ્ટિએ આ કૃતિ વિશેષ મહત્ત્વ ધરાવે છે કવિએ પોતે જ આ કૃતિની પ્રશસ્તિમા (A પ્રતિની પ્રશસ્તિની ૪થી ૭મી કડીઓમા) જણાવ્યુ છે તે પ્રમાણે આ ચૌપઈની રચના ઉદયપુર રાજ્ય અને એના રાજવશ સાથે વિશેષ સબધ ધરાવતા, ઓસવાલ જાતિના, કાવડિયા ગોત્રના તારાચદની માગણીથી કરવામા આવી હતી આ તારાચદ ઇતિહાસપ્રસિદ્ધ દેશભક્ત વીર ભામાશાહનો નાનો ભાઈ થતો હતો, અને મહારાણા પ્રતાપનો વિશ્વાસુ રાજ્યાધિકારી હતો સુપ્રસિદ્ધ હલ્દીઘાટના યુદ્ધમાં ભામાશાહની સાથે તારાચદ પણ એક અગ્રણી યોદ્ધો અને સૈન્યનો સચાલક હતો એણે ચિત્તોડના રાજવશની રક્ષાને માટે અનેક પ્રકારે સેવાઓ આપી હતી, તેથી એના અતરમા ચિત્તોડની ગૌરવગાથાનુ ગાન કરાવવાનો ઉલ્લાસ હોય એ સ્વાભાવિક છે જ્યારે કવિ હેમરત્ન વિ૦ સ૦ ૧૬૪૫નુ ચોમાસુ સાદડી નગરમા રહ્યા તે વખતે તારાચદ ત્યા મોટા રાજ્યાધિકારીને પદે હતા જૈન સમાજની પરપરા પ્રમાણે તારાચદ ધર્મગુરુઓને વદન કરવા તેમ જ એમનો ઉપદેશ સાંભળવા, યથાસમય, જૈન ઉપાશ્રયમા જતા રહેતા હતા યતિ હેમરત્ન સારા કવિ હતા અને ધર્મોપદેશમાં તેઓ પોતાની રચનાઓને આધારે

પ્રવચન કરતા હતા તારાચંદ એમની આવી કૃતિઓને સાંભળીને ખૂબ પ્રસન્ન થતો એકવાર અવસર જોઈને એણે કવિ હેમરત્નને વિનતિ કરી કે તેઓ ચિત્તોડના ઇતિહાસની પદ્મિનીની ગૌરવભરી કીર્તિકથાનુ પોતાની હૃદયસ્પર્શી કાવ્યમય વાણીમા ગાન કરે તારાચંદની આ પ્રાર્થના ઉપરથી હેમરત્ને આ કાવ્યકૃતિ રચવાની શરૂઆત કરી, અને વિ૦ સ૦ ૧૬૪૫ના શ્રાવણ શુદ પાચમના દિવસે એ પૂરી કરી કવિના કહેવા મુજબ આની રચના વખતે મહારાણા પ્રતાપ હયાત હતા *

આ ચૌપઈના રચનાકાલથી આશરે ૨૦–૨૧ વર્ષ પહેલા અકબરે ચિત્તોડનો સર્વનાશ કર્યો હતો, અને એ દુ ખદ ઘટનાની બહુ ઘેરી અસર મેવાડની જનતાના ચિત્ત ઉપર થઈ હતી ચિત્તોડના પતનથી ૧૧ વર્ષ પછી થયેલ હલ્દીઘાટના યુદ્ધમા તારાચંદ પણ એક શૂરવીર યોદ્ધા તરીકે હાજર હતો મહારાણા પ્રતાપના એ સુરક્ષિત પહાડી પ્રદેશના મારવાડ અને ગુજરાતના ધોરી માર્ગ ઉપર આવેલુ એ સાદડી નગર એક મહત્ત્વનુ નાકુ હતુ અરવલીના દુર્ગમ સ્થાનો અને માર્ગોનુ એ પ્રવેશદ્વાર હતુ તેથી એના રક્ષણનો ભાર મહારાણા પ્રતાપે તારાચંદને સોંપ્યો હતો એ તારાચંદના જ આગ્રહથી, એ સાદડી નગરમા આ ચૌપઈની રચના થઈ હતી, તેથી આ રચનાનુ આ ઐતિહાસિક મહત્ત્વ પણ છે

કવિ હેમરત્નની આ ચૌપઈ ખૂબ લોકપ્રિય થઈ હતી ચિત્તોડની પદ્મિનીની કથામા ગોરા અને બાદલની સ્વામિભક્તિનુ અનુપમ ઉદાહરણ આવે છે, એમણે અદ્ભુત રીતે ચિત્તોડના ગૌરવનુ રક્ષણ કર્યું એનુ વર્ણન આમા છે આ કાવ્યની રચના થઈ તે વખતે જ આની અનેક નકલો થઈ હતી, અને મારવાડ, મેવાડ, માળવા, ગુજરાત વગેરે પ્રદેશોમા એનો ખૂબ પ્રચાર થયો હતો

### લબ્ધોદયકૃત 'પદ્મિની-ચરિત્ર-ચઉપઈ'

આ ચૌપઈના અનુકરણ રૂપે, પછીથી, બીજા કવિઓએ પણ આ કથાને પોતાની કવિતા-વાણીમા ગૂથી છે એમાં લબ્ધોદય કવિએ રચેલી આવી જ એક 'પદ્મિની-ચરિત્ર-ચઉપઈ' નામે રચના છે, જે હેમરત્નની રચના બાદ આશરે ૬૦-૬૨ વર્ષ પછી (વિ૦ સ૦ ૧૭૦૬–૭મા) રચાઈ છે લબ્ધોદય પણ, કવિ હેમરત્નની જેમ, વિદ્વાન જૈન યતિ હતા તેઓ પણ લોકપ્રિય ધર્મકથાઓને પોતાની કવિતામા ગૂથીને ધર્મોપદેશ વખતે એના ઉપર પ્રવચન કરતા રહેતા હતા તેઓ ખરતરગચ્છની પરપરાના યતિ હતા સવત ૧૭૦૬–૭મા તેઓ ઉદયપુરમા ચોમાસુ રહ્યા હતા એ વખતે એમના ગચ્છના આગેવાન, ઓસવાલ જાતિના, કટારિયા ગોત્રના ભાગચદે એમને પદ્મિનીની કથાને ચઉપઈમા ઉતારવાનો અનુરોધ કર્યો ભાગચદનો મોટો ભાઈ હસરાજ ઉદયપુરના મહારાણા જગતસિંહની માતા જમ્બૂવતીનો કારભારી હતો ભાગચદનો એક મોટો ભાઈ ડુગરસી નામે હતો, એને ધર્મકરણીમા ખૂબ આસ્થા હતી એમની પ્રેરણાથી

---

* સવત સોલઇ સઇ પણયાલ, શ્રાવણ સુદિ પચમી સુવિસાલ ।
પુહવી પીઠ ઘણુ પરગડી, સબલ પુરી સોહઇ સાદડી ॥ ૪ ॥
પૃથવી પરગટ રાણ પ્રતાપ, પ્રતપઇ દિન દિન અધિક પ્રતાપ ।
તસ મત્રીસર બુદ્ધિનિધાન, કાવેડયા કુલતિલક નિધાન ॥ ૫ ॥
સામિ ધરમિ ધુરિ ભામુ સાહ, વયરી વસ વિધુસણ રાહ ।
તસુ લઘુ ભાઈ તારાચદ, અવનિ જાણિ અવતરિઉ ઇદ ॥ ૬ ॥
ધ્રૂ જિમ અવિચલ પાલઇ ધરા, શત્રુ સહુ કીધા પાધરા ।
તસુ આદેશ લહી સુભ ભાઈ, સભા સહિત પામી સુપસાઇ ॥ ૭ ॥
—A પ્રતની પ્રશસ્તિ

સમયથી ઐતિહાસિક આધારો પ્રાપ્ત થવાની આશા રાખવી વ્યર્થ છે આમ છતા પદ્મિનીની એક મોટી આખ્યાયિકા ઈ. સ. ૧૬ મી [illegible] નાયકનાયિકાશ્રિત, [illegible] આશ્રય કરતી કેટલીક સાહિત્યિક રચનાઓ મળી આવે છે કવિ હેમરત્નવિરચિત ' ગોરાબાદલપદ્મિની કથા-ચોપઈ ' આવી રચનાઓમાની એક રાજસ્થાની ભાષાની વિશિષ્ટ કૃતિ છે

## કવિ જાયસીકૃત ' પદ્માવત '

આમ તો, આગળ સૂચવ્યુ તેમ, મુસલમાન સૂફી કવિ જાયસીએ અવધી ભાષામા રાણી પદ્મિનીની જીવનકથા [illegible] ' પદ્માવત ' નામે સુંદર, પ્રૌઢ કાવ્ય રચ્યું છે એ કાવ્ય હેમરત્નકૃત ' ચોપઈ ' કરતા આશરે અર્ધી સદી પહેલા રચાયુ છે જાયસીની આ કૃતિ હિંદી-ભાષા-સાહિત્યમા એક ખૂબ મહત્ત્વની અને ઉત્કૃષ્ટ કોટિની રચના મનાય છે, અને એના ઉપર અનેક વિદ્વાનોએ વ્યાખ્યા, વિવેચન કે સમાલોચનારૂપે ગ્રંથ, નિબંધ કે પ્રબંધ લખ્યા છે આ કૃતિમા જાયસીએ પદ્મિનીના જીવનનુ વર્ણન વિશુદ્ધ કથારૂપે નહિ પણ આલંકારિક ભાષામા મહાકાવ્યની ઢબે કર્યું છે કવિ જાયસી સૂફી વિચારસરણીનો અનુયાયી હતો એનુ ધ્યેય હિંદુ જનતામા ખૂબ લોકપ્રિય અને શ્રદ્ધાસ્પદ બનેલી સતી પદ્મિનીની આબાલગોપાલપ્રસિદ્ધ લોકકથાને સૂફી વિચારસરણી અને કલ્પનાના રંગે રંજિત કરીને એ કથાને વાંચનાર-સાંભળનારાઓને પોતાના સંપ્રદાયની વિચારસરણી તરફ આકર્ષિત કરવાનું હતું જાયસીના સંસ્કાર અને ભાવ ધરબાગી સંસ્કૃતિથી રંગાયેલા હતા, અને એનો ઉછેર ફારસી-અરબી ભાષાના સાહિત્યની પરંપરામા થયો હતો, તેથી એની કૃતિમાં એને અનુરૂપ ભાવાભિવ્યક્તિ થવા પામી છે આમ છતા એ કવિ હિંદુ વિચારસરણી, ભાવાભિવ્યક્તિ અને સાહિત્યશૈલીથી સુપરિચિત હતો, તેથી એની રચનામા વિશેષ ભેદભાવ નજરે નથી પડતો, અને તેથી એની રચના હિંદુઓને માટે પણ એટલી જ સ્વીકાર્ય અને આદરપાત્ર બની શકી છે

## પ્રસ્તુત કૃતિનું ઐતિહાસિક મહત્ત્વ

જાયસીકૃત ' પદ્માવત ' જેમ ઉત્તર ભારતમાં વિશેષ પ્રચલિત બન્યુ તેમ રાજસ્થાન, ગુજરાત, માળવા જેવા પશ્ચિમ ભારતના પ્રદેશોમાં કવિ હેમરત્નની પ્રસ્તુત રચના વિશેષ પ્રસિદ્ધ હતી આ કવિ વિદ્વાન જૈન યતિ હતા એમની ભાષા સુપરિષ્કૃત રાજસ્થાની છે, પણ એની રચના મારવાડ, મેવાડ, માળવા અને ગુજરાતના પ્રદેશોમા સમાનરૂપે ઉપયોગમા લેવાતી શૈલીમા થયેલી છે

ઐતિહાસિક દૃષ્ટિએ આ કૃતિ વિશેષ મહત્ત્વ ધરાવે છે કવિએ પોતે જ આ કૃતિની પ્રશસ્તિમા (A પ્રતિની પ્રશસ્તિની ૪થી ૭મી કડીઓમા) જણાવ્યુ છે તે પ્રમાણે આ ચોપઈની રચના ઉદયપુર રાજ્ય અને એના રાજવંશ સાથે વિશેષ સબધ ધરાવતા, ઓસવાલ જાતિના, કાવડિયા ગોત્રના તારાચદની માગણીથી કરવામા આવી હતી આ તારાચદ ઇતિહાસપ્રસિદ્ધ દેશભક્ત વીર ભામાશાહનો નાનો ભાઈ થતો હતો, અને મહારાણા પ્રતાપનો વિશ્વાસુ રાજ્યાધિકારી હતો સુપ્રસિદ્ધ હલ્દીઘાટના યુદ્ધમાં ભામાશાહની સાથે તારાચદ પણ એક અગ્રણી યોદ્ધો અને સૈન્યનો સચાલક હતો એણે ચિત્તોડના રાજવશની રક્ષાને માટે અનેક પ્રકારે સેવાઓ આપી હતી, તેથી એના અતરમા ચિત્તોડની ગૌરવગાથાનુ ગાન કરાવવાનો ઉલ્લાસ હોય એ સ્વાભાવિક છે જ્યારે કવિ હેમરત્ન વિ૦ સ૦ ૧૬૪૫નું ચોમાસુ સાદડી નગરમા રહ્યા તે વખતે તારાચદ ત્યા મોટા રાજ્યાધિકારીને પદે હતા જૈન સમાજની પરપરા પ્રમાણે તારાચદ ધર્મગુરુઓને વદન કરવા તેમ જ એમનો ઉપદેશ સાભળવા, યથાસમય, જૈન ઉપાશ્રયમા જતા રહેતા હતા યતિ હેમરત્ન સારા કવિ હતા અને ધર્મોપદેશમા તેઓ પોતાની રચનાઓને આધારે

પ્રવચન કરતા હતા તારાચદ એમની આવી કૃતિઓને સાભળીને ખૂબ પ્રસન્ન થતો એકવાર અવસર જોઈ ને એણે કવિ હેમરત્નને વિનતિ કરી કે તેઓ ચિત્તોડના ઇતિહાસની પદ્મિનીની ગૌરવભરી કીર્તિકથાનુ પોતાની હૃદયસ્પર્શી કાવ્યમય વાણીમા ગાન કરે તારાચદની આ પ્રાર્થના ઉપરથી હેમરત્ને આ કાવ્યકૃતિ રચવાની શરૂઆત કરી, અને વિ૦ સ૦ ૧૬૪૫ના શ્રાવણ શુદ પાચમના દિવસે એ પૂરી કરી કવિના કહેવા મુજબ આની રચના વખતે મહારાણા પ્રતાપ હયાત હતા *

આ ચૌપઈના રચનાકાલથી આશરે ૨૦–૨૧ વર્ષ પહેલા અકબરે ચિત્તોડનો સર્વનાશ કર્યો હતો, અને એ દુ ખદ ઘટનાની બહુ ઘેરી અસર મેવાડની જનતાના ચિત્ત ઉપર થઈ હતી ચિત્તોડના પતનથી ૧૧ વર્ષ પછી થયેલ હલ્દીઘાટના યુદ્ધમા તારાચદ પણ એક શૂરવીર યોદ્ધા તરીકે હાજર હતો મહારાણા પ્રતાપના એ સુરક્ષિત પહાડી પ્રદેશના મારવાડ અને ગુજરાતના ધોરી માર્ગ ઉપર આવેલુ એ સાદડી નગર એક મહત્ત્વનુ નાકુ હતુ અરવલીના દુર્ગમ સ્થાનો અને માર્ગોનુ એ પ્રવેશદ્વાર હતુ તેથી એના રક્ષણનો ભાર મહારાણા પ્રતાપે તારાચદને સોંપ્યો હતો એ તારાચદના જ આગ્રહથી, એ સાદડી નગરમા આ ચૌપઈની રચના થઈ હતી, તેથી આ રચનાનુ આ ઐતિહાસિક મહત્ત્વ પણ છે

કવિ હેમરત્નની આ ચૌપઈ ખૂબ લોકપ્રિય થઈ હતી ચિત્તોડની પદ્મિનીની કથામા ગોરા અને બાદલની સ્વામિભક્તિનુ અનુપમ ઉદાહરણ આવે છે, એમણે અદ્ભુત રીતે ચિત્તોડના ગૌરવનુ રક્ષણ કર્યું એનુ વર્ણન આમા છે આ કાવ્યની રચના થઈ તે વખતે જ આની અનેક નકલો થઈ હતી, અને મારવાડ, મેવાડ, માળવા, ગુજરાત વગેરે પ્રદેશોમા એનો ખૂબ પ્રચાર થયો હતો

## લબ્ધોદયકૃત ‘પદ્મિની-ચરિત્ર-ચઉપઈ’

આ ચૌપઈના અનુકરણ રૂપે, પછીથી, બીજા કવિઓએ પણ આ કથાને પોતાની કવિતા-વાણીમા ગૂથી છે એમા લબ્ધોદય કવિએ રચેલી આવી જ એક ‘પદ્મિની-ચરિત્ર-ચઉપઈ’ નામે રચના છે, જે હેમરત્નની રચના બાદ આશરે ૬૦-૬૨ વર્ષ પછી (વિ૦ સ૦ ૧૭૦૬–૭મા) રચાઈ છે લબ્ધોદય પણ, કવિ હેમરત્નની જેમ, વિદ્વાન જૈન યતિ હતા તેઓ પણ લોકપ્રિય ધર્મકથાઓને પોતાની કવિતામા ગૂથીને ધર્મોપદેશ વખતે એના ઉપર પ્રવચન કરતા રહેતા હતા તેઓ ખરતરગચ્છની પરપરાના યતિ હતા સવત ૧૭૦૬–૭મા તેઓ ઉદયપુરમા ચોમાસુ રહ્યા હતા એ વખતે એમના ગચ્છના આગેવાન, ઓસવાલ જાતિના, કટારિયા ગોત્રના ભાગચદે એમને પદ્મિનીની કથાને ચઉપઈમા ઉતારવાનો અનુરોધ કર્યો ભાગચદનો મોટો ભાઈ હસરાજ ઉદયપુરના મહારાણા જગતસિંહની માતા જમ્બૂવતીનો કારભારી હતો ભાગચદનો એક મોટો ભાઈ ડુગરસી નામે હતો, એને ધર્મકરણીમા ખૂબ આસ્થા હતી એમની પ્રેરણાથી

---

* સવત સોલઇ સઇ પણુયાલ, શ્રાવણ સુદિ પચમી સુવિસાલ ।
પુહવી પીઠી ઘણુ પરગડી, સબલ પુરી સોહઇ સાદડી ॥ ૪ ॥
પૃથવી પરગટ રાણુ પ્રતાપ, પ્રતપઇ દિન દિન અધિક પ્રતાપ ।
તસ મત્રીસર બુદ્ધિનિધાન, કાવેડયા કુલતિલક નિધાન ॥ ૫ ॥
સામિ ધરમિ ધુરિ ભામુ સાહ, વયરી વસ વિધુસણ રાહ ।
તસુ લઘુ ભાઈ તારાચદ, અવનિ જાણુ અવતરિઉ ઇદ ॥ ૬ ॥
ધ્રૂય જિમ અવિચલ પાલઇ ધરા, શત્રુ સહુ કીધા પાધરા ।
તસુ આદેશ લહી સુભ ભાઈ, સભા સહિત પામી સુપસાઇ ॥ ૭ ॥
—A પ્રતની પ્રશસ્તિ

લબ્ધોદયે 'પદ્મિની-ચરિત્ર-ચઉપઈ' નામે કાવ્યની રચના કરી હેમરત્નની રચના મુખ્યત્વે દોહા અને ચોપાઈ છંદમાં રચેલી છે, ત્યારે લબ્ધોદયે પોતાની રચના જુદા જુદા દેશી રાગોની ગીતબદ્ધ શૈલીમા કરી છે, પણ એની કથાનુ મુખ્ય વર્ણન હેમરત્નની કૃતિને આધારે જ કરવામા આવ્યુ છે આ ચઉપઈ બીકાનેરના 'સાદૂલ રાજસ્થાની રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ' તરફથી તાજેતરમા પ્રગટ થઈ છે એની સાથે કોઈ પ્રાચીન કવિ મલ્લે રચેલ 'ગોરા-બાદલ કવિત્ત' તથા જટમલ નાહરે રચેલ 'પદ્મિની-ચરિત્ર' અથવા 'ગોરા-બાદલ કથા' નામની કૃતિ પણ પ્રગટ કરી દેવામા આવી છે

## હેમરત્નની રચનાના મૂળ મુદ્દા

હેમરત્નની ચોપઈના મૂળ મુદ્દા આ પ્રમાણે છે (૧) ચિત્રકૂટ નામે સુપ્રસિદ્ધ અને સુસમૃદ્ધ દુર્ગનો રાજા ગુહિલોત વંશનો રતનસેન છે (૨) એની પટરાણી પ્રભાવતી નામે છે, જે રૂપે-રંગે રંભા જેવી અને શીલવતી સતી નારી છે (૩) એ ખૂબ પતિપરાયણ અને હેતાળ છે (૪) એક દિવસ રાજાએ જમતા જમતા રાણીની રસોઈની આવડતમા કંઈક ખામી બતાવી, તો રાણીએ હસતા હસતા મહેણુ માર્યું કે મારી રસોઈ તમને ન ગમતી હોય તો પદ્મિણીને પરણી લાવો ! (૫) રાજા એ મહેણાને સાચુ કરી બતાવવા પદ્મિણી નારીની શોધમા નીકળી પડ્યો (૬) ફરતા ફરતા સિંહલ દેશમા પદ્મિની રાજકુમારી હોવાનુ એના જાણવામા આવ્યુ (૭) એ ખૂબ જહેમત ઉઠાવીને સિંહલ દેશમા પહોંચ્યો અને પોતાની હોશિયારીથી પદ્મિનીને પરણી લાવ્યો (૮) રાઘવચેતન નામે એક બ્રાહ્મણ રાજાના દરબારમા હતો, એ પોતાની વિદ્યાથી રાજાને પ્રસન્ન કરતો હતો (૯) પણ, કોઈક અનુચિત ઘટનાને લીધે, રાજાને એ બ્રાહ્મણના ચારિત્ર ઉપર સંદેહ જાય છે, અને તેથી રાજા એનુ અપમાન કરીને એને ત્યાથી કાઢી મૂકે છે (૧૦) બ્રાહ્મણ ગુસ્સે થઈને રાજા ઉપર દ્વેષ ધારણ કરીને, વેર લેવાની બુદ્ધિથી, દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીનના દરબારમા પહોંચી જાય છે (૧૧) ત્યા પણ એ પોતાની તાન્ત્રિક વિદ્યાથી બાદશાહને ખુશ કરે છે, અને બાદશાહની કામવાસના ઉત્તેજિત થાય એ રીતે ચિત્તોડના રાજાની રાણી પદ્મિનીના અનુપમ સૌંદર્યનુ વર્ણન કરે છે (૧૨) લંપટ બાદશાહ પદ્મિનીને મેળવવા માટે મોટા લશ્કર સાથે ચિત્તોડ ઉપર ચડાઈ કરે છે (૧૩) ઘણા પ્રયત્ન, સંઘર્ષ અને બળનો ઉપયોગ કરવા છતા જ્યારે એ ચિત્તોડનો કિલ્લો નથી જીતી શકતો ત્યારે એ છળ-કપટ રચીને, રાજાને ભ્રમમા નાખીને, કિલ્લો જોવાને બહાને રાજાનો મહેમાન બને છે (૧૪) રાજા એક ક્ષત્રિયને છાજે એ રીતે એનુ આતિથ્ય કરે છે, પણ એ વિશ્વાસઘાતી સુલતાન કિલ્લાથી ઊતરતી વખતે રાજાને કેદ કરીને પોતાની છાવણીમા લઈ જાય છે (૧૫) બાદશાહ રાજાને ખૂબ દુ ખ આપે છે, અને એ જોઈ-સાંભળીને બધા ચિત્તોડનિવાસીઓ ભારે મુસીબતમા મૂઝવણમા પડી જાય છે અને રાજાને કેવી રીતે છોડાવી શકાય એનો ઉપાય વિચારવા લાગે છે (૧૬) એ વખતે અલાઉદ્દીન પોતાના દૂતને કિલ્લામા મોકલીને કહેવરાવે છે કે જો મને રાણી પદ્મિનીને સોંપી દેવામા આવશે તો હુ રાજાને છોડી મૂકીશ અને ચિત્તોડનો ઘેરો ઉઠાવીને ચાલતો થઈશ (૧૭) રાજાની પટરાણીનો પુત્ર વીરભાણ, જે પોતાની ઓરમાન માતા પદ્મિની તરફ દ્વેષભાવ ધરાવતો હતો, એ પોતાના સરદારોને કહે છે કે 'જો ચિત્તોડની અને રાજાની રક્ષા કરવી હોય તો પદ્મિનીને સુલતાનને સોંપી દીધા સિવાય બીજો કોઈ ઉપાય નથી ' (૧૮) પદ્મિનીને કાને જ્યારે આ વાત જાય છે ત્યારે એ બહુ ખિન્ન થાય છે એક બાજુ ચિત્તોડની અને પોતાના પતિની રક્ષાનો સવાલ છે, અને બીજી બાજુ પોતાના સતીત્વ અને કુળધર્મની મર્યાદાની રક્ષાનો પ્રશ્ન છે એને પોતાના જીવનની રક્ષાની તો કશી જ ચિંતા નથી એ વિચારે છે 'હુ તો પળમાત્રમા મારા પ્રાણનો ત્યાગ કરીને મારા સતીત્વની રક્ષા કરી શકુ છુ જીવતેજીવ તો હુ ક્યારેય એ દુષ્ટ સુલતાનના હાથમા નહીં પડુ, પરતુ મારા પ્રાણ આપવા છતા શુ મારા સ્વામી બચી

શકશે અને ચિત્તોડનો સર્વનાશ થતો અટકી જશે ખરો ?' (૧૯) આ અગે કેટલીક વિચાર કરીને પદ્મિની પોતાના વિશ્વાસપાત્ર રાજપૂત યોદ્ધા ગોરા રાવતને ઘેર પહોંચે છે ગોરા મોટો વીર અને પરાક્રમી રાજપૂત છે, પણ કોઈ કારણસર એ રાજા રતનસેનથી અસતુષ્ટ બનીને રાજદરબારથી અલિપ્ત રહે છે રાજમાતા પદ્મિનીની વાત સાભળીને એ ખૂબ ચિંતામા પડી જાય છે, અને આ આફતનો સામનો કેવી રીતે થઈ શકે એનો ઉપાય વિચારે છે એનો એક ભત્રીજો બાદલ યુવાન, ઘણો બુદ્ધિશાળી અને ભારે શૂરવીર છે ગોરા એની સાથે વિચાર કરે છે કાકો-ભત્રીજો બન્ને એક અદ્ભુત પ્રપચ દ્વારા રાજાને છોડાવી લાવવાની યોજના ઘડે છે રાણી પદ્મિની એ સાભળીને રાજી થાય છે (૨૦) પછી એ બન્ને યોદ્ધાઓ રાજદરબારીઓને મળીને એમને પોતાની યોજના સમજાવે છે બધા એમની સાથે સહમત થાય છે, અને એ પ્રમાણે બધી તૈયારી કરીને, પદ્મિનીને બહાને પાલખીમા ગોરા રાવતને છુપાવીને, એને યોગ્ય ખૂબ શોભા સાથે સેંકડો પાલખીઓનો રસાલો લઈ ને તેઓ અલાઉદ્દીનની છાવણીમા પહોંચે છે બાદશાહ આ છળથી સાવ અજ્ઞાત છે, અને ભારે આતુરતાથી પદ્મિનીનુ સ્વાગત કરવાની ઘડીની રાહ જોઇ રહ્યો છે (૨૧) બાદલ ચુપચાપ રાજાને ગોરાની પાલખીમા બેસારી દે છે, અને એને કિલ્લા તરફ રવાના કરી દે છે એટલામા વાતનો ભેદ ખૂલી જાય છે અને સુલતાનની છાવણીમા દોડધામ મચી જાય છે 'દગો ! દગો !'ની બૂમો સાથે ત્યા મારામારી અને કાપાકાપી શરૂ થઈ જાય છે પાલખીઓમા છુપાયેલા સૈનિકો વીર ગોરાની આગેવાની નીચે અદ્ભુત વીરતા દાખવીને સેંકડો દુશ્મન-સૈનિકોનો સહાર કરી નાખે છે ગોરા વીર શૌર્ય દાખવીને ત્યા વીરગતિને પામે છે (૨૨) પોતાની સેનાનો ભારે સહાર થઈ જવાને લીધે સુલતાન હતાશ થઈ ને દિલ્લી પાછો ફરી જાય છે આ રીતે અદ્ભુત પરાક્રમ અને બુદ્ધિબળથી રાજા રતનસેન અને રાણી પદ્મિનીની રક્ષા કરવાને કારણે બાદલ વીરનો સર્વત્ર જયજયકાર થાય છે

હેમરત્નના આ મુદ્દાઓમા અસભવનીય ઘટનાનો થોડો પણ આભાસ નથી, બધી ઘટનાઓ ક્રમબદ્ધ અને બહુ જ સ્વાભાવિક રીતે વર્ણવી છે ઠેકઠેકાણે હેમરત્ને કથાના આધારભૂત કેટલાય પ્રાચીન કવિત્ત વગેરે આપ્યા છે, જે નિ શકપણે પૂર્વવર્તી કવિઓની રચનાઓમાથી લેવામા આવ્યા છે

## એક અસંગત વાત અને તેનો ખુલાસો

હેમરત્નની કથામા જે વાત અસગત જેવી લાગે છે તે પદ્મિનીને સિંહલ દેશની રાજકન્યા કહી છે એ છે સિંહલની અત્યત રૂપવતી રાજકન્યાઓની કથાઓને લીધે કથાકારોએ સિંહલને પદ્મિનીનુ પિયર માની લઈને એનો એ રીતે પ્રચાર કર્યો હોય એ બનવાજોગ છે રાજસ્થાનના મહાન ઇતિહાસકાર સ્વ૦ ગૌરીશકર ઓઝાજીએ આ અગે એવી કલ્પના કરી છે કે રાજા રતનસેન સિંહલ જેટલા સુદૂરના પ્રદેશમા જઈને પદ્મિનીને પરણી લાવ્યો હોય એ કોઈ રીતે સભવિત નથી સભવ છે કે પદ્મિની મેવાડના સિંગોલી જેવા સ્થાનની રાજકન્યા હોય અને ભાટો વગેરેએ શબ્દસામ્યને લીધે એનુ 'સિંહલ' બનાવી દીધુ હોય જોકે મારી પાસે કોઈ આધાર નથી, છતા મારી કલ્પના છે કે પદ્મિની સિંહલ દેશની નહિ પણ સિંઘલ અર્થાત્ પ્રસિદ્ધ સિંધ પ્રદેશના કોઈ રાજપૂતની કન્યા હશે સિંધલની સ્ત્રીઓના રૂપ-લાવણ્યનુ વર્ણન રાજસ્થાનના પાછળના કવિઓએ ખૂબ કર્યું છે, અને સિંધલની રૂપવતી સ્ત્રીઓને રાજસ્થાનની સ્ત્રીઓના સૌંદર્યના પ્રતીક તરીકે વર્ણવવામા આવી છે કર્નલ ટૉડે સિંહલના રાજા અને પદ્મિનીના પિતાનુ નામ હમીરસિંહ લખ્યુ છે, અને એને ચૌહાણ વશનો કહ્યો છે સિંહલ અર્થાત્ લકામા ચૌહાણ રાજાનુ હોવુ સર્વથા અસભવ છે હમીરસિંહ નામ પણ શુદ્ધ રાજસ્થાની છે તેથી કર્નલ ટૉડના આ ઉલ્લેખમા કઈ પણ તથ્ય હોય તો તે 'સિંહલ'ને સ્થાને 'સિંધલ' માની લેવાથી સાર્થક થઈ શકે છે, અને પદ્મિનીની શરૂઆતની આખી કથા સભવિત અને સગત બની શકે છે .

## જાયસી અને હેમરત્નની રચનાઓમાં તફાવત

જાયસી પદ્મિનીના વાસ્તવિક આત્માને પિછાનતો ન હતો એને એના લોકવિશ્રુત ઇતિહાસનું પણ વિશેષ જ્ઞાન ન હતું; એ ચિત્તોડના રાજા રતનસેનને ચૌહાણ માને છે જાયસી કેવળ કાવ્યની દૃષ્ટિએ આ કથાનું આલેખન કરે છે એના ભાવોમાં આત્મીયતાનો આભાસ નથી એ વાચતાં કવિતાનો આસ્વાદ તો મળે છે, પરંતુ કથામા આવતાં પાત્રોના આલેખનમા કોઈ પોતાપણાનું સવેદન થતું નથી એનાં વર્ણનો ખૂબ લાંબાં લાંબાં અને ઉપમા વગેરે અલકારોથી ભરેલાં છે જાણે કવિ આ કથા નિમિત્તે પોતાની કાવ્ય-શક્તિને દેખાડવા માગતો હોય એવો જ આભાસ આ રચના વાચતાં થાય છે જાયસીએ કેટલાક વર્ણનો તો એવો મુસલમાની ઢોળ ચડાવીને લખ્યાં છે કે જે સરકારી, ધર્મનિષ્ઠ હિંદુને સાભળવા કે વાચવા ન ગમે હેમરત્નની રચના સહજ, અકૃત્રિમ, હૃદયગમ અને ભાવોદ્બોધક છે પદ્મિની, રાજા રતનસેન, ગોરા બાદલ, રાઘવચેતન અને અલ્લાઉદ્દીન વગેરે બધા પાત્રોનું આલેખન, તે તે વ્યક્તિના સ્વભાવને અનુરૂપ, સાવ આડબર વગરનું થયું છે આમા કોઈ જાતની કૃત્રિમતાનો આભાસ સુધ્ધાં નથી થતો જાણે એમ લાગે છે કે હેમરત્ન પોતાની આંખે દેખેલી ઘટનાઓનું સહજ વર્ણન કરી રહ્યા છે આ વર્ણન સાથે જાણે એનો આત્મીય સબધ અભિવ્યક્ત થાય છે હેમરત્નની કૃતિમા ભારતની એક શ્રેષ્ઠ સતી નારીના અખડ શીલવ્રતનું, સાચા સ્વામિભક્ત રાજપૂત યોદ્ધાના સ્વધર્મ કાજે સમર્પિત થઈ જવાના ઉદાત્ત જીવનવ્રતનું શ્રદ્ધાભર્યું આલેખન જોવા મળે છે હેમરત્નની આ રચના આપણું એક રાષ્ટ્રીય ગીત છે હેમરત્ને જે રીતે પદ્મિનીની કથા વર્ણવી છે, લગભગ એ જ પ્રકારે એના સમકાલીન મુસલમાન ઇતિહાસલેખકોએ પણ એ ઘટનાનું વર્ણન કર્યું છે

## ઘટનાની ઐતિહાસિકતા : ડૉ૦ કાનૂનગોના મતનું નિરાકરણ

પણ, જાયસીની અસબદ્ધ અને અપ્રાસગિક વાતોથી ભરેલી પદ્મિનીની કથા પ્રકાશમા આવતાં, અનેક વાચકોને એની યથાર્થતા ઉપર શકા થવા લાગી, અને અનેક ઐતિહાસિક જિજ્ઞાસુઓ અને વિદ્વાનોએ એ સબધી ઊહાપોહ શરૂ કર્યો ભારતના પ્રાચીન ઇતિહાસને શકાની દૃષ્ટિએ જોનારાઓને પદ્માવતી–પદ્મિનીની કથાનો, જાયસીના સમયથી પહેલાના સમયનો, કોઈ વિશ્વાસપાત્ર સ્રોત ન દેખાયો તેથી તેઓ એવા અભિપ્રાય ઉપર આવ્યા કે—પદ્મિનીની આ કથા એ કેવળ જાયસીની કલ્પના જ છે, એમા કોઈ ઐતિહાસિક તથ્ય છે નહિ અલ્લાઉદ્દીને ચિત્તોડ ઉપર આક્રમણ કરીને એના ઉપર ઇસલામનો ઝડો ફરકાવ્યો, એનો ઉલ્લેખ અલ્લાઉદ્દીનના પોતાના દરબારી લેખકોએ કર્યો છે, અને એમનામા સૌથી મુખ્ય પ્રસિદ્ધ લેખક અમીર ખુસરુ છે અમીર ખુસરુ પોતે ચિત્તોડના આક્રમણ વખતે અલ્લાઉદ્દીનની સાથે હતો એણે એ લડાઈનું વર્ણન કરતાં ચિત્તોડના રાજા રતનસેન અને રાણી પદમાવતી કે પદ્મિનીનો જરાસરખો પણ નિર્દેશ કર્યો નથી પછી અકબરના સમયમા થયેલા મુસલમાન ઇતિહાસલેખકો, જેમા ફરિશ્તા અને અબુલફજલ વગેરેનો સમાવેશ થાય છે, એમણે પદ્મિનીની ઘટનાનું વર્ણન કર્યું છે, પરતુ તેઓ જાયસી પછી થયા છે, એટલે એમની કથાનો મુખ્ય આધાર જાયસીનું પદમાવત જ છે એને જ આધારે પછીના હિંદુ કવિઓએ પણ પદ્મિનીની કથાને પ્રચલિત કરી વગેરે વગેરે—આ મતના મુખ્ય પ્રચારક છે સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા બગાળના વિદ્વાન ડૉ૦ કાલિકારજન કાનૂનગો

ડૉ૦ કાનૂનગોએ પોતાની માન્યતાના સમર્થનમા કેટલાક તર્ક આપ્યા છે એક તો એ કે અલ્લાઉદ્દીનના સમકાલીન ઇતિહાસલેખકોએ પદ્મિનીનો કશો નિર્દેશ કર્યો નથી બીજું, જાયસીની પહેલાં પદ્મિની સબધી કોઈ રચના મળતી નથી ત્રીજું, પછીથી થયેલા ભાટચારણોએ પદ્મિનીને લગતી જે કથા કહી છે એમા પરસ્પરમા વિસવાદ અને કાળક્રમનો અસંબદ્ધ ઉલ્લેખ છે.

ડૉ૦ કાનૂનગો જેવા વિચારકોનુ ખડન કરનારાઓમા રાજસ્થાનના જાણીતા ઇતિહાસજ્ઞ ડૉ૦ દશરથ શર્મા મુખ્ય છે એમણે કેટલાક વિશિષ્ટ ઐતિહાસિક પ્રમાણોને આધારે પદ્મિનીની કથાને ઇતિહાસસિદ્ધ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે બિકાનેરથી પ્રગટ થયેલ, અગાઉ સૂચિત, લબ્ધોદય કવિની 'પદ્મિની-ચઉપઈ'ની શરૂઆતમા 'રાની પદ્મિની—એક વિવેચન' શીર્ષક ડૉ૦ શર્માજીનો ટૂકો છતા સારભૂત લેખ છપાયો છે એમા ડૉ૦ શર્માજીએ ડૉ૦ કાનૂનગોના તર્કોનો જવાબ આપતા કહ્યુ છે કે અલ્લાઉદ્દીનના સમકાલીન લેખકોએ પદ્મિની સબધી ચર્ચા નથી કરી એ હકીકતને કોઈ પ્રબળ પ્રમાણરૂપ ન લેખી શકાય, એ લેખકોએ તો એવી અનેક બાબતોનો ઉલ્લેખ નથી કર્યો કે જે અન્ય પ્રમાણોથી જાણી શકાય છે જાયસીની પહેલા પદ્મિનીના અસ્તિત્વનો સૂચક કોઈ ઐતિહાસિક ઉલ્લેખ નથી મળતો, એવો ડૉ૦ કાનૂનગોનો બીજો તર્ક પણ બરાબર નથી જાયસી પહેલા (સ૦ ૧૫૮૩મા) રચાયેલી 'छिताई वार्ता'મા રતનસેન, પદ્મિની, ગોરા-બાદલ અને ચિત્તોડની ઘટનાનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે કોઈ અજ્ઞાત કવિ, ભાટ કે ચારણે રચેલા ગોરા-બાદલના ચરિત્રને લગતા કવિત્ત મળી આવ્યા છે, જે ભાષાની દૃષ્ટિએ જાયસી પહેલાના માલૂમ પડે છે રાજા રતનસિંહનો સ૦ ૧૩૫૯નો સ્પષ્ટ શિલાલેખ* ચિત્તોડમાથી મળી આવ્યો છે, એને આધારે એ વખતે એ ત્યાનો રાજા હતો એ નિશ્ચિત થાય છે આ તર્કોને આધારે ડૉ૦ શર્માજીએ એમ પુરવાર કર્યું છે કે જાયસીના 'पदमावत'ની પહેલા જ પદ્મિનીની કથા અને અલ્લાઉદ્દીનની લપટતા સારી રીતે જાણીતી થઈ ચૂકી હતી

હેમરત્નને જાયસીના 'पदमावत' સબધી કશી જાણકારી નહિ હતી એમણે તો રાજસ્થાનમા પરાપૂર્વથી લોકવિખ્યાત બનેલા કથાબીજોને આધારે પોતાની સ્વતત્ર કૃતિ રચી છે એ સ્પષ્ટ કહે છે કે 'सुणिउ तिसु भाष्यउ सबधि' (A પ્રતિની પ્રશસ્તિ, કડી ૧૦) અર્થાત્ મેં જેવો સબધ સાભળ્યો તેવો કહ્યો છે વળી, કવિ પોતાની રચનાના પ્રારભમા જ કહે છે કે 'केळवस्यु साची कथा, कॉणि न आवइ काइ' (ત્રીજી કડી) એટલે કે હુ સાચી કથા રચીશ અને એમા કોઈ ખોડ અર્થાત્ અસત્ય નહિ આવવા દઉં આ રીતે હેમરત્નની કથા અને એના મુખ્ય પાત્રો બિલકુલ ઐતિહાસિક હતા, એમા શકા નથી

## પદ્મિનીની આ કથા સુખાંત કેમ?

આમ છતા એક વાતનુ આશ્ચર્ય થયા વગર નથી રહેતુ કે હેમરત્ન વગેરે રાજસ્થાનના કવિઓએ પદ્મિનીના જીવનની અતિમ ઘટના (પોતાના પતિની પાછળ સતી થવા) અગે કેમ કશુ નથી લખ્યુ? આ રાજસ્થાની કવિઓ પદ્મિનીની કથાને સુખાત રૂપમા જ પૂરી કરે છે, અને એ કથાનો જેવો કરુણ અત જાયસીએ વર્ણવ્યો છે, એ અગે સર્વથા મૌન સેવે છે, એમ કેમ બન્યુ હશે?

પદ્મિની સબધી બધી કથાઓમા સૌથી વધારે સગત અને આધારભૂત રચના કવિ હેમરત્નની પ્રસ્તુત કૃતિ જણાય છે સભવ છે, પદ્મિનીના કરુણ અત અગે એને કોઈ વિશ્વાસપાત્ર આધાર જાણવા નહિ મળ્યો હોય, તેથી એણે એનુ કોઈ સૂચન નહિ કર્યું હોય અને રાજા રતનસેનની મુક્તિની સાથે જ આ કથાને સુખાન્ત રૂપમા પૂરી કરી દીધી હોય

## વીરગાથાની કેટલીક પ્રસાદી

સામાન્ય જનસમુદાયમા રાષ્ટ્રભાવના કે રાષ્ટ્રીય ચેતનાનો સચાર કરે એવી અદ્ભુત આ વીરગાથા દસ ખડમા વિભક્ત છે ગ્રથની પ્રશસ્તિની કડીઓ, અને વચ્ચે વચ્ચે, આભમા તારલિયાના જેમ, શોભી

* જુઓ, ગૌરીશકર હીરાચદ ઓઝાકૃત 'उदयपुर राज्यका इतिहास' ખંડ ૨, પૃ૦ ૪૯૫-૪૯૬

ઉપરના કવિત્તોને બાદ કરતા ચોપાઈઓ અને દુહાઓની કડીઓની સંખ્યા ૬૨૦ છે પોતાના ગઢના ગૌરવના કે પોતાની અસ્મિતાની રક્ષા માટે સર્વસ્વ ન્યોછાવર કરવાની પ્રેરણા આપતા આ વીરકાવ્યનું મધ્ય ચિન્તન છે કવિવર હેમરત્નની આવી પ્રેરક અને ઓજસ્વી વાણીમાંથી થોડીક કાવ્યપ્રસાદી અહીં નીચે રજૂ કરવામા આવે છે .

## ખંડ પહેલો

### કથાના મુખ્ય વીરોનો નિર્દેશ કરતા કવિ શરૂઆતના દુહામા કહે છે

સામિ-ધરમ જિણિ સાચવિઉ, વીરા રસ સવિસેષ ।
સુભટાં મહિ સીમા લહી, રાખી જિનવટ રેખ ॥ ૬ ॥

ગોરા રાવત અતિ ગુણી, વાદલ અતિ બલવંત ।
બોલિસુ વાત બિહુ તણી, સુણિયો સગલા સંત ॥ ૭ ॥

### ચિત્રકૂટ (ચિત્તોડ)નું વર્ણન કરી કવિ રાજા રતનસેનનો પરિચય આપે છે

તિણિ ગઢિ રાજ કરઇ ગહિલોત્ત, રતનસેન રાજા જસ-જોત્ત ।
પ્રબલ પરાક્રમ પૂર પ્રતાપ, પેસી ન સકઇ જસુ ઘટિ પાપ ॥ ૧૮ ॥

અવનિ ધણી લગ અવિચલ આણ, ભાલિ તપઈં જસુ બારઇ ભાણ ।
વૈરી કદ તણુઉ કુદાલ, રણ રમીઉ નઈ અતિ રઢાલ ॥ ૧૯ ॥

### પદ્મિની નારીનુ સામાન્ય વર્ણન

ભમર ઘણા ગુંજારવ કરઈં, પદમિણિ-પરિમલ મોહ્યા ફિરઈં ।
પદમિણિ તણુઉ પરતઞ એહ, ભૂલા ભમર ન છંડઈં દેહ ॥ ૮૭ ॥

## ખંડ બીજો

### પદ્મિણીનુ દુહામા વિશેષ વર્ણન

વાદલ મહિ જિમ વીજલી, ચંચલ અતિ ચમકંતિ ।
મહલ માહિ તિમ તે તણુઉ, ઝલહલ તનુ ઝલકંતિ ॥ ૧૧૪ ॥

પાન પ્રહીસયઇ પદમિણી, ગલિ તંબોલ ગિલંતિ ।
નિરમલ તનિ તંબોલ તે, દેહ અહિય દીસંતિ ॥ ૧૧૫ ॥

હંસ-ગમણિ હેજઈં હસઈં, વદન-કમલ વિહસંતિ ।
દંતકુલી દીસઇ જિસી, જાણિ કિ હીરા હુંતિ ॥ ૧૧૬ ॥

### વ્યાસ રાઘવચેતન, રાજાનો કોપ, વ્યાસની વિચારણા

તિણિ પુરિ રાઘવચેતન વ્યાસ, વિદ્યાસુ અધિકઉ અભ્યાસ ।
રાજા તિણિ રીઝવીઉ ઘણું, સુહત ઘણું ઘઈ વ્યાસાં તણું ॥ ૧૨૩ ॥

એક દિવસિ પદમિણિ નઇ પાસિ, રાજા બેઠઉ કરઇ વિલાસ ।
નેહ નિતબની સુબનિ કરઇ, રાજા આલિંગન આચરઇ ॥ ૧૨૫ ॥

તિણિ પ્રસ્તાવઈં રાઘવ વ્યાસ, પુહતઉ પદમિણિ તણુઇ આવાસ ।
તે દેખી રાજા ખુણસીઉ, રાઘવ ઊપરિ કોપ જ કીઉ ॥ ૧૨૬ ॥

વલતા વ્યાસ ન તેડ્યા માહિ, માઁન મુહતથી મુક્યા ઠાહિ ।
ઇણિ મુઝ દીઠી એ પદમિણી, આઁખિ હરાવુ હુ એ તણી ॥ ૧૩૪ ॥
વ્યાસ સુણી ઇમ મનિ બીહનઉ, કુણ વેસાસ કરઇ સીહનઉ ।
રાજા મિત્ર કદી નવિ હોઈ, નવિ દીઠુઉ નવિ સુણીઉ કોઈ ॥ ૧૩૫ ॥

## ખંડ ત્રીજો

### રાઘવની દિલ્લી તરફ રવાનગી; અલાઉદ્દીનની કૃપા; પ્રતિપોષની પ્રતિજ્ઞા

ઇમ આલોચી રાઘવ-વ્યાસ, ચિત્રકોટ નઉ છાઁડિઉ વાસ ।
માણસ મુહરઈ લેઈ કરી, ગઢથી છાનઉ ગઉ નીસરી ॥ ૧૩૭ ॥
દિલ્લીપતિ પતિસાહ પ્રચંડ, અવનિ એક તસુ આણ અખંડ ।
અલાવદીન નવ ખંડે નામ, નૃપ સહુ તેહનઉં કરઇ સિલાઁમ ॥ ૧૪૨ ॥
માન મુહત વધાઉ પુર માઁહિ, પૂછઈ તેડી નિત પતિસાહિ ।
ઉલગતાઁ તૂઠઉ અવનીસ, પૂગી રાઘવ તણી જગીસ ॥ ૧૪૬ ॥
ઇક દિન આવિઉ એ અભિમાઁન, "રતનસેન મુઝ મણીઉ માઁન ।
વાલુ વયર કિસી પરિ એહ, સાઁમિ-ધરમ નઇ દીધઉ છેહ ॥ ૧૪૮ ॥
તઉ હુ જઉ પદમિણિ અપહરુ, ચિત્રકોટથી અલગઉ કરુ ।
પદમિણિ નારિ ખરી પડવડી, લગિ પાતિસાહ કરુ પરગડી ॥ ૧૪૯ ॥

ચોથા ખંડમા પદ્મિણીની શોધમા અલાઉદ્દીનનો સિંહલદ્વીપનો ફેરો ફોગટ ગયાનુ વર્ણન આવે છે

## ખંડ પાચમો

### અલાઉદ્દીન રાઘવને પદ્મિણી બીજે ક્યા છે એ પૂછે છે, રાઘવ ચઢવણી કરે છે, અલાઉદ્દીન ચિત્તોડ પર ચડાઈ કરે છે

"સિંઘલદીપ પખે પદમિણી, વલે કિહાઁ છઇ કહિ મુઝ ભણી" ।
વ્યાસ કહઈ—"સભલિ સુલિતાઁણ, ઇક વલિ પદમિણિનુ અહિઠાઁણ ॥ ૨૩૫ ॥
ચિંહુ દિસિ ચવિઉ ગઢ ચીતોડ, વીંઝાચલ મહિ વિસમઇ હાડિ ।
રતનસેન રાજા રઢાલ, કલહ કરૂર મહા કપાલ ॥ ૨૩૬ ॥
તસુ ઘરિ નારિ અછઇ પદમિણી, સેષનાગ સિરિ જિમ હુઇ મણી ।
લેઈ ન સકઇ કોઈ તેહ, તિણિ કારણિ સુ ભાખુ એહ ॥ ૨૩૭ ॥
સાહ કહઇ—"સભલિ હો બભ, એવડુઉ ફોકટ કીઉ આરભ ।
બીજી વાત સહૂ હિવ તિજઉ, ગઢ ચીતોડ તણુઉ સુ ગજઉ ॥ ૨૩૮ ॥
ઊભા-ઊભિ લીઉં પદમિણી, જીતિતઉ પકડુ ગઢનઉ ધણી" ।
સબલ સેન લે આલિમ ચડિઉ, ધર ધ્રૂજી વાસિગ ધડહડિઉ ॥ ૨૩૯ ॥

## ખંડ છઠ્ઠો

### રતનસેનનો સામનો, અલાઉદ્દીનની વિમાસણ અને છેતરપીંડીની યોજના

રતનસેન પિણ રોસઇં ચડિઉ, દીઠઉ આલિમ આવી પડિઉ ।
સુભટ સેન સજ કીધી સહૂ, બલવત બોલઈ બહસે બહૂ ॥ ૨૪૭ ॥
"સાહિ ભલઇં તુ આવિઉ સહી, પિણિ હિવ નાસિ મ જાએ વહી ।
નામતાઁ છઇ નર નઇ ખોડી, હુ ઠાવઉ છુ ઇણ હિજિ હોડિ" ॥ ૨૪૮ ॥

માંગ હનઇ હૂઉ સંગ્રામ, પિણ નવિ સીધઉ કોઇ કાંમ।
ઘણા મગાવ્યા મુગલ મીર, અસિપતિ માંની હીયઇ ધીર ॥ ૨૬૬ ॥
આલિમસાહિ કરઇ આલોચ, હમકઉ માહિં હુઉ સકોચ।
વ્યાસ કહઇ—" મહાજિ મુહિતાંણુ, કોટ ન લીજઇ કિમ હી માંણુ ॥ ૨૬૭
પાનઉ કોઈ ન્ઉ છલ-ભેદ, મન પત્યાગઉ મગ્ગ મભેદ।
વાત ચલાવઉ કપટઇ ઘણી, માહિ હૂઉ મિત્ર તુમસુ ખુણી ॥ ૨૬૮ ॥
પદમિણિ જોયઈ ઉમાહ તણી, મુઝ મનિ ખતિ અછઇ અતિ ઘણી।
અવર ન કાંઈ માગઇ માહિ, આપ સેનમું આવઇ માહિ ॥ ૨૭૧ ॥
એક વાર દેખી પદમિણી, સાહિ સિધાવઇ દીલી ભણી ",
—એમ કહી મકલ્યા પરધાંન, રતનસેન પૂછ્યા કે માંન ॥ ૨ ૨ ॥
" કહઉ કિમ આવ્યઉ તુમ્હિ પરધાંન ?" તવ તે બોલઈ—' સુણિ રાજાંન।
આલિમસાહિ કહઇ છઇ એમ,—" માહો-માહિ કરઉ હિવ પ્રેમ " ॥ ૨૭૩ ॥

## ખંડ સાતમો

### અલાઉદ્દીનનુ આગમન, પદ્મિનીનો મીરસવાનો ઇનકાર, દાસીઓને જોઈને બાદશાહનુ અચરજ

રાઘવ વ્યાસ કીઉ મચણુઉ, રતનસેન નૃપ ઝાલણુ તણુઉ।
નૃપ-મનિ કોઇ નહી છલ-ભેદ ખુરસાની મનિ અધિકઉ ખેદ ॥ ૨૮૪ ॥
રતનસેન સરલઉ મન માહિ, મત્રી તેહણુ મેલ્યઉ સાહિ।
" સાહિબ ! આજ પધારઉ સહિ ", રતનસેન તેડઈ ગહગહી ॥ ૨૮૭ ॥
રતનસેન હિવ નિજ ઘરિ ઘણી, ભગતિ કરાવઇ ભોજન તણી।
પદમિણિ નારિ મતઇઁ જઈ કહઇ—આલિમસુ હિવ જિમ રસ રહઇ ॥ ૩૦૧ ॥
તિણ પરિ ભોજન ભગતઇ કરઉ, જિમ આલિમ મનિ હરખઇ ખરઉ "।
પદમિણિ નારિ કહઇ—" પ્રી ! સણઉ, નિજ કરિ ન કરિસુ હુ પ્રીસણુઉ ॥ ૩૦૨ ॥
ષટ રસ સરસ કરુ રસવતી, પ્રીસેસી દાસી ગુણવતી।
સિણગારઉ સગલી છોકરી, પાઁતિ અછઇ જઉ તુમ્હ મનિ ખરી " ॥ ૩૦૩ ॥
તિહાઁ આવી બેઠો પતિસાહ, મન મહિ આવઇ અધિક ઉછાહ।
પદમિણિ પાઁહઇઁ અધિક પહૂર, દાસી આવી દિખાડઇ નૂર ॥ ૩૦૮ ॥
• ઇક આવી બઇસણ દે જાઈ, બીજી થાલ મઁડાવઇ ઠાઇ।
ત્રીજી આવિ ધોવાડઇ હાથ, ચોથી ઢાલઇ ચમર સનાથ ॥ ૩૦૯ ॥
દાસી આવઇઁ ઇમ જૂ જૂઈ, આલિમ મતિ અતિ વિહ્વલ હુઈ।
" પદમિણિ આ કઇ, આ પદમિણિ, સરિખી દીસઈ સહુ કામિણી ॥ ૩૧૦ ॥
વ્યાસ કહઈ—" સભલિ મુઝ ધણી ! એ સહુ દાસી પદમિણિતણી।
વાર-વાર સ્યુ ઝબકઉ એમ ? પદમિણિ ઇહાઁ પધારઇ કેમ ? ॥ ૩૧૧ ॥
ઉંચઉ દીસઇ એ આવાસ, ઇહાઁ છઇ પદમિણિ તણુઉ નિવાસ।
રતનસેન રાજા ઇહાઁ રહઇ, પદમિણિ વિરહ ખિણ ઇક નવિ સહઇ ॥ ૩૧૮ ॥

### સામેના મહેલના ગોખમા પદ્મિનીને જોઈને બાદશાહ ઘેલો બની જાય છે

" અહો અહો એ કહુ પદમિણિ ? રભ કહુ, કઇ કહુ રુખમિણી ?
નાગકુમરિ કઇ કા કિંનરી ? ઇદ્રાણી આઁણી અપહરી ? " ॥ ૩૨૫ ॥

### રતનસેન પાદશાહને વળાવવા જતા દગાથી કેદ પકડાય છે

"કામકાજ કહ્યો હમ ભણી, તુમ મહિમાંની કીધી ઘણી ।
સીખ દીઉ હિવ ઉભા રહી", આલિમસાહ કહઇ ગહગહી ॥ ૩૩૭ ॥
ભૂપ ભણઈ—"આઘેરા ચલઉ, જીમ અમ્હ જીવ હુઇ અતિ ભલઉ" ।
એમ કહી આઘઉ સચરિઉ, ગઢથી બાહરિ નૃપ નીસરિઉ ॥ ૩૩૮ ॥
નૃપ મનિ કોઇ નહી વલવેધ, ખુરમાણી મનિ અધિકઉ ખેધ ।
વ્યાસ કહઇ—"એ અવસર અચ્છઈ, ઇમ મ કહેજ્યો ન કાહઉ પચ્છઇ" ॥ ૩૩૯ ॥
હલકાર્યા આલિમ અસવાર, માહોંમાહિ મિલ્યા જૂઝાર,
રતનસેન ઝાલ્યઉ તતકાલ, વિસની વાત હુઈ વિસરાલ ॥ ૩૪૧ ॥

## ખંડ આઠમો

### પ્રધાન દ્વારા અલાઉદ્દીનનો પદ્મિનીને સોંપીને રાજાને છોડાવવાનો સંદેશો આવે છે

"હમકુ નારિ દિયઉ પદમિણી, જિમ હમ છાડૌં ગઢનઉ ધણી ॥ ૩૫૫ ॥
નહી તરિ આણ્યઈ લેશાઁ સહી, જઉ તુમ્હ ઇણ પરિ દેશઉ નહીં ।
જઉ તુમ્હ દેશઉ હમ પદમિણી, તઉ છૂટેસી ગઢનઉ ધણી ॥ ૩૫૬ ॥
નહી તરિ ગઢપતિ લીધઉ અહી, ગઢ પિણ હેવઇ લેશાઁ સહી ।
ગઢ લીધઇ લીધી પદમિણી, હઠીઉ અસપતિ કરસી ઘણી" ॥ ૩૫૭ ॥

### પદ્મિનીનો ઓરમાન પુત્ર વીરભાણ અને બીજા સુભટો પદ્મિનીને અલાઉદ્દીનને સોંપી દેવા તૈયાર થાય છે

વીરભાંણ પિણ પદમિણિ દિસી, દેતાઁ હોવઇ મન મહિ ખુશી ।
"ઇણિ મુઝ માત તણઉ સોહાગ, લેઈ દીધઉ દુખ દઉહાગ ॥ ૩૬૩ ॥
તિણિ કારણિ દેતાઁ પદમિની, વલિ મુઝ માત હૂઇ સામિની"
વીરભાણ સમઝાવી કહઇ—"પદમિણિ દીધઇ સઘલુ રહઈ" ॥ ૩૬૪ ॥
સગલે સુભટે થાપી વાત—"પદમિણિ દેશાઁ હિવ પરભાતિ"
ઇમ આલોચી ઊઠયા જિસઇ, પદમિણિ સહુ સાભલીઉ તિસઇ ॥ ૩૬૬ ॥

### પદ્મિનીની વિમાસણ, ગોરા પાસે ગમન, ગોરાનુ આશ્વાસન

પદમિણિ હેવ હીઇ ખલભલી, "વાત બુરી મઇં એ સાંભલી ।
ખડુ જીભ ! દહુ નિજ દેહ ! પિણ નવિ જાઉં અસુરાઁ ગેહ ॥ ૩૬૭ ॥
રાજા ઇણિ પરિ બધે કીઉ, વાઁસઇ એ આલોચહ કીઉ ।
સગલા સુભટ હૂઆ સતહીણ ! હિવ કિણ આગલિ ભાખુ દીણ ॥ ૩૬૮ ॥
વખત ઇસઉ મુઝ આવિઉ વહી, સરણાઈ કો દેખુ નહી ।
હિવ જગદીસ ! કરીજઇ કિસુ ? દેખઉ સંકટ આવિઉં ઇસુ ॥ ૩૬૯ ॥
રે જીવ ! તુ નવિ ભાખે દીણ, જીવ ! મ હાર્યો રે સતહીણ ।
મરતાઁ મહુવઇ સમરઇ સરી, દુખ-સુખ કર્મ લિખ્યા હોઇ મહી" ॥ ૩૭૦ ॥
હિવ ચિતિ ચિંતઇ ઇમ પદમિણિ—"ગોરા-બાદિલ બેહી ગુણી ।
ત્યાઁસું જાઇ કરુ વીનતી, બીજાઁ માહિ ન દીસઇ રતી" ॥ ૩૮૩ ॥
ઇમ આલોચી પદમિણી નારિ, ચઢિ ચકડોલિ પહુતી બારિ ।
સાથઇ લેઇ સખી પરિવાર, આવી ગોરિલરઇ દરબારિ ॥ ૩૮૪ ॥

### ગોરાનો વિરોચિત જવાબ

ગોરઉ આંગણા પાયો પગી, વિનય કરી ઇમ બોલઇ હસી ।
"માત ! મયા બહુ કીધી આજ, કહઉ પધાર્યાં કેહઇ કાજ ॥ ૩૮૬ ॥
આલસુઆં ગાલિ આવી ગંગ, પવિત્ર હુઆ મુઝ અંગો-અંગ" ।
વલતી બોલઇ ઇમ પદમિણી, "હુ આવી તુમ્હ મલવા ભણી ॥ ૩૮૭ ॥
સુભટે સગલે દીધી સીખ, દયા ધરમની લીધી દીખ ।
સીખ દિઉ હિવ તુમ્હ પિણ માહી, જિમ અસુરાં ઘરિ જાઉં વહી ॥ ૩૮૮ ॥
સુભટ સહૂ હૂઆ મત હીણ, ખિતિ-પુરિ ખિત્રવટિ હુઈ ખીણ ।
સુભટે સગલે દાખિઉ દાઉ, પદમિણિ દે નઈ લેશાં રાઉ ॥ ૩૮૯ ॥
હિવ તુમ્હ સીખ દિઉ છઉ કિસી ? સુભટે સગલે કીધી ઇસી"
ગોરઉ જંપઈ—"સુણિ મુઝ માત ! ગઢ માહે હુ કેહી માત ! ॥ ૩૯૦ ॥
ખરચ ન ખાઆં રાજ તણઉ, પૂછઇ કોઇ નહી મનતણઉ ।
પિણ મનિ આરતિ મ કરઉ માત ! ભલી હુસી હિવ સગલી વાત ॥ ૩૯૧ ॥
જઇ તુમ્હિ આવ્યા મુઝ ઘરિ વહી, તઉ અસુરાં ઘરિ જાશઉ નહી ।
સુભટ તણઉ એ નહી સંકેત, અસ્ત્રી દેઇ નઇ લીજઇ જેત ॥ ૩૯૨ ॥
પદમિણિ જંપઈ—"ગોરા ! સુણઉ, ઇણિ ઘરિ છાજઇ એ મંત્રણઉ ।
સિરિખઇ-સિરિખઉ સગલે થાઇ, ભીત પખે નવી ચિત્ર લિખાઇ" ॥ ૩૯૫ ॥

### બાદલની ગર્જના

ગોરઉ જંપઇ—"સુણિ મુઝ માઇ ! ગાજણ હુતઉ મુઝ વડ ભાઇ ।
તસુ સુત બાદલ અતિ બલવંત, તેહ નઈં પિણ જાઈ પૂછાં મંત" ॥ ૩૯૮ ॥
એહી આયા બાદિલ દિસી, બાદિલ સાંમ્હો ધાયઉ ધસી ।
વિનયવંત પગ કરીય પ્રણામ, પૂછઈ બાદિલ—"કેહઉ કામ ?" ॥ ૩૯૯ ॥
ગોરઉ જંપઈ—"બાદિલ સુણઉ, સુભટે કીધઉ એ મંત્રણઉ ।
પદમિણિ દેઇ નઇ લેશાં રાય ! અવર ન મડઇ કોઇ ઉપાય ॥ ૪૦૦ ॥
પદમિણિ આવી આપાં પાસિ, હિવ તઉ કાસુ કહઈ વિમાસી ।
તાનઇ પૂછણ આવ્યા સહી, કરશાં વાત તુહારી કહી" ॥ ૪૦૧ ॥
પદમિણિ બાદિલસુ વલિ ભણઇ—"સરણઇ આવી હુ તુમ્હ તણઇ ।
રાખી સકઉ તઉ રાખઉ સહી, નહી તરિ પાછી જાઉં વહી ॥ ૪૦૫ ॥
ખડુ જીભ દહુ નિજ દેહ, પિણ નવિ જાઉં અસુરાં ગેહ ।
લાખા જમહર કરિ નઈ બલુ, પિણિ નવિ કોટ થકી નીકલુ" ॥ ૪૦૬ ॥

### દૂહા

ઇમ સુણિ બાદિલ બોલીઉ, દૂઠ મહા દુરદંત ।
જાણિ કિ ગયવર ગાજીઉ, અતુલ બલી એકંત ॥ ૪૦૭ ॥
"સુણિ બાબા !" બાદિલ કહઇ, "સુભટાંસુ કુણ કાંમ ? ।
સુભટ સહૂ સૂએ રહઉ, એ કરિસ્યુ હુ કાંમ ॥ ૪૦૮ ॥
કાકા થે કાંઈં ખલભલઉ, અગિ મ ધરઉ ઉતાપ ।
તઉ હુ બાદિલ તાહરઉ, સયલ હરૂ સંતાપ ॥ ૪૦૯ ॥

પદમિણિ અગણિ પગ દીઉ, પવિત્ર હુઉ મુઝ ગેહ ।
મહલિ પધારઉ માઉલી, દુખ મ ધરઉ નિજ દેહિ ॥ ૪૧૦ ॥
આલિમ ભાંજુ એકલઉ, જઉ વાઁસઇ જગદીસ ।
તઉ હુ બાદિલ બહસીઉ, જઉ આણુ અવનીસ ” ॥ ૪૧૧ ॥

## ખંડ નવમા

બાદલની માતા અને પત્ની બાદલના યુદ્ધે ચડવાના સમાચારથી ચિંતિત થઈ ને એને યુદ્ધે ન ચડવા સમજાવે છે પણ દૃઢનિશ્ચયી બાદલ છેવટે પોતાની પત્નીને સમજાવી લે છે, અને યુદ્ધે ચડવા સજ્જ થાય છે પછી પોતાનો જીવ બચાવવા ઇચ્છતા સુભટોને એ સમજાવે છે

“ કાયા–માયા બે કારિમી, ઘડી એક વાઁકી ઘડી એક ભમી ।
કાયર હુઉ અથવા હુઇ સૂર, મરણ કિણઈથી ન ટલઇ દૂર ॥ ૪૮૭ ॥
તઉ તે મરણ સમારી મરઉ, ઢીઁઢા હોઈ કિસુ ઊગરઉ ।
‘ પદમિણિ દીધી ’ કહીઇ કેમ, પતિ રાખણસુ જઉ છઇ પ્રેમ ” ॥ ૪૮૮ ॥

### વીરભાણ અને બાદલ વચ્ચે વાતચીત, બાદલની રવાનગી

વીરભાણ ઇમ નિસુણી ભણઇ—“ બાદિલ ' બોલિઉ તુ બલિ ઘણઈ ।
ભાખી સહૂ ભલી તઇઁ વાત, પિણ નવિ પ્રીછઇ તુ તિલ માત્ર ॥ ૪૮૯ ॥
આલિમ ઈસ તણઉ અવતાર, લસકર લાખ સતાવીસ લાર ।
યત્રની સુભટ વડા ઝૂઝાર, હણઇ હેકીકઉ હેલિ હજાર ॥ ૪૯૦ ॥
સાહી લીધઉ વલિ સિરદાર, ઝૂઝતા આવઇ તસુ ભાર ।
કોઈ પરિ હિવ પુહચઇ નહી, નહિ તરિ મ્હે વલિ ઝૂઝત સહી ” ॥ ૪૯૧ ॥
બાદિલ બોલઇ—“ કુઅર સુણઉ, એ આલોચ નહી આપણઉ ।
કિસા આલોચ કરઇ કેસરી ? મારઈ મયગલ માથઇ ધરી ” ॥ ૪૯૨ ॥
વીરભાણ હિવ બોલઇ વલી–“ બાદિલ ' તુઝ મતિ અતિનિરમલી ।
અરજુણ તે જે વાલઇ ગાઇ, કરિ જિમ હિવ તુઝ આવઇ દાઇ ॥ ૪૯૫ ॥
ગજા છૂટઇ પદમિણિ રહઇ, ઇણિ વાતઈ કુણ નવિ ગહગહઇ ” ।
બાદિલ બોલઇ—“ કુઅર ! સુણઉ ! કરયો ઊપર વાત્રઈ ઘણઉ ॥ ૪૯૬ ॥
હુ જાઉઁ છુ લસકર માંહિ, આણુ વાત સહૂ અવગાહિ ” ।
કરિ જુહાર બાદિલ અસિ ચઢિઉ, સાહસિ સુરપતિ સાસઈ પાડઉ ॥ ૪૯૭ ॥

## ખંડ દસમો

જેમ અલાઉદ્દીને પ્રપચ રચીને રતનસેનને કેદ પકડ્યો હતો તે રીતે બાદલ અલાઉદ્દીનને ઠગીને રતનસેનને છોડાવવાની યોજના ઘડે છે તે બાદશાહ પાસે જઈ ને એને કહે છે કે તમને મહેલમા જોયા ત્યારથી પદ્મિની તો તમારા ઉપર આસક્ત થઈ છે તમે કહો તો એની બે હજાર દાસીઓના રસાલા સાથે એને અહીં લઈ આવુ કામાધ બાદશાહ કબૂલ થાય છે, અને બાદલને કીમતી ભેટો આપીને એનુ બહુમાન કરે છે બાદલ આવીને વીરભાણને અને સૌને બધી વાત કહે છે અને પોતાની યોજના સમજાવે છે પછી બે હજાર પાલખીઓમા દરેકમા બે-બે સુભટોને અને પદ્મિનીની પાલખીમા ગોરા રાવતને બેસાડી બાદલ એ બધુ લઈ ને બાદશાહની છાવણીમા જાય છે, બાદશાહને સમજાવી એના લશ્કરને આઘુ મોકલાવી દે છે અને સિફતથી રતનસેનને છોડાવી ગઢમા મોકલી દે છે રતનસેન સકુશલ

## ગોરાનો નિરંગિન જવાબ

ગોરઉ સાંમ્હા ધાયો પગી, વિનય કરી ઇમ બોલઇ રગી ।
' માત ! ગવા બહુ કીધા આજ, કહઉ પધાર્યા કેહઇ કાજ ॥ ૩૮૬ ॥

આલસૂઆઁ ગાળિ આવી ગગ, પવિત્ર હુઆ મુઝ અગણ-અગ " ।
વલતી બોલઇ ઇમ પદમિણી, " હુ આવી તુમ્હ મહાવા ભણી ॥ ૩૮૭ ॥

સુભટે સગલે દીધી સીખ, કયા ઘરમના લીધા ભીખ ।
સીખ દિઉ નિત્ર તુમ્હ પિણ મહી, જિમ અસુરાઁ ઘરિ જાઉઁ વહી ॥ ૩૮૮ ॥

સુભટ સહૂ હુઆ સત્ત હીણ, બિલિ-બુદ્ધિ બિત્રવટિ હુઈ ખીણ ।
સુભટે સગલે દાખિઉ દાઉ, પદમિણિ દે નઈ લેસાઁ રાઉ ॥ ૩૮૯ ॥

હિવ તુમ્હ સીખ દિઉ છઉ કિસી ? સુભટે સગવે કીધા ઇસી "
ગોરઉ જંપઈ—' સુણિ મુઝ માત ! ગઢ માહે હુ કેહી માત્ર ' ॥ ૩૯૦ ॥

ખરચ ન પાઆઁ રાજ તણુઉ, પૂછઇ કોઇ નહી મનણુઉ ।
પિણ મનિ આરતિ મ કરઉ માત ! ભલી હુસી હિવ સગલી વાત ॥ ૩૯૧ ॥

જઇ તુમ્હિ આવ્યા મુઝ ઘરિ વહી, તઉ અસુરાઁ ઘરિ જાસઉ નહી ।
સુભટ તણુઉ એ નહી સંકેત, અજી દેઇ નઇ લીજઇ જેત્ર ॥ ૩૯૨ ॥

પદમિણિ જંપઈ—" ગોરા ! સુણઉ, ઇણિ ઘરિ છાજઇ એ મનણુઉ ।
સિરિખઇ-સિરિખઉ સગલે થાઇ, ભીત પખે નવી ચિત્ર લિખાઇ " ॥ ૩૯૫ ॥

## બાદલની ગર્જના

ગોરઉ જંપઇ—" સુણિ મુઝ માઇ ! ગાજણુ હુતઉ મુઝ વડ ભાઇ ।
તસુ સુત બાદલ અતિ બલવત, તેહ નઇઁ પિણ જાઇ પૂછાઁ મંત " ॥ ૩૯૮ ॥

બેહી આયા બાદિલ દિસી, બાદિલ સાઁમ્હો ધાયઉ ધસી ।
વિનયવત્ત પગ કરીય પ્રણામ, પૂછઈ બાદિલ—" કેહઉ કામ ? " ॥ ૩૯૯ ॥

ગોરઉ જંપઈ—" બાદિલ સુણુઉ, સુભટે કીધઉ એ મત્રણુઉ ।
પદમિણિ દેઇ નઇ લેશાઁ રાય ! અવર ન મહઇ કોઇ ઉપાય ॥ ૪૦૦ ॥

પદમિણિ આવી આપાઁ પાસિ, હિવ તઉ કાસુ કહઈ વિમાસી ।
તાનઇ પૂછણ આવ્યા સહી, કરસાઁ વાત તુહારી કહી " ॥ ૪૦૧ ॥

પદમિણિ બાદિલસુ વલિ ભણઇ—" મરણઇ આવી હુ તુમ્હ તણઇ ।
રાખી સકઉ તઉ રાખઉ સહી, નહી તરિ પાછી જાઉઁ વહી ॥ ૪૦૫ ॥

ખડુ જીભ દહુ નિજ દેહ, પિણ નવિ જાઉઁ અસુરાઁ ગેહ ।
લાખા જમહર કરિ નઇ બલુ, પિણિ નવિ કોટ થકી નીકલુ " ॥ ૪૦૬ ॥

### દૂહા

ઇમ સુણિ બાદિલ બોલીઉ, દૂઠ મહા દુરદત ।
જાણુ કિ ગયવર ગાજીઉ, અતુલ બલી એકત ॥ ૪૦૭ ॥

" સુણિ બાબા ! " બાદિલ કહઇ, " સુભટાઁસુ કુણ કાઁમ ? ।
સુભટ સહૂ સૂએ રહઉ, એ કરિસ્યુ હુ કાઁમ ॥ ૪૦૮ ॥

કાકા થે કાઁઇઁ ખલભલઉ, અગિ મ ધરઉ ઉતાપ ।
તઉ હુ બાદિલ તાહરઉ, સયલ હરૂ સતાપ ॥ ૪૦૯ ॥

પદમિણિ અંગણિ પગ દીઉ, પવિત્ર હુઉ મુઝ ગેહ ।
મહલિ પધારઉ માઉલી, દુખ મ ધરઉ નિજ દેહિ ॥ ૪૧૦ ॥
આલિમ ભાજુ એકલઉ, જઉ વાઁસઇ જગદીસ ।
તઉ હુ બાદિલ બહસીઉ, જઉ આણુ અવનીસ " ॥ ૪૧૧ ॥

## ખંડ નવમા

બાદલની માતા અને પત્ની બાદલના યુદ્ધે ચડવાના સમાચારથી ચિંતિત થઈ ને એને યુદ્ધે ન ચડવા સમજાવે છે પણ દૃઢનિશ્ચયી બાદલ છેવટે પોતાની પત્નીને સમજાવી લે છે, અને યુદ્ધે ચાવા સજ્જ થાય છે પછી પોતાનો જીવ બચાવવા ઇચ્છતા સુભટોને એ સમજાવે છે

" કાયા-માયા બે કારિમી, ઘડી એક વાઁકી ઘડી એક સમી ।
કાયર હુઉ અથવા હુઇ સૂર, મરણ કિણઇથી ન ટલઇ દૂર ॥ ૪૮૭ ॥
તઉ તે મરણ સમારી મરઉ, ઢાઁઢા હોઈ કિસુ ઊગરઉ ।
' પદમિણિ દીધી ' કહીઇ કેમ, પતિ રાખણસુ જઉ છઇ પ્રેમ " ॥ ૪૮૮ ॥

વીરભાણ અને બાદલ વચ્ચે વાતચીત; બાદલની રવાનગી

વીરભાણ ઇમ નિસુણી ભણઇ—" બાદિલ ' બોલિઉ તુ બલિ ઘણઈ ।
ભાખી સહૂ ભલી તઇઁ વાત, પિણ નવિ પ્રીછઇ તુ તિલ માત્ર ॥ ૪૮૯ ॥
આલિમ ઈસ તણઉ અવતાર, લસકર લાખ સતાવીસ હ્લાર ।
ચત્રની સુભટ વડા ઝૂઝાર, હણઇ હેકીકઉ હેલિ હજાર ॥ ૪૯૦ ॥
સાહી લીધઉ વલિ સિરદાર, ઝૂઝતા આવઇ તસુ ભાર ।
કોઈ પરિ હિવ છુહચઇ નહી, નહિ તરિ મ્હે વલિ ઝૂઝત સહી " ॥ ૪૯૧ ॥
બાદિલ બોલઇ—" કુઅર સુણઉ, એ આલોચ નહી આપણઉ ।
કિસા આલોચ કરઇ કેસરી ? મારઈ મયગલ માથઇ ધરી " ॥ ૪૯૨ ॥
વીરભાણ હિવ બોલઇ વલી—" બાદિલ ' તુઝ મતિ અતિનિરમલી ।
અરજુણ તે જે વાલઇ ગાઇ, કહિ જિમ હિવ તુઝ આવઇ દાઇ ॥ ૪૯૫ ॥
ગજા છૂટઇ પદમિણિ રહઇ, ઇસિ વાતઈ કુણ નવિ ગહગહઇ " ।
બાદિલ બોલઇ—" કુઅર ' સુણઉ ' કરચો ઊપર વાસઈ ઘણઉ ॥ ૪૯૬ ॥
હુ જાઉઁ છુ લસકર માંહિ, આણુ વાત સહૂ અવગાહિ " ।
કર જુહાર બાદિલ અસિ ચડિઉ, સાહસિ સુરપતિ સાસઈ પાડઉ ॥ ૪૯૭ ॥

## ખંડ દસમો

જેમ અલાઉદ્દીને પ્રપચ રચીને રતનસેનને કેદ પકડ્યો હતો તે રીતે બાદલ અલાઉદ્દીનને ઠગીને રતનસેનને છોડાવવાની યોજના ઘડે છે તે બાદશાહ પાસે જઈ ને એને કહે છે કે તમને મહેલમા જોયા ત્યારથી પદ્મિની તો તમારા ઉપર આસક્ત થઈ છે તમે કહો તો એની બે હજાર દાસીઓના રસાલા સાથે એને અહીં લઈ આવુ કામાંધ બાદશાહ કબૂલ થાય છે, અને બાદલને કીમતી ભેટો આપીને એનુ બહુમાન કરે છે બાદલ આવીને વીરભાણને અને સૌને બધી વાત કહે છે અને પોતાની યોજના સમજાવે છે પછી બે હજાર પાલખીઓમા દરેકમા બે-બે સુભટોને અને પદ્મિનીની પાલખીમા ગોરા રાવતને બેસાડી બાદલ એ બધુ લઈ ને બાદશાહની છાવણીમા જાય છે; બાદશાહને સમજાવી એના લશ્કરને આઘુ મોકલાવી દે છે અને સિફતથી રતનસેનને છોડાવી ગઢમા મોકલી દે છે રતનસેન ચકુશલ

## ગોરાનો વિગોચિત જવાબ

ગોરઉ આઁગલા પાયો નમી, વિનય કરી ઇમ બોલઇ હસી ।
"માત ! મયા બહુ કીધી આજ, કહઉ પધાર્યાં કેહઇ કાજ ॥ ૩૮૬ ॥

આવાસુઆઁ માહિ આવી ગંગ, પવિત્ર હુઆ મુઝ અંગ-અંગ" ।
વડતી બોલઇ ઇમ પદમિણી, "હું આવી તુમ્હ મલવા ભણી ॥ ૩૮૭ ॥

સુભટે સગલે દીધી સીખ, દયા ધરમની લીધી ભીખ ।
સીખ દિઉ જિન તુમ્હ પિણ માહી, જિમ અસુરાઁ ઘરિ જાઉં વહી ॥ ૩૮૮ ॥

સુભટ સહૂ હુઆ સત હીણ, ખિતિ-પુટિ ખિત્રવટિ હુઈ ખીણ ।
સુભટે સગલે દાખિઉ દાઉ, પદમિણિ દે નઈ લેશાઁ રાઉ ॥ ૩૮૯ ॥

હિવ તુમ્હ સીખ દિઉ છઉ કિસી? સુભટે સગલે કીધી ઇસી"
ગોરઉ જંપઈ—"સુણિ મુઝ માત ! ગઢ માહે હું કેહી માન ! ॥ ૩૯૦ ॥

ખરચ ન ખાઆઁ રાજા તણઉ, પૂછઇ કોઇ નહી મનણુઉ ।
પિણ મનિ આગતિ મ કરઉ માત ! ભલી હુસી હિવ સગલી વાત ॥ ૩૯૧ ॥

જઇ તુમ્હિ આવ્યા મુઝ ઘરિ વહી, તઉ અસુરાઁ ઘરિ જાસઉ નહી ।
સુભટ તણઉ એ નહી સંકેત, અજી દેઇ નઇ લીજઇ જેન ॥ ૩૯૨ ॥

પદમિણિ જંપઈ—"ગોરા ! સુણઉ, ઇણિ ઘરિ છાજઇ એ મનણુઉ ।
સિરિખઇ-સિરિખઉ સગલો થાઇ, ભીત પખે નવી ચિત્ર લિખાઇ" ॥ ૩૯૫ ॥

## બાદલની ગર્જના

ગોરઉ જંપઇ—"સુણિ મુઝ માઇ ! ગાજણ હુતઉ મુઝ વડ ભાઇ ।
તસુ સુત બાદલ અતિ બલવંત, તેહ નઈ પિણ જાઇ પૂછાઁ મત" ॥ ૩૯૮ ॥

બેહી આયા બાદિલ દિસી, બાદિલ સાઁમ્હો ધાયઉ ધસી ।
વિનયવંત પગ કરીય પ્રણામ, પૂછઈ બાદિલ—"કેહઉ કામ ?" ॥ ૩૯૯ ॥

ગોરઉ જંપઈ—"બાદિલ સુણઉ, સુભટે કીધઉ એ મતણુઉ ।
પદમિણિ દેઇ નઇ લેશાઁ રાય ! અવર ન મડઇ કોઇ ઉપાય ॥ ૪૦૦ ॥

પદમિણિ આવી આપાઁ પાસિ, હિવ તઉ કાંસુ કહઈ વિમાસી ।
તાનઇ પૂછણ આવ્યા સહી, કરશાઁ વાત તુહારી કહી" ॥ ૪૦૧ ॥

પદમિણિ બાદિલસુ વલિ ભણઇ—"સરણઇ આવી હું તુમ્હ તણઇ ।
રાખી સકઉ તઉ રાખઉ સહી, નહી તરિ પાછી જાઉં વહી ॥ ૪૦૫ ॥

ખડુ જીભ દહુ નિજ દેહ, પિણ નવિ જાઉં અસુરાઁ ગેહ ।
લાખા જમહર કરિ નઇ બલુ, પિણિ નવિ કોટ થકી નીકલુ" ॥ ૪૦૬ ॥

### દૂહા

ઇમ સુણિ બાદિલ બોલીઉ, દૂઠ મહા દુરદંત ।
જાણિ કિ ગયવર ગાજીઉ, અતુલ બલી એકંત ॥ ૪૦૭ ॥

"સુણિ બાબા !" બાદિલ કહઇ, "સુભટાઁસુ કુણ કાઁમ ? ।
સુભટ સહૂ સૂએ રહઉ, એ કરિસ્યુ હું કાઁમ ॥ ૪૦૮ ॥

કાકા થે કાઁઇ ખલભલઉ, અગિ મ ધરઉ ઉતાપ ।
તઉ હું બાદિલ તાહરઉ, સયલ હરૂં સંતાપ ॥ ૪૦૯ ॥

॥ जयन्तु वीतरागाः ॥

# પુણ્યશ્લોક મહામાત્ય વસ્તુપાલના અપ્રસિદ્ધ શિલાલેખો તથા પ્રશસ્તિલેખો

## [તીર્થાધિરાજ શત્રુંજય ઉપરથી મળેલ બે શિલાલેખો તથા દસ ગ્રંથસ્થ પ્રશસ્તિલેખો]

આગમપ્રભાકર મુનિશ્રી પુણ્યવિજયજી

આ લેખમાં ગૂર્જરેશ્વરમહામાત્ય વસ્તુપાલ અને તેજપાલ સબધી અદ્યાવધિ અપ્રસિદ્ધ બે શિલાલેખો અને દસ પ્રશસ્તિલેખો આપવામા આવ્યા છે

ઉપર જણાવેલા બન્ને શિલાલેખો એક જ દિવસે લખાયેલા છે અને એક જ સ્થાનમાથી મળી આવ્યા છે, તેથી આ બે શિલાલેખો વસ્તુપાલ–તેજપાલે તીર્થાધિરાજ શત્રુજયગિરિ ઉપર કરાવેલી પોળના જ છે તે નિશ્ચિત થાય છે બીજા શિલાલેખમા શત્રુજય ઉપર શ્રીઆદીશ્વરભગવાનના મદિરની સામે પોળ કરાવ્યાનો ઉલ્લેખ છે તેથી એમ લાગે છે કે આજે જેને વાઘણપોળ કહે છે તે પોળના સ્થાને વસ્તુપાલ–તેજપાલની કરાવેલી પોળ હોવી જોઈએ પ્રસ્તુત શિલાલેખો પણ વાઘણપોળના સમારકામમાથી મળી આવ્યા છે તેથી પણ આ હકીકત વધારે સ્પષ્ટ થાય છે વસ્તુપાલ–તેજપાલે કરાવેલી પોળ કયારે જીર્ણ-શીર્ણ થઈ હશે? તેનો જીર્ણોદ્ધાર કે તેના સ્થાને નવીન પોળ કયારે થઈ? અને નવી થયેલી પોળનુ 'વાઘણપોળ' નામ કેમ થયુ?—આ હકીકત હવે શોધવી રહી અસ્તુ

પહેલો શિલાલેખ સસ્કૃતપદ્યમય છે બીજા શિલાલેખની રચના સસ્કૃત ગદ્ય–પદ્યમય છે બન્ને શિલાલેખોમા આવતા કેટલા'ક પદ્યો ગૂર્જરેશ્વરપુરોહિત સોમેશ્વરદેવવિરચિત લૂણવસહી-(આબૂ)-પ્રશસ્તિલેખ, શ્રીઉદયપ્રભસૂરિવિરચિત સુકૃતકીર્તિકલ્લોલિની, શ્રીઅરિસિંહ ઠક્કુરવિરચિત સુકૃતસકીર્તન, અને શ્રીનરેન્દ્રપ્રભસૂરિકૃત વસ્તુપાલપ્રશસ્તિ આદિમા મળે છે, તેથી આ શિલાલેખોનો પદ્યવિભાગ વસ્તુપાલસમધિત સાહિત્યમાથી લેવાયો છે તે નિશ્ચિત થાય છે

